विविध ग्रंथमालाः अंक ८९ थी ९१: वर्ष आठमुं-सं. १९७४.

# युवक रत्न.



સ્વર્ગસ્થ અંબાલાલ મોતીભાઈ પટેલ બી. એ.

ચરોત્તર એજ્યુકેશન સોસાઈટીના આદ્ય મંત્રી

એમના મનનીય અનુવાદો.

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी,

સંપાદક અને પ્રકાશક: ભિક્ષુ-અખંડાનંદ.

કાલબાદેવી રોડ-મુંબઈ.



પ્રથમ વાર પ્રત ૪૮૦૦.   વિ. સં. ૧૯૭૪. ઈ. સ. ૧૯૧૮.



મૂલ્ય-વાર્ષિક ફાળો ૦ાા પાકું પૂઠું ૦ાા પો. માફ.



છૂટક રૂ. ૦ાા પાકું પૂઠું ૧)ન્ન પો. જુદું.

નવા નિકળેલા ગ્રંથો-તુરતમાં લેનારને ખાસ લાભ.

# स्वामी रामतीर्थ-ग्रंथ २ जो.

## ( ભાગ ૬ થી ૯ નું એકત્ર મ્હોટું પુસ્તક )

**મોટાં અષ્ટપત્રી ૫૦૦ પૃષ્ઠ, પાકું પૂઠું, ગ્લેજ કાગળ, સુંદર છપાઈ અને કાગળ વગેરેની સખ્ત મોંઘારત છતાં માત્ર રૂ.૨) તુરતમાં ૦ા કમી અથવા બે પુસ્તકો ભેટ. પો. જાદું.**

સ્વામી રામતીર્થના ૧ થી ૫ ભાગના સંગ્રહરૂપ પહેલા ગ્રંથની પેઠે તેના પાછલા ભાગોની પણ પુષ્કળ માગણી થયા કરવાથી આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે. કાગળો સસ્તે ભાવે લઇ રખાવાથી આ ગ્રંથનું મૂલ્ય પણ આટલી બધી મોંઘવારી છતાં પહેલા ગ્રંથના પ્રમાણમાંજ રહી શકયું છે. વિવિધ ગ્રંથમાળાનું આ પુસ્તક "યુવક રત્ન" બહાર પડયા પછી પંદર દિવસ સુધીમાં આ ગ્રંથ અમદાવાદથી મંગાવનાર માટે ચાર આના કિફાયત અથવા તો પાછલા પૃષ્ઠપર જણાવેલાં બે પુસ્તક શિલકે હશે ત્યાં સુધી ભેટ મળશે. મુંબઇના કાર્યાલયમાં એથી અરધી કિફાયતે મળશે.

પહેલા ગ્રંથમાં આવેલા વિષયો કરતાં પણ ચઢી જાય એવા ખાસ મહત્વના અનેક વિષયો આ ગ્રંથમાં આવેલા છે. જેમકે સર્વ ઇચ્છા પૂર્ણ કરવાનો માર્ગ, વિજયી આધ્યાત્મિક શક્તિ, મોઝીસનો દંડ, મનની સ્થિરતા, આત્મવિકાસ, જગત ક્યારે અને શા માટે ?, કુટુંબ શી રીતે સુખી કરવાં ?, દુઃખમાંથી ઇશ્વરમાં, રામનો સંદેશ, આર્યાવર્તની પ્રાચીન દિવ્યદૃષ્ટિ, જગતપર હિંદનું ઋણ, હિંદ માટે અમેરિકનોને અપીલ, હિમાલયનાં દશ્યો, સ્વામી રામતીર્થના......પછ્ો, પ્ર. પ્ર.

# શ્રી विचारसागरका पद्य भाग.

વેદાંતના ઉત્તમોત્તમ સિદ્ધાંતો સમજવા ઇચ્છનાર માટે "વિચાર સાગર" નામે હિંદી ગ્રંથની ઉપકારકતા પ્રસિદ્ધજ છે. આ આખો ગ્રંથ એક વખત જેઓ ભણી ગયા હોય તેમને તેમાંના વેદાંત સિદ્ધાંતોનો વારંવાર પાઠ તથા દ્રઢતા કરવાનું ફાવે એટલા માટે વેદાન્ત પ્રેમી સજ્જનોની ભલામણથી એ ગ્રંથમાંનો મૂળ ભાગ એટલે કે દોહા ચોપાઇ વગેરે હિંદી કવિતાઓનો આ નાનો ગુટકો બાળબોધી અક્ષરમાં છપાવી બહાર પાડવામાં આવ્યો છે. ૩૨ પેજી પૃષ્ઠ ૧૨૮, ગ્લેજ કાગળ, છતાં મૂલ્ય માત્ર ૦)≡ ટપાલમાં મંગાવનારે ૦)≡ાની ટીકીટ બીડવી. સામટી દશ પ્રતનો રૂ. ૧).

# ૧૯૭૫ નું केळवणी पंचांग.

આ પંચાંગ ચરોત્તર એજ્યુકેશન સોસાઇટી તરફથી બહાર પાડવામાં આવ્યું છે. એમાં રોયલ આઠ પેજી ૪૮ પૃષ્ઠ છે. જાહેરખબરો મુદ્દલ નથી. એમાં તીથી, વાર અને તારીખ તથા દરેક તીથીની સામે એકેક ખાસ બોધપ્રદ વાક્ય આપવામાં આવ્યું છે. જેમાંના થોડાંક વચનો આ પુસ્તકના પૂંઠાપર અપાયલાં જણાશે. આ સિવાય બીજી પણ અનેક ખાસ જાણવા જેવી બાબતો આમાં આપેલી છે. મૂલ્ય ૦)≡ પોસ્ટેજ સાથે ૦)≡ાની ટીકીટ બીડવી. જુજ રકમનું વી. પી. મોકલાશે નહિ.

**સ્વામી રામતીર્થ**ના ભાગ ૬ થી ૯ વાળો બીજો ગ્રંથ પંદર દિવસ સુધી ચાર આના કિફાયતે લેવાને બદલે ઇચ્છા હશે તેમને ઉપલી પાંચ આનાની બંને ચોપડીઓ ભેટ મળશે.

**વ્યવસ્થાપક—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ.**

# અનુક્રમણિકા


અંક. વિષય. પૃષ્ઠાંક.

નિવેદન ... ... ... ... ... ... ૫

ભાઇ અંબાલાલનું જીવન ... ... ... ... ૧૭

## યુવકોને પત્રો.

૧ પ્રધાનપદે પહોંચવા ધારતા યુવકને પત્ર... ... ... ૧

૨ શાળા છોડી જનાર યુવકને પત્ર ... ... ... ૧૧

૩ મરદાની રમતોના શોખીન છોકરાને પત્ર ... ... ૨૧

૪ કોઇ પણ મ્હોટા ધંધાને ચલાવવા ઇચ્છનારા યુવકને પત્ર ... ૩૧

૫ મિત્રને ચ્હાનાર યુવકને પત્ર ... ... ... ... ૪૬

૬ સદાકાળ યુવાવસ્થામાંજ રહેવા ઇચ્છનાર યુવકને પત્ર ... ૬૧

૭ પુસ્તકોના શોખીન યુવકને પત્ર ... ... ... ૭૧

૮ નગરશેઠ અથવા મુખી બનવા ઇચ્છનાર યુવકને પત્ર ... ૮૨

૯ મુશ્કેલીઓ ઓળંગવા ઇચ્છનાર યુવકને પત્ર ... ... ૯૬

૧૦ ઇશ્વરને ચ્હાનાર યુવકને પત્ર ... ... ... ...૧૦૮

સ્વાર્પણ. ... ... ... ...૧૨૧ થી ૨૮૦

## પ્રકીર્ણ લેખો.

શીખ સત્તાનો ઉદયાસ્ત... ... ... ... ...૨૮૩

યુરોપનો અર્વાચીન ઋષિ–કાર્લ માર્ક્સ. ... ... ...૨૯૭

જૅનરલ આર્મસ્ટ્રૉંગ ... ... ... ... ...૩૨૩

ગાર્શિયાને સંદેશો ... ... ... ...૩૪૪

શિક્ષણ–એક સુંદર કળા... ... ... ... ...૩૫૦

એક અનુકરણીય પ્રાથમિક શાળા... ... ... ...૩૫૭

આણંદ ન્યુ ઈંગ્લીશ સ્કૂલની ભાવિ ખીલવણી ... ...૩૬૭

# નિવેદન

"યુવક રત્ન" એવું આ પુસ્તકનું નામ બે કારણથી રખાયું છે. એકતો એ કે જેઓ જીવનના મુખ્ય અંશરૂપ યુવાવસ્થાનો સારામાં સારો ઉપયોગ કરીને અર્થાત્ એક "રત્નરૂપ યુવક" તરીકેનું જીવન ગાળીને પોતાના માનવ જન્મનું ખરૂં સાર્થક કરવા ઇચ્છનારા યુવક વિદ્યાર્થીઓ વગેરેને તેવા પ્રકારની અનેક પ્રેરણાઓ, સૂચનાઓ અને આદર્શો આ પુસ્તક પૂરાં પાડતું હોવાથી તેમને માટે આ પુસ્તક રત્નરૂપ છે. બીજું કારણ એ કે આ પુસ્તકમાં સમાયલા લેખો અને અનુવાદોને પસંદ કરનાર તેમજ તૈયાર કરનાર સ્વ૦ અંબાલાલ મોતીભાઇ પટેલનું પોતાનું જીવન પણ એક "યુવક રત્ન" તરીકેનુંજ હતું.

એ વ્યક્તિનો મુખ્ય ઉદ્દેશ શિક્ષણ અને સાહિત્યદ્વારા જનસેવા બજાવવાનો હતો અને એ બંને વિષયોમાં અસામાન્ય સેવા બજાવી શકે એટલી બુદ્ધિ તથા કર્ત્તવ્યપરાયણતા તેમનામાં હતી.

૨૮ વર્ષની ઉગતી યુવાવસ્થામાં એ વ્યક્તિનું દેહાવસાન થયું, તે પહેલાં માત્ર બેજ વર્ષપર આણંદમાં ચરોત્તર એજ્યુકેશન સોસાઇટીની સ્થાપના થઇને સમાજસેવક તરીકેનું તેમનું જીવન શરૂ થયું હતું. આ સમયથી સંસ્થાની અંગ્રેજી સ્કૂલના મુખ્ય શિક્ષક તરીકેનું કાર્ય બજાવવા ઉપરાંત સોસાઇટીની જમાવટ કરવા માટે તેના આદ્યમંત્રી તરીકેની તેમ બીજી પણ અનેક પ્રકારની રોકાણો તેમને રહ્યા કરતી.

પરંતુ તે છતાં પણ જીવનને ઉન્નતિ તરફ દોરનારા ઉમદા ખોરાક રૂપ જૂદા જૂદા પ્રકારનું વાંચન વાંચવા-વિચારવા પાછળ, તેમજ ખાસ લોકોપકારક જણાતા વાંચનનો જનવર્ગને લાભ મળે તેટલા સારૂ તેનાં

ભાષાંતર કરવા પાછળ પણ તેઓ કેટલોક સમય ગાળવા ચૂકતા નહિ. કેમકે એ સમય પણ તેમને આનંદભર્યો અને સ્વજીવનના ઉમદા ભાગરૂપ લાગતો.

આ વાત અનુભવીઓ જાણે છેજ કે જે સમય સંખ્યાબંધ પૃષ્ઠો વાંચી જવા પાછળ ગળાય, તેટલો અથવા તેથી અર્ધો સમય પણ જો તેમાંનાં માત્ર એકાદ બે વિચારોનું મનન કરવા અથવા થોડાંક પૃષ્ઠો ઉતારી લેવા પાછળ ગળાય તો તેમાં રહેલા ઉમદા સંસ્કારો હૃદયમાં અનેકગણું ઉંડાણ અને પુષ્ટી પામે છે. મનુષ્ય માત્રની દરેક ઉત્તમ કે કનિષ્ટ સ્થિતિ અને કૃતિ, એ સર્વ બીજું કાંઇજ નહિ પણ તેના હૃદયમાં ઉંડા ઉતરી તથા પોષાઇને સ્થૂલ ભાવને પામેલા વિચારોજ છે.

પોતાને ગમી ગએલા એકાદ ઉમદા વિષયનું બોલીને કે લખીને ભાષાંતર કરવા પાછળ ગળાતો સમય પણ એવીજ રીતે સ્વજીવનના હક્કમાં ખાસ ઉપકારક થાય છે. વળી પોતાના જેટલું નહિ ભણેલાં કુટુંબીઓ, પડોશીઓ અને મિત્રોના હક્કમાં પણ તે ઉપકારક થઇ શકે છે. અને શરૂમાં જો જરાક વધુ કાળજી અને ધીરજ રાખીને અથવા એકાદ સારા અનુવાદક કે સંપાદકનો થોડો ઘણો સહવાસ સેવીને પોતાની લેખન શક્તિને કેળવી લીધી હોય તો એવાં લખાણો માસિકો અથવા પુસ્તકોરૂપે બહાર પડીને હજારો દેશ બંધુઓ માટે પણ ઉપકારક થઇ શકે છે.

સુશિક્ષીત બંધુઓ ! આ પ્રમાણે જે કાર્ય પોતાની જાતને સાત્વિક આનંદ આપે, હૃદયનું બળ વધારે, સ્વજીવનને સત્ય ઉન્નતિ તરફ ચડાવ્યા કરે, સમય ક્યાં ગયો તે જણાય પણ નહિ, અને તેની સાથે હજારો માનવ બંધુઓમાં જ્ઞાન ફેલાવવારૂપ ઉમદાસેવા પણ થાય; તો પછી તેવા કાર્યની પાછળ ગળાયલો સમય કેટલો બધો મહત્વનો છે !

આપણા ધર્મગ્રંથોમાં મનુષ્યે કરવાનાં નિત્યકર્મોમાં "સ્વાધ્યાય" ને જે ખાસ સ્થાન આપવામાં આવ્યું છે, તે આવા આશયને લઇનેજ છે.

મનુષ્ય પોતાનો સર્વથી ઉમદા સમય સર્વથી વધારે મહત્વના કાર્ય પાછળજ ગાળે એવા હેતુથી ધર્મગ્રંથોમાં એમ પણ ફરમાવેલું છે કે માણસે પથારીમાંથી ઉઠીને હાલ થાય છે તેમ લાગલાંજ છાપાં, ન્હાપાણી અને ખોરાક ઇ૦ પાછળ તથા ધંધા–નોકરી પાછળજ મંડી પડવાનું નથી; પરંતુ શરીર શુદ્ધિ કરીને પ્રાતઃકાળમાં સ્વાધ્યાય, જપ, વગેરે ધર્મ કાર્યોજ સર્વથી પહેલાં કરવાનાં છે. એ પ્રમાણે નિત્યક્રમ રહેવાથી પછી દિવસના બીજા વ્યવહારિક કામ ધંધાઓમાં નીતિ ઇ૦ સદ્‌ગુણોનું બળ વધારે રહી શકે છે; અને દિવસે દિવસે માણસ સદ્‌ગુણ અને સદાચારમાં ખીલતો જઇને "આસામાન્ય" અથવા તો "મહાન" પુરૂષની પદવીને પણ પ્રાપ્ત થઇ શકે છે.

આમ હોવાથી દરેક સમજુ મનુષ્યે દરરોજ વ્યવહારનાં કામોમાં જોડાવા પહેલાં અમુક સમય "સ્વાધ્યાય" પાછળ પણ અવશ્ય ગાળવોજ જોઇએ; અને ગમે તેવી બહોળી રોકાણવાળો મનુષ્ય પણ શરૂમાં થોડીક કાળજી રાખે તો પછી થોડા વખતમાં તે પ્રકારનો સ્વભાવ બંધાઇ જાય છે અને પછી સહેલાઇથી તે પ્રમાણે વર્તી શકે છે.

આ પુસ્તક પણ સ્વ. અંબાલાલના એવા સ્વભાવ અને એક પ્રકારના "સ્વાધ્યાય" નુંજ પરિણામ છે. માત્ર બે વર્ષના સેવક જીવન દરમીયાન બીજી અનેક ફરજો બજાવતા રહેવા સાથે તેમણે થોડો થોડો સમય ઉત્તમ પ્રકારના વાંચન લેખન પાછળ ગાળવાથી આજે એક કેવું ઉમદા પુસ્તક જનસમાજની સેવામાં રજુ થઇ શકે છે! જે સુશિક્ષીતજનો પોતાનો ધંધા નોકરી સિવાયનો સમય આમ ગપાટામાં, ખેલ તમાશામાં અને કોઇ ન મળે તો એક બીજાને ત્યાં મળવા જવા આવવામાં તથા બીજી એવી તેવી બાબતોમાં ગાળ્યા કરતા હોય

તેઓને માટે ભાઇ અંબાલાલના જીવનમાંથી ઉપલી બાબત ખાસ ધડો લેવા જેવી છે.

વ્યાપારમાં તેમજ નોકરીમાં જીવન ગાળનારા લાખો બંધુઓનું જીવન બીજી પણ એક બાબતે નિર્બળ કરી નાંખ્યું છે. અપ્રાસંગીક જેવું લાગવા છતાંપણ તે વિષે બે શબ્દ કહ્યાવિના ચાલતું નથી.

વિલાયતના ઠંડા મુલકમાં માફક આવે એવા અંગ્રેજી ઑફિસ ટાઇમે એ નુકસાન કર્યું છે અને કરે છે. અસાધારણ ઠંડીવાળા દેશમાં કામનો ટાઇમ બપોરનો ઠીક પડે ખરો, પણ હિંદ જેવા ગરમ દેશ માટે તો તે સમય આરામ ખાવાપીવા વગેરે માટેજ ઠીક હોઇને કાર્યનો સમય તો સવાર અને સાંજના ઠંડા પહોરોનોજ માફક હોઇ શકે.

આ પ્રમાણે હોવાથીજ આપણાં ધર્મશાસ્ત્રો આપણને બેએક કલાક રાત્રિ હોય ત્યારથી ઉઠવાનું ફરમાવે છે કે જેથી તે દીવ્ય સમયનો ઉપયોગ નિત્યના ધર્મ કર્મમાં કરી લઇને દિવસ ઉગતાં પોતાના કામ-ધંધામાં કે વિદ્યાભ્યાસમાં જોડાઇ શકાય.

આને બદલે હાલના વિલાયતી ધોરણે અને તેના અંધ અનુકરણે તો પાઘડીને પગમાં પહેરાવી દઇ ખાસડાંને માથે પહેરાવવા જેવું કરી નાખ્યું છે. લાખો મનુષ્યો તેનાં પરિણામ ભોગવે છે. વહેલું ઉઠવાની જરૂર નહિ એટલે મોડી રાત સુધી ગામ ગપાટા, ખેલ તમાશા તથા ચ્હા કૉફી વગેરે પાછળ ગળાય. જેથી સવારે આઠ યા તે પછીજ ઉઠવાનું બને. પછી બીડી, છાપું, શૌચ, અને સ્નાન કર્યું કે વહેલા વહેલા ખાઇ લઇને તુરતજ એકાદ માઇલ દૂર આવેલી ઑફીસ કે શાળા તરફ દોડવાનું ! આવા માણસોને માટે નિત્યનાં ઉન્નતિપ્રદ ધર્મ કર્મ દૂરજ રહે અને આરોગ્યને ખાતર સ્નાન અને ભોજન વચ્ચે એકાદ કલાકનું છેટું રાખવાનું તેમજ ખાઇને તરત વધારે ચાલવું તથા તન મનનું ખાસ કામ ન કરવું જોઇએ ને

પણ ન બને એ દેખીતુંજ છે. પરિણામે નાસ્તિકતા, અધાર્મિકતા, અવગુણ અને વ્યસનની વૃદ્ધિ થવી; તેમજ હૃદય, મગજ, જઠર અને શરીરની નિર્બળતા તથા મંદાગ્નિ, બંધકોષ અને તેનાં બાળ બચ્ચાંરૂપ અનેક પ્રકારના વ્યાધિઓ થાય એ પણ સ્વાભાવિકજ છે.

દેશમાં તન મનની નબળાઇ વધારનારાં અનેક કારણો વિદ્યમાન છે; પરંતુ તેમાં પણ જે અનેક વિદ્યાર્થીઓ, શિક્ષકો, વકીલો અને બીજા જેઓ આ ઇંગ્લિશ રીવાજના ભોગ થઇ પડયા હોય છે તેમના જઠર અને શરીરમાં બીજાઓ કરતાં વધારે નબળાઈ જણાય છે; તેનું એક કારણ—એ અંગ્રેજી રૂઢી પણ છેજ. આ બાબત ઉપર પુરતો વિચાર કરીને જેમનાથી પણ બને તેઓ આ ખરાબ રૂઢીથી દૂર રહે એજ વિનતી.

નામદાર સરકાર, રાજા મહારાજાઓ, ઑફિસવાળાઓ, સંસ્થાઓ, શેઠીયાઓ તેમજ બીજા પણ જેઓ પોતાના ઘરમાં, ઑફિસમાં, ધંધા નોકરીમાં, ભણવામાં કે ભણાવવામાં એ ખરાબ રૂઢી રાખતા રખાવતા હોય તેઓએ પણ આ બાબત ધ્યાનમાં લઇ આ ગરમ દેશને અનુસરતી પદ્ધતિ ચાલુ કરવા ખાસ જરૂર છે.

સ્વ. અંબાલાલના શરીરને પણ એક યુવકને લાયક બલીષ્ટ નહિ બનવા દેવામાં એ અંગ્રેજી રીવાજે સારો જેવો ભાગ ભજવ્યો હોય એમાં નવાઇ નથી; પરંતુ એટલું તો ચોક્કસ છે અને દરેકે ખાસ શીખવા જેવું છે કે મોડું સૂવું, મોડું ઉઠવું, ગામ ગપાટા વગેરે બાબતો પાછળ તેઓ પોતાના સમયને વૃથા જવા દેતા નહિ. આ ગુણના પ્રતાપેજ તેઓ બે વર્ષ દરમીયાન આ પુસ્તકમાંનાં અને બીજાં લખાણો તૈયાર કરવાને શક્તિમાન થયા. એ સિવાય ઉમદા વાંચન લેખન રૂપ "સ્વાધ્યાય"ને લીધે ઉત્તમ વિચારો, ભાવનાઓ અને કાર્યોની માહિતી મળવારૂપે તથા તે બાબતો પોતાના હૃદયમાં

અને જીવનમાં ઓતપ્રોત થવારૂપે જે ખાસ લાભ એમને થયો હોય તે તો જુદોજ.

જો એ યુવકનું આયુષ્ય વધારે લંબાયું હોત તો શિક્ષણ અને સાહિત્યના વિષયમાં જનસેવા બજાવવાની જે તજવીજ તેમણે કરવા માંડી હતી તે બંને બાબતોમાં પોતાની ભાવના, આવડત, ચારિત્ર અને કાર્યપરાયણુતાના બળથી તેઓ સેંકડો વિદ્યાર્થીઓને ઉમદા ભાવના તથા ચારિત્રથી સુસંપન્ન કરવાને અને ભારત માતાની સેવામાં અનેક સેવાધર્મી યુવક રત્નોને રજુ કરવાને શક્તિમાન થાત; અને સાહિત્ય વિષયમાં પણુ મહત્વની યોજનાઓ શરૂ કરીને દેશના નવ ચેતનમાં જાણુવા જેવી પુરતી કરી શકત; એમાં જરાપણુ અતિશયોક્તિ નથી. તેમનું બે વર્ષનું સેવક જીવન એ અસામાન્ય પરિણામોના પાયારૂપજ હતું.

એ બે વર્ષ દરમીયાન મળેલા કેટલાક પ્રસંગોદ્વારા તેમના આંતરિક અને બાહ્ય જીવનનો તેમજ ત્યાગ અને પરોપકારની સબળ ભાવનાઓનો જે પરિચય મેળવવાનું બની શકેલું તે ઉપરથી કહેવામાં હરકત નથી કે એ પાયો પૂર્ણ થઇને તેનાપર એ યુવકના સેવા જીવનની જે ભવ્ય ઇમારત ચણાત, તે ઇમારત દેશમાંના અનેક શ્રીમાનો, વિદ્વાનો તથા બંડેખાંઓ માટે પણ બોધપ્રદ અને તેમના પરસ્પરના "અહોરૂપં અહોધ્વનિ"ના ધતિંગને, સ્વાર્થપરાયણુતાને, મોજશોખને અને લોભ લાલચને; તથા મૂર્ખ, ખુશામતિ, ભૂખ્યા, સ્વાર્થી અને દીન અજ્ઞ લોકો પાસે ગાયલી, ગવરાવેલી તેમની મોટાઇને ખરા રૂપમાં દર્શાવનારી થઇ પડત.*

* અહીં એવું કહેવાની મતલબ નથી કે દેશમાંના દરેક મોટા માણુસો અને તેમનાં વખાણુ કરનારાઓ એવા છે. હા, જે શઠ શેઠીઆઓ ગરીબોની મહેનત અને અજ્ઞાનનો લાભ લઇને ધનવાન બનવા છતાં

આ યુવકે પોતાના બે વર્ષના સેવક જીવનમાંજ નહિ; પરંતુ સાંસારિક તેમજ વિદ્યાર્થી જીવન દરમિયાન પણ પોતાના ઉમદાપણાની જે સાબીતિઓ પૂરી પાડી છે; તે આ સાથે જોડેલું તેનું જીવનચરિત્ર વાંચવાથી જાણી શકાશે.

આ સંસ્થા વિષે રૂબરૂ વાત કર્યા પછી આણંદ જઇ બેચાર દિવસમાંજ સખ્ત પ્લેગમાં સપડાવું; એવી અવસ્થામાંજ સસ્તા સાહિત્યના ટ્રસ્ટી મંડળમાં જોડાવાનો સંમતિપત્ર લખાવી મોકલવો અને તે પછીને દિવસેજ જીવનની સમાપ્તિ! દૈવની વિચિત્ર ગતિ! સામાજિક દુર્ભાગ્ય!

જો બીજાં દશેક વર્ષ પણ એ વ્યક્તિના જીવનની સેવા જન સમાજને મળી શકી હોત તો પોતાના ઉચ્ચ જીવન અને રૂડી કૃતિઓદ્વારા તે દેશને જે અસાધારણ વારસો આપી જાત તેને લીધે તેના જીવન સ્મૃતિને "યુવકરત્ન" ને બદલે "આદર્શ સમાજ સેવક" અથવા "મહાન દેશ ભક્ત"નું નામ અપાયું હોત.

---

તેમને સ્થળ, હવા, જ્ઞાન અને અન્ન વસ્ત્ર જેવી અતિ અગત્યની વસ્તુઓની તંગીમાંથી અને તજ્જન્ય અનારોગ્ય, અવગુણ તથા મૃત્યુમાંથી છોડાવી નહિ શકવા છતાં પોતાને બડેખાંમાં ખપાવી રહ્યા હોય; જે બગભકતો અને જે લોભી ગુરૂઓ તેમજ ઉપદેશકો ખુશામતથી, આડંબરથી, અથવા જ્ઞાનની અને બીજી મોટી મોટી વાતોથી લોકોને ભોળવીને અંદરખાનેથી મોજશોખ કે દ્રવ્ય સંગ્રહ વધારતા જવા છતાં પોતાને બડેખાંમાં મનાવતા હોય; જે વિદ્વાનો ધનપાત્ર હોવા છતાં પણ અધિકાધિક લોભ લાલચમાં ડુબી રહીને મરતાંની ઘડીસુધી ધંધા–નોકરીનીજ ગુલામી કર્યા કરવા છતાં અને પોતાની વિદ્વત્તાને વહેંચવાને બદલે વેચ્યા કરવા છતાં મોટાઇની ઠાંસમાંથી હાથ ન કહાડતા હોય એવા એવા બડેખાંઓ પરત્વે તો આ કથન સાચંજ પડે તેમ હતું.

છેવટે સ્વર્ગસ્થના અવસાનના સંબંધમાં એક દૈનિક પત્રપર લખી મોકલેલા લખાણનો કેટલોક ભાગ ટાંકી આ વિષય સમાપ્ત કરશું.

**ગુજરાતના સેવક વર્ગમાંથી ખરી પડેલું એક અણમુલું યુવક રત્ન.**

"ચરોતર એજ્યુકેશન સોસાયટીના સેક્રેટરી શ્રીયુત અંબાલાલ મોતીભાઇ બી. એ. નો તા. ૨૬–૨–૧૮ ને દિવસે સુમારે ૨૮ વર્ષની ભર યુવાવસ્થામાં પ્લેગના વ્યાધિથી આણંદમાં થએલો સ્વર્ગવાસ ગુજરાતના સેવાક્ષેત્ર ઉપર ઘા સમાન છે. ચરોતર એજ્યુકેશન સોસાયટીના સ્થાપક અને ગુજરાતના મુંગા સેવક શ્રીયુત મોતીભાઇ ન. અમીનની તાલીમ અને ભાવનાઓ આ યુવકમાં ઉતરવા સાથે 'સપૂત તેનું નામ બાપથી કરે સવાઇ' એ કથનમાં કહેવા પ્રમાણે નિવડી શકે એવો સાચો ઉત્સાહ અને યોગ્યતા તેમનામાં હતી. ઉગતું યૌવન છતાં વૃદ્ધના જેવું ડહાપણ, વિદ્યાની સાથે વિનય, શ્રીમંતાઇ છતાં સાદાઇ, ભાવના સાથે ક્રિયાશક્તિ, સારી કમાણી કરવાની લાયકાત છતાં સ્વાર્થ ત્યાગ, સુજ્ઞાનની સાથે સુચારિત્ર, આવાં દૈવી ગુણોનાં જોડકાં અને તેમાં પણ તે સર્વ જોડકાંઓનું એકીકરણ તો ભલભલા દેશસેવકોમાં પણ દુર્લભ હોય છે. રત્ન પ્રસુતા ભારત ભૂમિમાં અનેક નરરત્નો પડયાં હશે; પરંતુ આ લખનારે તો પોતાના ચાળીસ વર્ષના જનપરિચયમાં એ સર્વ ગુણયુગલોનું એકીકરણ ધરાવનારો કોઇ ગૃહસ્થ યુવક જોયો હોય તો તે એજ યુવક હતો. શ્રીયુત મોતીભાઇના તેઓ જમણા હાથરૂપ હતા. તેઓ કહે છે કે, "એ સંસ્થા સ્થાપવામાં જેટલો મારો હાથ છે તેટલોજ એ યુવકનો પણ હાથ છે." ઉક્ત સોસાયટી એ એક વર્ષપર સ્થાપાઇને હજી તો તેનું કામ થાળે પડયું નથી, હજુ તો આણંદમાં તેની શિક્ષણ સંસ્થાનું મકાનજ બંધાય છે. આ યુવકનું જીવન રહ્યું હોત તો એ સોસાયટીદ્વારા તેમજ બીજી રીતે

ગુજરાતની જે સેવા તેઓ બજાવી શકત અને બજાવવાની તજવીજમાં હતા, તે વાતના જાણકારને તેમનું આવસાન સખ્ત આઘાતરૂપ છે.

સસ્તા સાહિત્યની સંસ્થા કે જેનો રીપોર્ટ તૈયાર થઇ જવાથી એ સંસ્થાનો વહીવટ કેટલાક સુયોગ્ય દેશસેવકોના મંડળના હાથમાં મૂકીને તેના મંત્રીએ અસ્વાસ્થ્યને લીધે નિવૃત થવા ધારેલું અને તે કાર્ય આજકાલમાં થઇ જવાની વકી હતી; તે મંડળમાં પણ આ ઉત્સાહી યુવકની ગણના એક આત્મા સમાન હતી. તેમનું અવસાન થવાથી એ યોજનામાં હાલ તુરત અટકાવ પડયો છે.

ગુજરાતને માટે એક ઉત્તમ કોટીનું, દળદાર, સચિત્ર અને ખાસ સસ્તા મૂલ્યનું માસિક કાઢવાનો આ યુવકનો જે ઉત્સાહ અને યોગ્યતા હતી તે ગુજરાત માટે બહુજ ઉપકારક થઇ પડત. જો લડાઇ મટી ગઇ હોત તો આ માસિક પત્ર તેઓ સસ્તા સાહિત્યની સંસ્થાના સુયોગવડે કયારનું પણ શરૂ કરી ચૂક્યા હોત. જૂદા જૂદા માસિકોમાં પોતાનું નામ ગુપ્ત રાખી તેઓ ઉમદા લેખો લખીને તથા અનુવાદિત કરીને મોકલતા હતા. વિષયોની પસંદગીજ તેમના હૃદયની ઉચ્ચતા સમજવાને બસ હતી.

તેમના જીવનની પેઠે તેમનું અવસાન પણ એક દિવ્યાત્માને છાજે તેવુંજ હતું. ગળામાં પ્લેગની અસહ્ય પીડા છતાં પત્નીને તેમજ મિત્રોને દુઃખ ન થવા દેવા માટે એ પીડા સમયે તેમણે અસામાન્ય મનોબળ દર્શાવ્યું હતું અને અંત પર્યંત પ્રભુના નામનો જપ કર્યો હતો.

× × × ×

હે દિવ્યાત્મા ! ધન્ય છે તારા પવિત્ર જીવનને સ્વર્ગમાં પણ તારૂં સ્થાન ઉંચુંજ છે. તારૂં ટૂંક જીવન પણ ગુજરાતના યુવકો માટે દિવ્યતાને પ્રેરનારૂં છે.

× × × ×

"હિંદુસ્થાન" તા. ૭-૬-૧૮.

આ પુસ્તક ચાર ભાગમાં વહેંચાયલું જણાશે.

પહેલા ભાગમાં સ્વ૦ અંબાલાલ મોતીભાઇનું જીવનચરિત્ર અપાયલું જણાશે. આ ચરિત્રના લેખક શ્રીયુત રાવજીભાઇ મોતીભાઇ પટેલ મહાત્મા ગાંધીજીના દીર્ઘ સહવાસથી અને તેમની આફ્રિકામાંની સત્યાગ્રહની લડતમાં ઘડાયલા સુશીલ યુવક હોઇ સ્વ૦ અંબાલાલના બાળ મિત્ર છે. શ્રીયુત ગાંધીજીના અને બીજા કેટલાક મિત્રોના મંદવાડમાં સેવા તેમજ આફ્રિકા જવાની તૈયારી વચ્ચે આ ચરિત્ર તેમણે જે કાળજી અને શ્રમપૂર્વક તૈયાર કરી મોકલ્યું છે તેને માટે એ બંધુ ખાસ ધન્યવાદને પાત્ર છે.

બીજા ભાગનું નામ "યુવકોને પત્રો" છે. એ પત્રો મી. ચાર્લ્સના પુસ્તકમાંથી અનુવાદરૂપે લેવાયલા હોઇ યુવકો અને બીજાઓને માટે તે ખાસ મનન કરવા યોગ્ય અને માર્ગદર્શક છે.

ત્રીજા ભાગનું નામ "સ્વાર્પણ" છે, અને તે જૂદા જૂદા અંગ્રેજી લેખકોનાં પરોપકાર સંબંધી વાક્યોના અનુવાદરૂપ છે. આ ભાગની શરૂમાં આપેલી પ્રસ્તાવના ઉપરથી જણાશે કે આ વાક્યના સંગ્રહ કરનાર મુંબઇ નિવાસી શ્રીયુત મોતીવાળા છે. આ સંગ્રહનું નામ "સાયન્સ ઓફ સેલ્ફ સેક્રીફાઇસ" રાખેલું હોઇને તે વડોદરામાં એક સેવક બંધુએ (પોતાનું નામ ઠામ આપ્યા વિના) છપાવેલું છે. અને ત્યાંથીજ બુ૦ મોહનલાલ મનસુખરામને ત્યાં રૂ. ૧)માં મળે છે અંગ્રેજી વાંચી શકનારાઓએ આ મૂળ પુસ્તક અવસ્ય વાંચવું જોઇએ.

ચોથા ભાગનું નામ "પ્રકીર્ણ લેખો" છે. સ્વ૦ અંબાલાલના સાત ઉપયોગી લેખોનો એમાં સમાવેશ છે. એમાંના પહેલા પાંચ લેખો અનુવાદરૂપ હોઇને તે દરેકની છેવટમાં તે મતલબની ટીપણી સ્વ૦ તરફથીજ અપાયલી છે. આ ભાગની શરૂમાં આવતા બે વિષયો સિવાયના તમામ વિષયો અત્યાર અગાઉ કેળવણી, પટેલબંધુ, નવયુગ, પ્રાતઃકાળ એ માસિકોમાં નિકળી ચૂકેલા છે.

આમાંનો કોઇ પણ લેખ કે અનુવાદ માત્ર તે સ્વર્ગસ્થે લખેલો હોવાને લીધેજ પસંદ કરાયો હોય એવું નથી; ઉપયોગિતાની દૃષ્ટિથી પણ ઠીક જણાયા તેજ લેખો લેવામાં આવ્યા છે.

આ પુસ્તકમાંના અનુવાદો શબ્દશઃ નહિ પરંતુ વાંચકોને સમજાય તેવી રીતે જરૂરી છુટ લઇને તૈયાર કરાયલા છે.

"વિવિધ ગ્રંથમાળા"નું આ પુસ્તક ગત આષાઢ માસમાં રવાને થવાનું જણાવેલું; પરંતુ તે છેક કાર્તિકમાંજ રવાના કરવા બન્યું છે. આ પછીનું પુસ્તક પણ ત્રણચાર માસથી છાપવા અપાયું છે અને તે જલદી બહાર પડે એ જરૂરનું છે; પરંતુ રોગ, મોંઘારત ઇ. કારણોને લઇને છાપખાનાં ધાર્યું કામ આપી શકતાં નહિ હોવાથી દીલગીર છીએ કે તેની રવાનગીનો સમય નક્કીપણે જણાવી શકાતો નથી.

ચાલુ ૧૯૭૪ ના વર્ષ માટે ઉપલા પુસ્તક ઉપરાંત હજી એક પુસ્તક નિકળશે; અને ત્યાર પછીજ ૧૯૭૫ ના વર્ષ માટેનાં પુસ્તકોની તજવીજ બની શકશે.

ધનતેરસ,
સં. ૧૯૭૪. } ભિક્ષુ–અખંડાનંદ.

તા. ક. (૧) આ પુસ્તક સાથે અપાયલી નવાં પુસ્તકોની જા. ખ. તરફ ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. (૨) "યુવકોને પત્રો" વાળા ભાગમાં પહેલા પત્રનું મથાળું "પાછળથી પ્રધાનપદે પહોંચેલા એક યુવકને પત્ર" એવું છે તેને બદલે "પ્રધાનપદે પહોંચવા ધારતા યુવકને" એવું સુધારી લેવું. (૩) આ પુસ્તકમાંના ચારે ભાગ જુદા જુદા સાદાં પૂઠાંમાં ચરોત્તર એજ્યુકેશન સોસાઇટી (મું. આણંદ) ને માટે બંધાયલા હોઇને તે જોઇએ તેમણે ત્યાંજ લખવું.



**સ્વ૦ અંબાલાલ મોતીભાઈ પટેલ** બી. એ.

ચરોતર ઍજ્યુકેશન સોસાયટીના આદ્ય સેક્રેટરી તથા સ્વયંસેવક.

# ભાઈ અંબાલાલનું જીવન.

---

વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણેરે;
પરદુઃખે ઉપકાર કરે પણ મન અભિમાન ન આણેરે;
વૈષ્ણવજન (ટેક)

સકળ લોકમાં વંદે સહુને નિંદા ન કરે કેનીરે,
વાચ, કાચ્છ, મન નિશ્ચળ રાખે ધન, ધન, જનની તેનીરે;
વૈષ્ણવજન—

સમદ્દષ્ટી ને તૃષ્ણા ત્યાગી પરસ્ત્રી જેને માતરે,
જીહ્વા થકી અસત્ય ન બોલે પરધન નવ ઝૂહે હાથરે;
વૈષ્ણવજન—

મોહ માયા વ્યાપે નહિં જેને દઢ વૈરાગ જેના મનમાંરે,
રામ નામશું તાળી લાગી સકળ તીરથ તેના તનમાંરે;
વૈષ્ણવજન—

વણલોભી ને કપટરહિત જે કામ ક્રોધ નિવાર્યારે,
ભણે નરસૈયો તેનું દર્શન કરતાં કુળ એકોતર તાર્યારે;
વૈષ્ણવજન—

મહાત્મા ગાંધીજીના જીવનનાં સૂત્રરૂપે ભક્તરાજ નરસિંહ મહેતાનું ઉપર આપેલું ભજન છે. એક વખત નાતાલમાં આવેલા ફીનીક્સની સંસ્થામાં જોહાન્સબર્ગથી સત્યાગ્રહી જોસેફરોયપન બારીસ્ટર આવેલા. તેઓ મદ્રાસી ખ્રીસ્તિ હતા. હમેશના કાર્યક્રમ મુજબ સાંજે સાત વાગે પ્રાર્થના કરવા બધા મળ્યા ત્યારે મહાત્માશ્રીએ ગુજરાતી જાણનાર વિદ્યાર્થીઓ અને મિત્રોને ઉપરનું ભજન ગાવાનું સૂચવ્યું; તે એવી રીતે કે પહેલી લીટીમાં 'વૈષ્ણવજન'ને બદલે 'ક્રિશ્ચિયન.

જન' મૂકવું. એટલે કે ભક્તરાજ નરસિંહ મહેતાનો 'વૈષ્ણવજન' તેજ હિંદુઓમાં સાચો હિંદુ, મુસલમાનોમાં સાચો મુસલમાન, ખ્રીસ્તિઓમાં સાચો ખ્રીસ્તિ અને જરથોસ્તીઓમાં સાચો જરથોસ્ત હોઇ શકે. આવા સાચા 'વૈષ્ણવજન'ની ટીપ કરવામાં આવે અને કરનારને આપણા સ્વર્ગસ્થ ભાઇ અંબાલાલના ટૂંક પણ યશસ્વી જીવનનો પરિચય હોય તો તે યાદીમાં તેમનું નામ પણ સામેલ કરેજ.

જેનું જીવન સમાજસેવામાં તદરૂપ બની ગયું હતું અને સમાજસેવા કરતાં જ જેનો અંત આવ્યો, જેણે સ્વાર્થ દષ્ટિએ અન્ય તરફ જોયું સરખું નથી, જેના મૃત્યુથી ગુજરાતે ભવિષ્યનો આગેવાન ગુમાવ્યો, અને ચરોતરની ભવ્ય આશા એકાએક તુટી પડી; એવા ભાઇ અંબાલાલના સહૃદય જીવનની કેટલીક ઘટનાઓ અત્રે આલેખી છે. તે જીવનમાંથી કોઈ પણ મિત્રને કાંઇ જડી આવે, કોઈ બાળક વિદ્યાર્થીને તે વાંચવાથી જીવનનો માર્ગ ખૂલ્લો થાય, તો સ્નેહ ભાવે જે કાંઇ લખી શકાશે તેનો સદુપયોગ થયો સમજીશ.

ભાઇ અંબાલાલનો જન્મ સોજીત્રાના પાટીદાર જ્ઞાતિના એક ખાનદાન કુટુમ્બમાં સં. ૧૯૪૬ના ભાદરવા સુદ ૩ (સને ૧૭–૯–૧૮૯૦) ને રોજ થયો હતો. તેમના જન્મ વખતે તેમના પિતાશ્રીની વય મોટી હતી. વળી તેમના સિવાય તે વખતે બીજો પુત્ર પણ નહોતો એટલે સ્વાભાવિક રીતે જ એકના એક બાળક ઉપર વધારે મમતા હોય એ દેખીતું છે. આ મમતા અને કાળજી છતાં જન્મથીજ રેંજીપેંજી શરીરવાળા આ બાળક માટે માબાપને બહુ ઉચાટ રહેતો.

ઘણા પ્રખ્યાત પુરૂષોનાં જીવન તેમના કોઈ વડિલના હાથે જાણ્યે અજાણ્યે પણ પોષાયેલાં હોય છે એવું આપણે વાંચ્યું અને સાંભળ્યું છે. આવી કોઇ ઘટના ભાઈ અંબાલાલ માટે બની હોય એવું કોઇની જાણમાં નથી. સાધારણ કુટુમ્બનાં છોકરાં જેવા સંસ્કા-

શોમાં ઉછરતાં આપણે જોઇએ છીએ તેનાથી વધારે સારા સંસ્કાર મેળવવાને તે ભાઇ ભાગ્યશાળી નહોતા થયા; પરંતુ ભૂત જન્મના પુણ્યે કરીને મ્હોટી ઉમ્મરે અવકાશ મળતાં ઉચ્ચ સંસ્કારો તેમનામાં વિકાશ પામ્યા, અને ફળપ્રદ નીવડયા હતા.

મ્હને યાદ છે કે ગણિતના કઠીણ દાખલાએ શીખડાવવાને અંબાલાલને લઇને તેમના પિતા કોઇ ગણિતમાં હોંશિયાર માણસ હાથ આવે તો તેમની પાસે જતા અને ગણિત શીખડાવતા. આમ છઠ્ઠા ધોરણ સુધી ગુજરાતી અભ્યાસ કર્યા બાદ તેમનું અંગ્રેજી શિક્ષણ શરૂ થયું. સ્મરણશક્તિ ઘણી તિવ્ર હતી જેથી અભ્યાસ પાછળ વધારે વખત નહોતો જતો અને બાકીના વખતમાં ફાલતુ પુસ્તકો વાંચતા. સોજીત્રામાં અંગ્રેજી પાંચમા ધોરણનો અભ્યાસ પુરો થયા બાદ તેમને સોજીત્રા છોડવું પડયું. એમનાં લગ્ન ન્હાનપણથી જ થઇ ગયાં હતાં.

સને ૧૯૦૬ ની સાલમાં સોજીત્રાની નિશાળનો અભ્યાસ પુરો થયા બાદ છઠ્ઠા ધોરણમાં ભાઇ અંબાલાલ પેટલાદમાં ગયા. આ વખતે ચરોત્તર પ્રદેશમાં એક નવીન હીલચાલ ચાલી રહી હતી. આ પ્રદેશના વિદ્યાર્થીઓને અંગ્રેજી ઉંચા ધોરણના અભ્યાસાર્થે વડોદરા, અમદાવાદ વગેરે સ્થળે જવું પડતું હતું. ચરોતરમાં મુખ્ય વસ્તી ખેડુતોની છે. આવાં કનિષ્ટ વર્ષોમાં ખેતીની અવદશાને કારણે આ પ્રદેશમાં વસ્તા પાટીદારોની સ્થિતિ દયાજનક થતી ચાલી. એક બાજુ દુષ્કાળનાં વરસો; બીજી બાજુ વધતી જતી જીવનની જરૂરીઆતો; ત્રીજી બાજુ અજ્ઞાનથી ટકી રહેલ ખર્ચાળ ન્યાતવરા; વગેરે પ્રતિકૂળ પરિસ્થિતિમાં સાધારણ ખેડુત માબાપને પોતાના દીકરાને વડોદરા અને અમદાવાદ જેવા શહેરોના ખર્ચાળ વાતાવરણમાં અભ્યાસ માટે મોકલવા તે ઘણું મુસ્કેલ હતું. આ વખતે પેટલાદમાં પણ આજુબાજુથી કેટલાક વિદ્યાર્થીઓ અભ્યાસ માટે આવતા. ખાનગી મકાન ભાડે રાખી રહેતા

અને ભારે મુશ્કેલીઓ વેઠતા. એવામાં સદ્‌ભાગ્યે ચરોતર પ્રદેશની ગાયકવાડી હદમાં પેટલાદની અંગ્રેજી નિશાળના મુખ્યશિક્ષકની જગાએ એક અસામાન્ય વ્યક્તિએ દેખાવ દીધો. વિદ્યાર્થીઓ ઉપર પડતી હાડમારીનો ચિતાર એ વ્યક્તિએ પોતાના હૃદયમાં ચીતર્યો અને તેમને મદદ કરવાનો સંકલ્પ કર્યો. સને ૧૯૦૬ ની જાન્યુઆરીની સોળમી તારીખે પેટલાદમાં શ્રી સયાજી જ્યુબીલી બોર્ડિંગ હાઉસની સ્થાપના થઇ. આ યાદગાર દિવસ ચરોતરની શિક્ષણ કથામાં સોનેરી અક્ષરે લખાશે. ચરોતરનાં ગામોમાં પેટલાદ બોર્ડિંગની વાત ચર્ચાવા લાગી અને ૭ આઠ માસની અંદર સં. ૧૯૦૬ ની આખરમાં તો લગભગ ૨૫ વિદ્યાર્થીઓને બદલે ૮૦ વિદ્યાર્થીઓની સંખ્યા થઇ ગઇ; પરંતુ તે વધતી જતી સંખ્યામાં તે સંસ્થાની મ્હોટાઇ નહોતી. તેણે જે ભાવનાથી લોકોનાં હૃદય ખેંચ્યાં હતાં તે ભાવનામાંજ તે સંસ્થાની મ્હોટાઇ હતી. આ ભાવનાથી પ્રેરાઇને સોજીત્રા ગામની અંગ્રેજી શાળામાંથી પસાર થયેલા આશરે બારેક વિદ્યાર્થીઓ પેટલાદ બોર્ડિંગમાં આવ્યા. આ ટોળકીમાં હીરાની માફક ભાઇ અંબાલાલ તુરત જ બહાર નીકળી આવતા. કોઇ અજાણ્યા માણસને આખી બોર્ડિંગમાથી કોઇ વિચક્ષણ વિદ્યાર્થીને શોધી કહાડવાનું સોંપ્યું હોય તો તે ભાઈ અંબાલાલને જ પકડી લે. નિરોગી છતાં રેંજીપેંજી શરીરવાળા, શરીરે દુર્બળ છતાં તિવ્ર બુદ્ધિવાળા, અને અતિશય નમ્ર છતાં દૃઢ ચારિત્રવાળા તે ભાઇના તરફ બોર્ડિંગમાં રહેતા બધા વિદ્યાર્થીઓની દૃષ્ટિ ખેંચાતી.

બુદ્ધિશાળી અને ઉદ્યોગી હોવાથી તેમના અભ્યાસમાં કાંઇ ઉણપ રહેતી નહીં. દરેક વર્ગમાં ઘણે ભાગે તેમનું નામ પહેલુંજ રહેતું. પેટલાદની નિશાળમાં જ્યાં હરીફાઇ મોટા પ્રમાણમાં હોવાનો સંભવ હોય ત્યાં પણ પોતાનો પહેલો નંબર તેમણે છોડ્યો નહોતો. ઉપરનો

નંબર રાખવામાં તેમને ભારે પ્રયાસ નહોતો કરવો પડતો. જે કાંઇ વાંચતા તે બહુજ ધ્યાનપૂર્વક વાંચતા. વાંચ્યા પછી વિચારી જતા અને બધું યાદ કરી જતા. ઇતિહાસ અગર અંગ્રેજી વાંચન કે કવિતામાં તેમને બહુ રસિક ભાષા લાગે, બહુ સુંદર વિચારો જણાય, કે સ્વર્ગીય ભાવનાનું દર્શન થાય કે તે તુરત તે ઇતિહાસ, વાંચન કે કવિતાઓને તેઓ મ્હોઢે કરી દેતા. અભ્યાસ તેમનું મુખ્ય કર્તવ્ય હતું, પણ તેની સાથે ગૌણ કર્તવ્યનું ક્ષેત્ર પણ તેમણે શોધી કાઢ્યું હતું. **સ્વદેશી** હીલચાલમાં અને **સ્ત્રી કેળવણીમાં** ખાસ રસ લેતા. કરેલી પ્રતિજ્ઞા કે વિચારેલા વિચારને વળગી રહી અમલમાં મુકવાની શક્તિ તેમનામાં હતી; અને અન્ય મિત્રોમાં અને તેમનામાં તેજ મુખ્ય ફેર હતો. સ્વદેશીનું વ્રત તેમણે મરતાં સુધી પાળી અંત સુધી સ્વદેશી માલ વાપરવાનો ભારે આગ્રહ રાખ્યો હતો. તે આગ્રહ એટલા સુધી કે કૉલેજમાં દાખલ થયા ત્યાં પણ તેમણે સ્વદેશી લીલી ટોપી અને ખાદીનો જાડો કોટ છોડયો નથી. પેટલાદ બોર્ડીંગ તેમના ચારિત્રને વિકાસ પામવાનું સ્થળ હતું. સુપ્રસિદ્ધ બેન્જામીન ફ્રૅન્કલિનની અમુક ગુણો દૃઢ કરવાની યોજના તેમને ઘણી પસંદ પડેલી અને બારીકીથી તેમની પ્રવૃત્તિ તપાસતાં જણાતું હતું કે તે અમૂક દિવસો માટે અમૂક ગુણની કસોટી કરવામાં ખાસ કાળજી રાખતા. તેમણે જીવન સાફલ્ય, જાત મહેનત, બેન્જામિન ફ્રૅન્કલીન, સદ્દવર્તન અને સાધુ ચરિત નારાયણ હેમચંદ્રનાં જ્ઞાનમંદિર વગેરે પુસ્તકો ઘણા ધ્યાનપૂર્વક અને હેતુસહ વાંચ્યાં હતાં અને તેમાંથી જેટલા પણ ઉચ્ચ સંસ્કાર લેવાય તેટલા લીધા હતા. સેવા ધર્મનો મહામંત્ર તો કદાચ તેમની પૂર્વ જન્મની ભાવનાનું ફળ પણ હોઇ શકે; પરંતુ તેને જગાડવા અને પોષવામાં ઉત્તમ વાંચન તથા ચારિત્રશીલ મુખ્ય શિક્ષક અને બોર્ડીંગના સ્થાપક શ્રીયુત

મોતીભાઇ અમીન અને બીજા શિક્ષકોનો સહવાસ તેમને ઠીક મદદગાર થઇ પડયો હતો. તે ભાઇએ જોયું અને અનુભવ્યું કે સમાજ સેવા વાતોથી નહિ થાય; સમાજ સેવા વિદ્વતા ભરેલાં ભાષણોથી નહિ થાય; પણ સમાજ સેવા આત્મભોગથીજ થશે. જાતને જાળવ્યા કરીને મોટા મોટા તથા દીર્ઘસૂત્રી વિચારો કર્યા કરવાથી શું થનાર છે? મોટા પગારદાર બની લાંબાં લાંબાં ભાષણોમાં અને કવિતામાં દેશ અને સમાજ સેવાના રાગડા તાણ્યા કરવાથી શું થનાર છે? તે સર્વ માટે તો **આત્મભોગ** મોખરામાં જોઇએ છે. તે હશે તો બધુંયે આવી મળશે. આ સંસ્થામાં આવીને ભાઇ અંબાલાલે આ સત્ય જોયું. આ સત્યનો સંપૂર્ણ રીતે અમલ થતો તે ભાઇએ આ સંસ્થામાં જોયો. તેમાંથી તે શીખ્યા કે બીજે તો પોતાનો સદંતર નાશજ ઇચ્છવો જોઇએ. બીજના સંપૂર્ણ નાશથીજ હજારો અને લાખો બીજાં બીજ પેદા થાય. સ્વનો નાશ થયા સિવાય પરનો ઉદ્ભવ ન સંભવે. સંસ્થાના નિયામક સંસ્થાના પ્રાણરૂપે હતા. તેમણે સ્વ-આશ્રયે આવેલા વિદ્યાર્થીઓને પુત્ર સમાન ઉછેર્યા અને હૃદય સમાન પોષ્યા—સર્વ રીતે પોષ્યા. પણ તે પોષણ યોગ્ય સ્થાનેજ ટકી રહ્યું. અભ્યાસ તો બધાએ વિદ્યાર્થીઓ શક્તિ મુજબ કરે છે; અને કોઇ હોંશિયાર વિદ્યાર્થી વધારે સારી રીતે પણ કરી શકે; પરંતુ ઉચ્ચ હૃદય વિના બીજાનું હૃદય નથી ખેંચાતું. વિદ્યાર્થી અંબાલાલની માત્ર ભણવાની શક્તિથી કોઈ અંજાઇ જતું નહિ, પણ તેની સાથે તેનામાં રહેલા બીજા સદ્ગુણોને લીધેજ સંસ્થાના બધા વિદ્યાર્થીઓની તેમના તરફ પુજ્ય બુદ્ધિ હતી. આ આકર્ષણ તેમણે સેવા ધર્મના પાલનથીજ મેળવ્યું હતું.

બોર્ડિંગમાં નીચલા ધોરણના ન્હાના વિદ્યાર્થીઓ મ્હોટા વિદ્યાર્થીઓના સંબંધમાં આવે એવી યોજના તેમણે કરી અને દિવસમાં

એક બે કલાક તેમના પશ્ચાત અભ્યાસમાં મદદ કરવાનું શરૂ કર્યું. વળી તેમણે બીમાર વિદ્યાર્થીની સારવાર કરવાનું કામ પણ ચાલુ કર્યું. આ વૃત્તિએ ન્હાના વિદ્યાર્થીઓના હૃદયમાં તેમના માટે વડિલ ભ્રાતા તરિકેનો પુજ્યભાવ ઉત્પન્ન કર્યો.

પોતાના અભ્યાસમાં અગર અન્ય વાંચનમાં કોઇ પણ ચારિત્ર વિષયક ઉત્તમ વસ્તુ આવે તે તેઓ વિદ્યાર્થીઓ પાસે મુકતા અને સ્હમજાવતા. તેમજ જાણવા જેવી કેટલીક તાજી હકીકતો પણ વિદ્યાર્થીઓને કહી તેમને ચાલુ પરીસ્થિતિથી જાણીતા રાખતા.

આ વર્ષે જ સંસ્કૃત ભાષા મુંબાઇ યુનીવર્સિટીમાં ફરજીયાત થઈ; જેથી અંગ્રેજી છઠ્ઠા ધોરણના કેટલાક વિદ્યાર્થીઓ સંસ્કૃતમાં ઘણા પાછળ હતા તેઓને સર્વની સાથે લાવવાને તેમણે બહુ મહેનત કરેલી. દરરોજ આમ પાછળ પડેલા મિત્રોને પોતાનો એક કલાક તેઓ આપતા.

આ વર્ષે બોર્ડિંગના સોળ વિદ્યાર્થીઓને આબુની મુસાફરીએ લઇ જવામાં આવ્યા; તેમાં ભાઇ અંબાલાલ પણ હતા. બીજા પોતાના મિત્રો શું ખાશે–શું ઓઢશે–શું પાથરશે તેનો ખ્યાલ અહિં પણ તેઓ પહેલો રાખતા. આમ કરતાં કેટલીક વખત તેમને સંયમવૃત્તિ ધારણ કરવાનો શુભ પ્રસંગ પ્રાપ્ત થતો. તે પ્રસંગને પોતે હૃદયના ઉલ્લાસથી વધાવી લેતા.

આ આબુની મુસાફરીમાં જ્યારે સર્વ મિત્રો નવાં નવાં સ્થળો જોવાની જીજ્ઞાસામાં પોતાની સાચી ફરજ ચુકી જતા, અને આગળ ધારેલે સ્થળે જલદીથી પહોંચી જવા ધસ્યા કરતા; ત્યારે આપણા નબળા શરીરવાળા ભાઈ સર્વની પાછળ કાંઇ જોખમદારીનો ભાર વ્હેતા આવતા જણાતા. કોઇને પાણી પીવાની જરૂર પડે, ઝાડે ફરવાની જરૂર પડે, એવા હેતુથી પાછળ પાણીના ત્રણ ચાર લોટા તેઓ ઉંચકી લેતા. આવા દાખલાઓમાં કાંઈ મ્હોટાં પરાક્રમ નહીં જણાતાં

હોય; પણ બારીક દૃષ્ટિએ તપાસતાં તે મહાન પરાક્રમના બીજરૂપ જ છે. સાધારણ વ્યક્તિઓમાં આવી ભાવના નથી દેખાઇ આવતી. વાંચક બન્ધુઓ પોતાના આત્મનિરીક્ષણથીજ આ બાબત વિચારી લેશે.

એક સમયે ભર ઉન્હાળામાં પેટલાદમાં પ્લેગ ચાલ્યો. પેટલાદ ગામમાં ગરીબોના લત્તાઓમાં ફરી પ્લેગથી સપડાયેલા ગરીબ ભાઈઓની સેવા કરવાની તેમની ઇચ્છા થઈ. સેવા શી રીતે કરવી? ખાલી હાથે જઇ માત્ર તેમના માથે હાથ ફેરવી આવવામાં શું સાર્થક? રોગમાં સારવાર થાય તેવી દવા પણ સાથે લેવી જોઇએ; પરંતુ પૈસા ક્યાંથી લાવવા? બીજો ઉપાય ન સુઝવાથી તેમણે પોતાની ખાસ જરૂરીઆતોનું ખર્ચ કમી કર્યું અને કોઇ કોઈ વાર અપવાસ પણ કર્યા; તથા જે બચ્યું તેમાંથી પ્રોફેસર ગજ્જર સાહેબની પ્લેગ સોલ્યૂશનની શીશીઓ ખરીદી. તે દવા કોટના ખીસ્સામાં નાખી પેટલાદના ગંદકીવાળા લત્તામાં અંબાલાલ ફરતા, અને ન્હાની અંધારી અસ્વચ્છ ઝુંપડીઓમાં જઇ રોગીઓની પથારીમાં બેસી-પ્રેમભાવે રોગીઓને માથે હાથ ફેરવતા, આશ્વાસન આપતા અને દવા આપતા. બોર્ડિંગના સુપરીન્ટેન્ડન્ટ સાહેબ તરફથી એવી સૂચના મળેલી કે ગામમાં પ્લેગના કેસ શરૂ થવાથી કોઇ પણ વિદ્યાર્થીએ ગામમાં જવું નહિ અને જાય તેને શિક્ષા થશે. ભાઇ અંબાલાલની હીલચાલ મેં જાણી, તે ઉપરથી ભાઇને કહ્યું કે સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબના આ પ્રમાણે સૂચના છે અને તમે જાણો છો કે તેમની જાણમાં આવશે તો તમને શિક્ષા કરશે. ત્યારે તે ભાઇએ દૃઢતાથી જવાબ આપેલો કે સજા થશે તો ભોગવી લઈશ.

આ વરસમાં મોતીભાઇ સાહેબ તરફથી ચાલુ થયેલાં મિત્રમંડળ પુસ્તકાલયોનું કાર્યક્ષેત્ર અત્રે જ હતું. પુસ્તકાલયો સ્થાપવાં; પુસ્તકોની પસંદગી કરવી; ખરીદી કરવી; વર્તમાનપત્રો અને માસિકપત્રોની પસંદગી

કરી ઓછી કિંમતે મિત્રમંડળ પુસ્તકાલયો માટે ખરીદવા વગેરે માટે પત્રવ્યવહાર કરવો; વગેરે કામને માટે એક ગ્રહસ્થને રોકવામાં આવ્યા હતા; પણ શરૂઆતમાં કામનો બોજો વધુ હોવાથી ભાઇ અંબાલાલે તેમાં મદદ કરવાનું માથે લીધું. ત્રણ ચાર માસ તે કામમાં દરરોજનો અમૂક વખત આપતા. આ પ્રસંગે તેમણે એક તીરે બે પક્ષી માર્યા. એક તો આ કાર્યમાં મદદ કરી સેવા બજાવી અને બીજું તેમણે ઘણું જાણી લીધું. પુસ્તકાલયો સ્થાપવાની યોજના, તેનાથી થઇ શકતી સમાજ સેવા, વગેરે જે વિચારો પાછળના જીવનમાં ચરોતર એજ્યુકેશન સોસાઇટીના મંત્રિ તરીકે અમલમાં મુકયા તે વિચારોનો ઉદ્દભવકાળ આ પ્રસંગ જ હતો. આ વિચારોનો લાભ લઇ તેનો અમલ પહેલવહેલો પોતાના સોજીત્રા ગામમાંજ કર્યો. ત્યાં ટાઉન લાયબ્રેરી હતી; પણ વિદ્યાર્થીઓ તેનો લાભ નહોતા લઇ શકતા. જેથી તેમણે અન્ય મિત્રોની મદદથી સોજીત્રામાં વિદ્યાર્થી સમાજ પુસ્તકાલય સ્થાપ્યું. ભાઇ અંબાલાલે પોતાનું એક ખાનગી પુસ્તકાલય તૈયાર કર્યું હતું. તેમાં આશરે પોણોસો પુસ્તકો હતાં. તે ઉપરાંત પેટલાદ બોર્ડિંગના **બીજા** વાર્ષિક મહોત્સવ પ્રસંગે મહોત્સવના પ્રમુખસાહેબના હાથે બોર્ડિંગ તરફથી ભાઈ અંબાલાલને ઉત્તમ ચારિત્ર માટે પારિતોષિક આપવામાં આવ્યું હતું. તેમાં મળેલા પ્રાચીન કાવ્યમાળાનાં પુસ્તકો તેમણે પ્રથમ વિદ્યાર્થીસમાજ પુસ્તકાલય ખોલવામાં આપી દીધાં હતાં. આ પુસ્તકાલય દ્વારા સોજીત્રાના યુવકો ઘણો લાભ ઉઠાવતા. પાછળથી તે પુસ્તકાલય ટાઉન લાયબ્રેરી સાથે એવી સરતે જોડી દીધું કે વિદ્યાર્થી વર્ગને વગર હરકતે પુસ્તકાલયનો લાભ આપવો.

ભાઇ અંબાલાલ ૧૯૦૭–૦૮ ના વરસમાં પેટલાદ બોર્ડિંગમાંથી મેટ્રિકનો અભ્યાસ કરવા વડોદરે ગયા. પહેલેજ વર્ષે મેટ્રિકમાં પાસ થયા.

તે વખતે તેમની ઉમ્મર ૧૭ વરસની હતી. મેટ્રિકમાં પસાર થયા બાદ કૉલેજમાં પી. ઇ. ની પહેલી ટર્મ પુરી કરી; પણ પછીથી 'અંબાલાલભાઈ ઘેર રહી ઘરનો ધીરધારનો ધંધો ઉપાડી લઇ પોતાના પિતાશ્રીને મદદ કરે' એવી ઇચ્છા તેમના પિતાશ્રીની હોવાથી આગળ અભ્યાસ કરવાનો ખર્ચ આપવાની તેમણે ના પાડી; પરંતુ અંબાલાલ ભાઇનું જીવન વ્યાપાર રોજગાર કરી પૈસો વધારવાને સ્હજાયલું નહોતું. અર્થશાસ્ત્રના નિયમોનો અભ્યાસ તેમણે કરવા માંડયો હતો; પણ તે લક્ષાધિપતિ થવાની વૃત્તિથી નહિ પણ જે ગરીબ દેશ બન્ધુઓને દિવસના પેટ પુરતા રોટલાના સુકા ટૂકડા પણ નથી મળતા તેઓને તે શી રીતે મળે તેનો ઇલાજ શોધવા સારૂજ ભણતા હતા. આવી વૃત્તિવાળો માણસ ધંધા રોજગારમાં પડત તો ગુરૂ નાનકદેવ અથવા ભક્તરાજ તુકારામ જેવુંજ કાંઇ કરી બેસત અને કુરબ્બી વર્ગની અવકૃપા વહોરી લેત.

આમ પિતાની અવકૃપાથી કૉલેજનો અભ્યાસ તો અટકયો. હવે શું કરવું? એટલામાં પેટલાદની અંગ્રેજી નિશાળમાં શિક્ષકની એક જગા ખાલી પડી. અરજી મંજુર થઇ અને ભાઇ અંબાલાલ તે નિશાળમાં પહેલા ધોરણમાં શિક્ષક તરિકે નીમાયા. શિક્ષક તરીકે વર્ગમાં દાખલ થતાં વિદ્યાર્થીઓ ઉપર રૂઆબ પડે એવું તેજ ભાઇ અંબાલાલની મુખાકૃતિ ઉપર નહિ હોવાથી તેઓ શિક્ષક થયા તે વિચાર માત્રથી પણ કેટલાકોને હસવું આવતું. અલબત શિક્ષક તરીકેનો બાહ્ય પ્રભાવ તેમનામાં નહી હતો; પરંતુ અંદરની જે યોગ્યતા એ ભાઇમાં હતી તે દરેક શિક્ષકમાં ભાગ્યેજ હોય છે.

તેમના હૃદયમાં સરળતા અને નિરાભિમાનપણું, સેવાની અને આત્મભોગની ઉચ્ચત્તમ ભાવના, દૃઢ ચારિત્ર બળ, લૌકિક સામગ્રીઓ તરફ ત્યાગ વૃત્તિ, તેમજ સત્ય અને ઉચ્ચગામી હૃદય; આ બધું

એક સાચા મનુષ્યમાં જે જોઇએ તે તેમની પાસે હતું.

પોતાના વિદ્યાર્થીઓ તરફની તેમની સ્નેહ વૃત્તિ તેમને શિક્ષક તરીકે વધારે લાયક અને પુજ્ય બનાવતી. તેમને સતત ધ્યાન રહેતું કે તેમની હાથ નીચેના વિદ્યાર્થીઓને મનુષ્ય બનાવવાના છે, તેમાંથી સંસારની સાચી સેવા બજાવી શકે તેવા સચ્ચારિત્રવાન પુરૂષો બનનાર છે. આ કલ્પના ધ્યાનમાં રાખી દરેક બાળક પ્રત્યે તે માનવૃત્તિ રાખતા. તે ઘણી વખત એક સુંદર દાખલો આપતા કે જ્યારે મહાત્મા લ્યુથરની શાળાનો શિક્ષક ટ્રેબોનીયસ પોતાના વર્ગમાં દાખલ થતો, ત્યારે તે પોતાની ટોપી ઉતારી કહેતોઃ—" આ શાળામાંથી પસાર થઇ જે વિદ્યાર્થીઓ રાજસભાના સભાસદો, ધારાશાસ્ત્રીઓ, મહાન શિક્ષાગુરૂઓ અને પરાક્રમશાળી વીરપુરૂષો ભવિષ્યમાં બનનાર છે તે બધાના માનમાં હું મારી ટોપી ઉતારૂં છું." જ્યારે બાળકનું મુલ્ય આટલું બધું છે ત્યારે તેને કેળવનાર, તેની શક્તિઓનો વિકાસ કરી ઉત્તેજનાર અને તેનામાં પોતાનું હૃદય રેડી મનુષ્યત્વ અર્પનાર શિક્ષકની જોખમદારી કેવી ભારે હોવી જોઇએ તેનો ખ્યાલ આ આપણા નવા શિક્ષકને સતત રહ્યા કરતો.

પેટલાદમાં પહેલેજ વર્ષે શિક્ષક તરિકેનું તેમનું કામ ઘણું સંતોષકારક અને પ્રશંસાને પાત્ર નિવડયું હતું. આ અરસામાં અંગ્રેજી ભણાવવામાં Direct method નો પ્રયોગ આ બાજુની શાળામાં થતો નહોતો. શિક્ષકોનું ધ્યાન આ નવી અને સરળ પદ્ધતિ ઉપર દોરાયું નહોતું. તેમણે પોતાના ધોરણમાં આ રીતથી કામ શરૂ કર્યું હતું.

વર્ગમાં શિક્ષણની સાથે પોતે પણ અભ્યાસ કરતા. દોઢ વર્ષની શિક્ષક તરિકેની પેટલાદની કારકીર્દીમાં તેમણે ઘણો અભ્યાસ કર્યો. પેસ્ટેલોઝીના જીવન ચરિત્રનો અભ્યાસ તેમણે આ વખતે કર્યો. '**પેસ્ટેલોઝીની ડાયરી**' એ નામના તેમના બે લેખ 'શિક્ષક'

માસિકમાં પ્રગટ થયેલા છે. શિક્ષણનો ઇતિહાસ, પ્લુટાર્કનાં જીવન ચરિત્રો અને Lives of Philosophers આ પુસ્તકોનો સારો અભ્યાસ તેમણે આ અરસામાં કરેલો.

ન્હાની ઉમ્મરે પરણ્યા પછી પતિ પત્નીને સહચારમાં રહેવાનું આ અરસામાં પેટલાદમાંજ પહેલ વહેલું બન્યું હતું. પેટલાદમાં રહેવાનું એ પણ એક કારણ હતું કે તેમનાં પત્નીને **હીસ્ટીરીયા**નો ભારે ઉપદ્રવ હતો. આ રોગ મનના વલણ ઉપર ઘણો આધાર રાખે છે. કોઈ પણ બનાવની મન ઉપર જલદી અસર થઇ જાય તેવી કોમળ લાગણીવાળી સ્ત્રીઓને આ રોગ જલદી લાગુ પડે છે. આ રોગથી મણિ બ્હેનનું જીવન બહુ દુઃખી હતું, અને જ્યારે જ્યારે હું ભાઇ અંબાલાલના જીવન ઉપર દૃષ્ટિ કરતો ત્યારે ત્યારે મ્હને તેમનું જીવન દયાપાત્ર લાગતું. શિક્ષક તરિકેની જોખમદારી, બોર્ડિંગના સુપ્રીન્ટેન્ડન્ટ વધુ અભ્યાસ માટે જવાથી તેમની જગોએ ભાઈ અંબલાલની નીમણુક—સ્વયંસેવક તરિકે થવાથી તે જોખમદારી, પોતાનો ખાનગી અભ્યાસ અને તે સાથે બીજી બાજુ તેમનાં પત્નીની હૃદય ભેદક દશા! અમો તેમના મિત્રોને લાગતું કે અંબાલાલ આ બધું શી રીતે સહન કરતા હશે! આ ન્હાનકડા શરીર ઉપર આ બધું તોફાન શાને! હિસ્ટીરીયા ઉપર કેટલેક અંશે આ ઉપાય લાગુ પડતો કે રોગીનું મન પ્રફુલ્લિત રાખવું; પણ મણી બેનની મનની પ્રફુલ્લતા સાચવી રાખવામાં એક હરકત નડતી કે અંબાલાલના શરીરની તે બ્હેનને બહુ ચિંતા રહેતી. શરીર મજબુત થાય, તંદુરસ્ત રહે તે માટે અમૂક પૌષ્ટિક ખોરાક આપવાને તે બ્હેન પ્રયત્ન કરે, આગ્રહ કરે અને ભાઇ અંબાલાલને તે ન રૂચે! જેનું જીવનજ સંયમમય થઈ રહ્યું હોય તેને શી રીતે રૂચે? આ બન્ને બાજુના આગ્રહમાં બ્હેનનો આગ્રહ નિષ્ફળ નીવડતો અને મનની લાગણી દુઃખાતી જેને અંતે વાયુ આવતું.

ભાઈ અંબાલાલની અંતદશા બાદ લાવું છું. આણંદમાં ચરોતર એજ્યુકેશન સોસાઇટીની સંસ્થાના તૈયાર થતા મકાનની પાસેના એક ઓરડામાં પાંચ દિવસની તે ભાઇની માંદગી વખતે રાત દિવસ ચોવીસે કલાક સતત સારવાર કર્યા કરતી આર્ય મહિલાનું ચિત્ર હજી પણ અંતરચક્ષુ સામે આવીને ખડું થાય છે. પાંચ દિવસમાં પાંચ મીનીટ પણ તેણે ઉંઘ લીધી નથી; પાણી અથવા તો દવા તે પોતે પોતાના હાથથીજ પાય. પાંચ દિવસના સતત અપવાસ છતાં શરીરમાં જેણે જરા પણ સુસ્તી આવવા દીધી નથી; છેલ્લા બે દિવસમાં તેને પોતાને ગળે પણ ઠંડી ગાંઠ નીકળવા છતાં તે વિષે કોઇને વાત સરખી પણ તે કરતી નથી; અને તેની પીડા તરફ ઉપેક્ષા વૃત્તિ રાખીને સ્વામીની સેવામાંજ તેણે પોતાનું તન અને મન જોડી રાખ્યું છે! જે મણી બ્હેનને પોતાની સાધારણ લાગણી દુઃખાતાં પણ હિસ્ટીરીયા ઉપડી આવતો તે બ્હેનનું હૃદય આજે પોતાના અતિ પ્રિય સ્વામીના અંત સમયના દુઃખથી ચીરાયા કરવા છતાં પણ તે દુઃખ તે ધીરજથી ખમી રહી છે અને જરા પણ વેગ બહાર દેખાવા દેતી નથી. તેમને અંત સમયે ગભરામણ થશે, તેમને શાન્તિમાં જવા દો—બહાર જઇને રડો, અહીં નહિં! ધીરજથી પોતાની સાસુઓને આ પ્રમાણે કહી તેમનો હાથ ઝાલીને બીજા ઓરડામાં મુકી આવી પતિની અંતદશાને પુર્ણ રીતે સંભાળનાર અને તેનો પ્રાણ નશ્વર દેહ ત્યાગ કરી ચાલ્યો ગયો કે તેજ ક્ષણે બેભાન થઇ જમીન ઉપર પડનાર આ પૂજ્ય બ્હેનને જોઈને મને લાગણી થઇ આવી કે ધન્ય ધર્મપ્રાણ ભારતમાતા! ત્હારી (અમારી) અધમદશામાં પણ અમારી બ્હેનો આટલી પાગરીએ છે!

પ્રિય વાંચકો, હું આ નવલકથા નથી લખતો પણ જીવનકથા લખું છું. હું જાણું છું કે સતિઓ અને પરાક્રમી સ્ત્રીઓની કથા-

ઓની આપણી પાસે અછત નથી. આપણામાંના ઘણાકોએ તે કથાઓ વાંચી હશેજ; પણ આમાં વિશેષતા એ છે કે આ કોઇ લોકમાન્ય વિરાંગનાની કથા નથી. આતો ગામડાના કનિષ્ઠ વાતાવરણમાં ઉછરેલી એક સામાન્ય સ્ત્રીની હકીકત છે. આવી પત્નીના પતિ તરિકે ભાઇ અંબાલાલનું ગૃહજીવન સુખી હશે એવો ખ્યાલ હવે થાય છે. ભાઇ અંબાલાલનાં પત્નીએ તેમના અવસાનના સંબંધમાં એક પૂજ્ય વ્યક્તિ પ્રત્યે લખેલા હૃદયદ્રાવક પત્રમાંનો નીચલો ફકરો વાંચવાથી જણાશે કે સ્વ૦ના પરોપકારી જીવનમાં મણિ બ્હેનને પણ કેવો રસ હતો.

"મ્હારૂં દુર્ભાગ્ય હશે કે આવી ન્હાની વયમાંજ દેવ જેવા "અતિથીઓનું અતિથ્ય કરવાનો અલભ્ય પ્રસંગ પ્રભૂએ મ્હને વૈધવ્ય "આપીને ખૂંચવી લીધો. જનસેવાના મંત્રો ભણતા તે ચાલ્યા "ગયા. છેલ્લા શ્વાસમાં પણ તેનોજ રણકારો સંભળાતો. તેમના "કામની શી વ્યવસ્થા થાય છે તે મ્હને જણાવતા રહેશો. હું હાલ "શું કરૂં? યોગ્ય સૂચના આપશો, મ્હારી ચિંતા નહિ કરશો. "પ્રભુને ગમ્યું તેજ સત્ય!"

ઉપરના પત્રમાંનું પ્રથમનું વાક્ય કેવા હૃદયથી લખી શકાય? તે સુંદર ભાવના કેવા હૃદયમાંથી સ્ફુરી આવે! મ્હને લાગે છે કે હિંદુ ગૃહિણીઓની પવિત્ર ફરજની પૂરી છાયા તેમાં આવી રહેલી છે.

કૉલેજનો અભ્યાસ ચાલુ રાખવામાં એક ભારે મુશ્કેલી તેમની નબળી આંખોની હતી; પણ છેવટે અમદાવાદના એક સુપ્રસિદ્ધ ડૉકટરનુ સર્ટિફિકેટ મેળવી તે મુશ્કેલી દૂર કરી હતી. રાત્રે વાંચવાની ડૉકટરે તેમને સખ્ત મના કરેલી અને તે સૂચનાનો અમલ તેમણે છેવટ સુધી કર્યો હતો. શરૂઆતમાં કૉલેજનો અભ્યાસ ચાલુ રાખવાની તેમના પિતાશ્રીની પણ સંમત્તિ નહોતી; પણ ભાઇ અંબાલાલે તે ચાલુ કર્યા બાદ કૉલેજનો ખર્ચ આપવાનું તેમણે ચાલુ કર્યું હતું.

કૉલેજમાં વિદ્યાર્થી તરિકેનું તેમનું જીવન ઘણું નિયમિત હતું. ચાલુ જમાનામાં કૉલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓમાં જીવનની જરૂરીઆતો વધતી જાય છે, તે સાથે વિદ્યાર્થી જીવનમાં કેટલાક વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ સાથે સંસારનો ભાર પણ ઉપાડવાનો હોય છે. પ્રમાદ, મોજશોખ અને અવ્યવસ્થા એ ત્રણ કુટેવો તો હાલની કૉલેજોમાં ભણતા અને કૉલેજોનાં વસ્તીગૃહોમાં રહેતા વિદ્યાર્થીઓમાં મુખ્યત્વે જોવામાં આવે છે. ભાઇ અંબાલાલને પોતાની ફરજનું પૂર્ણ ભાન હતું. તે બધી ખામીઓ સામે તેમણે ટક્કર ઝીલી હતી. વિદ્યાભ્યાસમાં તેમની સ્મરણ શક્તિ ઘણી તિવ્ર હતી. અન્ય વિદ્યાર્થીઓની પેઠે તે તિવ્ર સ્મરણ શક્તિથી એ ભાઇ ફુલાઇ જતા નહિ; તેમજ પરીક્ષાની મુદ્દતની લગભગમાં બધો અભ્યાસ તૈયાર કરી નંખાશે એવી માન્યતાથી પ્રમાદિ પણ બનતા નહિ. તેઓ શરૂઆતથીજ નિયમિત કામ કરતા. તેમની અભ્યાસ કરવાની રીત વિચક્ષણ હતી. સારાં સારાં વાક્યો અને ઉપવાક્યો બનતાં સુધી તેઓ કંઠેજ કરતા અને તે માટે અભ્યાસનો પસંદ કરેલો ભાગ ઘણી વખત ધ્યાનપૂર્વક વાંચ્યા કરતા. સાંજે ફરવા જતાં એકાદ મિત્ર સાથે દિવસે વાંચેલું બધું બોલી જતા ને તે મિત્રને તે આવડે ત્યાં સુધી કંટાળ્યા સિવાય ફરી ફરીને બોલતા. આમ કરવામાં બનતાં સુધી મૂળ પુસ્તકની ભાષા સાચવી રાખવાનો પ્રયત્ન કરતા. વડોદરાનો કમાટીબાગ પ્રિવિઅસ તથા ઇન્ટરનાં વર્ષોમાં આ કામ માટે ખાસ ઉપયોગમાં લેતા. કોઇના તરફથી ખલેલ પહોંચે નહિ એવા હેતુથી, આ અભ્યાસને સારૂ તેમણે બાગની ત્રણ દિશાની હદના રસ્તાઓ પસંદ કરેલા હતા. ત્યાં ફરતાં ફરતાં મોટે સાદે દિવસે કરેલો અભ્યાસ સાંજના પહોરે તેઓ બોલી જતા અને આમ આખો દિવસ શ્રમથી શ્રમીત થઇ છેવટે લીલી ધરો વાળી ઠંડી જગોમાં સુઇ જઇ આરામ લેતા.

અભ્યાસ ઉપરાંત ન્યુસપેપરો વાંચવાનું તેમને ઘણું ગમતું. દર-રોજનાં તાજાં વર્તમાનપત્રો વાંચ્યા સિવાય તેમને ચેન પડતું નહિ. મરાઠા, ઇન્ડિયન સોશીયલ રીફોર્મર, નાઇન્ટીન્થ સેન્ચ્યુરી, મોડર્ન રીવ્યુ, ઇન્ડિયન રીવ્યુ, રીવ્યુ ઑફ રીવ્યુઝ એ પત્રો તે મુખ્યત્વે કરીને વાંચતા. વાંચ્યા પછી તેની હકીકત અન્ય મિત્રોને કહી બતાવતા.

વડોદરા કૉલેજમાં વિદ્યાર્થી તરિકેના તેમના વર્તન ઉપરથી જણાઈ આવે છે કે જે તત્વ સાધારણ વિદ્યાર્થીઓમાં નથી હોતું; તે તત્વ તેમનામાં હતું. નીચેની ઘટનાઓથી તેમની સરળતા, હૃદયની ઉદારતા, દૃઢતા તેમજ સંયમ વીગેરે ગુણોનાં દર્શન થશે.

વડોદરામાં કોલેજ શરૂ થઇ અને ત્યાં બોર્ડિંગમાં વિદ્યાર્થીઓ રહેતા થયા, ત્યારથી જ સ્હવારે દાળ, ભાત, રોટલી અને શાક; અને સાંજે દુધ, પુરી, ખાંડ અને શાક એ દરરોજનો ખોરાક છે. તે ઉપરાંત દરેક અઠવાડીએ એક મીજબાનીની પણ ગોઠવણ થાય. પેટલાદથી અભ્યાસ પુરો કર્યા બાદ બોર્ડિંગના વિદ્યાર્થીઓ જ્યારે વડોદરે ગયા ત્યારે તેમણે સાંજના ખોરાકમાં ફેરફાર કરવાનો નિશ્ચય કર્યો. તેમાં ભાઇ અંબાલાલનો ખાસ આગ્રહ હતો. તેમની દલીલ એ હતી કે સાંજે જે પુરી અને ખાંડ લેવાય છે તેને બદલે બાજરીના રોટલા (નીમકવાળા) હોવા જોઇએ. રાત્રે પુરી લેવાય છે તે પૌષ્ટિક ખોરાકની ખાતર નથી લેવાતી, પણ રસાસ્વાદને કારણે લેવાય છે; તેથી રાત્રીનો ખોરાક બીનજરૂરી ખર્ચાળ છે; એટલુંજ નહિ પણ શરીરને નુકશાન કરનાર અને મનને બ્હેકાવનાર છે. આવો ભારે ખોરાક રાત્રીને સમયે વિદ્યાર્થીની સાધારણ હોજરી બરોબર પચવી શકે નહિજ; અને અપચાથી શરીરમાં ધીમે ધીમે અનેક વ્યાધિ થાય તથા બ્રહ્મચર્ય સ્ખલન થાય. માત્ર આવી દલીલ કરીનેજ એ ભાઇ જંપ્યા નહિ. પેટલાદથી ગયેલા મિત્રો સાથે મસલત કરીને નવું રસોડું ઉઘડાવ્યું અને તેમાં

પુરી અને ખાંડને બદલે મીઠાવાળા બાજરીના રોટલા શરૂ કર્યા. આ સમયે ત્યાં રહેતા અન્ય મિત્રો તરફથી ભારે કટાક્ષ થવા માંડયો, અને તેમણે તે કલબનું નામ રોટલા કલબ પાડયું; એટલું જ નહિ પણ કેટલાક પાટીદાર વિદ્યાર્થીઓ તેમને સમજાવવા ગયા કે, "અહીં રોટલા ચાલુ કરવાથી પાટીદારોની ગરીબાઇ જણાશે અને તેમની મ્હોટાઇને લાંછન લાગશે;" પણ તેમાં ભાઇ અંબાલાલ ઘણા દઢ રહ્યા અને તે કલબ તેમણે ઠેઠ સુધી નીભાવી. આ કલબમાં ભાઇ અંબાલાલના આગ્રહથી એક ગરીબ વિદ્યાર્થીને વગર ખર્ચે નિભાવવાનું ધોરણ ચાલુ થએલું છે.

જ્યારે તે ઇન્ટર કલાસમાં હતા ત્યારે કૉલેજનું વાર્ષિક સોશિયલ ગેધેરીંગ ભરવાની દરખાસ્ત આવી. તે વરસમાં ગુજરાતમાં દુષ્કાળ જેવું હતું. તે દરખાસ્તનો કૉલેજ યુનિયન સભ્યોને નિર્ણય કરવાનો હતો. પોતે તે યુનિયનના સભ્ય નહોતા પણ એક મિત્ર પાસે એવી દરખાસ્ત મુકાવી કે સોશિયલ ગેધેરિંગ ભરવી પણ તેના ખર્ચ માટે જે ઉધરાણું થાય તેમાથી અમુક ભાગ દુષ્કાળ નિવારણ ફંડ માટે મોકલવો. ઘણા સભ્યોએ આ સુધારા સામે નાપસંદગી બતાવી જેથી તે સુધારો ઉડી ગયો, અને સંમેલન ભરવાની દરખાસ્ત પસાર થઇ. આ સાંભળતાં અંબાલાલે નિશ્ચય કર્યો કે તેવી રીતે ભરાતા સંમેલનમાં પોતે કાંઇ પણ ભાગ ન લેવો. આ હકીકત કેટલાક મિત્રોએ જાણી. તેમની યોજના તેઓને ગમી અને ધીમે ધીમે તે ભાઇના પક્ષમાં તેમના વિચારને વળગી રહેનારા વિદ્યાર્થીઓની મોટી સંખ્યા ભળી. ભાઇ અંબાલાલનો આ સુધારો મંજુર કરવામાં ન આવે તો તેઓએ પણ તે સંમેલનનો બહિષ્કાર કરવાનો ઠરાવ કર્યો. તેની અસર એ થઇ કે સંમેલનના કર્તા કારવતાઓને તે સુધારો મંજુર રાખવો પડયો, અને સર્વ મિત્રો સાથે ભાઇ અંબાલાલે પણ તેમાં આનંદથી ભાગ લીધો.

કેટલીક વખત તે ભાઇનો સ્વાર્થત્યાગ હદપારનો જણાતો. ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવાના હેતુથી પોતે અઠવાડીઆમાં એક વખત નિયમિત રીતે અપવાસ કરતા અને તેમ કરતાં જે બીલ બચે તે ગરીબ વિદ્યાર્થીઓને આપી દેતા. સસ્તા સાહિત્યની માળાનાં પુસ્તકો ગરીબ વિદ્યાર્થીઓને પણ મળી શકે તે હેતુથી તેઓ વડોદરાનાં ગ્રાહકોનાં પુસ્તકો રેલ્વે પારસલથી મંગાવીને જાતે તેમને ઘેર જઇ આપી આવતા અને એવી રીતે તે સંસ્થાને જે ટપાલ ખર્ચ બચતો તેનાં વધારે પુસ્તકો મંગાવીને ગરીબ વિદ્યાર્થીઓને આપતા. પરીક્ષાના દિવસોમાં પણ અમુક વિષય પોતાને ઘણો સારો આવડતો હોય અને અન્યને બરોબર ન આવડતો હોય તેમની પાસે તે વિષય વાંચી સમજાવીને ઘણા વિદ્યાર્થીઓને મદદ કરતા.

એક વખત એવું બન્યું કે ભોજન સમયે સર્વ મિત્રોએ શાક ઉપર વધારે મહેરબાની દેખાડવા માંડી. ખાવાપીવામાં સંયમી અંબાલાલ આ મહેરબાની સહન કરી શક્યા નહિ. ભોજન વખતે પાંચ પાંચ વખત શાકની માગણીઓ થાય તે તેમને ગમ્યું નહિ. તુરત જ તેમણે પોતાના માટે એવો નિશ્ચય કર્યો કે બેથી ત્રીજી વખત પોતે શાક લેવું નહિ. આમ તેમની પ્રતિજ્ઞાનું પાલન થતું જોઇને કોઇએ તેનું કારણ પુછતાં તેમણે જવાબ આપેલો કે, **હું મનને સંયમમાં રાખતાં શીખું છું.** ધીમે ધીમે તેમનો પંથ વધતો ગયો અને છેવટે શાકે પોતાનું યોગ્ય સ્થાન લીધું.

તેમનામાં પ્રસંગ સમજવાની તથા સમજીને તેને અનુરૂપ ઉપાય શોધી કાઢી તેને અમલમાં મુકવાની શક્તિ કેવી હતી તે ઉપરના તેમજ નીચેના બનાવ ઉપરથી સહજ લક્ષમાં આવશે.

વડોદરા કૉલેજમાં **ડિબેટીંગ સોસાઇટી** (વિવાદ મંડળી) ભરાતી હતી. તે પ્રસંગે પેટલાદ બોર્ડિંગમાંથી ગયલા વિદ્યાર્થીઓ કાંઇ બોલતા

નહિ; કારણકે તેમને તેવો અભ્યાસ નહોતો. આ કાર્યકારણ ભાવ તેમને તુરતજ સમજાઈ ગયો. મિત્રોમાંથી તે ખામી દૂર કરવાનો ઉપાય તેમણે તુરતજ લીધો. તેમણે બોર્ડિન્ગમાં પેટલાદ બોર્ડિન્ગના વિદ્યાર્થીઓની ખાનગી સભા ભરવા માંડી અને તેમાં એવો નિયમ રાખ્યો કે દરેકે ફરજીઆત બોલવું. પરિણામ એ આવ્યું કે પાછળથી ઘણા મિત્રો કૉલેજની સભામાં પણ બોલતા લાગ્યા. તે વખતે તેમણે એવું પણ જોયું કે પોતાના મંડળના ઘણા મિત્રો કૉલેજના વાંચનાલયની ફી ભરવા છતાં તેનો લાભ લેતા નથી. બીજેજ દિવસે તેમણે એવી યોજના કરી કે સર્વે મિત્રોએ રવિવારે એક કલાક એકઠા થવું અને આખા અઠવાડીઆમાં જે જે નવું સાહિત્ય વાંચ્યું હોય તેનો સાર દરેક જણ કહી જાય. પરિણામ એ આવ્યું કે દરેક જણે માસિકો, પુસ્તકો વગેરે નિયમિત રીતે કાળજીથી વાંચવા માંડ્યું. આવી રીતે નવરાશને સમયે વાતોની લહેરોમાં પ્રમાદિ બનતા મિત્રોને ઉદ્યોગી બનાવી દીધા.

પેટલાદ તથા વડોદરામાં હતા ત્યારે તે ઘણી વખત દવાખાનામાં જઈ દરદીઓની સ્થિતિ જોતા આ ઠેકાણે દરદીઓને એક મોટી ખોટ પુરી પાડવાનું તેમને સૂઝી આવ્યું. આખો દિવસ બગાસાં ખાતા અથવા આંખ મીચીને પથારીમાં પડી રહીને કંટાળી જતા દરદીઓને સારાં પુસ્તકો પુરાં પાડયાં હોય તો તેથી તેને ઘણો આનંદ થાય આવા હેતુથી તેમણે દવાખાનાના દરદીઓને સારાં સારાં પુસ્તકો લાવી આપવાનું કામ માથે લીધું. કમભાગ્યે દવાખાનાના અમલદારો તરફથી આ બાબતમાં હરકત થવાથી આ કામ બહુ વખત નભી શક્યું નહિ.

ઇન્ટરનો અભ્યાસ વડોદરા કૉલેજમાં પુરો કર્યા પછી તેઓ બી. એ. ના અભ્યાસ માટે જુનાગઢ બહાઉદ્દીન કોલેજમાં જોડાયા; અને ઇ. સ. ૧૯૧૪ માં બી. એ. માં પસાર થયા.

ગ્રેજ્યુએટ થયા પછી બોરસદ અંગ્રેજી નિશાળમાં શિક્ષક તરિકે

દાખલ થયા. ત્યાંના તેમના સતત પ્રયત્ને કેળવણીમય વાતાવરણ બનાવી દીધું. શરૂઆતમાં તેમણે બોર્ડિંગ ઉઘાડી. વિદ્યાર્થીઓને રહેવાને કાંઇ પણ સગવડ ન હોવાથી સ્કુલનાં મકાનનો બીજો મજલો બોર્ડિંગના કામમાં લીધો. અહીં પણ તેમના સદ્‌ભાવ અને સદ્‌ચરિત્રથી જનસમાજ અને વિદ્યાર્થીઓના હૃદય ઉપર એવી ઉમદા છાપ પડી કે આજુબાજુના ગામોમાંથી વિદ્યાર્થીઓ ત્યાં આવવા લાગ્યા; અને નિશાળમાં વિદ્યાર્થીઓની સંખ્યા છ માસમાં વધી ગઇ. આખો દિવસ કામથી શ્રમિત થયા છતાં દરરોજ સાંજ અને સ્હવારનો સમય બોર્ડિંગના વિદ્યાર્થીઓ પાસે તેઓ ગાળતા. વિદ્યાર્થીઓનું કુટુમ્બનું કે ખાનગી દુઃખ ગમે તે રીતે જાણી સ્નેહાળ હૃદયથી તેઓ તેમને આશ્વાન આપતા; જેથી વિદ્યાર્થીઓને દુઃખને સમયે આશ્વાશન લેવાનું સ્થાન ભાઇ અંબાલાલ બની ગયા હતા. બોર્ડિંગ એકાદ વર્ષ નભી એટલે ગામ લોકોએ મહેનત કરીને બોર્ડિંગનું નવું મકાન તૈયાર કરાવ્યું.

આ વખતે શ્રીયુત મોતીભાઇ અમીને મોન્ટીસોરીની નવી પદ્ધતિ ઉપર વસોમાં બાળવાટિકા અને નવી ગુજરાતી સ્કુલની યોજના કરીને તે પદ્ધતિ પ્રમાણેનું શિક્ષણ શરૂ કર્યું હતું. બીજી બાજુ અંબાલાલે પણ બોરસદમાં બાળવાટિકા શરૂ કરી. આ શરૂઆતને માટે ખર્ચની મુસ્કેલી મોટી હતી. જ્યાં નાનાં બાળકોના શિક્ષણ પ્રત્યે રસજ ન હોય ત્યાં ખર્ચની તો વાતજ શી ? જેથી શરૂઆતમાં ભાઇ અંબાલાલ તેમજ ભીખાભાઇએ પદરથી ખર્ચ નિભાવ્યો. બાળકો માટે દરરોજનું જોઇતુ ચવાણું—દુધ કે ન્હાનાં ઢેબર ઘેરથી પોતાના પત્ની પાસે તૈયાર કરાવી લઇ જતા; ખરચનો મ્હોટો પ્રશ્ન હતો. તેનો નિકાલ પણ આગળ જતાં તેમણે આણ્યો. શરૂઆતમાં કેટલાક ઉત્સાહી વકીલો વ્યાપારીઓ વગેરે પાસેથી માસિક મદદ મેળવી અને

પાછળથી બોરસદમાં વિદ્યાદાનનો દિવસ ઉજવ્યો. આથી એકજ દિવસમાં બોરસદમાંથી તેમણે આશરે ૮૦૦ રૂપીઆ ભેગા કર્યા—આવી રીતે બાળવાટિકાના ખર્ચ માટે અમુક મુદ્દત માટે નિશ્ચિંત થયા. બાળવાટિકામાં મુખ્ય મુશ્કેલી શિક્ષકની હોય છે. એને માટે લાયક શિક્ષક મળી આવવા મુશ્કેલ છે. ભાઇ અંબાલાલે સતત પ્રયત્ન કરી જોઇતું સાહિત્ય વાંચી ખૂબ વિચાર કરી, તે બધા જ્ઞાનનો લાભ ધુળાભાઇ નામના તેમના એક મિત્રને આપ્યો અને બોરસદની બાળવાટિકાના શિક્ષક તરીકે તેમને તૈયાર કર્યા. આમ બોરસદમાં રહ્યા ત્યાં સુધી બોર્ડિંગ અને બાળવાટિકા સારી સ્થિતિમાં તેમણે ચલાવી; અને તેમના ગયા બાદ બોરસદના વતનીઓએ બાળવાટિકા માટે સારૂં ફંડ ભેગું કરીને વધારે શિક્ષક દાખલ કરી તે કામ આગળ ચલાવ્યું.

આ કેળવણીના કામ સિવાય તેમનું કામ અન્ય રીતે પણ જનસેવાની તેમની વૃત્તિને લીધે બોરસદ અને તેની આજુબાજુમાં ન્હાના ગામડામાં ઘણું લોકપ્રિય થઇ પડયું હતું. કોલેરા અને પ્લેગને સમયે બોરસદ, પામોલ વિગેરે ગામોમાં દવાઓ લઇને ગરીબોની સારવાર માટે તેઓ જતા. એક વખત બોરસદમાં વિદ્યાર્થીઓને સાથે લઇને આખા ગામમાં ફીનાઇલ છાંટેલું.

એવામાં એટલે ઈ. સ. ૧૯૧૬ ના એપ્રિલમાં ચરોતર એજ્યુકેશનલ સોસાઇટી સ્થપાઇ. આ સંસ્થાનો મૂળ પાયો પેટલાદ બોર્ડિંગની સ્થાપના છે, સોસાઇટીના સ્થાપક આત્માએ પોતાની અસર પોતાના વિદ્યાર્થીઓને આપી અને તેમનામાં સ્વાર્થનો ત્યાગ કરીને જનસેવા કરવાનો ઉત્સાહ પ્રેર્યો હતો. અમીન સાહેબે સોસાઇટીની યોજના ઘણા વખતથી વિચારેલી પણ એકલી યોજનાઓનું તે બળ કેટલું ? યોજનાનું ખોખું—તેમાં યોગ્ય કાર્ય કર્તારૂપી પ્રાણ દાખલ થયા સિવાય નકામું છે. તે પ્રાણ ભાઇ અંબાલાલે પોતાના સ્વાર્પણથી

મૂક્યો; અને સોસાઇટી સ્થાપવાનો લાંબા સમયથી ચાલતો આવેલો વિચાર જે હવે માંડી વળાવાની તૈયારીમાં હતો તે ભાઇ અંબાલાલના આત્મબળથી અને સ્વાર્પણથી અમલમાં મૂકાયો.

ભાઇ અંબાલાલ જુનાગઢની બાવદ્દીન કોલેજમાં બી. એ. નો અભ્યાસ કરતા હતા; ત્યારથીજ તેમણે કોઇ પણ રીતે પોતાનું સમગ્ર જીવન લોકસેવામાં અર્પણ કરવાનો નિશ્ચય કર્યો હતો. તેમના સહાધ્યાસી રા. પુરૂષોતમ ઝીણારામ પાઠક પણ તે વિચારમાં સામેલ હતા. ચ. એ. સો. સ્થાપવાનો વિચાર માંડી વળાતો જાણતાં એ બંને યુવકોએ શ્રીયુત મો. ન. અમીન ઉપર આગ્રહ અને તત્પરતા ભર્યો પત્ર લખીને તે વિચાર કાયમ રખાવ્યો હતો.

તેમના આગ્રહથી મિત્રોને અને અમીન સાહેબને હિમ્મત આવી; અને ઇ. સ. ૧૯૧૪ ના નવેમ્બરમાં બાંધણી ગામે સોસાઇટી સ્થાપવાનો નિશ્ચય થયો. ખરી રીતે સોસાઇટીની સ્થાપનાનો શુભ દિવસ તો તેજ ગણાય. એ દિવસે તે મંડળમાં ત્રણ ગ્રેજ્યુએટ મિત્રો સ્વયંસેવક તરીકે જોડાયા. ભાઇ અંબાલાલ, બીજા ભીખાભાઇ કુબેરભાઇ પટેલ અને ત્રીજા ગોરધનભાઇ કાલિદાસ પટેલ. આ ત્રણમાંથી ભાઇ અંબાલાલ અને ભીખાભાઇ બોરસદની હાઇસ્કુલમાં શિક્ષક તરીકે રહ્યા.

પોતાની સંસ્થાઓ દ્વારા અને પોતાના સ્વાર્થ ત્યાગી સ્વયંસેવકો દ્વારા શિક્ષણનો પ્રચાર કરનારૂં આ પ્રકારનું બીજું કોઇ પણ મંડળ ગુજરાતમાં હજી સ્થપાયું નથી. દક્ષિણમાં જેવી રીતે ડેકન એજ્યુકેશન સોસાઇટીએ ઘણાં વર્ષોથી જે કાર્ય હાથમાં લીધું છે તે કાર્યની શરૂઆત ગુજરાતમાં આ પ્રમાણે આટલી મોડી પણ થઇ.

દેશના સજ્જનોની બૂમ છે કે હાલની કેળવણી અમારાં જીવનનું સત્વ ચૂશી લે છે, અમારાં જીવન નષ્ટ કરે છે. આ કેળવણીથી અમે માણસાઇની પાયરીએથી નીચે ઉતરતા જઇએ છીએ, અને

અમારાં જીવન દરેક જાતની ધાર્મિક, સાંસારિક, આર્થિક ગુલામગીરીમાં વધારે ને વધારે ઝકડાય છે. આ કુર્યાદનો નિવડો લાવવાને અને કેળવણીને તેના ખરા અર્થમાં પ્રચાર કરવાને ચરોતર કેળવણી મંડળની સ્થાપના થઇ છે. હાલ તુરત તે હેતુ નરી આંખે નહિ જણાય પણ તેની કુંપણોમાં તે ફળ પોષાય છે. તે વૃક્ષની કુંપણોમાં 'સંગીન કેળવણી' એવો મુદ્રા લેખ છે. જ્યારે સોસાઇટીની શરૂઆતમાંજ આણંદમાં સોસાઇટીની સ્વતંત્ર શાળા સ્થાપવાનો ઠરાવ કર્યો ત્યારે આજ હેતુ મુખ્ય હતો. આ હેતુ બર લાવવાને જે જે પ્રયત્નો કરવા જોઇએ તે પ્રયત્નો સોસાઇટી કરે છે. વિદ્યાર્થીઓને પોપટ બનાવવાના નથી અને તેમ ન થાય તે માટે કેળવણીના વિષયમાં ખેતી, વણાટખાતું અને વ્યાપાર ઉદ્યોગનું શિક્ષણ દાખલ કરવાનો સોસાઇટીનો હેતુ છે, તેની સાથે સોસાઇટીની શાળાઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ અને તેની સાથે સબંધ રાખનારા સજ્જનો ગુજરાતના પ્રજાકીય જીવનમાં રસ લેતા થાય એવી પણ કેટલીક યોજનાઓ સોસાઇટી તરફથી શરૂ થઇ છે. કન્યા કેળવણી, રમતગમ્મતના મેળાવડા, ફરતું પુસ્તકાલય, ગરીબ વિદ્યાર્થીઓને મદદ, પ્રવાસ વગેરે યોજનાઓનો હાલ અમલ થાય છે.

ઉપરના બધા કાર્યપ્રદેશમાં ભાઇ અંબાલાલનો અગ્ર ભાગ હતો. રાત્રી દિવસના સતત પ્રયાસથી અને વિચારવંત જીવનથી સોસાઇટીની સંસ્થાને જીવનના પૂર્ણ પ્રવાહમાં મૂકવાનો તેમનો ઘણો ઉત્સાહ હતો. સોસાઇટીના મંત્રિ તરીકે તેમણે બે વર્ષ પુર્ણ ઉત્સાહથી કામ કરવા છતાં તેમજ તેમનું ભાવી જીવન તેમના પુર્ણ પરિચિત મિત્રોને બહુ આશા ભર્યું લાગતું હોવા છતાં તે ભાઇને પોતાને તો પોતાનામાં મોટી ખામીજ જણાતી હતી. તેમને એમ લાગતું હતું કે તેમનાથી સોસાઇટીને સંતોષ આપી શકાશે નહિ. આ કાંઇ તેમની અશ્રદ્ધા

નહોતી; પરંતુ કાર્ય અને તેના પરિણામની તેમનામાં જે વિશાળતા અને સંગીનતા રમી રહી હતી અને સાધુ જીવનને છાજતી જે નમ્રતા અને નિરાભિમાન તેમનામાં ઓતપ્રોત થએલાં હતાં; તેને લીધેજ તેમને એમ લાગતું. જાહેર માનને તેઓ આત્માના ઘાત સમાન માનતા અને તેથી સોસાઇટીમાં મુખ્ય કાર્ય કર્ત્તા તરિકે પોતે લેખાય તે તેમને રૂચતું નહિ. પડદા પાછળ રહીને ખૂબ કામ કરવું એજ તેમને ઘણું ગમતું. આ હેતુ માટે અમીન સાહેબને તેમણે એકવાર લંબાણુ પત્ર લખીને ઘણા વિનવ્યા હતા. સોસાઇટીના મંત્રીમાં કેવી યોગ્યતા હોવી જોઇએ તે વિષે એ પત્રમાં તેમણે લખ્યું હતું કે,—

**"સોસાઇટીના મંત્રીના મનમાં કેળવણીની વિધવિધ યોજનાઓ રમી રહેવી જોઇએ. તે અમલમાં કેવી રીતે મૂકાય તેનો ઉકેલ આણવાની ત્હેનામાં શક્તિ હોવી જોઇએ. દીર્ઘ દૃષ્ટિ, સમયસૂચકતા, વ્યવસ્થા વગેરે ગુણો તેનામાં તરી આવતા હોવા જોઇએ. લોકોને સ્હમજાવી કામ કરાવવું, પોતાનાં કાર્યોમાં ત્હેમને વિશ્વાસ ઉત્પન્ન કરાવવો, ત્હેમને રસ લેતા કરવા, તે સર્વ ત્હેને મન સહેલ લાગવું જોઇએ.** આપના પેઠે ત્હેને પણ ઉજાગરા કરવા પડતા હોવા જોઇએ; અને રાત્રિદિવસ સોસાઇટી અને તેના કાર્યમાં તેનું મન મગ્ન રહેવું જોઇએ."

"ચરોતર યુવક મંડળ" સ્થાપવામાં પણ મૂળ રૂપે ભાઇ અંબાલાલ હતા. સને ૧૯૧૧ ના અરસામાં કૉલેજની પરીક્ષા પછીની રજાઓમાં કેટલાક મિત્રો સાથે ખંભાત જવા તેમણે વિચાર કર્યો. આ વિચારને તેમણે ગંભીર રૂપ આપ્યું. પેટલાદ બોર્ડિંગમાંથી પસાર થતા મિત્રો એક બીજા પ્રત્યે સ્નેહ ભાવ રાખે, તેમનો સંબંધ અરસ્પરસમાં તેમજ બોર્ડિંગની સાથે જીવનપર્યંત રહે, તે સાથે પરસ્પરસના વિચારો અને અનુભવનો લાભ લેવાય તો આખું ચરોતર

એક સાંકળે સંધાય, કાર્યમાં સુગમતા પડે અને અરોતરમાં નવ જીવન મૂકાય. આવા હેતુથી ' ઓલ્ડ બોર્ડર્સ એસોસીએશન ' યાને જુના વિદ્યાર્થીઓનું મંડળ એ નામની સંસ્થાની યોજના ભાઇ અંબાલાલે કરી અને તેને તુરત અમલમાં મૂકી. તેની પ્રથમ બેઠકનો મેળાવડો ડાકોર મુકામે ભરવામાં આવ્યો, આમ ત્રણ વર્ષ સુધી ફક્ત બે એક દિવસના મેળાવડાથી સંતોષ માન્યો પણ લાંબી મુદત તેનો સંતોષ નભી શક્યો નહિ. સને ૧૯૧૬ માં દીવાળીની રજાઓમાં જુના વિદ્યાર્થીઓના મંડળની બેઠક પેટલાદ ભરાઇ; તે સમયે પ્રમુખ સ્થાને ભારત સેવક સમાજવાળા શ્રીયુત અમૃતલાલ ઠક્કર હતા તે વખતે આ મંડળ ભાઇ અંબાલાલે કાર્યક્ષેત્રમાં મૂક્યું. મંડળના સભ્યોનો સ્વદેશી માલ વાપરવાનો જુસ્સો જે શરૂઆતમાં હતો તે મોળો ન પડે અને જેનામાં ન હોય તેનામાં જાગૃત થાય એવા હેતુથી તેમણે પેટલાદની બેઠક વખતે સ્વદેશી વસ્તુઓનું પ્રદર્શન ભરવાનો નિશ્ચય કર્યો. પોતાનો નિશ્ચય મિત્રોને જણાવ્યો. બધા મિત્રો તેમના વિચારથી વિરૂદ્ધ પડયા, પણ તેથી તેઓ નિરૂત્સાહી થયા નહિ. ઉલટો પોતાનો નિશ્ચય વધારે દૃઢ કર્યો. જ્યારે પોતાને અમુક કામ કરવું હોય ત્યારે બધાની ઇચ્છા વિરૂદ્ધ હોય છતાં તે પોતાનો નિશ્ચય તોડતા નહિ; પણ વધારે બળથી મિત્રોને સમજાવીને બધાઓની સંમતિ લેતા અને તેમ છતાં પણ કોઇની મદદ ન મળે તો એકલે હાથે કરતા. આ કારણેજ મંડળના બધા મિત્રો તેમના તરફ માન વૃત્તિ રાખતા. આ પ્રદર્શન વખતે પણ અંતે બધા મિત્રોએ સંમતિ આપી મદદ કરવાની ના પાડી. છતાં ઘણા પ્રયત્નથી તેમણે પોતાનો નિશ્ચય એવી સરસ રીતે પાર પાડયો કે દરેકને કબુલ કરવું પડ્યું કે તેમનું પ્રદર્શન નહિ ધારેલી રીતે ફતેહમંદ નીવડયું હતું. કેટલાક તો મજાકમાં કહેતા કે અંબાલાલભાઇનું પ્રદર્શન ઘણું સારૂં થયું છે.

આવા અડગ નિશ્ચયને લીધે તેમને કાર્યમાં બનતાં સુધી નિષ્ફળતા મળતી નહિ અને મળે તો તેનો શોક કરતા નહિ. તે કહેતા કે **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**

આ પ્રદર્શન સાથેજ તે મંડળને અંગે બીજી અગત્યની પ્રવૃત્તિ શરૂ કરી. ગુજરાતના હીંદુઓમાં જે બુરા રિવાજો છે તેમાં **બાળલગ્ન** અને મરણુ પાછળ મિષ્ટાનની જાફત ઉડાવવી એ બહુ અનિષ્ટ કર્ત્તા છે, તે અટકાવવાને મંડળે બનતો પ્રયત્ન કરવો. શી રીતે? ભાઇ અંબાલાલે વિચાર્યું કે ભાષણો ઘણાં થયાં છે, અને થાય છે. લેખો ઘણા લખાયા છે, અને લખાય છે; પરંતુ વર્તન સિવાય પ્રગતિ નથી. આ કારણે તેમણે એક પ્રતિજ્ઞા પત્ર ઘડી કાઢ્યું. મરણ નિમિત્તે થતાં ભોજનમાં ભાગ ન લેવો અને સોળ વરસથી ન્હાની ઉમ્મરના છોકરાના લગ્નમાં ભાગ ન લેવો. આ સંબંધે પ્રતિજ્ઞાપત્ર ઘડી કહાડીને તેમાં પ્રથમ પોતે સહી કરી અને તે પ્રતિજ્ઞાપત્ર જાહેર કર્યું. તે જ વખતે લગભગ ચાલીશ જણની પ્રતિજ્ઞાઓ થઇ, અને મંડળના સભ્યોએ આ પ્રતિજ્ઞા કોઇ પણ ભોગે પાળવાનો નિશ્ચય કર્યો. જો કે આ કામ ઘણું કઠીણ છે. પાટીદારની જ્ઞાતિમાં કેળવણી લઇને આગળ વધેલા સુશિક્ષિત વિદ્વાનો અને આગેવાનો જ્ઞાતિના ત્રાસદાયક અને કઢંગા રિવાજો નાબુદ કરવાને સભાઓ ભરી શંખનાદનો ઘોર કરવામાં પાછા નથી પડયા, પણ પરિણામ નહિ જેવુંજ આવ્યું છે. બોલાયલો બોલ વર્તનમાં નહિ મુકાવાને કારણે તે સમયે યુવાન વર્ગને આગેવાનો અને સુશિક્ષિત વર્ગમાં જે શ્રદ્ધા હતી તે અંતે અશ્રદ્ધાના રૂપમાં પલટાઇ ગઇ. સભાઓ ગજાવનાર અને સુંદર ભાષણો આપી લોકોનાં મન રીઝવનાર વિદ્વાનોએ પોતાનું વર્તન તો જેવું ને તેવું જ રાખ્યું. તેમણે એવું ઇચ્છયું કે યુવાન વર્ગ તેમનાં કૃત્ય સામે નહિ પણ તેમના ઉપદેશ સામે જોવું. તેઓ તો એક તરફ ભાષણો આપીને અને બીજી

તરફ ચાલુ રૂઢીમાં પણ સામેલ રહીને બેઉ તરફથી વાહવાહ મેળવવા લાગ્યા અને ડાહ્યાની પંક્તિમાં ગણાવા લાગ્યા. સંજોગોને લઇને જ્ઞાતિની સ્થિતિ પણ સુધારકોને પ્રતિકૂળ થઇ પડી જેથી જેમણે પોતાને આગળ વધવું હોય તેમણે તે બધી પ્રતિકૂળતાઓને ઓળંગવી જોઇએ. આવું બળ મેળવવાને ભાઇ અંબાલાલે ઉપરની પ્રતિજ્ઞાપત્રની યોજના ઘડી કાઢી હતી. આ પ્રતિજ્ઞાથી સમાજમાં ઘણી ચર્ચા શરૂ થઇ અને તેની અસર પુષ્કળ લેખો અને ભાષણોથી નહીં થઇ હોય તેવી થઇ છે.

પણ ઉપર જણાવ્યું તેમ આ કામ ઘણું મુશ્કેલ હતું. મુશ્કેલીમાંજ માનવહૃદયની સત્ય દશા જણાઇ આવે છે, અને વિચારગ્રસ્ત આદર્શો અનુભવની શ્રેણીમાં મુકાઇ પાર પડે છે. આવીજ મુશ્કેલી ભાઇ અંબાલાલને પણ નડી અને તેમાં તે ભાઇની સાચી કિંમત જણાઇ. તેમની ત્રણે બ્હેનો કે જેમની સગાઇ કરી ચુકાયલી હતી તેમની લગ્નક્રિયા એક સાથેજ કરવી એવી તેમના પિતાશ્રીની ઇચ્છા થઇ. એમાં સર્વથી ન્હાની બ્હેન પાંચ વર્ષની હોવાથી તેનાં લગ્ન ન થાય એવો ભાઇ અંબાલાલનો આગ્રહ હતો. આ આગ્રહ તેમણે ક્યાં સુધી રાખ્યો તે જાણવાની ખાતર તેમના મરણના ૧૮ દિવસ અગાઉ તેમણે જે પ્રયત્ન કરેલો તેમની નોંધ લેવી અહીં અસ્થાને નહિ ગણાય. આપણને એ ઉપરથી સહજ ખ્યાલ આવશે કે આગેવાન થવાને સર્જાયલા પાત્રમાં કેવું ચારિત્રબળ જોઇએ. તેમણે આ પ્રસંગે પોતાના પિતાશ્રીને નીચે પ્રમાણે પત્ર લખ્યો:—

આણંદ તા. ૯-૨-૧૯૧૮.

પૂજ્ય પિતાશ્રી,

"હજી સુધી મ્હેં એક પણ વખત આપની ઇચ્છા વિરૂદ્ધની "હકીકત મ્હોઢા મ્હોઢ જણાવવાની હિંમત કરી નથી. આપને

"છેલ્લો મળ્યો ત્યારે પણ એક વાત કહેવા આવ્યો હતો; પરંતુ મૂળથી
"સ્વભાવ પડી ગયેલો તેથી કહી શક્યો નહિ; તેથી પત્ર દ્વારા જણા-
"વવાની રજા લઉં છું.

"મ્હારી ત્રણે બ્હેનોનેx આપ સાથે પરણાવવા માગો છો. મેં
"મુ. હી ... ... મારફતે મ્હારી લાગણી આપને જણાવી હતી.
"આપ મ્હેને હિસાબમાં લેતા હો તેમ લાગ્યું નથી, અને લ્યો પણ
"શાને? હું... ... ...આપની ઇચ્છા પ્રમાણે ઘર આગળ રહી
"શક્યો નથી, એટલે મ્હને પુછવાનું વા મ્હારા વિચાર જાણવાનું
"આપને પ્રયોજન નથી; છતાં આપે મ્હને ઉછેરી, ભણાવી, કંઈક
"સ્હમજણ આપી છે. આપની વર્ષોની કમાણી આપે મ્હારે માટે
"ખર્ચી છે. એ ભણતર ભલે ખરાબ હોય છતાં મ્હારા હૃદયમાંથી
"એવો ઝણઝણાટ રાત્રિ દિવસ થયાં કરે છે કે "ધીરજ" બ્હેનને
"આટલી ન્હાની વયે પરણાવવાં એ તદ્દન ખોટું છે; એટલુંજ નહિ
"પરન્તુ એમ થતું અટકાવવું એ મ્હારી ફરજ છે, અને એમ ન
"બને તો મ્હારે પોતે એવા લગ્નમાં ભાગ લેતાં અટકવું.

"આપ કહો છો કે પહેલાં ન્હાનાં છોકરાં પરણતાં, પરન્તુ
"એ જમાનો જુદો હતો. એવાં લગ્ન થતાં હતાં, પરંતુ એક
"કુટુમ્બમાં સહુ માણસ સાથે રહેતાં હતાં એટલે મન, શરીર બ-
"ગડવાના સંભવ ઓછા હતા. આપનો અને મ્હારો દાખલો લ્યો.
"આપ બાસઠ વર્ષે પણ આટલું કામ કરી શકો છો, ગાઉના ગાઉ
"ચાલી શકો છો. મ્હારાથી આપના જેટલું કામ થતું નથી, આપના
"જેટલું ચલાતું નથી અને આપના જેટલી ઉમ્મર પણ હું દેખવાનો
"નથી એમ મ્હને સારી રીતે સ્હમજાય છે. છોકરાંઓનાં શરીર

x આ ત્રણે બ્હેનો ભાઈ અંબાલાલની સાવકી બ્હેનો હોવા છતાં બ્હેનો તરફનો તેમનો ભ્રાતૃભાવ પુરો હતો.

" દિન પ્રતિદિન ઓછાં શક્તિવાળાં થાય છે, અને બાળલગ્ન એ
" અશક્તિમાં વધારો કરે છે. એવી અશક્તિ વધારે એવાં કાર્ય મ્હને
" ખરાબ લાગે છે, અને એમાં ભાગ લેવો એ એથી પણ વધારે
" ખરાબ લાગે છે.

" આપનો સમય ગમે તેવો હશે, પરન્તુ આ સમય સારો
" નથી. પ્લેગ, કૉલેરા જેવા મહામારીના રોગ બીજે ત્રીજે વર્ષે
" આવે છે, અને એ રોગનાં ભોગ મ્હોટાં કરતાં બાળકો વધારે થઇ
" પડે છે. આ વર્ષના પ્લેગમાં ૧૦, ૧૦ વર્ષની કન્યાઓ રાંડયાના
" દાખલા મ્હેં જોયા છે, અને સાંભળ્યા છે. આવી વાત શુભકાર્યમાં
" વિચારવી એ ઠીક નથી, પરન્તુ આંખે જોઇએ છીએ એટલે લાગ્યા
" વિના નથી રહેતું. આપ કહેશો કે મ્હોટા ક્યાં નથી મરતા ?
" પરન્તુ મ્હોટા કરતાં ન્હાની ન્હાની વયમાં વધારે મરે છે. આંબા
" પરથી મ્હોટી કેરીઓ ગરે છે ત્હેના કરતાં અનેક ગણી ન્હાની
" કેરીઓ ગરી પડે છે. ન કરે નારાયણને આવું કંઇક બની જાય
" તો મ્હેં આ લગ્નમાં હાજર રહી મ્હારી સંમતિ આપી એથી
" આખી જીંદગી ભર પશ્ચાતાપ કરવો પડે. આ જમાનો બાળકોને
" ભણાવવાનો છે. ભણનારને બીજી કોઇ પણ જાતની ચિંતા, હરકત
" હોવી જોઇએ નહિ. બાળલગ્નથી ભણવામાં અડચણો નડે છે,
" જોઇએ તેટલું અભ્યાસમાં ધ્યાન આપી શકાતું નથી અને અ-
" શક્તિને લીધે અભ્યાસ નબળો પડે છે. આ પણ ખરાબ છે.
" આપ મહા મહેનતે, પુષ્કળ પરસેવો ઉતારીને, ટાઢ તડકો વેઠીને,
" ભૂખ પણ વેઠીને આટલી સારી ( આર્થિક ) સ્થિતિ પ્રાપ્ત કરી
" શક્યા છો, એટલે પૈસાની કિંમત આપજ સ્હમજી શકો. પરન્તુ
" એ પૈસા કોને માટે ? પોતાના ને પોતાના બાળ બચ્ચાંના સુખને
" માટે કે એકઠા કરી મૂકવા માટે ? પુત્રીના સુખ કરતાં પૈસાની

" વધારે કાળજી કરવામાં આવે એ કોઇ રીતે ઠીક નહિ. મ્હારે
" લગ્નમાં હાજર રહેવું પણ શા માટે ? ફક્ત પૈસાની ખાતર. (એટલે
" કે ) હું જો સારે નરસે પ્રસંગે હાજર ન રહું તો આપના તરફથી
" મળતો વારસો મ્હને ન મળે, એ મેળવવા મ્હારે હાજર રહેવુંજ
" જોઇએ, પરન્તુ **બ્હેનના સુખ કરતાં પૈસા મ્હને વધારે**
" **વ્હાલા નથી.** આપે મ્હને ભણાવ્યો છે, એ લાખો રૂપીઆની
" પુંજી કરતાં વધારે સારો વારસો મ્હને મળ્યો છે; કારણ કે અભણ
" રહ્યો હોત તો આપની પુંજી મ્હારી પાસેથી ઉડી જાત. ભણવાથી મ્હને
" મ્હારો રોટલો મળે છે, **એટલે હાજર રહી પૈસા મેળવવાની**
" **લાલસા રાખું તેના કરતાં આ લગ્નક્રિયામાં ગેરહાજર**
" **રહું અને ભીખારી રહું એ મ્હને અનેકગણું વધારે સારૂં**
" **લાગે છે, પૈસા તો આજ છે અને કાલે નથી પરન્તુ કરેલાં**
" **કર્મ તો સાથે આવવાનાં છે, અને અજાણપણે કરેલાં**
" **કર્મ કરતાં જાણીબુજીને ખોટું કરવું એ વધારે ખરાબ છે.**

*　　　*　　　*　　　*

લિ: આ. સેવક

**અંબાલાલના પ્રણામ.**

માત્ર ભાઇ અંબાલાલના ઉપલા પત્ર ઉપરથી અને તેમાં જણાવેલી ધર્મ-પ્રતિજ્ઞાથી તેમના આત્મબળનું, ત્યાગ વૃત્તિનું, ભ્રાતૃભાવનું તથા બુરાઇ તરફના તેમના તિવ્ર અભાવનું માપ બહુ સારી રીતે સમજી શકાય છે.

બાળલગ્નના વિષયમાં ઉપરના પત્રમાં જે દલીલો ભાઇ અંબાલાલે આપી છે તેના કરતાં પણ સચોટ દલીલો આપીને લાંબા લાંબા નિબંધો લખનાર ઘણા પડયા છે; પણ સખ્ત કસોટીમાં ફસાવું પડે એવો પ્રસંગ તેમાંથી કોઇ વિરલોજ જીરવી શકે છે.

મહાત્માશ્રી ગાંધીજીના કહેવા મુજબ સાંસારિક કાર્યમાં પણ સત્યાગ્રહી ફત્તેહ સાથે ચાલી શકે છે, તેની ફત્તેહ ભાઇ અંબાલાલે પણ ઉપલી બાબતમાં મેળવેલી. ભાઇ અંબાલાલના સત્યાગ્રહ યાને ધર્મ પ્રતિજ્ઞાથી—સાચના બેલી પ્રભુ મદદે આવ્યા અને આજુબાજુનું વાતાવરણ બદલાઇ જઇને તેમનાં ન્હાની બેનનાં લગ્ન બંધ રહ્યાં.

બોરસદ, આણંદ વગેરે જ્યાં જ્યાં તે શિક્ષક તરિકે રહ્યા છે ત્યાં ત્યાં તેમના સહવાસમાં આવનાર પાડોશીઓ વગેરે તેમની પ્રવૃત્તિમાં રસ લેવા માંડતા.

મળતાવડો સ્વભાવ અને દરેક માટે સ્નેહાળ હૃદયને લીધે અમારા મિત્રમંડળમાં તેઓ દરેકને દુઃખે દુઃખી અને સુખે સુખી થતા અને બધાઓ તેમને પોતાના ગણતા. પોતાને શેની જરૂર છે, એને બદલે બીજાને શેની જરૂર છે તેનું ચિંતન તેઓ વધારે કર્યાં કરતા.

“ઘરમાં ટીપું નહિ, ને મારૂં નામ દરિયાવખાં” એની પેઠે જરાતરા કામ કરવા છતાં વાતોનો અને આડંબરનો ડોળ અતિશય કર્યાં કરનાર માણસોનો અત્યારે ટોટો નથી. ભાઇ અંબાલાલ એ અવગુણથી રહીત હતા; એટલુંજ નહિ પણ “જમણો હાથ કરે તે ડાબો હાથ જાણે—નહિ” એ વચનામૃતને અનુસરતી રીતે પોતાની કૃતિ અને યોગ્યતાને બને ત્યાં સુધી ગુપ્ત રાખવાનો ગુણ પણ તેમનામાં હતો. કૉલેજના અભ્યાસ વખતે—વડોદરામાં અને જૂનાગઢમાં તેમને સ્કોલરશીપ મળતી; પરંતુ પોતે પીતા તરફથી મળતી રકમમાંથી સંકોચ વેઠીને ચલવી લેતા અને પોતાની સ્કોલરશીપ અન્ય ગરીબ મિત્રોને આપી દઇને પોતે બીલકુલ તે સ્કોલરશીપનો ઉપયોગ કરતા નહિ. એક મિત્રના અભ્યાસમાં પૈસા સંબંધે મુશ્કેલી જાણવાથી તેમણે પોતાને નામે લોન ફંડ લઇને તેને પૈસાની સગવડ કરી આપી હતી. તેમના મરણ પછી તેમના તે મિત્રનો તે પૈસા મોકલી

આપવા બાબતનો પત્ર મળ્યો ત્યારેજ તેમના નિકટના સહવાસમાં આવનારા પણ તે વાત જાણી શક્યા. તેમના જે લેખો માસિકોમાં છપાતા તે પણ ઘણે ભાગે છુપા નામથીજ છપાતા; અને માત્ર વસ્તુને આધારેજ તેના મહત્ત્વની કિંમત આંકનારા અનુભવીઓની જાણમાં કોઈ કારણે તેમનું નામ આવી જતું ત્યારે આ મુગ્ધાક્ષ જેવા દેખાતા યુવકની યોગ્યતા માટે તેમને માન ઉપજ્યા વિના રહેતું નહિ.

"નિરભિમાનવૃત્તિ એ એમના જીવનનો રંગ હતો. તે વૃત્તિને લીધે ઘણીવાર અજાણ્યા માણસોમાં થોડા વખત માટે તેમની પ્રતિષ્ઠાનો ભંગ થતો; પણ જરા વિશેષ પરિચયમાં આવ્યા પછી એ અજાણ્યા માણસોને તેમના માટે બહુ માન ઉપજતું હતું. પોશાકની સાદાઇ, મિતાક્ષરે પોતાનો મત પ્રતિપાદન કરવાની રીત, અને નાના મોટાં સર્વ સાથે એકજ પ્રકારના માનસિક વલણથી વર્તવાની રીત—એ નિરભિમાનવૃત્તિના પાસાના નિરાળા નિરાળા પટેલ હતા."*

"સ્વર્ગસ્થનું ચારિત્ર્ય બહુજ પ્રશંસનીય હતું. તેના સળંગ ચારિત્ર્યને લીધે યુવક મંડળમાં એઓ બહુ ઉંડી છાપ પાડી શક્યા હતા. ઘણા યુવાનો એમની પાસે પોતાનું હૃદય ખોલતા; સાંસારિક ગુંચવણો ઉકેલવાનું બળ એમની પાસેથી ઘણા યુવાનો મેળવતા. મિત્રોનું મન સંપાદન કરવામાં, સમાજમાં પ્રતિષ્ઠા મેળવવામાં, શાળામાં હાથ નીચે કામ કરનાર પર પ્રતિભા પાડવામાં, વિદ્યાર્થી આશ્રમમાં પોતાનો અંશ દાખલ કરવામાં સ્વર્ગસ્થને પોતાનું નિર્મળ ચારિત્ર્ય બહુજ મદદગાર થઇ પડતું હતું."×

તેમની વિચારશક્તિ સતત ચાલ્યા કરતી, અને તે વિચાર-શક્તિને કારણેજ ન્હાની ઉમ્મરે આટલી પ્રવૃત્તિ તે કરી શકેલા. અમૂક વખતે આપણે તેમની સાથે વાત કરીને ઉઠયા હોઇએ અને કલાક

*× "કેળવણી" માર્ચ ૧૯૧૮.

પછી પાછા જઈએ તો આપણા માટે તેમણે નવું કાંઈક તૈયાર કરી મૂકેલું હોયજ.

સાધારણ પરિચયથી તેમનામાં હઠીલાપણું જણાતું; પણ તે સાથેજ ભુલ જણાય તો કબુલ કરી સુધારવામાં જરા પણ વિલંબ કરતા નહીં. **भवन्ति नम्रास्तरवः फलोद्गमैः।** રાજર્ષિ ભર્તૃહરિનું આ સૂત્ર ભાઈ અંબાલાલને યથાર્થ બંધ બેસતું હતું. તેમનામાં સાદાઈની તો હદજ હતી.

એ સાદાઈ જોઈને ઘણા મિત્રો તેમને ઠપકો દેતા કે; "બીજા ઉપર વજન પડે તેટલો તો દેખાવ રાખવોજ જોઈએ. અંબાલાલભાઈ, તમે આમ છેક કંગાલ કેમ બની જાઓ છો?" આમ કેટલીક વેળા મજાકમાં તો કેટલીક વેળા ખરા દીલથી મિત્રો તેમને સંતાપતા; પણ આ ભાઈ પોતાનો વેશ છોડે તેવા નહોતા. આ સાદાઈએજ તેમને ત્યાગી બનવાનો માર્ગ સરળ કરી આપ્યો હતો.

કોઈ દિવસ બોરસદથી રજા ઉપર ગયા હોય અને પાછા ફરતાં દશ વાગે ગાડીમાંથી ઉતરી સાત માઈલનો રસ્તો કાપવા માંડે એટલે ઘોડાગાડીવાળો કહે કેઃ—"માસ્તર સાહેબ, ફક્ત ચાર આના આપજો પણ ગાડીમાં બેસી જાવ." ત્યારે આપણા માસ્તર સાહેબ કહેતા કે, "તે ચાર આના કોઈ દીન દુઃખીને આપી તેનો સારો ઉપયોગ કરતાં મ્હને આવડે છે" આમ કહીને સાડા અગીઆર વાગે સ્કુલના નિયમિત વખતેજ તે બોરસદ પહોંચી જતા. ઘેર ખાવા જાય તો અનિયમિત થવાય, અને તેથી વિદ્યાર્થીઓના હૃદયમાં ખોટી અસર થાય તેવા કારણથી પરબારા ઉતાવળે પગે નિશાળેજ જઈ પહોંચે. કેટલીક વખત તે પોતે સોસાઈટી તરફથી ખાનગી અંગ્રેજી સ્કુલો તપાસવા જતા. એક દિવસ અંબાલાલભાઈ સુણાવ ગયા. ખરા તાપમાં બપોરે તે સુણાવ પહોંચ્યા. ત્યાંના જાહેર કામમાં પૂર્ણ ઉત્સાહથી કામ

શેતા ગુજરાતી નિશાળના હેડ માસ્તર સ. કીશોરભાઇ પોષ્ટના કામમાં છે એવું જણાતાં તે ભાઇ ચુપકીથી ઓરડીની બહારજ બેસી ગયા. કીશોરભાઇએ પા કલાક પછી અચાનક ઉંચુ માથું કરી જોતાં બહાર અંબાલાલભાઇને દીઠા કે તુરતજ બહાર આવ્યા. "કેમ ભાઇ, આપ ક્યારના પધાર્યા છે ? મ્હને આપના આવ્યાની ખબર નહોતી." જવાબમાં ભાઇએ કહ્યું કેઃ—"પંદર વીસ મીનીટ થઇ હશે. તમે કામમાં હતા માટે તમારા કામમાં ખલેલ ન આવવા દેવાના હેતુથી હું ચુપકીથી બેસી રહ્યો." "આપે કાગળ લખ્યો હોત તો ગાડી મેકલત. આવા તાપમાં ચાલીને આવવું નહોતું." "કાંઇ હરકત નહિં. પગમાં શક્તિ છે ત્યાં સુધી ગાડી ઘોડાની શી જરૂર છે ? આપ આપનું કામ પુરૂં કરો એટલે પછીથી નિરાંતે વાત કરીશું."

આવા સરળ—નમ્રવર્તન અને તેની સાથે એવી ઉમદાવૃત્તિ તરફ કોણ આકર્ષાય નહિં ? તેઓ કહેતા કે "**જેટલો બહારનો ડોળ તેટલીજ અંદરની ન્યનતા.**" અંદરની આકર્ષતા વધારવાનો પ્રયત્ન કરવો પડે છે. ભવભૂતિના શબ્દોમાં કહીએ તો **गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः** ગુણી માણસો પોતાના ગુણને લીધેજ પૂજાય છે, નહિં કે વસ્ત્રાભૂષણ વગેરેની બહારની ટાપટીપને લીધે.

દિવસે દિવસે તેમના જીવનમાં ઘણો ફેરફાર થવા માંડયો હતો. છેલ્લા સમયમાં પરોક્ષ રીતે મહાત્મા ગાંધીજીનો સહચાર કરતા. તેમના શિક્ષણમાં તેમને બહુ રસ પડતો. તેઓ વખતો વખત કાંઇ ને કાંઈ નવું તત્વ પોતાના જીવનમાં ઉમેર્યા કરતા.

એક દિવસ હું આણંદ ગયો. પોતે બોર્ડિંગમાં જમતા. વિદ્યાર્થીઓ સાથે સાંજે વાળુ કરવા બેઠા. વાળુ કરી રહ્યા બાદ પોતાનાં વાસણ લઇને ઉઠયા. તે સાથે બધા વિદ્યાર્થીઓને કહ્યું કે પોતાનાં વાસણ પોતેજ ધોવાં જોઇએ. હેડ માસ્તર સાહેબ પોતે પોતાનાં

વાસણુ માંજવા બેસી ગયા એટલે વિદ્યાર્થીઓને કાંઇ સંકોચ થયો નહિ. તે દિવસથી જમ્યા પછી વાસણુ હજી પણુ વિદ્યાર્થીઓ પોતાને હાથેજ માંજી નાંખે છે. "જે જે બાબતો જનસમાજને શીખવવાની હોય તે બાબતો શીખવનારે પોતે તો અવશ્યજ પાળવી જોઇએ;" એ વાત હમેશાં તેમના મનમાં રમ્યાં કરતી. આ પ્રમાણે વર્તવામાં કોઇવાર તેમને નિષ્ફળતા મળતી તો તેથી તેમને દુઃખ થતું; પરંતુ નિરુત્સાહી બનતા નહિ.

એક સમયે તેમના શરીરમાં ટાઢીયો તાવ હોવાથી તેમના એક મિત્રે તેમને મોજાં પહેરવાનો આગ્રહ કર્યો; પરંતુ તેનો ફક્ત એકજ જવાબ હતો કે; "જો હું મોજાં પહેરૂં તો મ્હારા વિદ્યાર્થી મ્હારૂં અનુકરણુ કરે અને તેઓમાં મ્હારા દૃષ્ટાંતથી મોજશોખની વસ્તુઓ દાખલ થઇ જાય. આ કારણુને લીધે છેવટ સુધી પણુ તેમણે મોજાં પહેર્યાં નહતાં."

તેમણે આખી જીંદગીમાં નાટક કદી જોયું નથી; કારણુ કે વિદ્યાર્થી અવસ્થામાં તે જોવું નહી જોઇએ એ નિયમ હતો; અને પછી શિક્ષક તરીકે બોધપ્રદ નાટક જોવાય તો પણુ વિદ્યાર્થીઓ ઉપર તેની ખોટી અસર થાય અને તેઓ પછી હલકાં નાટકો જોવા માંડે.

ભાઇ અંબાલાલ ભારે ઉદ્યોગી હતા. તેમના શરીરના બંધારણ ઉપર નજર કરતાં તો કોઇને પણુ ખ્યાલ ન આવે કે તેમનાથી આવું સતત કાર્ય થઇ શકતું હશે. શાળામાં મુખ્ય શિક્ષક તરીકે પુરેપુરા કલાક કામ કરવું તેમજ દરેક પ્રકારની વ્યવસ્થા રાખવી; સોસાઇટીની શાળાના તૈયાર થતા નવા મકાન માટે જોઇતો સરસામાન, કારીગરો, વગેરે પુરાં પાડવાં તથા તે કામ ઉપર દેખરેખ રાખવી; દેશમાં ચાલતી અને ચર્ચાતી લોકસેવાની બાબતોની માહિતી રાખવી, તથા તેમાં રસ લેવો અને તેમાંની તેમજ બીજી કોઇ બાબતોનું અનુકરણરૂપે

અથવા નવીન યોજનારૂપે ચરોત્તર વગેરે પ્રદેશમાં અમલમાં લાવી શકાય તેના ચિંતનમાં રહેવું; ચરોત્તરની સામાજીક હીલચાલ ઉપર નજર રાખવી અને તેમાં બનતો ભાગ લેવો; સોસાઇટીના સેક્રેટરી તરિકે તથા શાળાના મુખ્ય શિક્ષક તરીકે અનેક માણસો સાથે પત્ર વ્યવહાર કરવો; ચરોત્તર યુવક મંડળ સંબંધે વ્યવસ્થા કરવી; મંડળ તરફથી ચાલતી શાળાઓની મુલાકાત લઈ જરૂરના ફેરફાર કરવા; સોસાઇટીના મકાન માટે લખાયેલી મદદની ઉઘરાણી કરવી; વિગેરે ઘણાં કાર્યો તેમને કરવાં પડતાં છતાં આવી સ્થિતીમાં પણ નવરાશ મેળવીને સોસાયટીની પ્રવૃત્તિ વિષે તેમજ સમાજને હિતકર એવા લેખો લખવા પાછળ ગમે તેમ કરીને તેઓ સમય કાઢી શકતા. છેલ્લાં બે વર્ષોમાં તેમણે અનેક ઉપયોગી લખાણ કર્યાં છે. “ યુવકોને પત્રો ” અને “ સ્વાર્પણ” એ બે ઉમદા ભાષાંતરો તેમણે પ્રાતઃકાળનો સમય ગાળીને તૈયાર કર્યા છે. લખવા વાંચવાના શોખ આડે તેઓ કેટલીકવાર મોડા સુધી જાગતા અને આંખ્યોની નબળાઇને લીધે રાતના વખતે પોતાને તે કામ કરવું નહિ ફાવતું હોવાથી એકાદ વિદ્યાર્થી અથવા મિત્રને મદદમાં રાખતા.

આમ ભાઇ અંબાલાલના જીવનની કથા પુરી થવા આવી. કોઇ કહેશે કે આ કથામાં તમે ભાઇ અંબાલાલની કાંઇ ખામીઓ તો બતાવી નથી ? વાત ખરી છે. ખામીઓ વગરનું માણસ નથી; પણ માણસ નબળાઇના સાગરમાં જ પડેલો છે, માટે નબળાઇના સમુદ્ર-માંથી તે શી રીતે બચ્યો; શી રીતે પોતાનો ઉદ્ધાર થોડે અંશે પણ કરી શક્યો; તેણે એ મોહ–માયાના સમુદ્રમાંથી નીકળવાને શું સાધન પ્રાપ્ત કર્યું અને તે સાધનને તેણે કેવી રીતે વાપર્યું ? વગેરે હકીકત આપણે જેવાની છે. એ રીતે જ આપણે કાંઇક શીખી શકીએ અને બીજાના અનુભવમાંથી આપણને પણ કાંઇ રસ્તો હાથ લાગી જાય

તો આપણા જીવનનું સાર્થક કરી શકીએ. આવા હતુથી જ જીવન-ચરિત્રો લખાય છે. માણસ માત્રની નબળાઇઓનું જો પ્રદર્શન ભર્યું હોય તો સંસારનું તેથી બહુ જ અકલ્યાણ થાય અને સર્વને બીજાની ખામીઓ જોઇને પોતાની ખામીઓ વિષે સંતોષ વળીને અધોગતિમાં પડે. વળી ભાઇ અંબાલાલનો અવગુણ કયી દષ્ટિએ હું કલ્પું? આપણા સંસારનું હાલનું જે બંધારણ છે તે મુજબ તો મ્હને તેમના જીવનમાં એવું કાંઇ જણાયું નથી. સંસારના નિયમોને ઉલ્લંઘી સમાજ ઉપર બૂરી અસર થાય તેવું વર્તન કરતા મેં તેમને કદી પણ જોયા કે જાણ્યા નથી. એટલે જે લખાયું છે તેથી જ વાંચક મિત્રો સંતોષ માનશે, એવી પ્રાર્થના છે.

સ્વ૦ ના અવસાન વિષે ચરોત્તર એજ્યુકેશન સોસાઇટીએ નીચે મુજબના ઠરાવો પસાર કરીને પોતાના પહેલા સભાસદ અને આદ્ય-મંત્રીની કદર કરી છે.

૧ ઠરાવ—ચરોત્તર એજ્યુકેશન સોસાઇટીની કાઉન્શીલની આ સભા સોસાઇટીના સેક્રેટરી રા. રા. અંબાલાલ મોતીભાઇ પટેલના અકાળ સ્વર્ગવાસથી અત્યન્ત ખેદ પ્રદર્શિત કરે છે. આ બનાવથી સોસાઇટીને અને આખા ચરોત્તર પ્રદેશને એક સાચા, સહૃદય અને હરકોઇ પારમાર્થિક પ્રવૃત્તિમાં કેવળ નિષ્કામ વૃત્તિથી કામ કરનાર આદર્શ સ્વયંસેવકની જે ખોટ પડી છે તેની નોંધ લે છે; અને તેમના વયોવૃદ્ધ માત-પિતા, યુવાન પત્ની, અને બાળકપુત્રને આવી પડેલા દુઃખ તરફ દીલસોજી ધરાવે છે. ( કાઉન્સીલ. )

૨ ઠરાવ—સોસાઇટીના સ્વ. સેક્રેટરી ભાઇ અંબાલાલના સ્મારક માટે સોસાઇટીએ રૂ. ૫૦૦૦ નું સ્મારક ફંડ ઉભું કરવું* અને તેમાં

---

* અમને જણાવવામાં આવ્યું છે કે આ પાંચ હજાર પૈકી ૪૨૦૦ની રકમ અત્યાર સુધીમાં ભેગી થઇ ચુકી છે અને સ્વ૦ ની પહેલી સંવત્સરી સમયે ઉપર જણાવેલો વિદ્યાર્થી આશ્રમ બંધાવવાનું કાર્ય શરૂ થશે.

મંત્રી સ. સા.

સોસાઇટીના ભંડોળમાંથી રૂ. ૫૦૦૦) ઉમેરી રૂ. ૧૦,૦૦૦ ખર્ચી બ્રહ્મચર્ય, સ્વાશ્રય અને સાદાઇના સિદ્ધાંત ઉપર આણંદમાં એક વિદ્યાર્થી આશ્રમ સ્થાપવું. **( કાઉન્સીલ. )**

૩ ઠરાવ—ચરોત્તર પ્રદેશના બાળકોને કેળવણી આપવાના પવિત્ર કાર્યમાં પોતાનું સમગ્ર જીવન અર્પનાર ચરોત્તર એજ્યુકેશન સોસાઇટીના સેક્રેટરી રા. રા. **અંબાલાલ** મોતીભાઇ પટેલના એકના એક પુત્ર ભાઈ શરત્ચંદ્રની કેળવણીની પૂરતી સંભાળ લઇ શકાય તે માટે તેની પુરી અરાઢ વર્ષની ઉમ્મર થતાં સુધી માસિક રૂ. ૧૦) સોસાઇટી ખાતેથી ચાલુ ફંડમાંથી ખર્ચવા અને સોસાઇટીના સ્વયંસેવક મંડળે તેની કેળવણી ઉપર દેખરેખ રાખવી. **(ગવર્નીંગ બોડી.)**

ભાઇ અંબાલાલના ઉપર જણાવેલા સ્મારક ઉપરાંત સોજીત્રા અને બોરસદ ગામમાં જુદાં જુદાં સ્મારક ફંડ થયાં છે. દરેક ગામે બસો અઢાસોને આશરે રકમ ભેગી કરી છે અને ગામ લોકો તેનો એવો ઉપયોગ કરવા ઇચ્છે છે કે દર વરસે ગામમાં રમત ગમ્મતનો મેળાવડો કરીને આગળ પડતા વિદ્યાર્થીઓને ઇનામ આપવા પાછળ આ રકમના વ્યાજનો ઉપયોગ કરવો.

ઉપર જણાવ્યું તેમ ભાઈ અંબાલાલની પાછળ તેમના બાળક પુત્ર ભાઇ શરત્ચંદ્રની કેળવણી માટે ચરોત્તર એજ્યુકેશન સોસાઇટીએ ત્રીજો ઠરાવ ઘડી પોતાની જે ફરજ બજાવી છે તે કરતાં વધારે મ્હોટી ફરજ ભાઈ અંબાલાલનાં વૃદ્ધ માતપિતા અને ત્હેમનાં વિધવા પત્ની ઉપર આવી પડે છે. આગળ જણાવ્યું તેમ ભાઇ અંબાલાલ આપણા સંસારમાં ચાલતા કેટલાક નુકશાનકારક રિવાજોના કટ્ટા શત્રુ હતા. ચી. શરત્ચંદ્રની સગાઈ માટે અનેક માગાં આવતાં અને તેમના ઉપર ઘણું દબાણ થતું. કોઇ કોઈ માણસો તેમની પાસે જઇને ઘણું સ્હમજાવી આવેલા પણ પોતાના બાળકને બાળલગ્નની બેડીમાંથી

મુક્ત રાખવાને માટે તેની સગાઇ કરવાથી દૂર રહેવાને તેઓ દ્રઢપ્રતિજ્ઞ રહ્યા હતા. ઉમરમાં આવતાં સુધી તેને બને તેટલી ઉત્તમ અને વિશેષ કેળવણી આપવી એ જ તેના પ્રત્યે તેઓ પોતાનું મુખ્ય અને ખરૂં કર્તવ્ય માનતા; અને વિવાહની બાબતમાં તો તેમનો વિચાર એટલે સુધી હતો કે એ બાબતમાં પોતાને બાપ તરીકે માથું મારવાની જરા પણ જરૂર નથી; અને ઉમરે આવ્યા પછી પણ શરતચંદ્ર પોતે વિવાહ માટે નારાજ હોય તો તેમાં પણ પોતે કશો આગ્રહ ન કરવો.

ઉપલી બંને બાબતોમાં—ચી. શરતચંદ્રની કેળવણી અને તેના લગ્ન સંબંધે આ ઉપરથી ભાઇ અંબાલાલને ચ્હાનાર, તેમનાં માતા-પિતા, તેમનાં પત્ની, અન્ય સગાં અને સ્નેહીજનો ઉપર એક સર્વોત્કૃષ્ટ ફરજ આવી પડે છે. ચી. શરતચંદ્રની કેળવણીમાં તેઓ દરેકે તેને પુરતી અનુકુળતા આપવી જોઇએ અને પોતાની બેકાળજીને લીધે તે ભાઇની કેળવણી બંધ ન થવી જોઇએ, અને તેજ પ્રમાણે બ્હેનનું બાળલગ્ન પોતાને મળનારા વારસાના ભોગે પણ બંધ કરાવવા ગુજનાર ભાઈ અંબાલાલના પુત્રનું લગ્ન પણ બાળપણમાં ન જ કરવું જોઇએ. ખરાબ રીવાજને આધીન થઇને આ બંને બાબતોમાં ભાઇ અંબાલાલની ધારણા વિરૂદ્ધ વર્તવું; એ તે સદ્‌આત્માનો અને પ્રભુનો દ્રોહ કર્યા બરોબર છે; તેથી એ અઘોર પાપરૂપ હોવાથી સ્વ૦ નાં સગાંકુટુંબીઓએ તેમાં ખાસ દ્રઢ રહેવાની જરૂર છે.

ભાઇ અંબાલાલની જીવનકથા બંધ કરતાં તે ભાઇના અંતકાળનું દૃશ્ય પાછું આંખો સામું આવી ખડું થાય છે. આણંદમાં જ્યાં ચરોત્તર એજ્યુકેશન સોસાઇટીનું મકાન બંધાય છે તેજ સ્થળે તેમનું સમાજ સેવામાં અર્પાયલું જીવન વૃક્ષ- કે જે હવે ગુજરાતના સેવાક્ષેત્રમાં ખીલી નિકળવાનાં સુચિન્હ દર્શાવી રહ્યું હતું તે પ્લેગની

આરપાંચ દીવસની માંદગી ભોગવી દેશસેવાના વિચારોમાં મનની પૂર્ણ શાંતિ પૂર્વક ૧૯૭૪ ના પોશ વદી ૧ તા. ૨૬-૨-૧૯૧૮ ના દીવસે કાળના અવિવેકી કુહાડાવડે કપાઇ પડયું.

એક સન્મીત્ર ઠીકજ લખે છે કેઃ—

" ચરોત્તર એજ્યુકેશન સોસાઇટીને એમની ખોટ પડશે, ગુજરાતને પણ જે સમયે કાર્ય કરનારાનું એક સૈન્ય જોઇએ છીએ તેવે સમયે આવા તૈયાર થએલા સેવકની ખોટ બહુજ સાલશે. કદાચ એમનું કામ કરવાને માણસો તો મળી શકે; પરંતુ સ્વર્ગસ્થની વિશુદ્ધ ભાવના અને હૃદયનો ઉમળકો તો નજ મળે."

" કેળવણી " માર્ચ ૧૯૧૮.

આ પ્રમાણે એ સાધુ જીવન જો કે આ જગતમાંથી અલપાઇ ગયું છે તોપણ પોતાના સ્વલ્પ આયુષ્ય દરમીયાન પણ તે પોતાના એક ઉલ્લેખમાંના નીચલા શબ્દોથી તથા તે શબ્દોને સાર્થક કરનારા પોતાના ઉમદા જીવનથી ગુજરાતના યુવક વર્ગને શીખવ્યા કરશે કેઃ—

" મનુષ્યોને પોતાના દુઃખમાંથી કાંઈ શીખવાનું મળે છે; તો સમસ્ત પ્રજાનું આ મહાન દુઃખ પ્રજાને કાંઇ નહિ શીખવે? જાહેર જીવનનાં તત્વો તરફ તે આપણું લક્ષ નહિ દોરે?........ક્ષણભંગુર જીવનને ચિરંજીવી ન કરી શકાય પણ સન્માર્ગે તો વાળી શકાય. કલ્પિત ભય દૂર કરીએ તો જીવનને ઉપયોગી બનાવી શકાય; નાની મોટી સેવાનું નિમિત્ત કરી શકાય; અસ્ખલિત સ્વાર્થને પ્રવાહે વહેતું હોય તેમાંથી એ પરમાર્થને ક્યારે પ્રેરી શકાય. એ જીવન રહસ્ય આપણે નહિ સમજી શકીએ?" " કેળવણી " માર્ચ ૧૯૧૮.

**શ્રીયુત ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક** (ગુજરાત કેળવણી મંડળના મંત્રી) એમના અવસાન વિષે લખે છે કેઃ—

+ + એ પરમમિત્ર, ગૂજરાતનો એક સ્હોજીલો, શાંત, નમ્ર,

કર્તવ્યનિષ્ટ સેવક, હજી તે સેવાની સામગ્રી અપાર ધૈર્ય અને દક્ષતાથી તૈયાર કરતો હતો, તેવામાં ચરોત્તર ને ગુજરાતને વીલાં મૂકીને પરમાત્મ સ્વરૂપમાં ભળી ગયો. + +

**શ્રીયુત ગોપાળદાસ અંબાઇદાસ** ઢસાથી લખે છે કેઃ—

+ + આવા વિરલા માણસો કોઇકજ પાકે છે, + +

+ + તેમનો શાન્ત સ્વભાવ, સરળ વર્તન, કામ કરવાની પદ્ધતિ, સ્વદેશ તરફ પ્રેમ અને ભક્તિ, નિરભિમાનીપણું વિગેરે કેટલાક સદ્‌ગુણો પાટીદાર કોમમાં તો અદ્વિતીય હતા. + +

**ફરગ્યુસન કોલેજના એક વિદ્યાર્થી** જણાવે છે કેઃ—

+ + અંબાલાલનું જીવન એક નમુનેદાર હતું અને એમનો આત્મા અને એમનો કાર્ય પ્રત્યેનો 'જુસ્સો' હંમેશાં કાયમ રહેશે એવી અમારી સંપૂર્ણ ખાત્રી છે.

+ + એમનો અમર આત્મા ચિરઃસ્થાયી અમારા હૃદયમાં જ વાસ કરીને રહે, અને એમના જીવનનું ખરૂં રહસ્ય સમજવું એજ અમારૂં કર્તવ્ય છે.

**શ્રીયુત રાવજીભાઇ મણિભાઈ** લખે છે કેઃ—

+ + 'તમે અહીંથી **મોગરી** જઇને બાળવાટીકા માટે શિક્ષકનું ચોકસ કરી લેજો' '(મા) સ્હમજુબા, તમે આ બધાંની બરાબર બરદાસ કરજો. જરા વસમું તો લાગશે, પણ સહી લેજો. અકળાશો નહીં!' 'ભાઇ, તમારી બ્હેન (સ્વપત્ની—મણિબ્હેન)ને આશ્વાસન આપજો, તે રડી મરે નહીં' 'મને માફ કરશો, મારાથી નથી બોલાતું' આ બધું (સ્વ૰નું કહેવું) હજુ હૃદયમાં રમી રહ્યું છે. ભાઇ છેવટે અતિશય નમ્ર બની ક્ષમા યાચતો અને પ્રભુનું નામ દેતો ચાલ્યો ગયો. + + +

Ladvada, Petlad, 1st March 1918.

× × His is not the loss only to his parents

or his wife and son ( though theirs is slso a great loss ) but to the whole of Educational Gujarat ; nay, I would not be far in the wrong if I say, India : for it is my conviction that he would have in his quiet and sinceere ways secured a place for himself in the Educational India. × ×

Devidas. H. Shah.

**શ્રીયુત કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા** સુરતથી લખે છે કેઃ–

+ + દેખાવને માટે નહીં, પણ અંતરની ખરી લાગણીથી સેવા કરનાર, સંસ્કારી અને નિખાલસ દીલના માણસો તો રેતીના અગાધ મહાસાગરમાં રહેલા છૂટા છવાયા રણદ્વીપોની માફક હજારો કે લાખો માણસના સમાજમાંથી કોઇકજ નીકળી આવે છે. હજારો માણસોની આંખને ઠારનાર એ રણદ્વીપ અદ્રશ્ય થતાં મુસાફરના દુઃખનો પાર રહેતો નથી. ભાઇ અંબાલાલ અને ભાઇ રણજીતરામ વગેરે આવા રણદ્વીપો હતા. + +

**બોરસદ અંગ્રેજી નિશાળના સર્વ શિક્ષકો તરફથીઃ—**

× × × ×

અમારો પરિચય તો દોઢજ વર્ષનો છે; પરંતુ એટલા થોડા વખતમાં પણ એમણે આ નિશાળના વિદ્યાર્થીઓમાં જે પવિત્ર વાતાવરણ ફેલાવ્યું હતું તેવું કેટલાંએ વર્ષો જતાં સાધારણ કેળવણીથી ન આવી શક્યું હોત. બોરસદ ગામની કેટલીક સાર્વજનિક સંસ્થાઓ પણ તેમનેજ આભારી છે અને જ્યાં સુધી તેઓ અહીંની શાળામાં રહ્યા ત્યાં સુધી ગામમાં જે કંઇ જીવન હતું તે તેમનેજ લીધે હતું એમ કહેતાં કંઇ પણ અતિશયોક્તિનો બાધ આવતો નથી.

× × ×

વિદ્યાર્થીઓને એમને માટે એટલો બધો પૂજ્યભાવ હતો કે તેમનો શબ્દેશબ્દ તેઓ આનંદથી ઝીલી લેતા અને તેમની રહેણી કરણીમાં સામ્ય જોઇને વિદ્યાર્થીઓના ઉપર એવી સારી છાપ પડી હતી કે તે કાળ જતાં પણ ભુલાય નહીં.

**અમદાવાદથી શ્રીયુત ખુશાલદાસ ગોકળદાસ પટેલ લખે છે કે:-**

× × × ×

ઇશ્વરની સોસાઇટીના ધાર્મિક કામ પ્રત્યે કોઇ પ્રકારની અવકૃપા હોવી ન જોઇએ તે છતાં એવા ઉપયોગી પુરૂષને કેમ ઉપાડી લીધો ! એમની તમને ખરેખરી ખોટ પડશે.

× × × ×

**શાન્તાક્રુઝથી શ્રીયુત મણિભાઈ વિઠ્ઠલભાઇ લખે છે કે:-**

× ×

સોસાઇટીની બાલ્યાવસ્થામાંજ માસ્તર સાહેબ જેવો સાચો ભક્ત ચરોત્તરના પ્રદેશની બધી પ્રવૃત્તિઓનો આત્મા ગયો, એ ચેતન ફરી હવે કોના દ્વારા બધી પ્રવૃત્તિઓમાં ઉતરશે ? × × × × જેમણે સોસાઇટીની સેવા એમના શરીરમાં પ્રાણ રહ્યો ત્યાં સુધી કરી. સેવા ધર્મની દીક્ષા લીધેલા એ સંન્યાસીની રગેરગમાં સેવાધર્મ વહેતો હતો અને ટૂંકા જીવનમાં જેટલું વધારેમાં વધારે થાય તેટલું કરી બાકીનું આપણને સોંપી આપણી સમ્મતિ કે રજા લીધા સિવાય આપણને છોડીને એ ચાલ્યા ગયા. મારા જીવનમાં મેં આટલો બધો પવિત્ર, ઉદ્યોગી, કામની ચિંતા અને ઝનુન વાળો નિખાલસ અને લોકસેવામાં પોતાની જાતનું પણ ભાન ભુલી જઇ પોતાનું સર્વસ્વ હોમી દેવાના વિચારને વધારેમાં વધારે મૂર્તિમંત બનાવનાર પુરૂષ આપણી વયના યુવાનોમાં તો કોઇ જોયો નથી.

**નગીનદાસ એ. શાહ.** આસિ. ડેપ્યુટી **ચીખોદ્રાથી લખે છે કે:-**

× × × આપે એક સારા મિત્ર અને હમેશાં સાથે કામ કરનાર ગુમાવ્યો છે પણ ગુજરાતે એક ઉત્તમ પુત્ર રત્ન ખોયું છે; અને મારા જેવાએ કેળવણીના કામમાં સારી સલાહ આપનાર સુહૃદય, સ્વદેશપ્રેમી સ્નેહી ગુમાવ્યો છે.

**મુંબઈથી શ્રીયુત જગજીવનદાસ દા. શાહ** લખે છે કે:—

× × × આપણે એમને અંબાલાલ માસ્તર કહેતા હતા; અને ખરેખર He was our master. જે ગુણો આપણે તો હજુ મેળવવાની ઇચ્છા જ કરીએ છીએ તે તો એમનામાં જડ ઘાલીને બેઠા હતા × × × × ભાઈ તો ઘણી પ્રવૃત્તિઓના પિતા હતા, અને બીજી ઘણીના હોત × × × તેમણે આપણી દરેક પ્રવૃત્તિને પોતામય બનાવી દીધી હતી; એટલે જ્યાં ત્યાં આપણે તેમને જ દેખતા હતા.

**શ્રીયુત લલ્લુભાઇ પ્રેમાનંદ પરીખ** લખે છે કે:—

× × × એમના અકાળ મરણથી ચરોત્તર એજ્યુ. સોસાઇટીએ એક ઉપયોગી હીરો ગુમાવ્યો છે. × × × આ કારી ઘાથી આપણને આપણા કામમાં ઘણું જ ખમવું પડશે. × × ×

**અમદાવાદથી શ્રીયુત ભાઈલાલ શંકરભાઇ પટેલ** લખે છે કે:-

× × × ભાઇશ્રી અંબાલાલની ખોટ આપણને ઘણી મોટી લાગશે. એમના જેવા ઉમદા વિચાર અને હૃદયવાળા તથા કેળવણીનું કામ બરાબર સમજે તેવા માણસની ખોટ ભાગ્યેજ પૂરી પડશે.

**બોરસદથી વકીલ છોટાલાલ ચતુરભાઇ પટેલ** લખે છે કે:—

× × × પરમ પવિત્ર બન્ધુના વિયોગથી આપણને એક નાની વયના સંપૂર્ણ સાધુ ચરિતવાળા મિત્રની ખોટ પડી છે અને આપણી સોસાઇટીને તેમજ બીજી ઘણી સંસ્થાઓને ઘણી ભારે હરકત થવા સંભવ છે. × × ×

**સુણાવથી કીશાભાઇ લલ્લુભાઇ પટેલ લખે છે કે:—**

× × × ચરોત્તરની અજ્ઞાન નિશા રાત્રાનો પ્રકાશક ચંદ્ર અસ્ત થયો; ચરોત્તરને અજવાળું આપનાર ઇશ્વરે ગ્રહો ઉત્પન્ન કર્યા તેમાંનો મુખ્ય ગ્રહ ખરી પડ્યો. × × ×

**મુંબઇથી શ્રીયુત ભોગીલાલ........લખે છે કે:—**

× × × જેની આશાઓ ઉપર ઘણી બાબતોનાં આધાર મૂકાયાં હતાં તે આશાઓ આમ નષ્ટ થઈ જાય એ ખોટ કાંઇ ગુજરાતને ઓછી નથી. આ બાબત એવી બની છે કે આંખ રડી શકે નહિ પણ હૃદય જ રડે!!! સ્વ. અંબાલાલ આમ અણચીંત્યા ગયા—ઘણાને રડતા મુકીને ગયા—કેટલીક ઉમદા મુરાદોનો ખજાનો લઇ ગયા. અરે રે! એવા વિચારો બીજાને ક્યાંથી આવશે, અને આવશે તો એ હૃદય પણ ક્યાંથી લાવશે? ચ. એ. સોસાઇટીને સુકાનહીન કરતા ગયા.

Thakurdwar, Bombay.
*28th Fb. 18.*

× × × In Mr. Ambalal's death the Charotar Education Society has lost an able, sagacious and a devoted worker. × × He was a moving spirit in the pioneering work of the society. × × × He was a model of all that was best in human.

Chaturbhai S. Patel.

**આણંદના નાગરીકો તરફનો ઉલ્લેખ:—**

સ્વ. ભાઈશ્રી અંબાલાલના અકાળ અવસાનથી ખાસ કરીને અમારા ગામને જે ખોટ પડી છે તે પૂરાઇ શકાય તેમ નથી. તેમણે તેમના સ્વભાવ અને ઉચ્ચ ચારિત્રથી અમારા ગામના આબાળ વૃદ્ધ

સઘળાને આકર્ષ્યા હતા. તેમના સ્વર્ગવાસથી સઘળા ગામમાં અત્યન્ત દિલગીરી પ્રસરી રહી છે. કૉલેજનો વિદ્યાભ્યાસ પુરો કર્યા પછી તેમણે આખા ચરોતરની નિષ્કામ સેવા બજાવી છે; તેથી તેમણે આખા ચરોતર ઉપર અપ્રતિમ ઉપકાર કર્યો છે, અને પોતાનો જન્મ સાર્થક કર્યો છે.

**વડોદરા સરકારના ન્યાયમંત્રી શ્રીયુત ગોવિંદભાઇ હાથીભાઇ** લખે છે કે:—

× × ×

ભાઇ અંબાલાલે કેળવણીનો ઉપયોગ પોતાને માટે જ નહિ પણ બીજાઓને માટે પરમાર્થ તરીકે કરી લોકસેવા બજાવી છે, તેથી તેમનું નામ અમર રહેશે; એટલું જ નહિ પણ બીજાઓને દાખલા રૂપ રહેશે × × × જે લાભ પોતાને મળ્યો તે બીજાઓને આપી આપણા દેશમાંથી અજ્ઞાન દૂર કરવાની પ્રતિજ્ઞાથી પ્રેરાઇ × × × × ચરોત્તર એજ્યુકેશન સોસાઇટીના સેક્રેટરી તથા આણંદ ન્યુ ઇંગ્લીશ સ્કૂલના હેડમાસ્તર તરીકે તેમણે જે સેવા બજાવી છે તે કોઇ દહાડો ભૂલાવાની નથી. ઇશ્વરે તેમને લાંબુ આયુષ્ય આપ્યું હોત તો તે ચરોત્તરને માટે ઘણું કરી શકત. × × × × ×

દૈનિક "**હિંદુસ્થાન**" તા. ૫–૩–૧૮.

× × × અંબાલાલ ગુજરાતના સાચા સેવક હતા. તેમનું–વિદ્યાર્થી જીવન સમાજસેવા અને ઉત્સાહથી ભરેલું હતું.

........સેવા વૃત્તિના જે પાઠ તે શીખ્યા હતા તેનો વ્યવહારમાં ઉપયોગ કરી બતાવ્યાનો યશ લીધો હતો.

× × × સોસાયટીના સેક્રેટરી તરીકે તેઓ તનતોડ સેવા કરી રહ્યા હતા. કામ કરવું–એ તેમનો મુદ્રાલેખ હતો...........સ્વર્ગસ્થ અંબાલાલની ખોટ ચરોતર એજ્યુકેશન સો૦ ને તો લાગશેજ; પરંતુ

ગુજરાતને પણ આવા ઉપયોગી દેશભક્તની ગેરહાજરી બહુ સાલશે.
× × × ×

આ સિવાય પણ ઠેકાણે ઠેકાણેથી બીજા એટલા બધા પત્રો આવેલા છે કે જેટલા પત્રો ભાગ્યેજ ચરોત્તરમાં અન્ય કોઇના અવસાન વિષે આવ્યા હશે.

સ્વર્ગસ્થ પોતાની પાછળ ગુણવાન પત્ની અને આઠ વર્ષનો પુત્ર મૂકી ગયા છે, પણ તેઓ શું સ્વર્ગમાં રહેશે? જ્યાં ભોગ ભોગવીને પુણ્યનો ક્ષય કરવામાં આવે ત્યાં આવા ત્યાગી સાધુને રહેવું શી રીતે પાલવે? તેવી અધોગતિ તે આત્મા નહિંજ થવા દે. સ્વર્ગના ભોગ પ્રધાન રાજસી શાશન સામે પણ તે હુલ્લડ મચાવશે અને ત્યાંથી છુટી આ ભારતભૂમિમાં વધુ તાજા આત્મબળ સાથે-પ્રભુનો-વિધાતાનો-નવો ઉદ્ધારનો પેગામ લઇને પાછા આવશે. એવા સપૂતોની અત્યારે ભારતમાતાને ઘણીજ જરૂર છે. ભલે આવે! ભાઇ અંબાલાલ વધુ તૈયારી કરવા સારૂ થોડા સમયને માટે પરદે થાય તેને માટે શોક કરવો ન ઘટે.

પ્રભુ એવા અનેક આત્માઓ અને મહાત્માઓને પોતાના દરબારમાંથી આ દીન દુઃખી ભારત માતાની વહારે મોકલી આપે; કેમકે હજી ખરૂં કામ અને ખરા પ્રસંગો તો હવેજ આવનાર છે. હાલનાં પરોપકારી કાર્યો અને પરાક્રમો તો તેની આગળ માત્ર ખેડ, ખાતર કે બહુ તો બીજ રૂપેજ છે.

ભાઇ અંબાલાલના કામ સાથે અથવા તેમના સ્થૂળ શરીર સાથે આપણામાંથી જેને કોઇ પણ જાતનો સંબંધ હોય તેઓ આવી રોજની પ્રાર્થનાદ્વારા પણ ભાઇ અંબાલાલની અને તેમના સેવાસ્થાન ભારતભૂમિની કેટલીક સેવા *બજાવી શકશે.

તેમના મરણ પછી દીલાસામાં આપણા એક પુજ્ય હૃદયે જે

આદેશ આપ્યો છે તે મુજબ ચાલો આપણે તે ભાઇનું સ્મરણ રાખીએ કેઃ—" ભાઇની મદદ પ્રત્યક્ષ રીતે મળતી બંધ થઇ છે પણ તેમનું જીવ્યું જીવતાં આવડે તો પરોક્ષ રીતે તો તેમની મદદ હંમેશ આપણને મળતીજ રહેશે. "

" મન વજ્રનું બનાવો, ભુતકાળ ભૂલી જાઓ અને ભવિષ્યનો વિચાર કરો. કોઇ વાતે મુંઝાશો નહિં. દુઃખ મોટું એટલે કસોટી ભારે. મિત્રો અને સ્નેહીઓ ઉપર શ્રદ્ધા રાખો અને ઇશ્વર પાસે માગો કે ભાઇનો આત્મા સંતોષ પામે તેવાં કર્તવ્ય કરવાનું બળ આપણને બક્ષે."

ઉપર પ્રમાણે વર્ત્યામાંજ ભાઈ અંબાલાલનું સાચું સ્મારક છે, મહાત્મા શ્રી ગાંધીજીનો પણ એજ સંદેશ છે કેઃ—

" ભાઇ અંબાલાલનું મૃત્યુ આપણને શીખવે છે કે આપણે સેવા ધર્મમાં એક ક્ષણ પણ ઢીલા નથી રહી શકતા. ગમે તે વખતે યમરાજ આપણને બોલાવી લે છે, અને જો આપણે દેશસેવાના માત્ર હવાઇ કિલ્લાજ બાંધવા હોય, પણ પ્રયત્ન ન કરવો હોય તો આપણને ખાલી હાથેજ ચાલ્યા જવાનો સમય આવે અને મનોરથો મિથ્યા થઇ જાય. ભાઇ અંબાલાલની પાછળ જે હોય તેમને મારા વતી આશ્વાસન આપજો અને કહેજો કે, ભાઇ અંબાલાલનું આપણને ખરૂં સ્મરણ તો એજ કે તેમના ચારિત્ર્યની આપણે નકલ કરીએ."

ૐ શાન્તિ. શાન્તિ. શાન્તિ.

---

## ખાસ સૂચના.

આ પુસ્તકની છેવટે જે ચાર ઉપયોગી લેખો આવેલા છે તે અનુક્રમણિકાવાળો ફૉર્મ છપાઇ ગયા પછીથી ઉમેરવાના ઠરેલા હોવાથી અનુક્રમણિકાની નીચે તેનાં નામ ૪૦ ઉમેરી લેવા વાંચકોને પ્રાર્થના છે.

વ્યવસ્થાપક સ. સા. વ. કા.

# યુવકોને પત્રો.

## ૧–પાછળથી પ્રધાનપદે પહોંચેલા એક યુવકને પત્ર.

ઈશ્વરનું સામ્રાજ્ય ક્યાં છે તે ત્હમને યાદ છે? ભૂતકાળમાં જ્યારે ત્હમે ન્હાના હતા, ત્યારે ત્હમે ત્હેને છેક આકાશમાં કલ્પતા; પછી ત્હમે મ્હોટા થઈને શાળામાં અભ્યાસ કરવા લાગ્યા ત્યારે ત્હમને તે ઉંચે હોય એમ અશક્ય લાગ્યું; અને કોઈ દિવસ, જ્યારે ત્હમે પુખ્ત વયે પહોંચશો, ત્યારે ઈશ્વરને એટલે દૂર કલ્પવા ઉપર પણ ત્હમને હસવું આવશે, અને ત્હમારી માતાના શબ્દો યાદ આવી સત્ય લાગશે કે **ઈશ્વરનું સામ્રાજ્ય તો ત્હમારા હૃદયમાં જ છે.**

હજારો સદીઓમાં પસાર થઈ આ સત્ય આપણને મળ્યું છે, અને મહાત્માઓ અનેક અમૂલ્ય વચનામૃતો માનવજાતિને સોંપી ગયા છે, છતાં તેમાં આ સત્ય તો એક અદ્‌ભુતજ વસ્તુ છે. ત્હમે હજુ યુવાન છો અને ત્હમારા મનમાં માન અને સત્તા પ્રાપ્ત કરવાની અભિલાષા રહી છે, તેથી જો આ સત્ય ત્હમને સર્વાંશે સ્હમજાશે તો તે ત્હમને જાદુ સમાન લાગશે; કારણકે તેનો અર્થ એટલો જ થાય છે કે ત્હમે યુવક તરીકે જે અનેક સ્વપ્નો જુઓ છો, તેને જો ધારો તો ત્હમે પ્રત્યક્ષરૂપ આપી શકો—જો ત્હમારી અભિલાષા સાચી હોય તો ત્હેને પાર પાડવાની શક્તિપણ ત્હમારામાં છેજ.

જો તે શક્તિ ત્હમારામાં નજ હોય તો બહારથી અન્ય કોઈ વસ્તુ ત્હમને તે આપી શકે તેમ નથી. એક શિષ્ટ વૃદ્ધ બાઈ મ્હારા એક મિત્રને વારંવાર કહે છે કે દુનિયામાં ત્રણ પ્રકારના ઉચ્ચ વર્ગ (aristocracies)

છે. એક ઉચ્ચ કુળમાં જન્મવાથી પ્રાપ્ત થયેલી ઉચ્ચત્તા; બીજી દ્રવ્યથી પ્રાપ્ત થયેલી ઉચ્ચતા; અને ત્રીજી ચારિત્ર્યની ઉચ્ચતા. આ ત્રણે ઉચ્ચતાઓ એક મનુષ્યમાં હોય તો તે બહુ સારી વાત છે; પરન્તુ તેમાં પણ છેલ્લા પ્રકારની ઉચ્ચતા હોવી એ સર્વોત્તમ છે. મહાન પુરૂષ ભલેને ગરીબ ગૃહમાં જન્મ્યો હોય, તેને જીવનભર સખ્ત જીવનકલહમાંથી પસાર થવું પડ્યું હોય; પરન્તુ **ચારિત્ર્ય સિવાય કોઈ પણ મનુષ્ય કદી મહાન થઈ શકયો નથી;** અને બીજી કોઇ પણ વસ્તુ સદાકાલ ટકી શકતી નથી. રોમન સામ્રાજ્ય અત્યારે ધૂળમાં દટાઇ ગયું છે; પરન્તુ માર્કસ ઑરેલિયસનું ઉચ્ચ વર્તન હજુ પણ હયાત છે, ત્હેના સામ્રાજ્યની ધૂળ પૃથ્વીપર સર્વ સ્થળે ઉડતી દેખાય છે.

જો તમે કોઇ ડાહ્યા નરને પૂછશો કે તમને ભૂતકાળના કયા માણસના જેવું થવું ગમે છે; તો તે સીઝર, ઑલ્ફ્રેડ, નેપોલિયન, અકબર, શિવાજી વા કોઇ મહાન રાજાનું નામ નહિ કહે, તેમજ આર્યભટ્ટ, ભાસ્કરાચાર્ય, સર આઇઝેક ન્યૂટન, કવિ કાળીદાસ, ભવભૂતિ, શેક્સપીઅર વા મિલ્ટનનું નામ પણ નહિ દે. તે રાજા, સેનાધિપતિ, શોધકો અને કવિઓ સુદ્ધાંનાં નામ પડતાં મૂકીને ભગવાન બુદ્ધ વા સંન્યાસી શંકરાચાર્યનું વા ૧૯ સદી પૂર્વે કોરિન્થમાં ખલાસીઓને માટે તંબુઓ બનાવનાર પાલનું નામ દેશે. કારણકે રાજાઓને તો ફક્ત મુકુટ અને ગાદી હતાં; સેનાધિપતિઓ પૃથ્વીની સુન્દરતાને ઉખેડી નાખી તેને કુરૂપવાન કરતા હતા; શોધકો ફક્ત માણસોને કામ કરવાનાં વા રમવાનાં સાધનોજ આપે છે; કવિઓનો અમૂલ્ય ભંડાર પણ સમજી શકનારને જ કામ આવી શકે છે; પરંતુ એ મહાત્માઓએ તો સમસ્ત જનસમૂહને નવું જીવન આપ્યું છે; કે જે નવજીવનનો નાશ કદી થયો પણ નથી અને થશે પણ નહિ. અધોગતિને સમયે આ સર્વેએ ધર્મનું રક્ષણ કર્યું, દુષ્ટ રાક્ષસોથી સાધુઓને બચાવ્યા, અને આ સર્વ ત્હેમણે

**ઉચ્ચ કુળ વા દ્રવ્યની જરાપણ સહાયતા વિના સફળ કર્યું.**

તમે પણ મહાનકાર્ય કરી શકો; ત્હમે કોઇ રાજ્યના પ્રધાન થઇ શકો. લાખો માણસોમાં થઇને ત્હમે ત્હમારો રસ્તો કરી શકો, એટલે સુધી કે તેઓ સર્વે ત્હમનેજ ચ્હાય, તમે તે સર્વના નેતા બની શકો, અને કોઇ પણ ત્હમને વચ્ચે અટકાવી શકે નહિ.

આપણા દેશમાં એકાદ યુવાન તો એવો જન્મ્યોજ હશે કે જે કોઇ દિવસ આખી પ્રજાનો તારક, નેતા કે પ્રધાન બનશે: તે યુવક **ત્હમે પોતેજ કેમ ન હો?** ત્હમારામાં સર્વ જોઇતા ગુણો છે-ત્હમે કહો છો તેવુંજ ખરેખર ત્હમારા હૃદયમાં પણ છે, અને મહાત્માઓમાં જે સર્વોત્તમ ગુણ હતો તે પણ ત્હમારામાં છે. ત્હમે બહાદુર છો; કર્તવ્ય કરવામાં જે જોખમ વા મુશ્કેલી સમાયેલી છે, તેથી ત્હમે જરા પણ નાસીપાસ થતા નથી. ત્હમારામાં સ્વમાનવૃત્તિ છે; અને નીચ કાર્ય કરતાં ત્હમે શરમાઓ છો; ત્હમે પ્રમાણિક છો, અને જાણો છો કે જૂઠું બોલવું એ કાયર પુરૂષનું કામ છે. આ સર્વે ગુણોને સાચવજો. હમ્મેશાં ઉજળી બાજુ તરફ લક્ષ આપજો, એટલે કોઇથી પણ ત્હમે હારવાના નથી. ત્હમે એવે માર્ગે વળ્યા છો કે ઠેઠ પહોંચ્યા પછી પણ ત્હમને પશ્ચાતાપ કરવા પ્રસંગ આવશે નહિ.

જ્યારે ત્હમે ખરા મનુષ્ય બનવાનો અને દેશના પ્રધાન બનવાનો નિશ્ચય કર્યો, તેની પૂર્વે ક્યારનાએ ત્હમારા જીવનમાં સર્વે આવશ્યક ગુણો ત્હમે પ્રાપ્ત કર્યા છે, અને તે ફરીથી યાદ દેવરાવવાની જરૂર નથી. હા, બીજી કેટલીક વસ્તુઓનો વિચાર કરવાનો છે ખરો.

**પ્રથમથીજ ખરાબ અભિપ્રાય બંધાઇ જવો, એ બહુ ખરાબ છે. ત્હમે એવી ક્ષુદ્ર વસ્તુને બીલકુલ સ્થાન આપશો નહિ. દીર્ઘ દૃષ્ટિ રાખજો; અને સર્વે બાજુનો વિચાર કરજો; અને પછીજ અભિપ્રાય બાંધજો. જ્યારે ત્હમે કોઇ પણ મંડળના વા સભાના સભાસદ થાઓ, અથવા**

કોઇ પક્ષમાં સામેલ થાઓ ત્યારે ત્હમે શું કરો છો તે સારી રીતે પ્રથમથીજ જાણી લેશો. જે ઠરાવ ત્હમને સ્હમજાય નહિ તે વિષે ત્હમારો મત આપશો નહિ, કારણકે ત્હમે શાળામાં શીખીજ ગયા છો કે જે વસ્તુ ત્હમને સ્હમજાતી ન હોય તેમાં મૌન સાચવવું એજ શ્રેષ્ઠ માર્ગ છે. સદ્દ્વર્તન અને સદ્દ્વિચારપર એટલો બધો સ્નેહ રાખજો કે વગર વિચારે કંઇ પણ કાર્ય થાય નહિ, વા ઉતાવળે કંઇપણ શબ્દો બોલાય નહિ; સાવચેત રહેજો કે રખેને ત્હમારા એક વચન વા કાર્યથી નીચ હેતુને ઉત્તેજન મળે નહિ. ત્હમે વિરુદ્ધ પક્ષને ધ્યાનપૂર્વક હમ્મેશાં સાંભળજો; અને દરેક પ્રસંગે કંઇને કંઇ શીખવાને ઉત્સુક રહેજો, અને સત્ય તથા માનને એટલાં બધાં પ્રિય ગણજો કે સામા પક્ષની દલીલો સાંભળ્યાથી વિચાર બદલાય તો તે નિડરતાથી જાહેર કરજો.

વધારે નુકસાન ખમવું પડે એવા પ્રસંગો પણ આવશે, પરંતુ ત્યારે પણ પ્રામાણિકપણા તરફનો ત્હમારો સ્નેહ કાયમ રાખજો. મહાન ભાવનાઓ, ઉચ્ચ હેતુઓ, શુદ્ધકાર્યો, ગરીબ તેમજ પૈસાદાર, સશક્ત તેમજ અશક્ત એ સર્વની સાથે ત્હમને પ્રામાણિકતાની જરૂર પડશે; ત્હમારો પક્ષ છેક હારી જતો હોય છતાં પણ ત્હમે નિષ્કટપણે પટ્ટા ખેલજો.

ત્હમને તાત્કાલિક વિજય ન પણ મળે; પરન્તુ છેવટ તો શ્રેષ્ઠ પુરૂષોજ વિજયવન્ત નીવડે છે. ત્હમારો પક્ષ હંમેશાં ખરોજ નહિ હોય, ત્હમારી સામેનો પક્ષ હમ્મેશાં ખોટોજ નહિ હોય; માટે વિજય વા પરાજયના પ્રસંગે કોઇ પણ પ્રકારની માનસિક હલકાઇથી છેટા રહેજો, કારણકે ત્હમે જાણતાજ હશો કે સર્વ પરાજિત પક્ષોમાં કંઇ પણ મૂળ સત્ય રહેલુંજ હોય છે; અને સર્વ વિજયી પક્ષોમાં પણ કંઇક અસત્ય સમાયલું હોય છે. ત્હમે જે કાર્ય કરવા માગો છો તે સર્વનું

જીવન ઉન્નત બનાવવાનો પ્રયાસ છે અને તેનાથી રાષ્ટ્રને સર્વોત્તમ માન મળવાનું છે. જ્યારે સ્વાર્થી મનુષ્યોને પોતાનો નીચ હેતુ સાધવાને સ્વદેશાભિમાનનો ઢોંગ કરતા જુવો ત્યારે ત્હમે તેનાથી દૂર રહેજો. ઉચ્ચ માર્ગને વળગી રહેવાની અને હલકી વસ્તુઓથી લલચાઇ નહિ જવાની ત્હમારી જાતને ટેવ પાડજો; અને જે વૃત્તિઓ ત્હમને આડે માર્ગે લઇ જાય તેવી હોય તેમને સંપૂર્ણ કાબુમાં રાખજો. જેમને ત્હમે ચહાતા હો ત્હેમને પણ પ્રસંગ આવેતો સત્યને ખાતર દુઃખી કરવાની હિંમત રાખજો. ત્હમે ત્હમારા સત્યરૂપી ધ્રુવ તારાને બરોબર ઓળખી રાખીને તેના તરફ અનિમેષ દૃષ્ટિ રાખીનેજ જીવનની, ઇશ્વરની અને માનવ–જાતિની સેવા કરજો અને તેમાં જરા પણ ઉણપ આવવા દેશો નહિ. વખત જતાં ત્હમારી આસપાસ દુનીઆમાં ચાલી રહેલી પ્રવૃત્તિઓના જ્ઞાનથી ત્હમને સ્હમજાશે કે ભૂતકાળમાં થઇ ગયેલા ગમે તેવા રસિક, ઉપયોગી અને યાદ આવતાં ઉત્સાહ આપે એવા બનાવોને યાદ રાખવામાંજ કેળવણીની સમાપ્તિ થતી નથી. જીવનના નિયમો સ્હમજવા અને ભવિષ્યમાં પ્રાપ્ત થવાની સ્થિતિને માટે તૈયારી કરવી કે જેથી પોતાનું જીવન પોતાને માટે આનંદદાયક બને અને બીજાને માટે આશિર્વાદ સમાન થઇ પડે, એજ ખરી કેળવણી છે. કોઇ ઇજનેરને રાજ્ય કરી ગયેલા બધા રાજાઓનાં નામ યાદ હોય; દરેક યુદ્ધક્ષેત્રની માહિતી હોય; હોમર અને બાઇબલ જેવાં પુસ્તક ત્હેમની મૂળ ભાષામાં વાંચી શકતો હોય અને દરેકે દરેક પર્વતની ઉચ્ચાઇ ત્હમને કહી શકતો હોય; પરન્તુ જો ત્હેને માહિતી ન હોય કે **સાંકળની મજબૂતાઇ તેના ખરાબમાં ખરાબ અંકોડાના જેટલીજ હોય છે** તો તે ખરી રીતે કેળવાયલો નથી, અને ત્હેના એ અજ્ઞાનને લીધે દુનિઆને કોઇ દિવસે સાંભળવુંજ પડશે કે એક પૂલ તુટી ગયો છે અને આખી ગાડીનો નાશ થયો છે.

કેળવણીજ આપણા જીવનનું અને કર્ત્તવ્યનું સાધન છે. જો ત્હમે મકાન બાંધનાર થવા માગતા હો તો ત્હમારી જાતને મકાનો બાંધવાને માટે કેળવીને તૈયાર કરો; જો ત્હમે રાષ્ટ્રના વિધાયક થવા માગતા હો તો રાષ્ટ્ર વિધાયકની કળામાં ત્હમે કેળવાઈ નિપૂણ બનો. એક ઝાડ સુકાતું હોય છે, ત્યારે બાગવાન્ કાંઇ તેનાં પાંદડાંને ચુંટી નાંખતો નથી અથવા તો ડાળીઓ ઉપર પાણી સીંચતો નથી, તે તો મૂળનેજ પોષે છે. એજ પ્રમાણે ત્હમે પણ મૂળને એટલે કે વસ્તુઓના કારણનેજ શોધતાં શીખજો. આળસુ ને ભૂખ્યાને ખોરાક આપવામાં જરાપણ સાચી મદદ અપાતી નથી; કેમકે ફરીથી તે ભૂખ્યો થશેજ. ખરી મદદ તો ત્હેની પાસે કામ કરાવવામાંજ સમાયલી છે. જો પાયો મજબુત ન હોય, તો ઇમારત કદી પણ સહિસલામત હોઇ શકે નહિ; જો માણસનું હૃદયજ પવિત્ર ન હોય તો પછી તેનું જીવન પણ સફળ હોઇ શકે નહિ, અને તેથી ત્હમે સંભાળજો કે ત્હમારી કેળવણી એ ખરી કેળવણી નિવડે. જગત ત્હમારી પાસે શું માગે છે, અને ત્હમને શું આપી શકશે, તે ત્હમારા મનથી બરાબર સ્હમજી લેજો.

ત્હમને ત્હમારા ગૃહ અને ગામપર ઘણો પ્રેમ હશે. જેને ઘરનો કંટાળો આવે છે, અથવા જે પોતાની માતાથી શરમાય છે, અથવા જે હંમેશાં શહેરમાં રહેવાનું અને નાટકશાળા વા ગાયનશાળામાંજ સમય વ્યતીત કરવાનું, અથવા બીજા લોકોને ફુટબૉલ જેવી રમતદ્વારા કસરત કરતા જોવાનું વધારે પસંદ હોય છે, તે આદર્શ યુવક નથી.

એટલું તો નક્કી સમજજો કે ત્હમારા જીવનની દરેક ક્ષણ એટલી બધી કિંમતી છે કે તેનો દુરૂપયોગ થવો જોઇએ નહિ. ત્હમે ત્હમારા ગૃહને ચ્હાજો, કારણ કે તે ત્હમને ખરેખરી શક્તિ આપે તેવું વાતાવરણ તો ત્યાંજ છે. ત્હમારા પહેલાંના જમાનાના લાખો યુવકોને ગૃહ જેવું પ્રિય લાગતું તેવુંજ ત્હમારૂં ગૃહ તમને લાગવું જોઇએ, અને

ત્હમને એક વાતથી શરમ લાગવી જોઇએ કે આપણા દેશનાં લાખો બાળક બાળકીઓને ત્હમારા ગૃહ જેવું સુખી ગૃહ પ્રાપ્ત નથી. આનું કારણ જાણવાની ત્હમને ઇચ્છા થશે, અને ત્હમને તે જણાશે પણ ખરૂં.

વિજ્ઞાનશાસ્ત્ર આપણને કહે છે કે બધાં બાળકો શારીરિક દૃષ્ટિથી સરખાં જન્મે છે, છતાં તેમાંથી આટલાં બધાં કેમ નિષ્ફળ નીવડે છે એ વાતથી ત્હમને આશ્ચર્ય થશે. કેટલાંક બાળકો પારણામાં આનંદ કરે છે ત્યારે કેટલાંના ઉપર મૃત્યુ કેમ ટાંપી રહેલું હશે એ વિચારથી ત્હમને આશ્ચર્ય થશે. કેટલાક રસ્તા પહોળા અને ખુબ હવા અજવાળા હોય છે અને કેટલાક એટલા બધા સાંકડા હોય છે કે ત્યાં સૂર્યનાં દર્શન પણ થતાં નથી એ પણ આશ્ચર્યની વાત છે. એક રસ્તો ત્હમને બાગના જેવો સુન્દર લાગે છે અને બીજો રસ્તો કમકમાટ ઉપજાવે છે. ગરીબનાં ઝુંપડાંની મુલાકાત લેતી વખતે ત્હમને આઘાત લાગતો જણાશે; ગામડાંઓમાં પણ અનારોગ્ય ઘરો ત્હમારી નજરે પડશે, અને હજી પણ એવી દશા કેમ ટકી રહે છે એ વિચાર ત્હમને આશ્ચર્યમાં લીન કરી દેશે.

આપણા શાન્ત પ્રિય દેશમાં કંગાલિયત જોઇ ત્હમને દુઃખ થશે; અને જેના સામ્રાજ્યમાં સૂર્ય કદી પણ આથમતો નથી એવા બ્રિટિશ સામ્રાજ્યમાં આટલાં બધાં વર્ષો ગાળ્યા પછી પણ આપણે હજી અજ્ઞાનના અંધકારમાંજ ડુબકાં માર્યા કરીએ છીએ એ વિચારથી ત્હમને કંપારી છૂટશે. સાંકડા ગલીચ મહોલ્લાઓમાં રમતાં ડીંગણાં બાળકોને બાગ એ શી વસ્તુ હશે ત્હેનો સ્વપ્ને પણ ખ્યાલ આવતો નથી. હંમેશ અસ્વચ્છ ઘરોની ભીંતોજ ત્હેમની નજરે પડે છે તે જોઇ ત્હમને દયા આવશે. ત્હમને પૂર્ણ પ્રકાશનો લાભ હંમેશાં મળ્યો છે, સ્વચ્છ ખુલ્લી હવા શ્વાસોચ્છ્વાસમાં લીધી છે, ખુલ્લા ચોગાન વા બાગનો પુષ્કળ શોખ છે, તેથી આવાં આવાં અનિષ્ટ દૃશ્યો તમારી નજરે

પડશે ત્યારે ત્હમને ઘણી લાગણી થશે. એવે પ્રસંગે ત્હમે જાણુવા જેવી, વિચારવા જેવી, તપાસ કરવા જેવી સર્વ બાબતોને જાણી વિચારીને સમજી લેજો અને મનથી નિશ્ચય કરજો કે ગમે તેટલો પરિશ્રમ વેઠીને પણ ત્હમારે દરેક બાળકનું જીવન વધારે સુખી, આનંદી અને નિરોગી બનાવવું, અને આપણો કૌટુમ્બિક પ્રેમ ખીલવવો.

જે મનુષ્ય દેશનું ભાવી જોઇ શકે; તેનો વિચાર કરી શકે; દુઃખી અંધકારપૂર્ણ ઝુંપડાંની જગ્યાએ સારાં હવા અજવાળાવાળાં નાનાં નાનાં મકાનો અને બાગ તૈયાર કરવાનાં સ્વપ્નાં લાવે; બાળકોને સ્વચ્છ નીરોગી જગ્યામાં કૂદતાં જોવા માગે; અને વર્તમાન અંધકારને બરોબર જોઇ ત્હેની જગ્યાએ ભવિષ્યમાં જ્ઞાનરૂપી સૂર્યનાં કીરણો પ્રસારવાના પ્રયાસ કરવાનો નિશ્ચય કરે; તેજ યુવક કોઇ દિવસ દીવાન થઈ શકશે. પાણીપતના યુદ્ધનો વિચાર કરી તે મગજને થકવતો નથી, રાજાઓની વંશાવલી અને સાલવારી યાદ રાખવા તે બીલકુલ ચિન્તા કરતો નથી, અમુક રાજાએ અમુક કાર્ય વ્યાજબી કર્યું કે નહિ તે વિચારવાની તે દરકાર કરતો નથી. દીવાન થવાને લાયક યુવકોને બીજું ઘણું વિચારવાનું છે. ૧૫૦૦ ની સાલમાં બનેલા બનાવની બાબતમાં ત્હેને કંઇ પણ કરવાનું નથી, ત્હેને તો આવતી ઇ. સ. ૧૯૫૦ ની સાલ સાથેજ વધારે લાગતુંવળગતું છે.

તે ભવિષ્યત સમયે આપણાં બાળકો કેવા પ્રકારના દેશમાં વસતાં હશે? ગરીબોને કચરી નાખતું દારિદ્ર તે સમયે નષ્ટ થયું હશે? “ કારાગ્રહ ” એ શબ્દ શું તે સમયે પુરાણા સમયનો લાગશે? ફક્ત અકસ્માતને માટેજ દવાખાનાની જરૂર પડશે? ૧૯૧૭–૧૮ ની સાલમાં નિવારી શકાય અને સ્વચ્છ શહેરમાં કદી પણ પેસી શકે નહિ ત્હેવા મરકીના ભયંકર રોગથી હજારો માણસો મરી ગયાં એ વાત ૧૯૫૦ નાં સ્ત્રીપુરૂષો માની શકશે પણ નહિ? શું તેઓ માનશે કે ૧૯૧૮ માં

લોકોને જાહેર ખબરથી સૂચના આપવી પડતી હતી કે મહેરબાની કરીને આગગાડીના ડબામાં અથવા સારી જગ્યોએ થુંકતા નહિ? હાલ જે અસંખ્ય બાળકો મીલ, જીન વગેરે કારખાનામાં કામ કરે છે એ વાતને તે સમયનાં માણસો સત્ય તરીકે કદી પણ સ્વીકારશે?

સને ૧૯૫૦ માં સ્ત્રીપુરૂષોને આપણો આ અદ્ભુત સમય પુરાણો લાગશે? શું દરેક ઘરને જોઇએ તેટલું હવા અજવાળું મળ્યું હશે? શું દરેક સ્થળે આગગાડી ચાલતી હશે? શું દરેક ઘરમાં યાન્ત્રિક શાકતની વ્યવસ્થા કરવામાં આવી હશે? દરેક ઘરની આસ-પાસ બાગ હશે? ધુમાડિયાં અદૃશ્ય થઇ ધુમાડો પણ અદૃશ્ય થઇ જશે? પ્લેગ, કૉલેરા, મેલેરિયા જેવા રોગ સમૂળગા નાશ પામ્યા હશે? દરેક બાળકને પેટપૂર ખાવાનું મળશે? શરીર સંરક્ષણને માટે જોઇતાં કપડાં મળશે? શાળામાં અભ્યાસ કરતાં બાળકોને એવું શીખવાનું મળશે કે ઘર કયા દ્વારનું હોય તો સૌથી વધુ આરોગ્ય-રક્ષક કહેવાય?

ત્હમને ત્હમારા ઘરપર પ્રેમ છે તેથી ત્હમારે આ વસ્તુઓનો વિચાર કરવો જોઇએ. એક પ્રકારનું સ્વદેશાભિમાન ભૂતકાળમાંથી જન્મે છે, ભૂતકાળમાં જે માણસોએ દુઃખ સહન કરી આખા રાષ્ટ્રના રક્ષ-ણની ખાતર આત્મોત્સર્ગ કર્યો છે, ત્હેમની વાતો વાંચતાં આપણાં રોમાંચ ખડાં થાય છે; પરંતુ ભવિષ્યમાં શું હોવું જોઇએ એ વિચાર કરાવનાર સ્વદેશ પ્રેમ એથી પણ વધારે ઉચ્ચ કોટીનો છે. ભવિષ્યને આપણે શું આપવાના છીએ? જે દેશમાં ત્હમારાં બાળકો ઉછેરવાનાં છે, ત્હેના ભવિષ્યને ઉજ્વળ કરવા ત્હમે શું કરવાના છો? વડા પ્રધાનોના ઘણા સબંધમાં આવેલા એક કવિએ કહ્યું છે કે આ જગતમાં જન્મેલા દરેક બાળકની સાથેજ તેને કરવાનાં દરેક કાર્ય પણ જન્મે છે. ત્હમારે માટે રાષ્ટ્રના નેતાનું કામ નિર્માયલું છે. જરૂર પડયે પ્રાણની આહુતી

આપવા ત્હમે તૈયાર તો છોજ પરન્તુ ત્હેને ખાતર જીવન ગાળવાને પણ ત્હમારે તૈયાર રહેવું જોઇએ. ત્હમે વર્તમાનને માટેજ નહિ પરન્તુ ભાવિને માટે પણ જીવજો. ભૂતકાળને માટે ભલે ત્હમને મન હોય, પરન્તુ ભવિષ્યને માટે પણ ત્હમને અતિશય ઉત્સાહ હોવો જોઇએ. હિન્દ માતાને ત્હેના સર્વ દોષો છતાં પણ ચ્હાજો અને ત્હેને તેમાંથી મુકત કરવાને પ્રયત્ન કરજો. ત્હમારા પોતાના દેશની સાથે બીજા દેશોપર પણ સ્નેહ રાખજો; ત્હમે દુનીઆને અને સમગ્ર વિશ્વને ચહાજો; પતંગીઆ સરખા જીવ તરફ પણ ઘાતકી બનશો નહિ; કારણકે ત્હમને ભ્રાતૃભાવમાં શ્રદ્ધા છે. આ વિચારોથી ત્હમારૂં મન વિશાળ બનશે અને ત્હમારી ભાવના વધારેને વધારે સ્પષ્ટ અને વધારેને વધારે ઉચ્ચ સ્વરૂપમાં ત્હમારી આગળ રમી રહેશે. ત્હમે ત્હમારી પોતાની જાતને તેમજ ત્હમારા સંસર્ગમાં આવતા સર્વ મનુષ્યોને શીખવજો કે દ્રવ્ય અને મોટરકાર જેવી પારથિવ વસ્તુઓથી ખરૂં સુખ મળતું નથી પરન્તુ તે તો કુદરતી વસ્તુઓમાંજ રહેલું છે. ગરીબને કુદરતી વૈભવ ભોગવતાં શીખવજો; પૈસાદારને સ્વાભાવિક જીવનની સાદાઇમાં રસ લેતા કરજો; પરન્તુ તે સર્વથી પણ વધારે ત્હમે રાષ્ટ્રને વારંવાર યાદ દેવરાવજો કે માણસો પૈસાથીજ ગરીબ વા તવંગર બનતા નથી, પરન્તુ ચારિત્રમાંજ તે ગુણ રહેલો છે. ત્હમે લોકોને શાન્તિ પૂર્ણ ઉન્નતિ પથે દોરજો. મજુરને મજુરીનો ગત આનંદ ફરીથી પ્રાપ્ત કરાવજો, બાળકોને પોતપોતાના ગ્રામ્યજીવનના શોખી બનાવજો; અને ગ્રામ્યજીવન બાળકોને રસિક થઇ પડે તેવું કરજો.

આમ કરવાથીજ ભવિષ્યમાં ભૂતકાળના કુસંપ કલેશ નાશ પામેલા હશે અને માણસો પરસ્પર બન્ધુ સમાન બનશે અને આબાદ તથા આનંદી હિંદ ફરીથી આપણી નજરે તરવરશે; આમ કરવાથીજ ત્હમને ત્હમારૂં ધ્યેય પ્રાપ્ત થશે, ત્હમારૂં કાર્ય પાર ઉતરશે અને એકત્રીસ

કરોડ માણસના હૃદયની ખરી આશિષ ત્હમને મળશે. આમ થતાં ત્હમને ત્હમારા બાળજીવનમાં માતાએ કહેલા શબ્દો યાદ આવશે અને ખાત્રી થશે કે "**ઈશ્વરનું રાજ્ય ત્હમારા પોતાનામાં છે.** અને પછી ત્હમે સુખી દેશ ઉપર નજર કરશો ત્યારે ત્હમારા હૃદયમાં એમ પણ થશે કે **ઈશ્વરનું રાજ્ય ત્હમારી આસપાસ પણ છે.**"

## ૨–શાળા છોડી જનાર યુવકને પત્ર.

મ્હારા મેજ આગળ બેસી સંસારદ્વારમાં પ્રવેશ કરતા ત્હમારા જેવા યુવકો સંબંધી વિચાર કરૂં છું ત્યારે હું જ્યારે વિદ્યાર્થી હતો, અને સંસારસાગરમાં ઝંપલાવવાની તૈયારી કરતો હતો તે સમયે હાલ જે હું જાણું છું તે જાણતો હોત તો કેવું સારૂં એમ મનમાં થાય છે. કેટલી બધી ગંભીર ભૂલોમાંથી હું તેથી બચી શક્યો હોત ! કેટલી બધી નિરાશા અને મુશ્કેલીઓ મ્હને નડતી અટકી હોત ! જો કે તે સમયે મ્હને સારો શિક્ષક મળ્યો હતો; પરંતુ ત્યાર પછી તો વળી આખી દુનિયાની પાઠશાળાઓ, મહાપાઠશાળાઓ અને વિશ્વ-વિદ્યાલયોમાં મળી શકે તેના કરતાં પણ વધારે સારો શિક્ષક મને મળ્યો છે.

કારણ કે શાળા છોડી ત્યારથી દરરોજ સંસારની મહાપાઠશા-ળામાં અભ્યાસ કરૂં છું. દરેક સ્ત્રી–પુરૂષ એ શાળાનાં વિદ્યાર્થી છે. અને "અનુભવ" પોતેજ આ શાળામાં શિક્ષકનું કાર્ય કરે છે. આ મહાપાઠશાળામાં પણ બીજી સામાન્ય શાળાઓની પેઠે ચાલાક અને મન્દ, બુદ્ધિશાળી અને મૂર્ખ વિદ્યાર્થીઓ સાથે સાથેજ અભ્યાસ કરે છે. કેટલાક તો એવા હોય છે કે જે દિવસોના દિવસો, મહિનાના

મહિનાઓ અને વરસોનાં વરસો સુધી જાણે કે જીવનનો કંઇ હેતુજ ન હોય; જાણે કે સંસારમાં બીજી બાબતો વિષે વિચારજ કરવાનો ન હોય તેવી રીતે મોજમઝામાંજ પોતાનું જીવન ગાળે છે.

આવા વિદ્યાર્થીઓજ શાળાની ઉજ્વળ કીર્તિપર ધૂળ નાખે છે, સંસારની મહાપાઠશાળાના આ વિદ્યાર્થીઓજ માનવજાતિના અસંખ્ય દુઃખ અને મુશીબતોના કારણભૂત છે. આપણામાંના દરેક વિદ્યાર્થીએ એવું જીવન ગાળવાનો નિશ્ચય કરવો જોઇએ કે જે જીવન આપણી શાળાના ભૂષણરૂપ બને, અને દુનિયામાં એવાં કામ કરવાં જોઇએ કે જેથી આપણી જુની શાળાને આપણાં કાર્યોના દોષને માટે માફી માગવી પડે નહિ, પરન્તુ ઉલટું તેથી તેને માન મળે.

ત્હમે એવા સમયમાં જીવન ગાળો છો કે જ્યારે વિદ્યાર્થી થવું એ દુનિયામાં સર્વોત્તમ વસ્તુ ગણાય છે. ધંધામાં સફળ થયેલો એવો કોઇકજ માણસ હશે કે જે ત્હમારાં હવે પછીનાં વર્ષોની ખાતર પોતાની દોલત ખર્ચવા તૈયાર ન હોય. એવો કોઇ પણ માણસ નહિ હોય કે જેને બાળક બનવાનું નહિ ગમતું હોય. એક પ્રખ્યાત માણસે એકવાર કહ્યું હતું કે ભૂતકાળનાં પચાસ વર્ષ જો ત્હેને પાછાં મળે તો ત્હેને ખાતર તે પોતાની સઘળી મીલ્કત આપી દે.

જ્યારે ત્હમે પુખ્ત વયના મનુષ્ય બનશો ત્યારે તમારે રહેવાની દુનિયાં બહુ સુન્દર સ્થળ બનશે. ત્હમે તેની અંદર શું કરશો ? મૃત્યુ ત્હમને પરલોકનું દ્વાર ખોલી આપે ત્યાંસુધી ત્હમે ગમે તેમ ગાડું ગબડાવવા માગો છો કે ત્હમારા જીવનને યશસ્વી અને જગતને ઉપયોગી કરવા ધારો છો ? ત્હમે કદાચ ગામડામાં રહેતા હશો, અને બહારની દુનિયા બહુ જોઇ નહિ હોય; પરન્તુ દેશમાં કીર્તિ પ્રાપ્ત કરવાનો દરેક માર્ગ ત્હમારી શાળાના દ્વાર આગળથીજ શરૂ થાય છે. શાળા છોડયા પછી ત્હમે વડા પ્રધાન પણ બની શકો.

પ્રધાનમંડળમાં આજે એક માણસ તો એવો બેઠે છે કે જેને ત્હમારી પેઠે શાળામાં જવાનો અમૂલ્ય લાભ મળ્યો નહોતો; જે લંડનના મહોલ્લાઓમાં ભટકતો હતો અને જે પોતાની માને ધોવાનાં કપડાં લોકોને ત્યાંથી આણી આપતો હતો. પ્રધાનમંડળમાં બીજો એક માણસ એવો છે કે જે અત્યારે આખા ઇંગ્લાંડ દેશની ત્રીજોરીનો ઉપરી છે, પરન્તુ તેને આગલી અવસ્થામાં બળતણને માટે રસ્તાપરથી લાકડાં વીણવાં પડતાં હતાં.* આમાંથી એકેને ત્હમારા જેવી સારી તક પ્રથમથીજ મળી નહોતી, દુનિયામાં પોતાનો માર્ગ કાઢવા ત્હેમણે દૃઢ નિશ્ચય કર્યો હતો, અને તેથીજ ગરીબાઇ કે મુસ્કેલીથી તેઓ અટકી પડયા નહિ.

ત્હમે પણ ત્હેમના જેવાજ છો. જો ત્હમને સંસારમાં આગળ વધવાની તીવ્ર ઇચ્છા હોય તો એવી કોઇ પણ વસ્તુ નથી કે જે ત્હમને ખાળી શકે. જીવનમાં સફળતા અપાવનારા માર્ગો દિનપ્રતિદિન વિશાળ થતા જાય છે. હજારો ક્ષેત્રોમાં તપાસ કરીને તેમાંથી મનપસંદ માર્ગ ગ્રહણ કરો અને વિજય પ્રાપ્ત કરો.

મને ખાત્રી છે કે ત્હમે જ્યારે સંસાર જીવનના દ્વારમાં ત્હમારી સન્મુખ ઉભી રહેલી મુસ્કેલીઓ સંબંધી વિચાર કરતા બેસશો ત્યારે ત્હમને લાગશે કે જીવનમાં સંગ્રામ સિવાય કંઇ છે જ નહિ. ત્હમને એમ લાગશે ખરૂં કે મ્હારૂં કહેવું બીજાને માટે ખરૂં હશે; પરન્તુ ત્હમારે પોતાને માટે તો તે તદ્દન ખોટું છે.

જો ત્હમને આવા વિચાર આવતા હોય તો ત્હમે એકદમ

---

* આપણા દેશમાં પણ દેશના દાદા દાદાભાઈ નવરોજજી, મહર્ષિ રાનડે, લોકમાન્ય ગોખલે, પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, વગેરે અનેકોનાં જીવન અતિશય ગરીબાઈમાં શરૂ થયાં હતાં, અને જીવનના અન્તમાં જનસમૂહના વન્દનીય અગ્રેસરો તેઓ નિવડયા હતા.

નિશ્ચય કરો કે તે ત્હમારે માટે સત્ય નથી, કારણકે કોઇ પણ બાળક વા મનુષ્ય પોતાના આદર્શ કરતાં કદી આગળ વધી શકતો નથી. ત્હમારી નોટમાં ત્હમે ઘણીવાર લખ્યું હશે કે, 'બરોબર તપાસ કર્યા સિવાય કોઈ પણ બાબતમાં ઝંપલાવવું નહિ' એ ડહાપણયુક્ત વચનામૃત છે, અને આપણે બધા ત્હેનો ભાવાર્થ સમજીએ છીએ, પરન્તુ ત્હેના કરતાં વધારે મહત્વનો સિદ્ધાન્ત તો એજ છે કે, 'જોઇને ડગલું ભરો.' પ્રયાણની દિશા નક્કી કરો. પણ એ યાદ રાખો કે **કાર્યની દિશા જેટલા મહત્વની હોય છે તેટલાજ મહત્વની આ વાત પણ છે કે તે દિશામાં કેટલા મહત્વપૂર્વક ત્હમે પ્રયાણ કરી શકો છો.** દિશા પસંદ કર્યા પછી ત્હમે વીર પુરૂષ તરીકે ટક્કર ઝીલો છો કે નહિ તે પણ જોવાનુંજ છે. યાદ રાખો કે દરેક ઉપયોગી કાર્ય મહત્વનું હોવા છતાં તે કાર્યને ખરાબ રીતે કરવાથી તે કાર્ય ખરાબ પણ નિવડે છે. સર્વ કોઇ માટે કાંઇ એકજ કાર્ય કરવાનું હોતું નથી અથવા માણસે એક અમુકજ પ્રકારની યોગ્યતા મેળવીને બેસી રહેવાનું નથી. યંત્રપર દેખરેખ રાખવી, હળ હાંકવું, પુસ્તક લખવું, ચિત્ર આલેખવું, અથવા આમની સભામાં જવું. દરેક મનુષ્યે યુવાવસ્થામાં એવી તૈયારી કરવી જોઈએ કે સંસારસાગરમાં પ્રયાણ કરતાં આવાં આવાં જે કાર્ય કરવાની જરૂર પડે તે તેનાથી બજાવી શકાય.

સંસારમાં સફળતા પ્રાપ્ત કરવા કયા ગુણોની આપણને ખાસ આવશ્યકતા છે?

કેટલીક વસ્તુઓ એવી છે કે જેમાં સર્વે કોઇ સંમત હોતા નથી, પરન્તુ કેટલીક બાબતો એવી પણ હોય છે કે જેને બધા સત્ય તરીકે સ્વીકારે છે, અને આ બાબતોમાંની પહેલી એ છે કે દુનિયામાં કોઇ પણ યોગ્ય કાર્ય કરવામાં આપણો ચોક્કસ હેતુ હોવો જોઇએ.

આપણા જીવનનો કંઇક હેતુ હોવો જોઇએ. આપણે શું કરવા માગીએ છીએ, અને તે કેવી રીતે કરવા માગીએ છીએ ત્હેનો આપણે પ્રથમથીજ નિશ્ચય કરવો જોઇએ, અને પછી કોઇ પણ અન્તરાયને વચ્ચે આવવા દેવો જોઇએ નહિ. સમય ખરેખર શું છે તે આપણે સમજવું જોઇએ. **'સમય' એ આપણા કલ્યાણની ખાતર આપણને અપાયેલો અમુલ્ય ખજાનો છે.**

આપણે કહીએ છીએ કે સમય એ દ્રવ્ય છે; પરન્તુ ખરેખર તો તે દ્રવ્ય કરતાં પણ વધારે છે; કારણકે પૃથ્વીપરના સર્વ દ્રવ્યથી દુનિયામાં જે કદી ન થઇ શકે તે સમયથી થઇ શકે. સમયથી બધી ચિન્તાઓ દૂર થાય છે અને બધાં દરદો મટે છે; અને જો સમયનો સદુપયોગ કરો તો તે તમને એવી તકો પ્રાપ્ત કરી આપે કે જેનાં તમને અત્યારે સ્વપ્નમાં પણ ન આવતાં હોય. યાદ રાખજો કે જ્યારે તમે ફૂટબૉલની સ્પર્ધા જોવા ખીસ્સામાં હાથ નાખી ઉભા રહો છો; અથવા બજારમાં કામવિના આળસુ બેસી રહો છો; ત્યારે તમે સમયનો નાશ કરો છો. તમે સોનામહોરને ફેંકી દેતા નથી, પણ કેટલી બધી વાર તમે તેના કરતાં પણ અનેક ગણા કિંમતી એવા કલાકોના કલાકો અથવા દિવસોના દિવસો નિરર્થક ગાળો છો! આખો દિવસ આપણે ગંભીર ચિન્તનમાં ગાળવાનો નથી, રમવાને માટે પણ આપણને સર્વને સમય મળે છેજ; પરંતુ મોજમઝા એ એટલી બધી ભયંકર વસ્તુ છે કે તેની આડે આપણો જીવનહેતુ લક્ષ બહાર જાય અને આપણું જીવન વ્યર્થ પસાર થાય, તો પછી તેના કરતાં તો મોજમઝા ભોગવવાની તકજ આપણને બીલકુલ ન મળી હોત તો તે આપણે માટે વધુ હિતાવહ થાત.

આપણે મહત્વાકાંક્ષી પણ બનવું જોઇએ. જગતમાં સફળ **નિવડવાની આકાંક્ષા અનિષ્ટ છે એમ કહેનારાઓને કદી**

**માનશો નહિ.** જગતમાં સત્ય અને અસત્ય બન્ને પ્રકારની સફળતા છે; અને આપણે જ્યારે એમ ધારીએ છીએ કે આપણે જગતમાં સફળ થવું જોઇએ, ત્યારે આપણો હેતુ એવો જોઇએ કે આપણી પાસે આર્થિક સંપત્તિ, બીજાં સાધન અને આપણું જ્ઞાન વધવું જોઇએ; અને આપણને સત્કાર્ય કરવાના અને સદાચારી બનવાના અનેક પ્રસંગો મળવા જોઇએ. અભિલાષાઓ ઉચ્ચ અને નીચ બન્ને પ્રકારની હોય છે. આપણો હેતુ ઉચ્ચ હોવો જોઇએ એ જોવાનું આપણું ખાસ કર્ત્તવ્ય છે. એમર્સનના સુન્દર શબ્દોમાં કહીએ તો આપણો આદર્શ તારાને ચુંટવાનો હોવો જોઇએ.

આપણે નિશ્ચયી બનવું જોઇએ; આપણી ધારણા ચોક્કસ હોવી જોઇએ. **જો વિચારોને કૃતિમાં ઉતારવાનો ઇરાદો ન હોય તો તેનું કશુંજ મુલ્ય નથી.** માણસોએ અશક્ય ધારેલી વસ્તુઓ-માંથી અર્ધીવસ્તુઓની યાદી આપતાં પણ અઠવાડીયાં વીતી જાય તેમ છે; પરન્તુ એકનિષ્ઠ અને દૃઢાગ્રહી પુરૂષોએ ત્હેમને શક્ય બનાવી છે. માણસોએ કહેલું છે કે આગગાડી જેવી કોઇ વસ્તુ હોઇ શકેજ નહિ, અને જે માણસે પ્રથમ આગબોટ બનાવવા પ્રયાસ કરવા માંડેલા તેની નિષ્ફળતા જોઇ બીજાં માણસોએ તેને ગાંડો ધારેલો—સર વૉલ્ટર સ્કૉટ જેવા વિદ્વાન પુરૂષે પણ એક વાર કહેલું કે જે માણસ લંડન શહેરને ગૅસની રોશનીથી પ્રકાશિત કરવા પ્રયત્ન કરતો હતો તે તદ્દન મૂર્ખજ હોવો જોઇએ. આ પ્રમાણે જે માણસોએ શોધખોળથી કરોડો મા-ણસોનું જીવન સુખી બનાવ્યું છે, ત્હેમના તરફ પ્રથમ લોકો હસતા હતા, અને કેટલી વાર તો ત્હેમને ભૂખમરો પણ વેઠવો પડેલો. આ-જની શોધખોળોથી આપણે જે મઝા ભોગવીએ છીએ તે એવાઓના અદ્ભૂત દૃઢાગ્રહનેજ આભારી છે કે જે નિશ્ચય ઠેઠ સુધી ત્હેમનામાં અડગપણે ટકી રહયો હતો. નિશ્ચયની સાથે એક બીજી વસ્તુ પણ રહેલી

છે અને ત્હેને આપણે **એકચિત્તપણું** કહીએ છીએ. ત્હમારામાં બહુ શક્તિ હોય, અને તે સર્વ ત્હમે કાર્યમાં વાપરતા હો, પરન્તુ તેનો ત્હમે એવી રીતે પણ વ્યય કરી શકો કે જેથી તે નિષ્ફળજ નિવડે. જે માણસ પોતાના પૈસાને ગમે તેમ વાપરે છે અને અન્તે આપત્તિમાં આવી પડે છે તેને આપણે મૂર્ખ ઉડાઉ કહીએ છીએ. ઉડાઉપણું બે પ્રકારનું હોય છે; એક દ્રવ્યનું અને બીજું શક્તિનું, અને ખરાબમાં ખરાબ ઉડાઉ તો એજ છે કે જે પોતાની શક્તિને નિરર્થક વાપરી દઇને કરવા યોગ્ય કાર્યોને માટે તેને સંગ્રહી રાખતો નથી. એકચિત્તનો અર્થ એટલોજ થાય છે કે ત્હમે ત્હમારા કાર્યને વળગી રહો. **એટલાં બધાં કાર્ય એકી સાથે ન શરૂ કરો કે જેથી તેમાંનું એક પણ સારી રીતે થઇ શકે નહિ.** કોઇ પણ માણસનું ભલું ન થઇ શકે તેવાં નજીવાં કાર્યો કરવામાં જો ત્હમે રોકાયેલા રહો તો ત્હમે સમયનો નાશજ કરો છો.

જો શિષ્યવૃત્તિ મેળવવા ત્હમારી આકાંક્ષા હોય તો તે માટે નિશ્ચય કરો. તેમ કરવાનો શ્રેષ્ઠ માર્ગ શોધી કહાડો અને તેમ કર્યા પછી કાર્ય કરવાની રેખા દોરી ત્હેને વળગીજ રહો. સ્પર્ધાની રમતો જોવા વારંવાર પુસ્તકને મૂકી દોડી જતા નહિ. રમનારાને માટે ફૂટબૉલ જેવી રમત ઘણી સરસ છે, પરંતુ બીજા રમે ત્યારે જોઇ રહેવાની ટેવથી તો આપણે શરમાવુંજ જોઇએ. સ્પર્ધાની રમત જોવાથી આપણને ઘડીભર આનંદ મળે, પરન્તુ એજ ઘડી જો ત્હમારાં પુસ્તકમાં ગાળવામાં આવે તો ત્હમારા ભાવી જીવનમાં ઘણો ફેર પડી જાય.

હું વિદ્યાર્થી કરતાં બહુ મ્હોટો નથી, પરન્તુ ત્હમે મ્હારા જેવડા થશો ત્યાર પહેલાં તો જે સમય ત્હમે વ્યર્થ ગુમાવ્યો છે તે માટે ત્હમે પસ્તાવો કરતા હશો; પરંતુ એક વસ્તુને માટે તો ત્હમને કદી પસ્તાવો નહિ થાય—**પુસ્તકો પાછળ ગાળેલા સમય માટે અને શિક્ષકોનાં વચનો તરફ આપેલા લક્ષ માટે ત્હમારે કદી પ-**

**સ્તાવો કરવો પડશે નહિ.** માણસો પૈસાને સારે વ્યાજે રોકવાથી વધારે પૈસાદાર થાય છે કે જેથી એક પૌંડના પચીસ શિલિંગ થાય અને પચીસ શિલિંગના ૩૦ શિલિંગ થાય; પરન્તુ એક ડાહ્યો બાળક જે દિવસો શાળા અથવા ઘર આગળ અભ્યાસમાં ગાળે છે તેના જેવું સારૂં વ્યાજ આપનાર બીજી કોઇ વસ્તુ નથી, અને જો કોઇ માણસને ગયેલી ઘડીઓં પાછી મેળવવાની ઇચ્છા થાય તો તે એ જ સોનેરી ઘડીઓ છે કે જેનો ત્હમે આજે ખરો ઉપયોગ કરીને ત્હમારી પોતાની બનાવી શકો; અને નહિ તો અફસોસ! એ ઘડીઓ થોડા સમયમાંજ હંમેશને માટે ગુમજ થઇ જશે!

તે સર્વનો સદુપયોગ કરો, કારણકે તેમ કરવાથીજ ત્હમે ત્હમારૂં નામ જગવિખ્યાત કરી શકશો. થોડા સમયપર સ્વર્ગસ્થ થયેલા એક માણસે એ પ્રમાણે સમયનો સદુપયોગ કરીને લાખો લોકોના જીવ બચાવ્યા હતા. ત્હમારા અને મ્હારા જન્મ પહેલાં ઘણાં વર્ષો-પર ત્હેણે એક ગંભીર પ્રશ્નનો વિચાર કરવા માંડ્યો હતો કે જે મ્હોટા મ્હોટા દાક્તરોને પણ મુંઝવતો હતો, અને દરેક માણસ ત્હેની વિરૂદ્ધ હતો; પરન્તુ તે દૃઢ નિશ્ચયી હતો, તે પોતાના કાર્યને વળગી રહ્યો અને ત્હેના સંબંધમાં વિચાર કર કર કર્યા. જેને પરિણામે હમ્મેશ બને છે તેમ ત્હેને પણ એક ઉપાય જડી આવ્યો કે જેને લીધે જેમને જેમને શસ્ત્રવૈદની સહાય લેવી પડી છે તે સર્વના પ્રાણ બચ્યા છે. આ સુન્દર કાર્ય લૉર્ડ લિસ્ટરે પોતાના નિશ્ચયને વળગી રહીનેજ પાર ઉતાર્યું.

જે પોતાના કાર્યને વળગી રહે, એવાજ યુવકની જગતને જરૂર છે. એવાજ છોકરાને આપવા સારૂ કોઇ લાખો રૂ. એકઠા કરી રહ્યું હશે. એવાજ છોકરાને માટે આમની સભામાં પણ જગ્યા ખાલી છે. એવોજ છોકરો એવું સરસ ચિત્ર આલેખશે કે જેને હજારો માણસો જોવા જશે. એવોજ છોકરો કોઇ મ્હોટા ધંધાનો વ્યવસ્થા-

પક બનશે. દરેક સ્ત્રી એવા છોકરાનીજ માતા બનવાની આકાંક્ષા રાખે છે.

ઘણાય છોકરા એવા હશે કે જે દીવાસળીની પેટીઓ અને વર્તમાનપત્રો વગેરે વેચશે અને તેઓ બીજા કોઇને માટે કોઇપણ ખાસ કાર્ય કરી શકશે નહિ, અને પોતાને માટે તો નિરૂપયોગી કરતાં પણ વધારે ખરાબ ઉપયોગ સમયનો કરશે; પરન્તુ દુનિયાંને તો દઢ નિશ્ચયી, મહત્ત્વાકાંક્ષી, ખંતીલા વિદ્યાર્થીની જરૂર છે.

મનુષ્ય બનો, સ્વાવલંબી બનો અને જે કંઇ કરો તે એવું કરો કે હેને ફરીથી કરવું પડે નહિ. તમારી માતાને સુખ આપનારા થાઓ, તમારા પિતાને માટે ભૂષણરુપ બનો, અને તમારી શાળાનું માન વધારનારા થાઓ. બહાદૂર અને હિંમતવાન બનો; ભૂલ થાય તો તેથી ડરતા નહિ. દુનિયામાં બહુ સફળતા પ્રાપ્ત કરનાર એક માણસે કહ્યું હતું કે ભુલથી ડરતા નહિ. મ્હારાથી પણ ઘણીએ ભૂલો થઇ છે, અને હજુ થશે. આ વાત સત્ય માનજો કે **જેણે કદી ભૂલ કરી નથી ત્હેણે કદી કંઈ કાર્ય કર્યું નથી.** સારાને ખાતરજ સારૂં કરો, અને તેમ કરવામાં બહાદૂર બનો.

તમે દુનિયાના એક મ્હોટા દેશમાં જન્મ્યા છો. હિન્દુસ્થાનમાંથી ઘણાં અનિષ્ટો દૂર કરવાનાં છે, દયાજનક અને દુષ્ટ વસ્તુઓ તમે મ્હોટા થશો ત્હેની સાથેજ સુધારાને માટે પોકાર કરી ઉઠશે; પરન્તુ પ્રલયકાળ સુધી એમજ થયાં કરશે અને મ્હને આશા છે કે તમે મ્હોટા થાઓ છો તેમ તેમ એવી લાગણી પણ તમારામાં પોષાતી જાય છે કે આપણો દેશ સૌથી શ્રેષ્ઠ છે, અને ત્હેનું ભાવી પણ સર્વથી ઉજવળ છે.

આપણે ઋષિ-મુનિ, અને રાજર્ષિઓનાં બાળકો છીએ એ ખ્યાલથી આપણું હૃદય પ્રફુલ્લિત થવું જોઇએ. જે દેશમાંથી આવ્યા

ત્મિક જ્ઞાન આખી પૃથ્વીપર પ્રસર્યું છે; જ્યાં કૃષ્ણ, રામ, ગૌતમ, બુદ્ધ, શંકરાચાર્ય, અકબર જેવા અનેક મહાપુરૂષો ઉત્પન્ન થયા છે; જેના ભૂતકાળથી સુધરેલી દુનિયા પણ આશ્ચર્યચકિત થાય છે; જેના વર્તમાનમાં પણ ભૂતકાળની ભાવનાઓથી પોષાઇ સન્તમહન્તો જ્ઞાનનો, મુક્તિનો માર્ગ બતાવી રહ્યા છે; તે દેશના કરતાં બીજી કયી ઉચ્ચતર વસ્તુ વિદ્યાર્થીને હોવી જોઇએ.

મહાપુરૂષોએ આરંભેલા કાર્યને આગળ વધારવું એ ત્હમારૂં કર્ત્તવ્ય છે. ત્હમે ઉદાર આર્ય જાતિના વંશજો છો, અને ત્હેની અંદર ત્હમે ત્હમારૂં યોગ્ય સ્થાન લેવા તૈયાર થાઓ છો. દેશનું ભાવી ઉજ્વળ બનાવવાના કાર્યમાં ત્હમારે ભાગ લેવો જોઇશે. ત્હમે એવા લોકોના સંસર્ગમાં આવ્યા છો કે જેઓ પૃથ્વીના ઘણા દેશોપર રાજ્ય ચલાવે છે, જેમની ભાષા વ્યાપારી દુનિયામાં ઘણે સ્થળે બોલાય છે, અને જેમની ભાષામાં દુનિયાના સાહિત્યનાં ઉત્કૃષ્ટ પુસ્તકો જોવામાં આવે છે. એ પ્રજા સ્વતંત્રતાપ્રિય છે અને બીજા ગુણોની સાથે એ ગુણ પણ ત્હમારે ત્હેમની પાસેથી પ્રાપ્ત કરવાનો છે. ભારતની હાલની સ્થિતિમાંથી ભવિષ્યમાં ત્હેનું નામ સમગ્ર દુનિયામાં વન્દનીય બનાવવાનું કાર્ય ત્હમે ન સ્વીકારો ત્યાંસુધી ત્હમારૂં કર્ત્તવ્ય ત્હમે ખરી રીતે સ્હમજી શકો નહિ.

ત્હમે યુવકોજ દેશની ભાવી આશા છો અને ત્હમેજ ત્હેની કીર્તિને ઉજ્વળ કરનારા છો. જે દેશે ત્હમારાથી બદલો આપી ન શકાય એટલું બધું ત્હમને આપ્યું છે તે દેશનું અભિમાન ધરો.

સર્વ રીતે પ્રામાણિક અને હિંમતવાન બનો. જે કંઇ કાર્ય હાથ ધરો ત્હેને માટે સશક્ત બનો. અસત્ય સિવાય બીજી કોઇ પણ વસ્તુથી ડરશો નહિ. સત્ય સિવાય બીજી કોઇ પણ વસ્તુને માટે આતુર બનશો નહિ. એજ ધોરણવડે ત્હમે ત્હમારા દેશની સેવા સારી

રીતે કરી શકશો; ત્હેનાવડેજ ત્હમે ઈશ્વરને સારી રીતે વ્હાઇ શકશો; અને શાન્તિ તથા સુખથી જીવનયાત્રા કરી શકશો. ત્હમારા જીવનમાં બીલકુલ કલંક આવશે નહિ, અને એવું સ્વાસ્થ્ય પ્રાપ્ત કરશો કે દુનિયાનાં સમસ્ત દુઃખ મળીને પણ ત્હેનો નાશ કરી શકશે નહિ.



## ૩–મરદાની રમતોના શોખીન છોકરાને પત્ર.

હવે ત્હમે વયે વધતા જાઓ છો તેથી લોકો પહેલામાં પહેલી એ વાત કહેશે કે બીલકુલ રમત વિના આખા દિવસના માનસિક શ્રમથી યુવક મંદબુદ્ધિનો બની જાયછે. રમતો વિષે આ સમયમાં કહેવામાં આવતી અતિશયોક્તિ ભરેલી વાતો ત્હમારે માનવાની જરૂર નથી; ડયુક ઑફ વૅલિંગ્ટને કહેલું કે વૉટર્લુનું યુદ્ધ ઈટનના રમવાના ચોગાનમાં જીતાયું હતું એ માનવાની પણ જરૂર નથી. આ અતિશયોક્તિને બાજુપર મૂકી આપણે એવું માની સંતોષ લઇએ કે બીજી બધી સારી વસ્તુઓની માફક રમતોને માટે પણ યોગ્ય અવકાશ અને ખાસ મૂલ્ય નક્કી છે.

વૉટર્લુનું યુદ્ધ ઇટનના ચોગાનમાં જીતાયું હતું એમ કહેવામાં ડયુકનો હેતુ એટલોજ હતો કે ત્યાં વિદ્યાર્થીઓમાં એવા ગુણ ખીલવ્યા હતા કે સમય પ્રાપ્ત થતાં તેઓ વીરપુરૂષ પેઠે ગર્જના કરી ઉઠે અને તેથી ખરી રીતે રમતના ચોગાનમાં વાવેલાં બીજનુંજ ફળ એ વિજય હતું. તે અંગ્રેજ ગૃહોમાં માતાના ખોળામાં અને આ ઉદ્યમશીલ જગતની પ્રવૃત્તિમાં વાવેલું ફળ હતું; પરન્તુ એ તો સત્ય છે કે જીવનના ઘણા અગત્યના પાઠ બાળકો તરીકે આપણે રમતા હતા ત્યારેજ આપણે શીખ્યા હતા.

ઘણી અગત્યની અને શરીર ખીલવે ત્હેવી રમતો ઘરની બહાર ચોંગાનમાં રમી શકાય છે. યુવાન માણસો વખત કાઢવાની ખાતર ગંજીફાની જે રમતો રમે છે અને જે રમત ઘણીવાર શત્રુની પેઠે અવળે માર્ગે લઇ જાય છે તે રમત રમવા ત્હમને વખત નહિ મળે. ઘરબહારની રમતોને પ્રથમ શોધો. ત્હેમાંથી ત્હમને આનંદ અને કસરત બન્ને મળશે. શરીર આત્માને વાસ કરવાનું દેવળ છે એમ યાદ રાખજો અને ત્હેને પવિત્ર આત્માને પાત્ર દેવળ બનાવવા પ્રયાસ કરજો. રમતના ક્ષેત્રમાં અને નદીકાંઠે ત્હમારા હાથમાં બળ જણાશે, ત્હમારો આશય ચોક્કસ બનશે, ત્હમારી દૃષ્ટિ એકજ હેતુપર ઠરશે અને ત્હમારો દેખાવ પણ ગંભીર અને અસરકારક જણાશે. ખાસ યાદ રાખશો કે તેથી સંપૂર્ણ અને સુન્દર મનુષ્યત્વનો પાયો રમતોમાંથીજ નંખાય છે; અને રમતો વખતે ત્હમે આ વાત સુદ્રાલેખ તરીકે સ્વીકારજો કે **સ્વસ્થ શરીરમાંજ સ્વસ્થ મન વાસ કરે છે.** ત્યાં ત્હમે શીખશો કે તંદુરસ્ત, અખંડ અને પવિત્ર એ ત્રણે શબ્દોના અર્થ એકજ છે અને જે નીરોગી ન હોય તે પવિત્ર હોઇ શકેજ નહિ એમ માની આ શરીરને જાણે તે સ્વર્ગમાંથી ઉતરી આવ્યું હોય તેમ ત્હેની માવજત કરવાની કાળજી રાખજો. ઈશ્વરે ત્હમારા આત્માને માટે જે દેવળ બાંધ્યું ત્હેને ત્હમારી બેદરકારીને લીધે નુકસાન ન પહોંચે એટલું તો અવશ્યજ કરજોજ. રમતમાં હદ ઉપરાંત મચ્યા રહેનાર અને તેથી જીંદગીભર દુઃખી થનાર બાળકોની દયાજનકજ વાતો સાંભળો તે ઉપરથી ડાહ્યા થઇને ક્યાં થોભવું, કેટલું દોડવું, કેટલું ખેંચવું એ સર્વ ત્હમે સ્હમજી શકશો. ત્હમારી રમતોમાંથી મળતા આનંદની કિંમત એટલી બધી છે કે તે ગુમાવાય નહિ તે માટે ત્હમે કાળજી રાખશો.

ત્હમે રમત રમતની ખાતરજ રમજો. બીજાના ભોગે લાભ

ખાટવાની ખાતર રમીને ત્હમે પવિત્ર રમતને અપવિત્ર કરતા નહિ, અને ત્હેમાં સમાયેલા ખરા મનુષ્યત્વને કલંક લગાડતા નહિ. ત્હમારો મિત્ર ત્હમને એ સંબંધમાં એવા ધારે તો તેથી શરમાજો. જો રમત રમવાથી આનંદ ન મળે તો ત્હેનો ત્હમે ત્યાગ કરજો. હજુ ત્હમે કે જે ભાવીની આશાઓ છો તે એટલી બધી નીચતાએ નથી ગયા કે ત્હમારા મિત્રોના આનંદને ત્હમારા સ્વાર્થનું સાધન બનાવો. રમતના નિર્દોષ લાભોને બદલે અધમ હેતુસર રમાતી રમતોનો ત્હમે તિરસ્કાર કરજો.

જેમ ત્હમે નીચતાને ધીક્કારો છો ત્હેવીજ રીતે જુગારીને પણ ધીક્કારજો. જેમ ત્હમે બીજાની કમાણીપર તાગડધિન્ના કરનારને ધીક્કારો છો તેવી રીતે પોતાના મિત્રોને પોતાના ભોગ બનાવનાર માણસોને પણ ધીક્કારજો. ત્હમારા મિત્રના ભોગે ત્હમે લાભ ખાટયો નથી એટલે ત્હમારે મ્હોં સંતાડવાની બીલકુલ જરૂર નથી, અને તેથી ત્હમે ત્હમારા મિત્રોના સમક્ષ બહાદુરીથી ઉભા રહેતાં શીખશો. મિત્રતામાં એવા નીચ ઘા કરતાં, રમતોને અધમ બનાવતાં અને ત્હમારા હૃદયથી અને ઈશ્વરની દૃષ્ટિએ ચોરોની સાથમાં ઉભા રહેતાં ત્હમને કંપારી છૂટશે. એક જુગારી મનુષ્ય કેટલી નીચતાએ પહોંચી જશે, અને કયા ઢાળપરથી ગબડી તે પોતાને પાયમાલ કરશે એ કહેવાય નહિ. ત્હમારા પૂર્વજો તરફથી પ્રાપ્ત થયેલી કીર્તિને પવિત્ર રાખજો, ત્હમારી માતાના ત્હમારાપરના સ્નેહને કલંક લગાડશો નહિ, અને આવી નીચતામાંથી ત્હમારી શાખને જાળવજો.

જે રમત રમતની ખાતરજ રમાતી નથી ત્હેમાં ત્હમે પ્રેક્ષક (તટસ્થ જોનાર) પણ બનશો નહિ, અથવા ત્હેમાંથી મઝા પણ મેળવવા ઇચ્છા કરશો નહિ. પૈસા ખાતર રમવાથી જે વિષમય સ્વાર્થ, લોભ અને લુચ્ચાઇના પાઠ શીખાય છે ત્હેના કરતાં વધારે સારી

વસ્તુઓ આપણે શીખવાની છે. ત્હમને તક મળી છે માટે ત્હમારા મિત્રોના પૈસા લેઇ લેવા કરતાં, વધારે સારી સેવા ત્હેમની ત્હમે કરી શકો તેમ છો. મ્હોટા મેળાઓમાં, જન્માષ્ટમીના કે એવા તહેવારના દિવસે એવા ઘણા લુચ્ચાઓ બેઠા હોય છે કે જેઓ આનો બે આની જેવી રકમથી જુગાર રમવાને લલચાવે છે.

એમની રમતો જૂઠી છે. તે ગોઠવનારા એમ માનતા હોય છે કે છોકરાઓ જલદીથી એ જાળમાં ફસાશે. જેમ પહેલાં લૂંટારાઓ રાત્રે મુસાફરની રાહ જોતા સંતાઇ રહેતા હતા, તેમ આ ધોળા દહાડાના લૂંટારાઓ ત્હમારા ભોળપણનો લાભ લેવા રાહ જોઇ બેસે છે, અને પછી ત્હમને ચોરની માફક જાળમાં ફસાવે છે. દેશનો એવો પણ દિવસ આવશેજ કે જ્યારે સારા સિપાઇઓ આ લોકોને પકડી સખ્ત સજા કરશે, પરન્તુ ત્યાંસુધી તો ત્હમારે તે લોકોથી સાવધાન રહી ત્હેમનો તિરસ્કાર કરતાં શીખવું જોઇએ.

જો કોઇ માણસ ત્હમને એમ કહે કે એક આનામાંથી એક રૂપિયાનો લાભ કરી અપાવું, અથવા એમ કહે કે લૉટરીની ટીકીટમાંથી લાખ રૂપિયા કમાવી આપું, તો ત્હમે ત્હેનો તિરસ્કાર કરજો અને મ્હોંઢા મ્હોંઢ સંભળાવી દેજો કે શિક્ષિત યુવકના આગળ એ વાત કરવી તે તેનું અપમાન કર્યા બરાબર છે. હમ્મેશાં આખા જીવન દરમિયાન ત્હમારી આસપાસ ત્હમારા અજાણપણામાં ત્હમને પકડવા જાળો પથરાએલી હશે. કેટલીક વાર તો વર્તમાનપત્રોમાં જાહેરખબર* જોવામાં આવશે.

* આજથી સાતેક વરસપર કલકત્તાથી એક જાહેરખબર પ્રસિદ્ધ કરવામાં આવી હતી કે રૂ ૧૫ માં ગુજરાતી ભાષાના સારામાં સારા ગણાતા રૂ. ૧૮૦ ના ગ્રન્થો આપવામાં આવશે. આથી ઘણા જણે લોભાઇ તારદ્વારા પણ રૂપિયા મોકલ્યા હતા. પાછળથી એ રૂપિયા બદલ ત્હેમને કંઇ પણ મળ્યું નહોતું.

જો કે સારાં પત્રો એવી હલકટ ખબર કદી છાપતાં નથી—છતાં ત્હેનાથી ભોળવાઇ જવાથી છેવટે નુકસાનજ પહોંચે છે. કેટલાક માણસો ત્હમને એમ કહીને પણ છેતરશે કે સ્હાંજના એક કલાકના કામ બદલ મહિને રૂ. ૪૦ થી રૂ. ૫૦ મેળવી આપવામાં આવશે. વર્તમાનપત્રોમાં આવતી એક બીજાથી ચઢીઆતી જાહેરખબરોથી લલચાઇ વગર મહેનતે કમાવાના વ્યર્થ પ્રયાસમાં ત્હમારો સમય ગુમાવશો નહિ. એનો અર્થ એટલોજ થાય કે કશો પણ બદલો આપ્યા વિના બીજાનો પૈસો લઇ લેવાને ત્હમે બહુ આતુર છો.

ગૃહસ્થને છાજે ત્હેવું શિક્ષણ ત્હમને પ્રાપ્ત થયું છે, એટલે ત્હમે એવી નીચતાનો તીરસ્કાર કરજો, અને આના પ્રથમ પગલા તરીકે જુગાર નહિ રમવાનું જાહેર કરજો.

ત્હમારી આસપાસ જે જોખમ રહેલું છે તે સારી રીતે જાણ્યા પછી રમતને ખાતર રમત રમવા સિવાય બીજી કોઈ પણ રીતે રમતમાં ઉભા રહેશો નહિ. વિદ્યાર્થીજીવનના આરંભમાંજ આ નિયમ સ્વીકારજો અને ત્હેનો કદી ભંગ ન કરવાના સોગંદ ખાજો.

યુવાનની રમતો એ ઉચ્ચ વસ્તુઓ સંબંધી જીવનના પાઠો છે; ખરેખર રમતનું ચોગાન જીવનની પાઠશાળા છે. ભાવી મહાન પુરૂષોના ગુણ એજ જગ્યાએ ખીલી આવે છે. પૂર્વના દેશોમાંથી ઇંગ્લંડની મહાપાઠશાળામાં અભ્યાસ કરવા એક વિદ્યાર્થી ગયેલો, ત્હેના વિષે એમ કહેવાય છે કે જો કે તે સુશિક્ષિત, માયાળુ હતો અને ઘણા સાથે મિત્રતા ધરાવતો હતો, છતાં તે ઘણીવાર એવું કરતો કે જેથી અંગ્રેજ વિદ્યાર્થીઓને ચીડ ચઢે; તે પોતાના મિત્રોને પોતાને મારવાનું કહેતો. **ત્હેને સ્વમાનનું શિક્ષણ મળ્યું નહોતું.** કોઇ પણ યુવક સ્વમાનની લાગણી સિવાય તંદુરસ્ત રહી શકેજ નહિ, શાળાના નામને પાત્ર દરેક શાળામાં સ્વમાનવૃત્તિનો જયઘોષ થઇ રહેવો જોઇએ.

ખરૂં ક્રીડાક્ષેત્ર હોય ત્યાં એ લાગણી જાણે સુવર્ણ અક્ષરે કોતરેલી ન્હોય તેમ ઝળહળી રહેવી જોઇએ. સ્વમાનના નિયમો મનુષ્ય જાતિના જન્મ સાથેજ જન્મ્યા છે, અને જ્યાંસુધી માનવજાતિ આ પૃથ્વીપર વાસ કરશે ત્યાંસુધી તે કાયમ રહેશે. પ્રાચીન સમયમાં જ્યારે માણુસની સ્વમાનની વૃત્તિને એટલે બધે સુધી દુઃખવવામાં આવતી કે દુઃખવનારના ખુનથીજ તે સંતોષાય તો ખૂન પણ ગૃહસ્થને છાજે ત્હેવી રીતેજ કરવામાં આવતું; તેથી તે પોતાના શત્રુની તરવારને પોતાની તરવાર સાથે સરખાવતો કે જેથી બન્ને પક્ષનું બળ સરખું જણાય, અને દ્વંદ્વ યુદ્ધ ખરૂં ધર્મયુદ્ધ હતું એમ લાગે. આપણી રમતોમાં આ વાત ગમે તેટલી ભૂલાઇ ગઇ હોય છતાં એ ભાવના તો રહેલીજ છે કે રમતો પ્રપંચ વિનાની છે અને કોઇ પણ પક્ષને અન્યાય તેમાં મળતો નથી.

રમતમાં આપણે સર્વેએ જે નિયમને પ્રથમ માન આપવાનું છે તે પ્રેમશૌર્ય ( Chivalry ) નો નિયમ છે. આપણે રમતનો વિચાર કરવો જોઇએ, નહિ કે લાભનો. જે રમતમાં એક પણ માણસ સ્વાર્થ સાધવા પ્રયાસ કરે છે તે રમત અનિષ્ટ બની જાય છે. એક જ હેતુને માટે સર્વની એકતા, દરેકનો સર્વના લાભને માટેજ પ્રયત્ન, એ સિવાય કોઇ પણ રમત સફળ થતી નથી. રમવામાં ત્હમારો મૂળ સ્વભાવ ખીલી નીકળશે; બીજા બધા સાથીઓથી જે ખાસ ગુણોવડે ત્હમે જૂદા પડો છો તે સર્વે રમતના ક્ષેત્રમાં દીપી ઉઠશે; પણ સાથે સાથે ત્હમે રમતમાં પોતાને સદંતર ભૂલી જઇ આખી મંડળીના આનંદને માટે સર્વ કાર્ય કરશો. ત્હમે યંત્રના પૈડાના દાંતાજ નહિ રહો; પરન્તુ ત્હેની સાથે ત્હમે પોતેજ સર્વસ્વ છો એ વાત પણ ભૂલી જશો. ત્હમે યંત્રનો એક ભાગ અને એ યંત્ર ચલાવનાર શક્તિનો એક અંશ બનશો, પણ સાથે ત્હમે આ વાત પણ યાદ રાખજો કે જો યંત્રની ખરી ચાવી ભાગી જાય તો આખું યંત્ર નકામું થઇ પડે

છે. સંપૂર્ણ આત્મસંયમ, સંપૂર્ણ આજ્ઞાધીનતા, અન્યની સાથે સાથેજ ત્હમારી શક્તિઓનો સ્વભાવિક ઉપયોગ, બીજા પ્રત્યેની ત્હમારી સેવાનું સ્વાભાવિક સમતોલન, અને બીજાનો ત્હમને આધાર એ સર્વ નવા જ્ઞાનના ઉદય જેવું ત્હમને જણાશે અને ત્હમે ત્હમારામાં ખરૂં મનુષ્યત્વ ખીલતું અનુભવશો. પ્રેમશૌર્ય, સ્વાર્પણ, આખા મંડળને માટે જે નિયમ છે તે નિયમને માન આપવું—આ ગુણો રમતો રમવાની સાથે સાથેજ ત્હમારામાં ખીલશે, અને ત્હમે ત્હેમને ત્હમારા પોતાના ભાગરૂપ ગણી પોષજો કે જેથી ત્હમારામાં કયા કયા ગુણો રહેલા છે તે બીજા માણસો જાણે. ત્હમે દૃઢ આજ્ઞાધીન અને પ્રામાણિક રહેજો; તેથી ત્હમારા મિત્રો ત્હમારા વચનમાં શ્રદ્ધા રાખશે.

ખાસ કરીને ત્હમે ત્હમારી નિષ્ફળતા પણ ખુલ્લા હૃદયે સ્વીકારજો, અને જેઓ કુત્તેહથી રમત રમ્યા હોય ત્હેમને માનપૂર્વક અને આનંદથી વિજયનું ઇનામ અર્પણ કરજો. તાણાતાણ કરવાનું, બરબડાટ કરવાનું અને તકરાર કરવાનું કામ નીચ મનુષ્યોને સોંપજો, અને શંકાનો લાભ લેવા માગીને અથવા નજીવા હક્કને માટે હઠ કરીને રમતને બગાડતા નહિ. રમતના નિયમોને એટલી હદ સુધી ખેંચતા નહિ કે ત્હેમનું પાલન કરવા જતાં સર્વ આનંદ નષ્ટ થાય. જરા પણ અપ્રામાણિકતાથી એક રમત જીતવી ત્હેના કરતાં અનેકવાર હારવું એ વધારે સારૂં છે. રમતોમાં થાય છે તે પ્રમાણે કોઇ વાર ત્હમે દગો કરો છો એ કોઇ જોઇ શકતું પણ ન હોય; પરંતુ તેમ ન કરતાં ત્હમારી પ્રામાણિકતા કલંકિત થઇ નથી એમ જાણીનેજ આનંદ પામજો—ટૂંકામાં કદી પણ રમતમાં દગો કરશો નહિ.

માનવજીવનની કાળી બાજુ, જેમકે લુચ્ચાઇ, પ્રપંચ, બીજાને, ગમે તેટલું નુકસાન થતું હોય તોપણ સ્વાર્થ સાધવો, સર્વનું હિત બાજુપર મૂકી પોતાની જાતને આગળ ધરવી, આપણું કલ્યાણ

થતું હોય ત્યાંસુધી બીજાના દુઃખનો વિચાર પણ કરવો નહિ—એ રમતના ક્ષેત્રમાં પોષાય તેમ નથી. ત્યાં તો જીવનનાં સુવાસિત પુષ્પજ ખીલવાં જોઇએ, નહિ કે નકામા નુકસાનકારક ઘાસના છોડવા. આપણે પ્રામાણિક રહીએ તોજ રમત કદી બગડે નહિ. આપણે હારીએ કે જીતીએ તોપણુ તે સાચી હારજીત હોવી જોઇએ. આપણે રમતને એટલી બધી ચ્હાઇએ છીએ કે આપણે માનપૂર્વક મળેલી જીતનેજ પસંદ કરીશું; ખરો વિજેતા જે માનને પાત્ર હોય તે માન ન આપવા જેટલા નીચ આપણે નહિ બનીએ.

ઉપર કહ્યું તે પ્રમાણે રાષ્ટ્રની ઉન્નતિ કરનાર અને હેની અધોગતિ કરનાર મનુષ્યો વચ્ચેનો ભેદ રમતોમાંથીજ પડતો જાય છે. આપણો પક્ષ સબળ રહે તે માટે જે સહકાર્યની, પ્રામાણિકતાની અને આજ્ઞાધીનતાની આવશ્યકતા છે તે સર્વ ગુણોની સંસારના શ્રેયને અર્થે પણ જરૂર છે. જેવી રીતે રમતમાં આપણે આપણા પક્ષને વળગી રહીએ છીએ તે રીતે પુખ્તવયમાં આપણા દેશના ભલા માટે પ્રયાસ કરી રહેલા અગ્રેસરોને વળગી રહીશું તો દેશ તરફથી વારસામાં આપણને જે જે મળ્યું છે હેના કરતાં સોગણું આપણે દેશને પાછું આપી શકીશું. જો આપણે આપણા પક્ષને, આપણા શિક્ષણને વળગી રહીશું, તો આપણે આપણા ગામના, આપણા શહેરના, આપણા દેશના પણ અભિમાની બનીશું; સ્વદેશાભિમાનની ખરી શરૂઆત શાળાની ટોપીમાં, ડગલાપરના ચિહ્નમાં અને શાળા, વર્ગ અથવા 'કુટુમ્બ' પ્રત્યેના માનમાંથી થાય છે. શાળાનું અભિમાન ધરાવનાર દરેક વિદ્યાર્થીએ મહાશય હેન્રિ ન્યૂબોલ્ટનાં નીચેનાં વચનો યાદ રાખવાં જોઇએ.

"કીર્તિની વાત કરવી એ સાહસ છે, આ દુનિયામાં હમ્મેશ તો કશુંજ ટકવાનું નથી; પરન્તુ શતકોની સ્હામે તો આપણે થઇ શકીએ, અને ભરતીના જોર સામે ટકી શકીએ; કારણકે આપણાં શરીર ધૂળ

સાથે મળી જશે, તોપણ આપણુ સર્વેનું હૃદય તો અહીંઆં—જે શાળા આપણે આપણી પાછળનાને સોંપીએ છીએ-ત્હેમાં જરૂર રહેશે."

ત્હમે ત્હમારૂં હૃદય શાળામાં રાખશો એટલુંજ નહિ પરન્તુ સંસારમાં ગમે ત્યાં વિચરો ત્યાં ત્યાં ત્હમારી શાળાની આબરૂ જમાવજો-ત્હમને મળેલું પ્રેમશૌર્ય, ત્હમારામાં રહેલું અભિમાન, જે ઉન્નત ભાવનાઓને ત્હમે અનુસર્યા હો, જીવનમાં જે પ્રેમજ્યોત ત્યાં સળગી હોય તે સર્વેની સુવાસ પ્રસરાવજો.

રમતમાં આનંદથી જે જીવન જીવવામાં આવ્યું છે ત્હેની અસર જીન્દગીભર રહેશે. આપણે આપણું મનુષ્યત્વ બચપણમાંથીજ ખીલવીએ છીએ. મ્હોટા થાઓ, અને રમતના અનુભવો ફક્ત સ્મૃતિમાં રહે ત્યારે પણ મનુષ્ય તરીકે જે ભાગ ભજવો ત્હેમાં પણ મૂળના ગુણને વળગી રહેજો. માણસો જ્યારે દગો કરતા હોય, સ્હામે મ્હોંએ શત્રુને હરાવાતો નહોય ત્યારે અંદર રહી ત્હેનાપર ઘા કરાતો હોય, નિર્દોષ માણસને નુકસાન કરવાને ચારે બાજુ કોઇ માણસ પોતાના સાથીઓને છુપાવી રાખતો હોય ત્યારે ત્હમે તેથી શરમાજો.

આ સર્વ આપણા દેશની નિર્દોષ રમત નથી. એતો રોમના *કૉલોશિયમ જેવું છે કે જ્યાં નિર્દોષ મનુષ્યોને સિંહના પંઝામાં ફેંકી દેવામાં આવતા, અથવા તો સ્પેન દેશના ગોધાના તમાસા જેવું છે કે જ્યાં માણસને સાંઢ જોડે લડાવવામાં આવે છે, અથવા તો એક અંધારી કોટડીના જેવું છે કે જ્યાં ક્રૂર પિતા પોતાના ન્હાના બાળકને સખ્ત માર મારે છે. એતો બાયલાનું કામ છે કે જે નિર્દોષને મારે છે; એટલુંજ નહિ પણ જ્યારે તે નિર્દોષને નાસી જવાની જરા પણ તક નથી હોતી ત્યારે ત્હેને મારે છે. ત્હમારી રમતોથી ત્હમારામાં માનની વૃત્તિ બહુ ખીલેલી જોઇને જે બાયલો માણસ બહાદૂર

* મલ્લકુસ્તી વગેરે તમાસા કરવાનું રાજ્ય તરફથી ચોગાન.

માણસ તરીકે ઓળખાવવા માગતો હોય ત્હેને ધીક્કારજો. દ્વંદ્વ યુદ્ધ કરનારા પણ પ્રથમ પોતાનાં હથિયાર સરખાવે છે, અને કદી પણ નીચતાનો આશ્રય લેતા નથી એ યાદ રાખજો.

અને એક બીજી વસ્તુનો પણ તિરસ્કાર કરજો. રમતના શોખને વશ બની જીવનના ખરા મૂલ્યને—ખરા ઉદ્દેશને ભૂલતા નહિ. રમતને પણ સ્થાન છે, અને તે સ્થળે તે અગત્યની પણ છે; પરન્તુ એકંદરે જોતાં રમત એ કાંઈ જીવનનો મુખ્ય ઝરો નથી, તે તો ફક્ત બાજુ-પર વહેતું વેળકું છે. આ જમાનામાં જે રમતોના ઢોંગ થાય છે ત્હેને ધીક્કારજો—જેવી રીતે ક્રીકેટની મેચ વખતે કેટલાક માણસો જાણે રમતમાં નિપુણ હોય તે પ્રમાણે ફક્ત જોનાર તરીકે ઉભા રહે છે તેમ ત્હમે ફૂટબૉલ, ક્રીકેટ વગેરે રમતોમાં જાતે ભાગ લેજો. કસરત અને આનંદથી નાડીના વધતા ધબકારા અનુભવજો, અવયવોનો વિકાસ પ્રાપ્ત કરજો, પરન્તુ રમતના ખાસ શોખી હોય ત્હેવો ઢોંગ કરી ઉભા રહેનારથી ત્હમે છેટા રહેજો. જે માણસ વૃદ્ધ થયો હોય, જે આખું અઠવાડિયું મહેનત કરી થાકી ગયો હોય, અને જેને અંધારી કોટ-ડીમાંજ જીવન ગાળવાનું હોય તેવાઓ ભલે રમતો જોયા કરે; પરન્તુ ત્હમારે ફૂટબૉલને લાત મારનારને જોવા કરતાં ઉચ્ચ કાર્યો કરવાનાં છે; માટે અઠવાડિયે અઠવાડિયે રમાતી સ્પર્ધાની રમતોના જોનાર બની જાણે એ સ્પર્ધાના પરિણામથીજ રાષ્ટ્રનું ભાગ્ય પણ નક્કી ન થવાનું હોય એવી રીતે દરરોજ એ સંબંધી વાતો કરવાના રોગના પંજામાં ફસાઇ ન જાઓ તે જાળવજો.

સ્પર્ધામાં અગત્યની વસ્તુ પ્રામાણિકતા છે અને નહિ કે ઇનામ જીતનાર. જે લાખો માણસો રમતોમાં તટસ્થ રહી જોનાર તરીકે દિવસોના દિવસો વ્યતીત કરે છે તે બધા દયાને પાત્ર છે. ત્હમે એમની સંખ્યામાં નહિ ઉમેરાતાં રમનારનાજ પક્ષમાં જજો;

અને વળી ત્યાં રમતની ખાતરજ રમજો અને બીજા કશાની ખાતર નહિ.

આ પત્ર ધ્યાનમાં રાખી ત્હમારી રમત રમજો; જેથી કરીને ત્હમને પ્રોત્સાહન, સામર્થ્ય મળશે અને ત્હમારામાં મનુષ્યત્વ તથા આત્માર્પણનો વિકાસ થશે. સારી રીતે રમજો, ખરા મનુષ્ય તરીકે વર્તજો, અને વીર બનજો.

## ૪–કોઇ પણ મ્હોટા ધંધાને ચલાવવા ઇચ્છનારા યુવકને પત્ર.

ત્હમારા જેવો યુવાન હું હતો ત્યારે મ્હને કહેલું એક વચન હું કદી વિસરીશ નહિ. હું તે ભુલી જાઉં એમ મ્હને ઇચ્છા થાય છે, કારણકે જ્યાંસુધી હું તે વાક્યને જગતને તારવા પ્રયાસ કરી રહેલાઓના ગળામાં માદળીયા તરીકે લટકાવાયલું કલ્પતો નથી ત્યાંસુધી તે મ્હારા મનમાં રમ્યાજ કરે છે. તે વાક્ય આઠ શબ્દોનું જ છે, અને રવિવારની શાળાના સુપરિન્ટેન્ડન્ટે તે જાણે કોઇ સામાન્ય વસ્તુ ન કહેવાતી હોય ત્હેવી રીતે કહ્યું હતું કે, " અરે, પરન્તુ ધર્મને ધંધા સાથે કશો સંબંધ નથી. "

જો કે આ વચન સાંભળ્યાને વીશ વર્ષ વહી ગયાં છે, છતાં પણ ત્યારથી તે મ્હને કડુમાં કડુ વચન જેવું સાલ્યા કરે છે—જો ધર્મને અને ધંધાને કશો સંબંધ નહોય તો પછી ખાતરીથી માનજો કે ધંધાને અને ત્હમારે પણ કંઇ લાગતુંવળગતું નથી; પરન્તુ આ વાત હવે ત્હમે વધારે સારી રીતે સ્હમજો છો, ત્હમે જાણો છોકે ધર્મ દેવળમાં તેમજ દુકાનોમાં સર્વ સ્થળે છે.

ત્હમારા જીવનની પળેપળ ત્હમને ધર્મને માટે અવકાશ જણાશે.

અને કળા, સાહિત્ય, કાયદો અથવા દેવળમાં વિચરતાં તમે જેમ શરમાતા નથી તેમજ ધંધામાં ( વ્યાપારમાં ) મશગુલ રહેવામાં પણ શરમાશો નહિ.

કેટલાક યુવકો પોતાને એટલા બધા ભલા માને છે કે ધંધા રોજગારો ત્હેમને માટે લાયક નથી એમ તેઓ કહે છે; પરન્તુ એ કેટલી શોચનીય બીના! કારણકે ત્હેનો અર્થ એટલોજ થાય છે કે પોતાના બાન્ધવોની સેવા કરવાના વિશાળ ક્ષેત્રને માટે તેઓ ઘણા સંકુચિત મનના છે.

જો બધા યુવકો એવાજ હોય તો આ દુનિયામાં બીલકુલ મઝા જ રહે નહિ. પછી તો રેલ્વે ચલાવવાને માટે ઇજનેરો મળશે નહિ, મિસરના લોકોને ભૂખમરામાંથી બચાવવાને માટે પાણીનાં બાંધકામ કરવા કોઇ કૉન્ટ્રેક્ટર મળશે નહિ. પરદેશથી જોઇતો માલ લાવવાને વહાણ મળશે નહિ. આપણને ઘર બાંધી આપનાર નહિ મળે, બાળવાને માટે લાકડાં નહિ મળે, અને રાત્રે અજવાળાને માટે દીવાની સામગ્રી પણ મળશે નહિ. આપણા વ્યાપારીઓ સિવાય જગતનો એક દિવસ પસાર થઇ શકે નહિ.

માટે હું ત્હમને એવા જોવા માગું છું કે ધંધો ત્હમને ક્ષુદ્ર વસ્તુ લાગે નહિ, અથવા ત્હેમાં પડયા હોય ત્હેમને જ તે અગત્યનો છે અને બીજા કોઇને તેની જરૂર નથી એમ તમે માનો નહિ. પૃથ્વીપરના છૂટા છૂટા પડેલા દેશો એક બીજાની પાસે આવતા જાય છે. ખેડૂતો ખસખસ ઉગાડવાનું બંધ કરેતો રસાયણશાસ્ત્રીને પોતાની શીશીમાં ભરવાનું મળે નહિ. તુર્ક લોકો યુદ્ધમાં રોકાવાથી ખસખસ જોઇએ તેટલી ઉગાડી શકતા નથી અને તેથી ડૉકટરોને અફીણની બહુ તાણ પડે છે; તેવી જ રીતે જો હિન્દુસ્થાનમાં કપાસનો પાક બરોબર ઉતરે નહિ તો લૅન્કેશાયરના લોકો દુઃખી થાય, અને જો

બંદરની વ્યવસ્થા બરોબર રાખવામાં ન આવે તો દરિઆપારના દેશોને ઘણું ખમવું પડે.

પાર્લામેન્ટમાં સભાસદ થવું એ બહુ સારી વાત છે, પરન્તુ કોઇ રેલ્વે અથવા ખાણનો મેનેજર પૃથ્વીપરના લોકોને જેટલાં લાભ હાની કરી શકે તેટલાં લાભ હાની કોઇ પણ દેશની પાર્લામેન્ટનો એક સભાસદ કરી શકે નહિ. ચિત્રકાર ભલે પોતાનું કાર્ય કાલેજ પડતું મૂકે, લેખક ભલે પુસ્તકો ન લખે, છતાં તેથી કરીને રાષ્ટ્ર જીવનનો ઝરો અટકશે નહિ; પરન્તુ જો ખાણનો મજુર ખાણમાં ઉતરવાની ના પાડે અથવા માલ લઇ જનાર માલ લઇ જવાનું કાર્ય ન કરે અથવા કારકુન પોતાનું કામ ન કરે તો દેશનું જીવન વહેતું અટકી પડે. પૃથ્વીપર સર્વ સ્થળે એકતાનું જે કંઇક ભાન થવા લાગ્યું છે તે કળાથી નહિ પરન્તુ ધંધાથી, દ્રવ્યથી નહિ પણ કાર્યથી અને રાજનીતિથી નહિ પરન્તુ ઉદ્યોગથી છે. ઉપદેશકો, રાજનીતિનિપુણો અને વિચારકો હજુ સુધી શાન્તિનો જે યુગ નથી લાવી શકયા તે યુગ, વ્યાપારજ વિગ્રહનો અન્ત લાવીને સર્વત્ર પ્રવર્તાવી શકશે.* જ્યારે ત્હમે કોઇ દુકાનને જુઓ અથવા ઑફિસમાં દાખલ થાઓ કે કોઇ મહાન કારખાનાની ચારેબાજુ ફરો ત્યારે યાદ રાખજો કે એ વસ્તુઓ પણ નિરાળી નથી, પરન્તુ ધંધાનાજ ભાગો છે, કે જેને લીધે જગતનો સંબંધ દિનપ્રતિદિન વધારે ધાડો થતો જાય છે. જે દિવસથી ત્હમે કોઈ મહાન ધંધામાં જોડાઓ છો તે દિવસથી ત્હમે માનવ જાતિની દેશપરદેશ ( International ) ની શક્તિઓમાં

* અર્વાચીન યાદવાસ્થળીનું ઊંડું કારણ વ્યાપાર છે એ તો સહુ કોઈ જાણે છે. સર જૉન સિલી પણ ઇંગ્લાંડના વિસ્તાર ( expansion of England )માં કહે છે કે વ્યાપારથી વિગ્રહ ઉદ્ભવે છે, અને વિગ્રહ વ્યાપારને ખીલવે છે. અનુવાદક.

મિશ્ર થઇ જાઓ છો; અને કૃત્રિમ સીમાઓને દૂર કરી માનવ બન્ધુતાના સાધક બનો છો.

સ્વપ્ન આવવાં, દૂર દૃષ્ટિ ફેંકવી, દૂકાનની બહાર પણ આપણા જીવનની અસર પહોંચે છે એવું ભાન થવું, એ સર્વ રૂડાં વાનાં છે; તેના કાર્યનો હેતુ અને પરિણામ વિચારવાથી કામમાં ઘણીજ મદદ મળે છે.×

× આ પેજ અધુરૂં મૂકી દઇને આ પછીનાં વાકયો અમે એટલા માટેજ જૂદા પેજપર આપ્યાં છે કે તે વાકયો બહુજ મહત્વનાં છે અને તેથી તે તરફ વ ચકોનું વધારે ધ્યાન ખેંચાય. એ વાકયોની પાછલો ભાગ એટલા માટે કોરો મૂકયો છે કે ઇચ્છે તેઓ આ પાનીયું ફાડીને તખ્તામાં મઢાવીને કે જાડા કાગળપર ચોડીને તેનો વધુ ઉપયોગ કરી શકે.

મં'ત્રી. સ. સા.

આપણે જે કાંઈ કરીએ તે બહુ સારી રીતે કરવું જોઇએ અને નહિ તો તે કરવાનું પહેલેથીજ છોડી દેવું એજ વધારે સારૂં છે.

નક્કી માનજો કે જે કાર્ય ગમે તેમ કરવામાં આવે છે તેનું નામ કાર્ય નહિ પણ "સમયનો દુરૂપયોગ"જ છે.

ત્હમારા જીવનની ઉન્નતિનું સર્વથી મુખ્ય પગથીયું ત્યારેજ ત્હમે ચ્હડો છો કે જ્યારે ત્હમે સ્વીકારેલું કામ દુનીયાને માટે ખાસ જરૂરનું હોય અને તે કાર્યને ત્હમે ત્હમારાથી બની શકે તેટલી સારામાં સારી રીતે તથા બનતી ઝડપથી કરી શકતા હો.

જો ઉપલું સૂત્ર તમારાં સર્વ કાર્યોમાં સચવાય તો પછી ત્હમારી ઉન્નતિને અટકાવવાને આ વિશ્વમાં કોઇ પણ શક્તિવાન નથી.

એ કહેવાની બીલકુલ જરૂર નથી કે જે કાર્યને ત્હમે ત્હમારૂં સમગ્ર જીવન અર્પવા માગો છો તે બહુજ વિચાર કરીને પસંદ કરશો, અને ત્હમને ગમે ત્હેવું જ કાર્ય પસંદ કરશો. એક યુવક વિષે મ્હારા સાંભળવામાં આવ્યું છે કે ત્હેને ચિત્રો અને સુન્દર વસ્તુઓ બહુ ગમતી. ત્હેને લોકો કલ્પનામાં રમનાર કહેતા, કારણકે તે બાગમાં ઉભો રહી તારા સામે અનિમેષ દૃષ્ટિથી જોયા કરતો. તે ચિત્રકાર બનવાને જ સર્જાયો હતો, અને બાળપણથી જ તે રંગની પેટી અને ચિત્રી શકાય ત્હેવાં દૃશ્યો સંબંધી જ વિચાર કરતો; પણ ત્હેના પિતાએ ત્હેને એક કસાઇને ઘેર ઉમેદવાર તરીકે મૂક્યો. કોઇપણ પ્રકારની તે બાળકની દલીલ સાંભળવામાં આવી નહિ. પરિણામ આપણને કહેતાં પણ કંપારી છૂટે એવું દયાજનક આવ્યું.

**ત્હમને પસંદ પડે તે ધંધોજ સ્વીકારો.** આના કરતાં ધંધાના સંબંધમાં બીજો વધારે સારો નિયમ હોઇ શકે નહિ. કદાચ તમારી ઇચ્છાઓને અનુસરવું એ સહેલું ન પણ હોય; કદાચ દ્રવ્યનો અન્તરાય વચ્ચે આવીને ઉભો રહે; કદાચ અમુક ધંધામાં પારંગત થવાને જેટલી મુદત જોઇએ તેટલી મુદત ત્હમે રાહ જોઇ શકો તેમ ન હોય; કદાચ તે ધંધામાં હદ ઉપરાંત માણસો રોકાયેલાં હોય; કદાચ ત્હમારી ઇચ્છા જેટલી ત્હમારા શરીરમાં શક્તિ પણ ન હોય; અને આરોગ્ય સાચવવાને ખાતર ત્હમારે તે કાર્ય છોડી પણ દેવું પડે તેમ હોય; માટે આ સર્વ બાબતોનો વિચાર પણ ત્હમે કરજોજ. વળી આ વિષયોમાં સત્તાસમાન ગણાતા હોય ત્હેમની સલાહ પણ લેજો.

ત્હમે ત્હમારી જાતને ચોકસીથી ઓળખજો; ત્હમારી શક્તિ ખરેખરી રીતે આંકજો, અને તે પછીજ જે ધંધો પસંદ પડે ત્હેમાં ઝુકાવજો. ત્હમને લાગે કે ત્હમારા હૃદયમાં અમુક વસ્તુને માટે અભિલાષા છે, ત્હમને લાગે કે ત્હમારો આત્મા તે તરફ આકર્ષાયો છે,

અને ત્હમને જણાય કે ત્હમારૂં મન પણ તે કાર્યને માટે ઘડાયું છે, તો પછી ત્હમને તે ખાતે જોઈતી તક જરૂરજ મળશે. ત્હમે ચોક્કસ નિશ્ચય કરી અન્ત સુધી તે વસ્તુમાં શ્રદ્ધા રાખજો.

મ્હોટા ધંધામાં સફળ થવાને માટે લાંબી નીસરણીની જરૂર છે, અને તે નીસરણીપર પગથીએ પગથીએ ચ્હડવું જોઇએ. ઉત્કૃષ્ટ અભિલાષાવાળો યુવક કદીપણ ન્હાની શરૂઆતની અવગણના કરશે નહિ. જો ત્હમે પોતાને એવા સ્હમજતા હો કે ત્હમારે છેક નીચેથી શરૂઆત કરવાની જરૂર નથી, તો એ સદ્દભાગ્યને દૂર મૂકી ત્હેને વિસરી જજો.

**શિખરે પહોંચી શકનારે કદી અર્ધેથી શરૂઆત કરેલી હોતી નથી.** જેમ આપણે સારી રીતે વાતચીત કરી શકીએ તે પહેલાં આપણને બધા મૂળાક્ષરોનું જ્ઞાન હોવું જોઇએ; તેમ **જેને કોઈ ધંધાના માલેક થવું હોય ત્હેણે તે ધંધાના મૂળતત્ત્વથી શરૂઆત કરવી જોઇએ.** મ્હારા એક ઓળખાતા માણસે પોતાના ધંધાનો એટલો બધો સચોટ અભ્યાસ કર્યો છે કે ત્હેની અંદર થતા કોઇ પણ કાર્યથી તે અપરિચિત નહિ હોવાને લીધે તે પોતાની પેઢીમાં દરવર્ષે રૂ. ૪૫૦૦૦ બચાવે છે. વળી યાદ રાખો કે તેવી માહિતી ધરાવવાથી જાતે કમાવા ઉપરાંત મનુષ્યજાતિની પણ ત્હમે સેવા બજાવો છો.

**શરૂઆત સારી હોવી જોઇએ.** એ પણ બહુ જરૂરનું છે; **કારખાના વા પેઢીમાં રહેતો ન્હાનો છોકરો પણ જે કાર્ય જાણતો હોય તે કાર્ય જો તે સ્થળનો વ્યવસ્થાપક ન જાણતો હોય તો તે ખરેખર દયાને પાત્ર છે.** ત્હમારા ધંધાની ન્હાની મ્હોટી દરેકે દરેક બાબતમાં ત્હમને રસ પડવો જોઇએ. ત્હમારી

સર્વ શક્તિઓ એક જ વિષયમાં રોકજો, અને બીનઉપયોગી વસ્તુઓમાં સમયનો દુરૂપયોગ કરશો નહિ.

પણ ત્હમારે આખા કારખાનાનું કામ કરવાનું હોવાથી તેની સાથે સંબંધ ધરાવતી બીજી બાબતો તરફ પણ અલક્ષ રાખતા નહિ. નેપોલિયન જેવાએ પણ એ ભૂલ કરી હતી. જ્યારે રૉબર્ટ ફુલ્ટન ત્હેને કહેવા ગયો કે તે આગબોટ બાંધી શકે તેમ છે ત્યારે ત્હેણે ત્હેના તરફ બીલકુલ ધ્યાન આપ્યું નહિ. ત્હેને ખબર નહોતી કે જે સાધનવડે તે આખી પૃથ્વીનો માલીક થઇ પડયો હોત તે સાધનને તે આમ અલક્ષ કરવાથી નાખી દેતો હતો. વળી ત્હેણે પૅસ્ટેલૉટસીની રાષ્ટ્રિય-શિક્ષણની યોજનામાં પણ રસ લેવાની ના પાડી. અને કહ્યું કે મૂળાક્ષરો પાછળ સમય ગાળવાને તે નવરો નથી; પરન્તુ તેને ખબર નહોતી કે આવો નકાર કરીને આખી દુનિયા જે કાર્યને માટે ત્હેની પ્રશંસા કરત તે કાર્ય કરવાનો અવસર પોતાના હાથમાંથી તેણે ગુમાવ્યો હતો.

માટે ત્હમે પણ ભલે એકાગ્રચિત્ત રાખો, પરન્તુ એ એકાગ્રતા હદ ઓળંગી ન જાય તે માટે પણ ખાસ કાળજી રાખજો. અમુક સમયે ખાસ વસ્તુઓ ઉપરજ ત્હમારૂં ધ્યાન સ્થિર કરજો, અને જગતની બીજી સર્વ બાબતો કરતાં ત્હમારૂં કામ વધારે અગત્યનું છે એવું સ્હમજી ત્હેમાંજ ધ્યાન પરોવજો. એવી એકાગ્રતા સારી જ હોઇ શકે, અને ત્હેની ત્હમને પ્રથમ આવશ્યકતા છે; પરન્તુ ત્હમે ત્હમારા ધંધામાં એટલા બધા લીન ન થઇ જતા કે ત્હમે દુનિયાના એક નાગરિક, મનુષ્યના મિત્ર, અને કુટુમ્બમાંના એક છો એ વાત પણ વિસરી જવાય. એવો સમય વધારે ને વધારે પાસે આવતો જાય છે કે જ્યારે પેઢી વા કારખાનાના મુખ્ય માણસે પોતાના કામદારોને વધારે સારી રીતે સ્હમજવા જોઇએ, અને જે

વ્યવસ્થાપક ત્હમને સારામાં સારી રીતે ઓળખશે તેજ પોતાનો ધંધો સારામાં સારી રીતે ચલાવી શકશે. વળી ત્હમે ત્હમારા સ્વીકૃત કાર્યને વળગી રહેજો, પરન્તુ આ વાત કદી પણ ભૂલતા નહિ કે એ સિવાય બીજી પણ બાબતો ત્હમારે સંભાળવાની છે અને સ્વીકૃત કાર્ય તો ત્હમારા જીવનનો માત્ર એકજ ભાગ છે, નહિ કે સમગ્ર જીવન.

અલબત કાર્યમાં તલ્લીન રહેવાથી ત્હમને તમાકુની ધૂણી લેવાનો અવકાશ નહિ મળે, પરંતુ તે કાર્ય તો ત્હમારે બીજા મૂર્ખ યુવકનેજ સોંપવું જોઇશે, કેમકે તમાકુના ઉપયોગથી ત્હમને લાભ થવાનોજ નથી, પરન્તુ નુકસાન તો નક્કીજ થશે. વળી એ એવી વસ્તુ છે કે જેમાથી ત્હમે હરહમેશ દૂર રહી શકો તેમ છો. જે યુવક બીડી પીએ છે તે આળસુ છે. તે રસ્તે રઝળતો જાય છે, અને તદ્દન નકામું વાંચન વાંચ્યે છે. ત્હેનો કદી પણ વિશ્વાસ રખાતો નથી. જરૂર પડયે તે હાજર થતો નથી અને ધારેલે સમયે પાછો ફરતો નથી, તેમજ જ્યારે તે જાય છે ત્યારે તેની ખાસ ખોટ પણ જણાતી નથી.

ત્હમારી સાથે કામ કરનારા બીજાઓને અમુક વ્યસન હોય તેથી જ તે વ્યસન ત્હમને પણ વળગી પડે, એવા નબળા ત્હમે કદી પણ રહેશો નહિ. દરેક સમયે અને દરેક સ્થળે શત્રુનું કાર્ય બજાવી રહેલા દારૂને ત્હમે કદી પણ અડકતા નહિ. સંસારમાં હાથ પગ ચલાવ્યા સિવાય જો ત્હમે ત્હમારા કાર્યને સિદ્ધ કરી શકો તોજ દારૂથી ત્હમારૂં કાર્ય સિદ્ધ થઇ શકે. દારૂથી તો ઉલટો ત્હમારા શરીરમાં વિષનો સંચાર થશે, મન નિર્બળ બનશે, આત્મા ઉંચે ઉડ્ડયન કરી શકશે નહિ. આ કરતાં કોઇ પણ વધારે અગત્યની સલાહ તમને આપી શકાય તેમ નથી કે ત્હમારે દારૂને તો તદ્દન દૂરજ રાખવો જોઇએ; અને તેની સાથે જુગાર પણ દૂર રાખવો જોઇએ. ચોરને જેમ તમે ત્યજો છો તેમ જુગારીથી દૂર રહેજો. ત્હમે જુગાર રમી

પ્રામાણિક રહી શકોજ નહિ. જુગાર રમવાથી ત્હમારામાંથી એક એવી શક્તિનો નાશ થશે કે જેની ખોટ પૈસાથી કદી પણ પૂરાશે નહિ. આ સર્વ વસ્તુઓ સમયનો ઘાત કરનાર છે, અને ત્હમે સ્હમજો છો કે સમય એ દુનિયાની કોઇ પણ વસ્તુ કરતાં વધારે મૂલ્યવાન છે. ત્હમે યુવકોજ દુનિયાના લક્ષાધિપતિઓ છો, અને **ત્હમારા લાખો રૂપિયા ત્હમારી ક્ષણોમાંજ રહેલા છે.** ત્હમને જે વર્ષો મળવાનાં છે તે વર્ષો જો પોતાને મળે તેમ હોય તો કોઇ પણ લક્ષાધિપતિ પોતાની સર્વ મિલ્કત આપી દેવા તૈયાર થાય. કેમકે ત્હેમના ભૂતકાળમાંથી તમે ઘણું જાણી અને શીખી શકો તેમ છો, પરન્તુ ત્હમારૂં ભાવી જોવાનું ત્હેમના નશીબમાં નથી.

આળસમાં ત્હમારો સમય જરા પણ ગાળતા નહિ. જરૂર માનજો કે વખતની દરેક પળનું વ્યાજ ઉપજે છે, અને **દરેક પળ ત્હમને ત્હમારા ધ્યેયની વધારે ને વધારે સમીપ લઇ જવા** ઇચ્છે છે. ત્હમારૂં જીવન ત્હમને એવું નીરસ તો નજ લાગવું જોઇએ કે જેથી હજારો આળસુ માણસોની સાથે ત્હમે પણ ક્રિકેટ વા ફૂટ બૉલની સ્પર્ધાની રમત ( Match ) જોવા ઉભા રહો. જે યુવકો કારખાના વા પેઢીના માલીક થવાના નથી તેઓ ભલે તે કામ કરે. પુસ્તકો પણ ત્હમને એવાં નીરસ ન લાગવાં જોઇએ કે જેથી ત્હમને નકામાં ખરાબ વર્તમાનપત્રો વાંચવાનું મન થાય. વળી સ્ટેશનપર પુસ્તકોની દુકાન (Bookstall)માં જે કચરો ભરેલો હોય છે તે કચરો તો ત્હમારા મગજમાં ભરશોજ નહિ. ઇશ્વરે ઉત્તમ જ્ઞાનના સંગ્રહ માટે આપેલા મગજમાં એવો કચરો ભરતાં શરમાજો. ત્હમે વાંચી શકો તે કરતાં પણ વધારે સારાં પુસ્તકો ત્હમારી નજીકના પુસ્તકાલયમાં છે, અને ત્હેમની કિંમત ઓછી આંકતાં શરમાજો.

કોઇ પણ કાર્ય સારી રીતે કરવામાંજ ત્હમારૂં શ્રેય રહેલું હોવાથી

**બીજા સામાન્ય યુવકો જે કાર્ય ખરાબ રીતે કરતા હોય તે કાર્ય પણ ત્હમે સારી રીતે કરજો.** કાર્યને માટે જ્યાં જ્યાં ત્હમારે જવાનું હોય ત્યાં ત્યાં જલદીથી જજો, અને જે કાર્ય કરવાનું હોય તે ઝપાટાબંધ પૂર્ણ કરજો. ત્હમને જે **કહેવામાં આવે તે બરોબર ધ્યાન દઇને સાંભળજો, અને દરેક સૂચના સારી રીતે સ્હમજજો.** ત્હમે સ્હવારમાં વહેલા ઉત્સાહપૂર્વક આરંભ કરજો. જ્યાં સુધી કોઇ પણ વસ્તુ ત્હમારાથી થાય તેમ હોય ત્યાં સુધી તે બીજા કોને કરવાની છે, તે સંબંધી બહુ તપાસ કરશો નહિ, અને **જે વસ્તુ ત્હમે કદી કરી ન હોય તે કરવાનો પ્રસંગ મળે તો તે કદી પણ ગુમાવતા નહિ.** કેમકે તેથી કરીને ત્હમે આગળ વધશો, અને એવા અનુભવોથીજ ત્હમે યુવક મટી પુખ્ત વયના મનુષ્ય બનશો. બીજાને નિષ્ફળતા મળી હોય તે કાર્ય સ્વીકારીને નિષ્ફળતાનાં કારણો સમજીને દૂર કરજો અને સફળ થજો.

સારા અક્ષરથી લખતાં શીખી હજારો પ્રકારની ન્હાની ન્હાની જગાઓને માટે પણ ત્હમે પોતાની જાતને લાયક બનાવજો. જેને સ્વચ્છ અને ઝપાટાબંધ લખતાં ન આવડતું હોય ત્હેણે તો શરમાવુંજ જોઇએ. એક માણસને ટાઇપરાઇટર વેચવાનું હતું. ત્હેણે એક મૂર્ખ જાહેર ખબર પ્રસિદ્ધ કરી હતી. તે જાહેર ખબરમાં એવું જણાવવામાં આવ્યું હતું કે હવે વિદ્યાર્થીઓને સારા અક્ષરે લખતાં શીખવાની જરૂર નથી. એવી જાહેર ખબરોને તો બાળી મૂકવી એ જ સારૂં છે. જે એવી જાહેર ખબર પ્રસિદ્ધ કરે તે દુષ્ટ સ્વાર્થી હોવો જોઇએ. ત્હેના પોતાના ટાઇપરાઇટરને વેચવાની ખાતર તે કેટલાય યુવકોને ખરાબ અક્ષર લખતાં શીખવી ત્હેમના જીવનને નુકસાન પહોંચાડતો હશે. કેમકે માત્ર ખરાબ દસ્કત હોવાને લીધેજ કેટલાક યુવકો વારંવાર સારા પ્રસંગો ગુમાવે છે.

જે યુવક હજારો રીતે ઉપયોગી થઇ શકે, જે જરૂર પડ્યે ખડીઓ સાફ કરી શકે કે ચિત્રને ભીંતે ટાંગી શકે, તેજ યુવક ધંધામાં ઝપાટાબંધ આગળ વધી શકે છે; પરન્તુ ત્હેણે એક બીજી બાબત પણ ખાસ કરીને સારી રીતે કરવાની કાળજી રાખવી જોઇએ. તે બાબત એ છે કે **પોતાને સુપ્રત થયેલું કામ કરવા ઉપરાંત પોતાના ઉપરીનું કામ પણ ત્હેણે જોતાં અને શીખતાં રહેવું જોઇએ.** એમ કરવાથી કોઇ દિવસ એ ઉપરીને વધારે ઉંચી પદવી પ્રાપ્ત થતાં એ જગા ત્હમને મળવાનો દરેક સંભવ રહેશે. જે યુવક કાર્યને ચ્હાતો હોય, જેને જોતાં આનંદ થાય, અને જે હંમેશાં બીજાની સેવા કરવાને તૈયાર હોય ત્હેનેજ એવા પ્રસંગ મળે છે. ત્હમે કોઇ છોકરાના વિષે ત્હેના શેઠને એમ કહેતાં સાંભળ્યો હોય કે ત્હેને કામ સોંપવા કરતાં પોતેજ તે કામ કરી લેવાનું વધુ પસંદ કરશે. આવું સાંભળો ત્યારે નક્કી સમજજો કે તેવો છોકરો કાંતો પત્ર ટપાલમાં વખતસર નાખવાનું ભૂલી જતો હશે, વા ખોટા નંબરવાળાને ટેલિફોન મૂકતો હશે, અથવા કોઇ પણ સંદેશામાં જોઇએ તે કરતાં બમણો સમય તે ગાળતો હશે. મ્હારા એક મિત્રે એક છોકરાને બારી વાસવા કહ્યું. તે પોતે લખવામાં રોકાયેલો હતો, અને એ છોકરાને તો ફક્ત બારણુંજ નીચે ખેંચવાનું હતું. પરન્તુ તે છોકરો બારી વાસવાની સોટી લઇ આવ્યો, અને વાસવા જતાં તે ભાગી નાખી, મેજ ખસેડ્યું, ઉંચા ઉભા રહેવાને માટે ખુરશી તાણી આણી, અને એટલો બધો ખરખડાટ ભરભડાટ કર્યો કે મ્હારા મિત્રે નજર નાંખતાં બીજીજ બારીએ ઉભો રહેલો જોયો. પછી તે માણસે પોતેજ ખરી બારી બંધ કરી, અને છોકરાઓ મદદગાર હોય ત્હેના કરતાં ઉલટા મહેનતમાં વધારો કરનારા છે એમ વિચાર કરવા લાગ્યો.

મ્હને એ પણ માલૂમ છે કે કેટલાક યુવકો મ્હોટા માણસો કરતાં

પણ વધારે લાયક હોય છે, અને મ્હોટી ઉમરનાઓ મહામુશ્કેલીએ કામ કરે છે તેજ કામમાં તેઓ સરળતાથી સફળ નિવડે છે. આ દેશના એક મ્હોટામાં મ્હોટા કારખાનાના માલિકે એક માણસને રૂ. ૭૫૦૦ ના વાર્ષિક પગારથી રોકયો, અને થોડાજ સમયમાં મ્હને ત્હેણે કહ્યું કે હવે તે નવા માણસને મ્હારે વિદાય કરવો પડશે. કેમકે ત્હેણે "ક્યાં આગળ બેસવું" એ પ્રશ્નથી જ મ્હારૂં માથું પકવવા માંડયું. બીજે દિવસે અર્ધો ડઝન ચીઠીયો તેણે મ્હારાપર લખી કે ત્હેનો પગાર કોણ ચૂકવશે? આવી રીતે જે માણસ બીજાનાં માથાંજ પકવવાનો ધંધો કરે ત્હેને માટે ૭૫૦૦ નો પગાર હદ ઉપરાંતનો છે.

ત્હમારે બેસવા માટે કયું સ્થાન નક્કી થયું છે, ત્હમારો પગાર કોણ ચૂકવશે, એવા એવા નકામા ખ્યાલો લાવી ત્હમારા મગજને શ્રમ આપશો નહિ. સારા નોકરનો પગાર હીંડી ચાલીને આવશે—ત્હેને માટે જરા પણ ચિન્તા કરશો નહિ. જો તે ડાહ્યો હશે તો તે બેવડો પણ આવશે. એક તો પૈસાના રૂપમાં અને બીજો મહેનતના આનંદના રૂપમાં કામનો બદલો મળશે. કારણ કે સારો કામ કરનીર વૈતરો નથી; ત્હેણે મજુરી કરવીજ જોઇએ એટલા ખાતર તે મહેનત કરતો નથી; તે પેટને ખાતર ગુલામ બનતો નથી. તે તો શ્વાસોચ્છ્વાસમાં લેવાતી હવાના જેટલો સ્વતંત્ર છે. કામ સારૂં છે માટેજ તે કામ કરે છે, કામ પ્રત્યે સ્નેહ છે માટે જ તે એ સારી રીતે કરે છે, અને પોતાની સ્વાભાવિક શક્તિઓને સ્વાભાવિક રીતેજ વાપરે છે. પોતાના સિવાય તેનો બીજો કોઈ શેઠ નથી. એક માણસ કોઇ કાર્યને પોતાનું જીવન અર્પે છે, અથવા પોતાના નેતા તરફના પૂજ્યભાવથી પ્રેરાઇને તેને અનુસરે છે; છતાં પણ તેના હૃદયનો માલિક તો તે પોતેજ છે. જગત પાસેથી જે આનંદ તેને પ્રાપ્ત થાય છે તેને તે સ્વીકારે છે, અને તે જગતને પોતાના જમણા હાથનું બળ, મગજની શક્તિ, હૃદયનો સ્નેહ અને

આત્માની પવિત્રતા સોંપે છે. તે મ્હારા એક મિત્રના જેવો છે, કે જે મિત્ર મ્હને કહેતો કે, 'હું કોઇનો ઋણી નથી, અને મ્હને જે વ્યાજબી લાગે તે હું કોઇને પણ કહી શકું છું. મ્હારે ખર્ચવાના જોઇએ તે કરતાં અઢાર પેન્સ દર અઠવાડિયે મ્હને વધારે મળે છે, તે રકમ હું બીજાને પણ આપી શકું તેમ છું.'

આ પ્રમાણે જે માણસ પોતાને વ્યાજબી લાગે તે કરી શકે **અને જેને પોતાના ખર્ચ કરતાં પોતાની આવક વધારે જણાય છે, તેવો માણસ એક સામાન્ય મજુર કે કલાર્ક હોય તો પણ "જેને આવક કરતાં ખર્ચ વધારે હોય એવા" એક લક્ષાધિપતિ કરતાં તે વધારે સારો અને વધારે સુખી છે.**

જે વસ્તુઓ સારામાં સારી હોય તેનેજ ત્હમારી સમૃદ્ધિ ગણજો. વળી મનને ગમતા ધંધામાં પડયા પછી સમય જાય તેમ તેમ ત્હેના પ્રત્યેનો ત્હમારો સ્નેહ પણ વૃદ્ધિ પામવો જોઇએ; અને એમ થવાથી "વર્ષો અગાઉથી પોતાની સર્વ શક્તિઓ એકજ કામમાં વાપરનારા મનુષ્યોને" જે પ્રકારનો બદલો મળે છે, ત્હેવો બદલો ત્હમને પણ મળશે. ત્હમે મહેનત કરવામાં પાછા હઠતા નહિ. શ્રમપૂર્ણ જીવન વ્યતીત કર્યા પછી જ્યારે દેહ છોડવાનો પ્રસંગ આવશે ત્યારે દૈવી અવાજ તમારા કાનમાં ગુંજારવ કરતો તમને સંભળાશે કે "ત્હમે સંસારમાં પ્રવેશ કર્યો તે સમયના કરતાં ત્હેને છોડતી સમયે ત્હેને વધારે સારી સ્થિતિમાં મૂકી જાઓ છો."

## ૫–મિત્રને ચ્હાનાર યુવકને પત્ર.

આપણે આ જગતમાં એકલાજ આવીએ છીએ, અને જઇએ છીએ પણ એકલાજ; પરન્તુ આપણામાંથી કોઇ પણ એકલો જીવન જીવશે નહિ. આપણા જીવનમાં કેટલીક ઘટનાઓ એવી પણ બને છે કે જે ઈશ્વર અને આપણા પોતાના સિવાય અન્ય કોઇ જાણી શકે નહિ. બેશક એવો પણ સમય આવે કે જ્યારે આપણો વહાલામાં વહાલો મિત્ર પણ આપણને સહાય આપી ન શકે. પરન્તુ એ પણ સત્યજ છે કે મિત્રસ્નેહ આખી સૃષ્ટિમાં અમૂલ્ય વસ્તુ છે, અને કોઇ પણ માણસ એટલો બધો સુખી નથી કે જે મિત્રનો તિરસ્કાર કરી શકે અથવા એટલો બધો દુઃખી નથી કે મિત્રને સ્વીકારે નહિ. સુખ અને દુઃખ ઉભયમાં મિત્રનું હૃદય એ સર્વ મનુષ્યોને માટે સામાન્ય આવશ્યકતાની વસ્તુ છે.

વારસામાં મળેલી સંપત્તિ કરતાં આપણા પોતાનાજ શ્રમથી ઐહિક સુખ પ્રાપ્ત કરવું અથવા માન મેળવવું એ ખરેખર આનન્દજનક છે; પરન્તુ ત્યારે પણ ત્હમને મિત્રની જરૂર તો પડશેજ અને ત્યારે પણ ત્હમારા મિત્રનુંજ વચન ત્હમને સૌથી વધું વહાલું લાગશે. બીજી વેળા જ્યારે ફત્તેહને બદલે નિરાશાનું વાદળ પથરાયેલું હશે, અને આશ્વાસનો પણ વ્યર્થ જતાં હશે, ત્યારે પણ મિત્રના ટેકાથીજ ત્હમે ટકી રહેશો, અને મિત્રનું દર્શનજ ત્હમારા દુઃખી હૃદયને પૃથ્વીપરની બીજી કોઇ પણ વસ્તુ કરતાં વધારે પ્રિય લાગશે. પ્રભાતના ખુશનુમા પ્રકાશમાં અને રાત્રિના અંધકારમાં પણ ત્હમને મિત્રસ્નેહની તૃષા લાગશે.

અને તેથી આ યુવાવસ્થામાં જ્યારે ત્હમે ત્હમારી આસપાસ મિત્રો એકઠા કરતા હો ત્યારે યાદ રાખજો કે જેને ત્હમે ત્હમારા

એક બે દિવસના નહિ, પરન્તુ જીન્દગીભરના જીવનમાં દાખલ કરો છો ત્હેની ત્હમારા જીવન ઉપર શી અસર થશે; ત્હેનું મન અને હૃદય કેવા પ્રકારનું છે; એ સર્વ પ્રશ્ન ત્હમારી જાતને પ્રથમ પૂછજો. ત્હમારી સોનાની પેટીની કુંચી સોંપતી વેળાએ જે કાળજી રાખો છો તે કરતાં જરા પણ ઓછી કાળજી ત્હમારા જીવનની કુંચી સોંપતી વેળાએ રાખતા નહિ. આ જગતની જીવન યાત્રામાં ત્હમારા ભાવીને માટે નાલાયક નિવડે ત્હેવા મિત્રની સાથે પ્રયાણ શરૂ કરશો નહિ. ત્હમને ત્હમારા મિત્રો ઉતાવળે પસંદ કરવાની લાલચ થશે, ત્હમને સમભાવની એટલી બધી વાર જરૂર જણાશે અને તે એટલો બધો પાસેથી અને સરળતાથી મળતો જણાશે કે જેથી કરીને "આ બધી દુનિયા સારા સાથીઓથીજ ભરપૂર છે" એમ ત્હમને લાગશે, છતાં પણ યાદ રાખજો કે "સારા મિત્રની પસંદગી" એ યુવાવસ્થાની ખાસ કસોટી છે. મિત્ર વિનાની અવસ્થામાં ત્હમને એકલા જેવું લાગશે અને ત્હમારૂં હૃદય ભારથી દબાયેલું લાગશે, જ્યારે બીજાઓ બહુ આનંદી જણાશે. મિત્ર વિના ત્હમને બ્હાર નીકળવાનો રસ્તો નહિ જણાય, અને બીજાઓને તે જણાશે. સદ્દગુણમય વાતાવરણ ત્હમને ગમતું હશે તો ત્હમારી આસપાસ સારા સોબતીઓજ એકઠા થશે અને સ્વાર્થ કે જે ત્હમારો કટ્ટામાં કટ્ટો દુશ્મન છે તેના પંજામાંથી ત્હમને બચાવશે. કારણ કે દરેક મનુષ્યને એવા પ્રસંગો આવીજ પડે છે કે જ્યારે હૃદય નિરાશામાં ડૂબી જાય છે; મનપર ચિન્તાનો અતિશય ભાર થઇ જાય છે. મિત્ર રહિત માણસ આવી અવસ્થામાં આવી પડતાં તે અત્યંત દુઃખી બની જાય છે. કદાચ તે સુખી અવસ્થાવાળો હોય છે તો મિત્ર તરીકે બીજાઓના દુઃખીમાં દુઃખી જીવનને સુખી બનાવી શકવાના અમૂલ્ય પ્રસંગો મનુષ્યોને આવી મળે છે તેવા પ્રસંગોથી બેનશીબ રહે છે. મનુષ્ય માટે આમ

હોવું એ પણ એક ખાસ દુર્ભાગ્યજ છે; અને તેથી કરીને કોઇ પણ ડાહ્યો માણસ એમ નહિ ઇચ્છે કે ત્હમારે સારા દોસ્તો વિનાના રહેવું. જરૂર ત્હેમને શોધી કહાડો, હંમેશ ત્હેમની સાથે રહો અને ત્હેમના આગળ હૃદય સંપૂર્ણ રીતે ખુલ્લું કરો. તેઓ એક એવી અમૂલ્ય બક્ષીસ રૂપ છે કે જેનો પૂરેપૂરો આભાર તો કોઇ પણ માની શકેજ નહિ. પરન્તુ સારી સોબતમાં પણ અનિષ્ટનું બીજ રહેલું છે અને જો તે વિકાસ પામે તો જીવન નષ્ટ થાય છે, અને તેટલા માટેજ **મિત્રોની પસંદગી એ યુવાવસ્થાની ખરી કસોટી છે.**

એ અનિષ્ટનું બીજ ત્હમારામાં ન આવી જાય એ માટે ત્હમે નિરંતર ચેતતા રહેજો. ઘણી ઘણી રીતે સારા મનુષ્યનેજ શોધી કહાડીને વળગી રહેજો અને ક્ષુદ્રનો ત્યાગ કરજો. જ્યારે કોઇ અનિષ્ટ વસ્તુ સારી વસ્તુનું રૂપ ધારણ કરીને ત્હમારી પાસે આવતી હશે ત્યારે ગેબી નાદની પેઠે એક અવાજ ત્હમારા હૃદયને કશુંક કહી જશે. જ્યારે સત્પુરૂષનો દેખાવ ધારણ કરીને સેતાન ત્હમારા તરફ આવતો હશે ત્યારે, જેને આપણે પ્રેરણા કહીએ છીએ અથવા જેને આપણે આત્માના ઉદ્યાનમાં પવિત્રતાનો પ્રકાશ કહીએ છીએ. તે આપણને ચેતાવી જશે. વરૂ ઘેટાના રુપમાં આવશે ત્યારે ત્હેનાં વાક્યો એટલાં બધાં મધુર લાગશે, ત્હેની રીતભાત એટલી બધી પ્રપંચી હશે કે ત્હમે ત્હેના તરફ શંકા વિના ધસડાઇ જશો, અને ત્હમે પૂરેપૂરૂં સ્હમજી જાઓ તે પહેલાં જાળ એવી તો પથરાઇ ગઇ હશે અને મજબૂત થઇ ગઇ હશે કે તેમાંથી છૂટીજ શકાય નહિ. આવા પ્રસંગે ભરાયલા એકજ ઉતાવળીઆ પગલાથી સેંકડો આશાવન્ત યુવકોનાં જીવન નષ્ટ થયાં છે, જે જોઇને આપણને કમ્પારી છૂટે છે. અને તેનું કારણ લગભગ મિત્રની પસંદગીમાંજ રહેલું હોય છે. બીજાું ગમે તેમ હોય પણ એટલું તો અવશ્ય જો જો કે જેને ત્હમે

ત્હમારા મિત્ર બનાવો છો તે ત્હમારા શત્રુ તો નજ હોય.

ખરાબ મનુષ્યો અને કૃત્યો પ્રત્યેના તિરસ્કારને ત્હમે હંમેશાં સાચવી રાખજો. બીજી કોઈ પણ વસ્તુ ત્હમને મદદ નહિ કરે તે સમયે અનિષ્ટ પ્રત્યેનો એ તિરસ્કારજ ત્હમારૂં રક્ષણ કરશે. ત્હમારે એવા અભિમાની તો થવુંજ કે "ત્હમારાથી કંઇ દુષ્ટ કાર્ય તો નજ થાય." બહાદુર યુવકનો એ ધર્મ હજારો સંપ્રદાયોના કરતાં વધારે મૂલ્યવાન છે. એ ગુણજ એક યુવકને માટે લાલચની સ્હામે ટકી શકવાની ખાતરીરૂપ છે, હુમલાની સ્હામે થવાના બખ્તરરૂપ છે, અને સર્વ મુશ્કેલીઓ સ્હામે ઉભું રહેવાના બળરૂપ છે.

તેમ છતાં બળના આ ખરા વિશ્વાસમાં નિર્બળતા પણ હોઇ શકે. કાલે જે દુષ્ટ દેખાવાનું છે તે આજે નિર્દોષ દેખાશે. આજની રાત્રિની થોડી સ્વતંત્રતા સ્હવારમાં સ્વચ્છંદતા દેખાશે. આજે ત્હમે જરા રખડશો તો કાલે એમાંથી આળસ અને લુચ્ચાઇનો જન્મ થશે, અને એથી બળવાન યુવકો દુષ્ટ બની જાય છે. એકવાર ત્હમે વગર વિચાર્યે એવું કંઇક અસત્ય બોલી ગયા પરન્તુ એવી અવિચારી વાતોમાંથીજ સોગંદ લેવાય છે. ત્હમે ત્હમારા કોઇ મિત્રથી જરા શરમાતા હો અને તેથી ત્હમે ત્હેની સાથે નહોતા એવું કહો, પણ એવું અર્ધું અસત્ય કહેવું એ તો બીકણનું જૂઠાણું છે, અને બીકણને તો જૂઠો પણ ધિક્કારે છે. નાશનો સરિયામ રસ્તો આટલો બધો સીધો છે કે જે વસ્તુઓ આપણને વિષની પેઠે વળગી પડે છે અને નાગની પેઠે ડસે છે એમાંથી તાત્કાલિક આનંદ લેવો બહુ સરળ પડે છે.

થોડો સમયજ ત્હમે ખરાબ સોબતમાં રહેશો એટલે દુષ્ટ કર્મ કરવાની સહેલી લાલચમાં ફસાઇ જશો. એક માણસ અથવા છોકરો એકાકી જે કાર્ય ન કરે તે કાર્ય સો માણસો વા બાળકોના ટોળામાં ભળવાથી તે સહજે કરી નાખે છે. જાણે તે આખા ટોળાનો આત્મા

તેનામાં ન પેંશી ગયો હોય, તેમ સોબતના જુસ્સાથી કોઇ વિચિત્ર જ ફેરફાર તેનામાં આએલો જણાય છે. આયનો જેમ આબેહુબ પ્રતિબિમ્બ પાડે છે તેમ સ્વાભાવિક રીતે જ આપણે બીજાઓનું અનુકરણ કરીએ છીએ; તેથી આપણા જીવનનો ઘણો માર્ગ મ્હોટે ભાગે એજ રીતે કપાય છે. આપણે અતિશય સહેલાઇથી બીજાનું અનુકરણ કરીએ છીએ, અને તેથી કરીને બુદ્ધિપૂર્વક જે રસ્તે આપણે ચાલવાને તૈયાર નથી હોતા તે રસ્તે ચાલવાને પણ બીજાઓનું જોઇને આપણે દોરવાઇ જઇએ છીએ. આપણને કેટલીકવાર તો નવાઇ પણ લાગે છે કે આપણે એ માર્ગપર કેવી રીતે જઇ પડયા ?

ઘણા માણસો પોતાનું ગત જીવન ઉદ્વેગ અને પશ્ચાતાપથી તપાસે છે ત્યારે પોતાની અધોગતિનું મૂળ તેમને કોઇ એક અવિચારી કૃત્યમાં અથવા કોઇ એક વિશ્વાસુ મિત્ર પાસેથી શીખી લીધેલી ખરાબ ટેવમાં અથવા તો રસ્તે જતાં સાંભળેલાં કોઇનાં વચનોમાં રહેલું દેખાઈ આવે છે. જૉન બનીયને ઝુંપડાના બારણા આગળ ઉભી રહેલી સ્ત્રીઓનાં વચનમાંથી નવું જીવન પ્રાપ્ત કર્યું, પોતાની જાતને અમર કરી અને હજારોને ઉચ્ચ કાર્યો કરવાની પ્રેરણા આપી. પરંતુ હમેશાં આવા પ્રકારથી લાભજ થતો હોય એવું નથી. અપરિચિતની વાતચીતથી જૉન બનીયનનો જેમ ઉદ્ધાર થયો તેમ મિત્રની વાતચીતથી રૉબર્ટ બર્ન્સને ખમવું પણ પડયું હતું. આ મહાકવિનું હૃદય યુવાવસ્થામાં પવિત્ર હતું અને પોતાની આસપાસનાં મનુષ્યોનાં દુઃખ જોઇને ત્હેને ઘણુંજ દુઃખ થતું. આ મહા બુદ્ધિશાળી પુરૂષને ખેતર ખેડતાં ઉંદરના દરને ઉખેડી નાખવાથી અથવા ડેઇઝી નામના ફૂલના છોડને કાપવાથી પોતાનું હૃદય કપાઇ જતું હોય એમ લાગતું; પરંતુ તે પછી ત્હેની આસપાસ એવા માણસો સોબતી તરીકે એકઠા થયા કે જેમના સાહસની વાતો અને વક્રોક્તિ ભર્યાં વચનોમાં તે

રસ લેવા લાગ્યો. ત્હેમનામાં એક ગમતી સ્વભાવનો નાવિકનો છોકરો હતો, અને સમુદ્રના જીવનથી તે જંગલી અને સ્વચ્છંદી બન્યો હતો. રૉબર્ટ બર્ન્સ મનથી માની લીધેલા ત્હેના પ્રેમશૌર્યભર્યાં અને સ્વતંત્ર સ્વભાવથી ત્હેના તરફ આકર્ષાયો. તેઓ ઘણો સમય સાથે ગાળતા, કવિ ત્હેના મિત્રથી તદ્દન અંજાઇજ ગયો; પરન્તુ ત્હેને બહુજ મોડું સ્હમજાયું કે ખલાસીનું જંગલી અને અનિયમિત જીવન ત્હેને માટે યોગ્ય નહોતું. પાછળથી ત્હેને એ મિત્રની સોબતથી ઘણુંજ ખમવું પડયું. પોતાના મિત્રને લીધે ત્હેની જે અધોગતિ થઇ હતી તે દર્શાવનારો પત્ર હજુ પણ અસ્તિત્વમાં છે. એ પત્રમાં તે કવિ લખે છે કે, “ ત્હેની મિત્રતાથી મ્હને ઘણુંજ નુકસાન થયું છે. ” જે વાતો બર્ન્સને કંપારી ઉપજાવે ત્હેવી હતી ત્હેવી નીચ વાતો તે મિત્રની પાસેથી સાંભળી ત્યારથીજ ત્હેની અધોગતિનો પાયો નંખાયો હતો; કેમકે સોબતની અસરને લીધે પહેલાં જે વાતો અને કાર્યોપર ત્હેને તિરસ્કાર થતો તેજ વાતો સાંભળવામાં ધીમે ધીમે ત્હેને રસ પડવા લાગ્યો.

આ પ્રમાણે જેની મિત્રતાથી આપણા સારા ગુણોનો લોપ થાય ત્હેનો આપણે પ્રથમથીજ ત્યાગ કરવો જોઇએ. દુષ્ટપથે શાન્તિથી ચઢવુ; અનિષ્ટ તરફ બેદરકારી રાખવી; અનિષ્ટ વચન ઉચ્ચારવું અને ત્હેને માટે ઉપર ઉપરનો પશ્ચાતાપ દર્શાવવો; એ સર્વ બહુજ સહેલું–ભયંકર રીતે સહેલું છે. પરન્તુ તેને પરિણામે એમ બનશે કે જેમાં આપણે ક્ષણિક આનંદ લેતા તે આપણને કલાક સુધી આનંદ આપશે, એમ કરતાં કરતાં એ નીચ આનંદ લેવાનું આપણને વધુ ગમશે, અને પછી આપણે ત્હેને માટે તલપીશું. અન્તે જે અનિષ્ટને આપણે અડકવા પણ માગતા નહોતા ત્હેના પંઝામાં આપણે ફસાઇ પડીશું. પછી તો દુઃખ ખમીયે ત્યારે અથવા ઇશ્વરની કૃપા થાય ત્યારેજ છુટકો સમજવો.

માટે આ બાબત ખાસ યાદ રાખજો અને યુવકની સ્વાભાવિક જીન્દગી જે તરફ જલદીથી વળી જાય તેમ છે તેવી અનિષ્ટ બાબતો અને તે તરફ વાળનારા મિત્રોથી સદાય ચેતતા રહેજો.

અવિચારી વાતચીતમાં રહેલા ગુપ્ત ભયથી ખાસ સાવધ રહેજો. સારા છોકરાને શરમાવે એવું કંઇ પણ વચન કહેવામાં આવે ત્યારે તેના તરફ તુરતજ ત્હમારો સખ્ત અણગમો જાહેર કરજો. ત્હમારી નજર આગળ કોઇની મા, બ્હેન વા કોઇ પણ સ્ત્રીના નામને બટ્ટો લાગવા દેશો નહિ. કોઇ પણ સ્ત્રીનું અપમાન કે માતાની આબરૂપર કલંક એ કોઇ પણ સારા યુવકે કોઇ પણ દિવસ સાંખી રહેવું જોઇએ નહિ. સામાન્ય તુચ્છકાર, માંકડાની રીતિએ કંઇ પણ લાભ વિના બીજાની રીતભાતની નકલ, એને વાક્ચાતુર્ય સમજી સહન કરી લેશો નહિ. નીચ જીવન અને નીચ વિચાર તરફ વળી જવાનો તે રહેલો માર્ગ છે કે જે માર્ગે જવું એ ઠાંઠ અને ચોર લોકોનુંજ કામ છે.

ત્હમને માતાના હૃદયના સાચા પ્રેમનો અનુભવ છે, ગૃહ (Home) માંથીજ મનુષ્યત્વની ખીલવણી, આશા, ઉત્સાહ, કોમળતા અને જીવનનો આનંદ ત્હમે પ્રાપ્ત કર્યો છે; અને જ્યારે ત્હમે કોઇની મા, બ્હેન વા દીકરીને અપમાન આપે ત્હેવી રીતે વાત કરતા હશો ત્યારે ત્હમારા ગૃહ અને ત્હમારી માની સ્મૃતિ લાવવાથી ત્હમે તુરતજ એ અધમ પાપમાં પડતા અટકી પડશો. કોઇ ગેરહાજર સ્ત્રી વા પુરૂષના પવિત્ર નામને અપમાન આપનાર લુચ્ચાની સાથે કદી પણ લડી પડતા નહિ, કારણકે એવી નીચતાનો તિરસ્કાર કરવાની બીજી સારી રીતો ત્હમને આવડે છે. પરન્તુ એવો પ્રસંગ એમનો એમ તો કદી પણ જવાજ દેશો નહિ. એક શબ્દથી પણ જે છોકરો ત્હમારી સમક્ષ કોઇ સ્ત્રીનું અપમાન કરતો હોય ત્હેની પાસે ત્હમારી લાગણી દુઃખવ્યા બદલ બને તો માફી પણ મંગાવજો, અથવા એ

ગુન્હો ત્હમારી રૂબરૂ ફરીથી ન થાય ત્હેને માટે ચાંપતા ઉપાય લેજો. જ્યારે કોઈ સ્ત્રીના પવિત્ર નામને ત્હમારા સાંભળતાં કલંકિત કરવામાં આવતું હોય ત્યારે ત્હમે એમ માનજો કે એ સ્ત્રીને ત્હમારા દેખતાંજ ધક્કો મારી નીચે પાડી નાખવામાં આવી છે; કારણકે શબ્દોદ્વારા કરેલું અપમાન તેથી પણ વધારે નુકસાનકારક છે.

જે મંડળીને આ સુન્દર દુનિયામાં બીજાઓની મા બ્હેન સિવાય બીજા વિષય ઉપર વાતચિત કરવાનું જડતું ન હોય તે મંડળી ત્હમારે લાયક નથી. આવી સોબત શોધતો ફરતો હોય અને ત્હેનેજ વળગી રહેતો હોય એવા યુવકને માટે એકજ નામ છે. ત્હમે ત્હેને ચંડાળ સ્હમજીને દૂર રાખજો.

યુવકના જીવનપર જે આકસ્મિક અસરો થાય છે—ત્હમારૂં શ્રેય સાધનાર વા ત્હમને અધોગતિમાં નાખનારને જો આપણે આકસ્મિક કહીએ તો—તેની અસરો આ જમાનામાં વર્ષ પ્રતિ વર્ષ વધતી જ જાય છે. હાલના જેટલી લાલચો દુનિયામાં પહેલાં નહોતી. વર્તમાનપત્રો તથા પુસ્તકો ઘણી સારી વસ્તુઓ છે, અને ત્હેમનાથી યુવકનામાં ઉચ્ચ ગુણો ખીલે; પરન્તુ **દુકાનમાં જે હજારો હલકટ પત્રો અને પુસ્તકો બારીપર આકર્ષક રીતે ગોઠવેલાં હોય છે તેને તો સારા માણસોએ બાળીજ મૂકવાં જોઈએ.** અરે, તેમ છતાં આપણે યુવકોને તેવુંજ વાંચન વાંચતા જોઇએ છીએ! આનંદ દરેકને જોઇએ છીએ, અને આનંદપ્રદ સ્થળ થાકી ગયેલા અને ચિન્તાતુર મગજવાળાને માટે એક પૌષ્ટિક વસ્તુ છે. પરંતુ આપણાં શહેરોમાં અને કસ્બાઓમાં છચોક દુર્ગુણ શીખવે એવાં પણ મોજમઝાનાં સ્થળો છે. તેવા સ્થળોને ત્હેમાં ભરેલાં અનિષ્ટકારક કાગળીઆં સાથે ઉભાને ઉભાંજ સળગાવી દેવાં જોઇએ. છતાં ત્હેમાં દાખલ થવાનો દર એટલો બધો ઓછો હોય છે કે જેથી પેંચાઇને

કોઇ પણ યુવક ત્યાં જઇ પડે છે. ચલનદર્શકયંત્ર-( Cinamatograph ) સીનેમેટોગ્રાફનો જો સારો ઉપયોગ થાય તો ત્હેનાથી ઘણુ લાભ મળે તેમ છે; પરન્તુ મ્હોટાં શહેરોમાં દર રાત્રે જે ચિત્રો બતાવવામાં આવે છે તે બતાવનારને તદન છાજતાં નથી. જે શહેરો એ બતાવવા દે છે તે શહેરો બહુજ ધિક્કારને પાત્ર છે. આવાં સ્થળો કે જ્યાંથી યુવકોનાં ચારિત્ર ઉચ્ચ થવાં જોઇએ અને જીવનનું માધુર્ય ત્હેમને સ્હમજાવું જોઇએ ત્યાંથીજ ત્હેમને અધોગતિએ દોરી જનારી લાલચો મળ્યા કરે છે.

ફુટબોલ રમવાને માટે બહુ સારી રમત છે, અને જે છોકરો ઉપરની રીતે પોતાના અવકાશનો સમય નહિ ગુમાવતાં આ રમત રમત જોયા કરે ત્હેને પણ થોડોક ફાયદો થાય છે; પરન્તુ ફૂટબોલની રમત પણ ઘોડદોડથી બીજે નંબરેજ ઇંગ્લાંડ દેશને શાપરુપ થઇ પડી છે. જો પાર્લામેન્ટ કાયદો કરી લુચ્ચા જુગારી લોકોને ભોળા લોકોના ગજવામાંથી એ રમતદ્વારા પૈસા એકઠા કરતાં અટકાવશે નહિ તો થોડાજ સમયમાં તે સારા પ્રામાણિક માણસોને માટે અયોગ્ય થઇ પડશે. ત્યાં દરેક મહોલ્લાના ખુણાપર આ ચોરો પોતાની દુકાન-ખાસ કરીને તમાકુની અથવા ન્યુસએજન્ટની રાખે છે, અને હડહડતા જૂઠાણાવાળી જાહેરખબરોથી અજાણ્યા યુવકોને ફસાવે છે. સેંકડો કારખાનાંઓમાં આવા લુચ્ચાઓના દલાલો હોય છે. જો દલાલ કોઇ યુવકને જાતે મળી શકે નહિ તો પોતાની જાળ ટપાલદ્વારા ત્હેના ઉપર મોકલી આપે છે. બીજા લુચ્ચાઓ જો કોઇની મિલ્કતને નુકસાન કરે છે તો ત્હેમને કેદખાનામાં મોકલવામાં આવે છે, પરન્તુ આ લુચ્ચાઓ હજારો યુવકોનાં જીવન નષ્ટ કરે છે, છતાં ત્હેમને સ્વતંત્ર શહેરી તરીકે સર્વ સ્થળે ફરવા-હરવાની છૂટ મળેલી છે ! જ્યાં સંખ્યાબંધ યુવકો એકઠા રહેતા હોય ત્યાં એકાદ યુવક

પણ આવા લુચ્ચાઓમાંથી એકાદના સંબંધમાં ન આવે એમ ધારવું નકામું છે; અને તેથી રસ્તે રખડતા લોકોને મિત્ર કરવામાં, ત્હમારી શાળામાં અભ્યાસ કરનારા સાથે ફરવા હરવામાં, અને કારખાનાના યુવકો સાથે ભળવામાં બહુજ સાવધાન રહેજો. **અધોગતિએ લઇ જનારા કોઇ પણ ક્ષુદ્ર જણાતા કાર્યને કે મનુષ્યને તરતજ ઓળખી લેજો; અને વૃદ્ધ થાઓ ત્યાં સુધી દારૂ અને તમાકુના વ્યસનીઓથી તથા હલકટ સંગીત અને જલસાઓ તથા દેખાવો જોવા જનારા યુવકોથી અલગ રહેજો.**

બીજા છોકરા બીડી પી તથા ગંજીફાની રમત રમી મહેલ્લાના ખૂણાપરની જુગારની દુકાનોમાં ભલે ત્હેમનો સમય વ્યર્થ ગુમાવી દે; પરંતુ ત્હમારે તો દેશની સેવાને માટે અને ત્હમારા નામને યશસ્વિ કરવાને માટે ત્હમારા મગજ તથા હાથવડે બીજાં અનેક કામ કરવાનાં છે. **ત્હમારે ગુપ્ત મિત્રો પણ હોવા ન જોઈએ.** દુનિયાને જે સ્થળ અને જે માણસો જણાવવાં જેવાં ન લાગે તે સ્થળો અને તે માણસો સાથે કદી પણ ગુપ્ત રીતે ભેળાતા નહિ. કેમકે **એવું ગુપ્તપણું એજ લુચ્ચાઈની શરૂઆત છે,** અને પ્રામાણિક તથા નિર્દોષ યુવકો એવી રીતેજ અધોગતિને માર્ગે ચાલવાનું શરૂ કરે છે. જ્યારે ત્હમે કોઇને ત્હમારો મિત્ર બનાવો ત્યારે ત્હમારી જાતને પ્રશ્ન પૂછજો કે તે ત્હમને મદદ કરી શકશે ? વા ત્હમે ત્હેને મદદ કરી શકશો ? વા ત્હમે બન્ને જણ દુનિયામાં એકજ માર્ગે પ્રયાણ કરવાવાળા છો ?

કારણ કે મિત્રની કસોટી તેજ છે. જીવનને જીવવા લાયક બનાવનાર મ્હોટી બાબતોમાં મિત્રોનાં હૃદય એકજ રીતે ધબકે છે. સાચી મિત્રતાનું બીજ હૃદયના ઉંડામાં ઉંડા ભાગમાં રહેલું છે. જ્યારે કેદી રાજાની પુત્રી ઍલેકઝાન્ડરની પાસે બેઠેલા તેના એક મિત્રને

ઍલેકઝાન્ડર ધારીને તાબેદારીથી નમી પડી, ત્યારે ત્હેને પોતાની ભૂલથી બહુજ દુઃખ થયું. પરંતુ વિજયી સિકંદરે કહ્યું કે, " બાઇ, તું દુઃખી થા માં, કારણ કે તે પણ ઍલેકઝાન્ડરજ છે. " જે મિત્ર ઍલેકઝાન્ડરની સાથે સર્વ રીતે સમભાવમાં હતો ત્હેને માટે આ સુન્દરમાં સુન્દર વચનો હતાં. આવા મિત્રોજ ત્હમારા સામર્થ્યના ખરા સ્થંભ છે. જ્યારે ત્હમારૂં દુઃખ અસહ્ય હશે ત્યારે તેમાં તેઓ ભાગ લેશે; અને જ્યારે ત્હમારા જીવનમાં આનંદ–સુખ ઉછળી રહ્યાં હશે ત્યારે તેઓ ત્હમારા સુખમાં વૃદ્ધિ કરશે.

જે મિત્રને ત્હમે યુવાવસ્થામાં પસંદ કરો છો, અને જે ત્હમારા જીન્દગી ભોગવવાના પ્રયાસમાં ત્હમારી સાથે સંકળાયેલા રહે છે, તે ત્હમને દિનપ્રતિદિન વધારે ને વધારે વ્હાલા લાગશે. જીન્દગીની મુશ્કેલીઓથી ત્હેમના અને ત્હમારા હૃદયના તાર એક થઇ જશે. ત્હમારા દુઃખનો સમય તેમના અને ત્હમારા વચ્ચે એવા પ્રકારનું બન્ધન ગુંથશે કે જે બંધનને પાછળથી સમય પોતે પણ તોડી શકશે નહિ. **દુઃખને સમયેજ સાચા મિત્રો પ્રકાશી આવે છે. જે મિત્રો આપણા દુઃખમાં ભાગીઆ થાય છે, જે આપણી ચિન્તાઓ સ્હમજે છે અને તોફાનમાં આપણને ટકાવી રાખે છે તેઓજ શ્રેષ્ઠ મિત્રો છે.**

ત્હમને એવા સારા મિત્રો મળ્યા હોય અને ત્હેમની કસોટી પણ થઇ હોય તો પછી ત્હેમને પોલાદના બન્ધનથી ત્હમારા હૃદયમાં જડી લેજો.

પરસ્પરને માટે સ્વાર્પણ, પરસ્પરના સામર્થ્યમાં વિશ્વાસ અને પરસ્પરના સ્નેહમાં સંપૂર્ણ શ્રદ્ધા, આ બન્ધનો પોલાદથી પણ વધારે જબરાં છે, અને એ બન્ધનોવડેજ ત્હમે ત્હમારા મિત્રોને બાંધી દેજો. આ મર્ત્ય જીવનમાં દરેક ક્ષણે આદમીઓ અને છોકરાઓને જે

બળ અને ઉદાત્તતાની જરૂર પડે છે તે એવા મિત્રો એક બીજાને અવશ્ય આપશે. મુંઝવણુ સમયે તેઓ સલાહ આપશે, ભયમાં તેઓ ધૈર્ય આપશે અને મ્હોટાં સાહસોમાં ઉચ્ચ હેતુ માટે પ્રયાસ કરવા પ્રેરણા આપશે. મિત્રતા એવા પ્રકારની ન હોવી જોઇએ કે જેથી ખોટી સાવચેતીને લીધે હમ્મેશાં ભયજ દેખાય અને પ્રગતિ થઇ શકેજ નહિ, ઉચ્ચ અભિલાષાનો ઉચ્છેદ થઇ જાય અને જીવનરૂપી ઝરણુના મૂળમાંજ ઝેર રેડાય; પરંતુ તેનાથી આપણું સામર્થ્ય ટકી રહેવું જોઇએ, તે હમ્મેશાં આપણુને ડહાપણુરૂપી અંકુશ સમાન લાગવી જોઇએ. સત્ય એ સત્યજ છે એમ ગણી પરિણુામ ગમે તે આવે છતાં મંડયા રહેવાની પ્રેરણા આપી શકે તેવીજ મિત્રતા હોવી જોઇએ.

મિત્રનો સાચો સ્નેહ, આપોઆપજ સ્હમજી લે છે કે ક્યારે પ્રોત્સાહન આપવું અને કયારે અંકુશ બતાવવો. નજીવાં કારણોને ખાતર મહાન કાર્યો ત્યજવાનું તે કદી પણુ કહેશે નહિ. નજીવા વિચાર કરી મહાન પરિણુામોને તે અટકાવશે નહિ. સ્વાભાવિક પરિસ્થિતિ અને સ્વાભાવિક પ્રગતિની વિરૂદ્ધ તે નહિજ થાય, પરન્તુ ત્હેમને ડહાપણુથી દોરવા અને આગળ વધારવાજ પ્રયાસ કરશે. ત્હમારે પણુ જે સ્નેહ ત્હમને થોભવાનું કહેતો હોય, જે સ્નેહ ત્હમે સાહસમાં ઝંપલાઓ તે પહેલાં બહુજ વિચાર કરી પરિણુામની તપાસ કરવા કહેતો હોય ત્હેને વધાવી લેવો જોઇએ. ત્હમારે સાથે ખુશામતીઆ ન રાખવા, પરન્તુ નિખાલસ હૃદયનો મિત્ર કે જે બીજા ત્હમે પોતેજ હો, તેમ અરિસા સરખો હોય ત્હેનેજ સાથે રાખવો. જે મંડળી પરિણુામનો વિચાર કર્યા સિવાય ત્હમને ખુશ કરવાની ખાતર હા ભણુતી હોય ત્હેને તો ત્હમારે દૂરથીજ નમસ્કાર કરવા. તમે પાત્ર હો અને પ્રશંસા થાય તો તેને માટે આભાર માનજો. તેથી ત્હમને પ્રોત્સાહન મળશે; પરન્તુ ત્હમે ત્હેની ખરી કિંમત આંકજો અને

ત્હમે વખાણુને પાત્ર છો કે નહિ ત્હેનો હંમેશાં કયાસ કરજો. ખુશામતીઆની કિંમત તો જગતના બજાર પ્રમાણે ગણજો કે જ્યાં ત્હેમનું જરા પણ મૂલ્ય નથી. " કારણ કે ખુશામત એ હલકા મનનાં મનુષ્યોનો ઉભરો છે. " જે જ્ઞાની હોય ત્હેના અભિપ્રાયને અમૂલ્ય ગણજો અને ખુશામતીનાં વખાણુને નિર્માલ્ય સ્હમજી તેનાથી દૂરજ રહેજો. સ્વાર્થ સાધવાને ખાતર મિત્રતાનો દંભ કરનારાનાં વખાણ સર્વથી વધુ ખરાબ સમજવાનાં છે. દુનિયામાં સર્વ સ્થળે એવા માણસો જોશો કે જેઓ જ્યાં સુધી ત્હમારી પાસેથી કંઇક અર્થ સાધવાનો હશે ત્યાં સુધી ત્હમને મિત્ર તરીકે વળગી રહેશે; પરન્તુ જ્યાં ત્હમારી પડતી થઇ, ત્હમારી પાસેથી કંઇ મળવાની આશા ન રહી ત્યાંથીજ તેઓ ત્હમને પડયા મૂકીને ચાલ્યા જશે. આવા કહેવાતા મિત્રોજ હૃદયને સખ્ત આઘાત આપે છે. તેઓ આપણા દુઃખના દહાડામાં આશ્વાસનને માટે આપણી પાસે કશુંજ મૂકી જતા નથી, ઉલટું આપણા સ્નેહનો ખોટો બદલો લીધો એ યાદ આવતાં આપણું દુઃખ વધે છે.

ઘણા લોકોને ઓળખવા એ ડહાપણભરેલું છે, પરંતુ જે લોકો દુનિયાની પ્રગતિમાં રસ લેતા હોય ત્હેમની સાથે ઓળખાણ કરવી એજ સારૂં છે. મૂર્ખ, ભટકણ, ઉડાઉ અને આળસુ લોકોને માટે તો આ જગતમાં સ્થાનજ નથી. વળી જેઓ કદી સુધરી ન શકે ત્હેવા લોકોને માટે પણ ત્હમારા મનમાં સ્થાન હોવું ન જોઇએ. ત્હેમના પ્રત્યે દયા રાખજો, ત્હેમને માટે બને તેટલો પ્રયાસ કરજો, પરન્તુ સહવાસ અને પ્રોત્સાહન તો તેમનાંજ મેળવજો કે જેમને દરેક વસ્તુનું મૂલ્ય સ્હમજાતું હોય, અને જેમને હાથે થતી સત્પ્રવૃત્તિ દુનિયાને માટે ખાસ જરૂરની હોય.

પ્રતિવર્ષે જેમ જેમ ત્હમારી દૃષ્ટિમર્યાદા ઉન્નત થતી જાય

તેમ તેમ ત્હમારૂં પરિચિત મંડળ પણ ઉચ્ચકક્ષાનું અને વિશાળ થતું ચાલવું જોઇએ. તે સંકુચિત ન રહેવું જોઇએ. કોઇ પણ સદ્‌વસ્તુ કે જેને માટે જગતમાં ઉજ્વળ ભવિષ્ય હોય તેને ત્હમારા મનથી કદી પણ દૂર કરશો નહિ.

ત્હમારા વિસ્તરતા જતા મિત્ર મંડળને ત્હેમના તરફથી જે કંઇ ત્હમને મળે ત્હેના પ્રમાણમાં ત્હમે અઢળક બદલો આપજો, પરન્તુ સાથે સાથે ત્હમારા મિત્રોનું એક ન્હાનું મંડળ પણ રાખજો. **પરિચય ઘણાની સાથે રાખજો, પરન્તુ મિત્ર દાખલ ઉચ્ચ કક્ષાના થોડાનેજ પસંદ કરજો.** કેમકે તેઓજ ત્હમારા હૃદયના ઉંડાણમાં પ્રવેશ કરી શકશે. ત્હેમની આગળ જ ત્હમારા આત્માનાં દ્વાર ઉઘાડજો. ત્હમે છૂટા પડી જાઓ અથવા સારે નસીબે પાસે રહો, પરન્તુ ત્હમારાં હૃદય તો સાથેજ ધડકવાં જોઇએ. સ્થળાન્તરથી ત્હમે સાથે ન રહો, પરન્તુ સ્થળાંતર વા સમયાન્તર છતાં પણ ત્હમને બન્ધુઓની પેઠે એક કરી નાખનાર બન્ધનને કદી પણ તૂટવા દેતા નહિ.

એશિયા માઇનરના કેરિયા પ્રાન્તમાં, બૅટલેહેમમાં માર્થા અને મેરિ જન્મ્યાં, ત્યાર પહેલાં સેંકડો વર્ષ પૂર્વે હિરેક્લિટસે કાવ્ય રચ્યાં હતાં. તે કાવ્યો તેના મધુર સૂરને માટે સર્વ સ્થળે પ્રસિદ્ધ છે. તેમાંથી એક કાવ્ય એક મિત્રથી હિરેક્લિટસને છૂટા પડવા સમયનું છે. ત્હેનો અર્થ નીચે પ્રમાણે છેઃ—

"હિરેક્લિટસ, લોકોએ મ્હને કહ્યું કે તું સ્વર્ગસ્થ થયો છે.
"ત્હેમણે મ્હને મર્મવેધક સંદેશો સંભળાવ્યો, અને મ્હારી આંખ-
"માંથી અશ્રુધારા ખળખળ વહેવા લાગી. આપણ બન્ને આખો
"દિવસ સ્હવારથી સાંજ સુધી વાતોમાં કેવા મશ્ગુલ રહેતા, અને
"સૂર્ય પણ આપણી વાતોના પ્રવાહથી થાકી દૂર થતો, છતાં એ

"પ્રવાહ કદી અટકતો નહિ. એ જ્યારે મ્હને યાદ આવ્યું ત્યારે હું "ખૂબ રોયો."

"અને હવે તું અહિં સમાધિસ્થ થયો છે, મ્હારા વ્હાલા "કેરિયા પ્રાન્તના જુના મ્હેમાન, ત્હારી એક મૂઠીભર રાખ જ "અહિં તો ઘણા સમયથી પડી છે. ત્હારા મધુર સ્વર પણ શાન્ત "છે, પરન્તુ ત્હારો સ્નેહ તો જાગૃતજ છે, કારણ કે મૃત્યુ સર્વને "ટાળી શકે, પરન્તુ ત્હેનો નાશ કરી શકતું નથી."

"તે સર્વ ઝુંટવી શકે છે" પરન્તુ ત્હમારા મિત્રનો ત્હમારા પ્રત્યેનો સ્નેહ, ત્હેની સુખદાયક સ્મૃતિ, ત્હેનું પવિત્ર ફૂળ, એ સર્વ તો મૃત્યુ પછી પણ તારાઓની પેઠે ચિરંજીવી રહેશે.



## ૬–સદાકાળ યુવાવસ્થામાંજ રહેવા ઇચ્છનાર યુવકને પત્ર.

ત્હમે ગમે તે સ્થળે હો, યુરપમાં હો વા એશિયાખંડમાં હો; શાળામાં હો કે ઘર આગળ હો; અથવા તો ભવિષ્યમાં ત્હમને ગમતો કોઇ ધંધો કોઇ દુકાનમાં વા કારખાનામાં રહીને શીખતા હો; ત્યાંને માટે એક વાત ત્હમને જણાવવાની મ્હને ખાસ ઇચ્છા છે. જેમ કેટલીક બાબતોમાં કાળ ( time ) આપણો મિત્ર છે, તેમ બીજી કેટલીક રીતે તે આપણો શત્રુ પણ છે. સમય કેટલીક રીતે આપણો મિત્ર છે, અને તે સમયે તે આપણા પક્ષમાં હોવાથી તે આપણને આપણા સિવાય બીજાએ તૈયાર કરેલા પાક તરફ અને દિનપ્રતિદિન આપણી ભાવનાઓ સફળ થાય તે તરફ આપણને દોરી જાય છે. પરન્તુ તે મિત્ર એવો છે કે ત્હેને પ્રેમથી વશ કરવો જોઇએ. જેઓ સમયને ચાહે છે અને વશ કરે છે તેઓ દીર્ઘકાળ પર્યંત યુવાવસ્થા અનુભવે છે; પરન્તુ જેઓ સમયને ચ્હાતા નથી ત્હેમનો તો તે ફટ્રામાં કટ્ટો દુશ્મન બને છે.

બીજી સર્વ વસ્તુઓ કરતાં પ્રથમ હું જે કહેવા માગું છું તે એ છે કે **યુવાવસ્થાને જાળવો.** કાળ ત્હમારી ઇચ્છા વિરૂદ્ધ ત્હમને વૃદ્ધાવસ્થા આપી શકેજ નહિ, કારણ કે વૃદ્ધાવસ્થા કાંઇ વરસોમાં રહેલી નથી. કેટલાક દાખલાઓમાં એંશી વર્ષનો યુવાન ગણાય છે, અને અરાઢ વર્ષનો વૃદ્ધ ગણાય છે, એ કોણ જાણતું નથી ? પંચાંગ ગમે ત્હેવી ગણત્રી કરે, પણ આપણે આપણી લાગણીઓના પ્રમાણમાંજ વૃદ્ધ બનીએ છીએ. આપણી લાગણીઓ ( feelings ) આપણે ધારીએ છીએ ત્હેના કરતાં આપણા અંકુશ નીચે વધારે

હોય છે. અંગ્રેજી શબ્દકોષમાં નિરોગી, અખંડ અને પવિત્ર(healthy, whole and holy) એ ખરેખર એક જ શબ્દ છે, કારણ કે એકજ ધાતુમાંથી ત્હેમની ઉત્પત્તિ છે. ત્હેનો અર્થ આટલો જ થાય છે કે–ભલમનસાઇ આરોગ્ય છે, અને આરોગ્ય ભલમનસાઇ છે. અને અખંડ જીવનમાં આ બન્ને છે. ત્હેનો એવો અર્થ થાય છે કે જગતમાં જે કંઇ ખરાબ છે તે રોગી છે, તે વિશ્વના નિયમાનુસાર સ્થિતિમાં નથી. વળી ત્હેનો અર્થ એવો થાય છે કે નિરોગી રહેવાને માટે આપણામાં ફરવા–હરવાની, વાતો કરવાની, ખાવા–પીવાની, અને આપણું કામ કરવાની શક્તિ હોવી જોઇએ, એટલું જ નહિ, પરન્તુ આપણી આસપાસના જગતના જીવનને ભોગવવાની, વસ્તુઓની હિલચાલ અને પ્રગતિ સ્હમજવાની અને જગતની પ્રગતિની સિદ્ધિ અર્થે આપણું કર્ત્તવ્ય કરવાની આપણામાં શક્તિ હોવી જોઇએ. વિશ્વના રાજ્યતંત્રમાં ત્હમને, મ્હને અને સર્વને અધિકાર સોંપવામાં આવ્યો છે, અને એ અધિકારના યોગ્ય સ્થાને આપણે ન હોઇએ તો આપણે રોગી છીએ.

આરોગ્યનો એવી સરસ રીતે વિચાર કરો, અને પછી એ વિષે સમય કેવી નાજુકાઇથી ત્હમારી સાથે વરતે છે તે જોઇને ત્હમને આશ્ચર્ય થશે. હર્બર્ટ સ્પેન્સર કહે છે તેમ ત્હમારી ઇચ્છા હોય ત્યાં સુધી યુવક રહેવાની ચાવી ત્હમને સ્હમજાશે, કારણકે જગત ત્હમને એટલું બધું રસપૂર્ણ લાગશે કે સમય કેવી રીતે વહી જાય છે તે ત્હમે સ્હમજી શકશો પણ નહિ, અને જેમ રમતમાં કલાકો પસાર થઇ જાય છે અથવા તહેવારોમાં દિવસ પસાર થઇ જાય છે તેમ વર્ષો પણ આ ત્હમારા ઉદ્યોગી જીવનમાં વહી જશે, અને કોઇ દિવસ ત્હમને યાદ કરતાં આનંદ થશે કે ત્હમે ખરેખર દશ વર્ષો જેટલો સમય જીવ્યા પણ વખત જતો જાણ્યો નથી. આ પ્રમાણે જ્યારે કામ

અને વચને વિસરી જવાય ત્યારે આપણે વધારેમાં વધારે નિરોગી હઇએ છીએ.

હું ત્હમને તનથી તથા મનથી એવા નિરોગી જોવા ઇચ્છું છું કે જેથી ત્હમારા અવયવો સરળતાથી હાલે ચાલે; અને ત્હમારા સ્નાયુઓ સહેલાઇથી કામ કરે. ત્હમારૂં મન ચપળ બની આસપાસની પ્રવૃત્તિમાં રસ લે અને ત્હમારો આત્મા શાન્તિ અનુભવી પોતાના ધ્યેયથી જ્ઞાત રહે. એજ આરોગ્ય છે, બીજું કંઇ પણ નહિ. વળી હમણાં જ્યારે ત્હમે ત્હમારા જીવનનો માર્ગ તયાર કરો છો, ત્હમે ત્હમારી દિશા નક્કી કરો છો, ત્યારે ત્હમે પોતેજ ત્હમારી જાતના વૈદ્ય બનજો, અને બીજા કોઇ વૈદ્યથી આગળ ઉપર જે તંદુરસ્તી ત્હમને બક્ષી ન શકાય તે તંદુરસ્તી ત્હમેજ ત્હમારી જાતને મેળવી આપજો. "બાળક એ મનુષ્યનો પિતા છે." એમ કહેવામાં વર્ડ્ઝવર્થનો હેતુ એટલોજ છે કે જેવું બાળક કેળવાશે ત્હેવોજ માણસ તે બનશે; અને તેજ અર્થમાં આપણે એમ પણ કહી શકીએ કે "બાળક એ મનુષ્યનો વૈદ્ય છે."

કેટલીક વસ્તુઓ તો એવીજ છે કે જે આપણે કદી કરી શકીએ નહિ. ખરાબ પાયાપર આપણે સારૂં આરોગ્ય ચણી શકીએ નહિ. આપણા જન્મ પૂર્વે નિર્બળતાનાં જે બીજ આપણામાં રોપાયાં હશે ત્હેમાંથી આપણે કદી પણ સામર્થ્ય પ્રાપ્ત કરી શકીએ નહિ. આ એક ત્રાસજનક વિચાર છે કે જેને લીધે આપણને અતિશય કાળજીવાળા બનવાની જરૂર છે, કારણકે આપણા જીવનમાંથી અન્યના જીવનના ફણગા ફૂટવાના છે. પરન્તુ જો કે આપણે રોગથી આપણી જાતને બચાવી શકીએ નહિ, જો કે આપણા જન્મથીજ પ્રાપ્ત થયેલી અપૂર્ણતાઓ–ખોડોને આપણે સહન કરવીજ જોઇએ, જો કે આપણા પોતાના જરા પણ દોષ સિવાય આપણે રોગના ભોગ થઇ પડીએ,

છતાં એ પણ સત્યજ છે કે આપણું આરોગ્ય ઘણે અંશે આપણા-પરજ અવલંબેલું છે. નિરોગી રહેવાય એવી ટેવો પાડવાથી ત્હમારૂં શરીર નિરોગી થશે, અને નિરોગી શરીરપરજ ત્હમારા સુખનો આધાર છે. જીવનપર શરીરની સ્થિતિની એટલી બધી અસર છે કે એ વર્ણવવામાં કદી પણ અતિશયોક્તિ થતી નથી, અને આપણામાંથી ઘણાખરાએ પોતાની ટેવોથીજ અમુક પ્રકારનું શારીરિક બંધારણ પ્રાપ્ત કરે છે.

પરંતુ માત્ર આરોગ્યજ જીવનનો અન્તિમ હેતુ છે એ દૃષ્ટિએ ત્હમારા આરોગ્યનો વિચાર ન કરતા. આપણે દરેકે પોતાની જાતને પૂછવું કે, 'હું શરીર છું કે આત્મા?' અને જવાબમાં જરા પણ સંશય નથી.

આ શરીર, આ હાથ પગ એ સર્વ આપણા એટલે કે જીવનના નોકર છે, નહિ કે શેઠ. પરન્તુ જેમ નોકરની વર્તણુકથી શેઠનું જીવન કટુ બની જાય છે તેમ શરીર પણ આન્તર જીવનપર અસર કરે છે. જો આપણે ઉચ્ચ, ઉપયોગી અને સુખી જીવન ગાળવા માગતા હોઇએ તો આપણે આપણા શરીરને સારી રીતે સાચવવું જોઇએ.

ઈશ્વરે બનાવેલી સર્વ વસ્તુઓમાં આપણે સર્વથી વધુમાં વધુ અદ્‌ભૂત છીએ અને આપણને તેણે બહુ જાળવી જાળવીને બનાવ્યા છે. આપણે જગતની ખૂબીનો, રાત્રે આકાશમાં ઝગઝગતા તારાઓનો, સમયે સમયે પોતાના માર્ગે પ્રયાણ કરતા મહાન સૂર્યનો, ખસખસ જેવા કણમાંથી ઉગતા વિશાળ વટવૃક્ષનો અને ઋતુ પ્રમાણે એક દેશમાંથી બીજા દેશમાં ઉડી જતાં પક્ષીઓનો વિચાર કરીએ છીએ, અને આ વસ્તુઓથી આપણું મન તાજ્જુબ થાય છે.

પરન્તુ ચંદ્ર સૂર્ય અને બીજી લાખો વસ્તુઓનો વિચાર કરવા કરતાં આપણી પોતાની જાત વિષે વિચાર કરવાથી આપણે વધારે

આશ્ચર્યચકિત થઇએ છીએ. ત્હમે એક બાળક છો તોપણ જીવ વિનાના બૃહસ્પતિ અને શનિ જેવા ગ્રહો કરતાં વધારે મ્હોટા છો. ત્હમે કદાચ ત્હમારા શરીરનો ઘણોજ થોડો વિચાર કરતા હશો; પરન્તુ ઇશ્વિરકૃત આ ત્હમારૂં દેવળ, મનુષ્યકૃત મહાન્ દેવળો કરતાં વધારે ચમત્કારી છે. ત્હેની અર્ધી ખૂબીઓ લખતાં પણ મ્હોટો ગ્રંથ થઇ જાય. મનુષ્યથી કદી ન સ્હમજાય એવા ગૂઢ ભાગ ત્હમારા શરીરમાં છે. ત્હમારા શરીરમાં કેટલાક ભાગ એવા નાજુક—એવા સુન્દર છે કે આ દુનિયાની સુન્દરમાં સુંદર વસ્તુઓ પણ ત્હેમની બરાબરી કરી શકે નહિ.

આ દેવળને યોગ્ય રીતે સાચવવું, ત્હેને ઇજા થવા ન દેવી, ત્હેની બેઆબરૂ ન કરવી એ સર્વ બાબતો યુવક તરીકે ત્હમને પોતાને જ સોંપવામાં આવી છે. વગર વિચાર્યે ત્હમારા ઇંટ માટીના ઘરમાં પણ ત્હમે કાણું પાડતા નથી, તેજ પ્રમાણે શરીરરૂપી ત્હમારા જીવનગૃહને અને આ સૃષ્ટિના નાશ પછી પણ અમર રહેનાર આત્માના નિવાસસ્થાનને બહુજ સંભાળજો.

હું જાતે દાક્તર નથી, તેમજ આરોગ્યના નિયમો ત્હમને કહી શકું તેમ પણ નથી, પરન્તુ કેટલાક નિયમો દરેક જણ જાણે છે, અને આત્માનું શ્રેય ઇચ્છનાર દરેક યુવક ત્હેને અનુસરે છે. ભવિષ્યનું જીવન ત્હમારે માટે બહુ મૂલ્યવાન છે, અને ત્હમારૂં સંપૂર્ણ બળ ભાવિ જીવન માટે જળવાય તેને માટે ત્હમે ખાસ કાળજી રાખજો. ત્હમે ત્હમારા શરીરને એક એવી મૂલ્યવાન દાબડી ગણજો કે જેની અંદર અમૂલ્ય હીરો રાખેલો છે, અને તે દાબડીને જરા પણ નુકસાન પહોંચતાં એ હીરાનું પાણી અને મૂલ્ય ઓછું થવાનો સંભવ છે. એ અમૂલ્ય હીરો તે ત્હમારો આત્માજ હોવાથી ત્હમારા શરીરને હરકોઇ ઇજામાંથી બચાવજો અને ખાસ કરીને એટલું તો

જોજો જ કે ત્હમારા કોઇ પણ અવિચારી કાર્યથી, બેદરકારીથી કે ગુન્હાથી ત્હમને નુકસાન થાય નહિ.

સાવચેતી રાખવી, કામનો આરંભ કરતાં પહેલાં બહુ વિચાર કરવો એ હંમેશાં બહુ જરૂરનું છે. ત્હમારૂં જીવન રાજાને આપવા પડતા દંડ કરતાં પણ વધારે કિંમતી છે, અને જો સહજ વિચાર, સહજ કાળજીથી ત્હેનું સારામાં સારૂં રક્ષણ થઈ શકે છે તો પછી થોડાક શ્રમને માટે આળસુ રહેશો નહિ. આરોગ્યના નિયમો સાચવવા એ જીવન પ્રત્યેની, જીવન સ્રષ્ટા ઈશ્વર પ્રત્યેની ત્હમારી ફરજ છે એમ ત્હમે માનજો. ત્હમે બને તેટલું ખુલ્લી હવામાં રહેજો, ત્હમારા ઘરમાં સૂર્યનાં કિરણોને આખો દિવસ આવવા દેજો, ત્હમારા ઘરમાં સ્વચ્છ હવા દાખલ થાય ત્હેવી વ્યવસ્થા કરજો. થાક લાગે ત્યારે શરીરને વિશ્રાન્તિ આપજો. આરોગ્યનો મુખ્ય નિયમ ત્હમને અને ત્હમારી આસપાસની સર્વ વસ્તુઓને લાગુ પડે છે. તમે કે **ત્હમારી પોતાની જાતને તથા દરેક વસ્તુને સ્વચ્છ રાખજો.**

આપણા દેશમાં (હિન્દુસ્થાનમાં) દરવર્ષે પ્લેગ કૉલેરા જેવા રોગ ગામેગામ ફાટી નીકળે અને લાખો લોકો એના ભોગ થઇ પડે એ વિચારતાં કંપારી છૂટે છે. માટે એવી બાબતોમાં ત્હમે ખાસ કરીને સાવચેત રહેજો અને ત્હમારી આસપાસના લોકોને આદર્શરૂપ બનજો.

એટલું તો સારૂં છે કે યુવકને રમવાની સલાહ આપવી પડે તેમ નથી. ત્હમારા જીવનમાં એવી યોજના રાખજો કે રમતને પણ યોગ્ય સમય મળે. ત્હમારા જીવનને કાર્ય અને રમત, પ્રવૃત્તિ અને વિશ્રાન્તિ વચ્ચે એવી સ્વાભાવિક રીતે વહેંચજો કે આરોગ્ય સાચવવાને માટે કૃત્રિમ ઉપાયોનો આશ્રય લેવો પડે નહિ. માત્ર સ્નાયુ ( muscle ) નેજ પૂજવા જેટલા મૂર્ખ બનશો નહિ, કારણકે એજ સર્વથી અગત્યની અને અભિમાન ધરવા લાયક વસ્તુ નથી, અને માણસને ઘોડા

સાથે એ બાબતમાં સ્પર્ધા કરવાની નથી. કદાચ જો કોઇ ખાસ કારણને લીધે ત્હમને સ્વાભાવિક શારીરિક શ્રમ ન મળે તો પછી કસરત જેવા કૃત્રિમ સાધનોનો ઉપયોગ પણ કરજો.

ખરેખરો નિરોગી યુવક કસરતને કસરતની ખાતર જ કરતો નથી, કારણકે તે જાણે છે કે આ રીતે ગુમાવેલી શક્તિ બીજી સર્વ રીતે વ્યર્થજ જાય છે. આપણી પાસે અમુક પ્રમાણમાં શક્તિ છે, હવે જો ત્હેનો ઉપયોગ ડમ્બેલ્સ ફેરવવામાં જ કરીએ તો આપણે ત્હેનો સ્ટેશન સુધી ચાલવામાં, વાંચવામાં, સાઇકલપર ફરવામાં વા ક્રિકેટ જેવી રમત રમવામાં ઉપયોગ કરી શકીએ નહિ.

માનવજીવનને માટે સ્વાભાવિક કસરત અને સૌથી સારામાં સારી કસરતથી આપણે સામાન્ય રીતે અજ્ઞાત છીએ; પરન્તુ તે કસરત ફરવામાં, રમવામાં, પાણીમાં તરવામાં અથવા શરીરને પ્રવૃત્તિમાં રાખે એવી સામાન્ય રસિક બાબતોમાં રહેલી છે.

અજ્ઞાન માણસો કંટાળો આવે એટલી બધી દવા લે છે. ત્હેનો અર્ધ ભાગ પણ નિરોગી માણસને જોઇતો નથી. કૃત્રિમ કસરતોની પણ ત્હેને માટે આવશ્યકતા નથી. એક સમય એવો પણ હતો કે જ્યારે વોલ્ટર દાક્તરો વિષે સાચે સાચું કહેતો કે તેઓ જે દવા વાપરતા તેથી અજ્ઞાન હતા, એટલુંજ નહિ પરન્તુ જે શરીરમાં દવા રેડતા ત્હેનાથી વળી તેઓ વિશેષ અજ્ઞાન હતા. વળી ત્યાર પછી પણ એક કવિએ કહ્યું હતું કે “દાક્તરોની પાસેની બધીજ દવાઓ દરિયામાં રેડી દેવામાં આવે તો તેથી જો કે સમુદ્રને ઘણું નુકસાન થાય, પરન્તુ માનવજાતિને તો તેથી ઘણોજ લાભ થાય.”

એ કથનો કહેવાયા પછી જગતે ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, અને જે માણસોએ આ ઔષધીઓના ઉપયોગ શોધી કાઢવામાં પોતાનું અમૂલ્ય જીવન ગાળ્યું છે ત્હેમણેજ ત્હેમાંની ઘણીકને નકામી ગણી

ફેંકી દીધી છે, અને જે માણસ દવાઓનું સૌથી સારામાં સારૂં જ્ઞાન ધરાવે છે તે ત્હેમનો સૌથી ઓછામાં ઓછો ઉપયોગ કરે છે. ત્હમે પણ ત્હમારા શરીરમાં એવો કચરો ભરીને ત્હેના વધારે ગુન્હેગાર બનશો નહિ. વૈદકશાસ્ત્રના ખરા જ્ઞાની પાસેથી દવાઓની ખરી કિંમત જાણી લેજો.

ત્હમે દારૂના તો એક ટીપાને પણ કદી અડકશો નહિ. ચાલુ જમાનામાં દારૂ સર્વ સ્થળે જીવનમાત્રના શત્રુ તરીકે પ્રવર્તે છે, અને તે માટે ત્હેના દિવસ ભરાઇ ચૂકયા છે. તે હવે દવામાંજ વપરાશે અને કોઈ દિવસ મોટરકાર જેવાં વાહનોને હાંકવામાં પણ પેટ્રોલ સાથે વપરાશે. પોતાના બન્ધુઓને ચ્હાનાર વીરયુવકો, દેશપ્રેમી સ્વદેશાભિમાની યુવકો, અને રમતના શોખીન કસરતબાજ યુવકો દારૂથી દૂર શાથી રહે છે, ત્હેનાં કારણ શોધવાને શ્રમ લેવાની જરૂર નથી.

સેંકડો કારણ મદ્યપાનની વિરૂદ્ધનાં પડેલાં છે, પરંતુ એમાંના સર્વથી વધારેમાં વધારે મહત્ત્વના કારણનોજ વિચાર કરીએ તો તે એ છે કે વધારે અથવા થોડા પ્રમાણમાં લેવાયલો દારૂ દરેક મનુષ્યમાત્રનો શત્રુ છે અને મંદવાડની યા તંદુરસ્ત અવસ્થામાં તે કંઇપણ સેવા કરી શકતો નથી. છેલ્લાં થોડાંક વર્ષોથી વિજ્ઞાનશાસ્ત્રે મદ્યપાનનિષેધનો ઝુંડો ઝનુનથી હાથમાં લીધો છે; અને તેની શરૂઆત પારિસમાં એક પ્રયોગશાળામાં થઇ હતી કે જ્યાં હજુપણ જીવે છે એવા એક મહાપુરૂષે દારૂને ખાડામાં રેડી દઇને તેને મોતની સજા ફરમાવી હતી. હવે તેની શોધનો આપણે વિચાર કરીએ.

આપણા આ અદ્ભૂત શરીરમાં લોહીની નદી હજારો માઇલ જેટલી જીવતી નસોમાં થઇને વહ્યા કરે છે અને મનુષ્યો કરતાં પણ વધારે જીવતી હોડીઓ આ નદીમાં તરે છે. એ હોડીઓ રાતી અને ધોળી હોય છે, અને અહોરાત્ર તેમનું કામ ચાલે નહિ તો કોઇ પણ માનવપ્રાણી જીવી શકે નહિ.

આપણા દરેક શ્વાસોચ્છ્વાસદ્વારા જીવન નભાવવા માટેનો તાજો

પ્રાણવાયુ આપણાં ફેફસાંને મળે છે. રાતી નૌકાઓનું કામ ફેફસાંમાં જીવનનું આ નવું સાધન લેવાનું અને આપણા શરીરના દરેક ભાગને તે વહેંચી આપવાનું છે. આપણા શરીરની દરેક રાતી નૌકા તેના ટુંક જીવન દરમીયાન ફેફસાંને વીસ હજાર વખત આવી મળે છે અને એવી રીતે આખા શરીરમાં વીસ હજાર પ્રવાસ કરે છે. આવી રીતે એક પખવાડીઆને અંતે તેના જીવનનો અંત આવે છે અને બીજી રાતી નૌકા તેનું કાર્ય શરૂ કરે છે.

એવું સાબીત કરવામાં આવ્યું છે કે દારૂ આ રાતી નૌકાને બજાવવાના કામમાં મુશ્કેલીઓ નાખે છે; શરીરને જોઇતો પ્રાણવાયુ વહેંચી આપવાનું કામ પણ તે મુશ્કેલ બનાવે છે અને એમાંથી અનેક અનિષ્ટો ઉત્પન્ન થાય છે. આમ થતાં આપણી તંદુરસ્તી બગડે છે અને પછી લાલને ઠેકાણે શ્વેત નૌકાઓ કામે લાગે છે. એ શ્વેત નૌકાઓ આપણા શરીરના મહાન રક્ષકરૂપ છે. એ આપણા શરીરનું દરિયાઇ તેમજ જમીન ઉપરનું લશ્કર છે અને બહારથી આવતાં અનિષ્ટોને અટકાવવાને માટે તે લડાઇ લડીને પૂરેપૂરો જય મળે નહિ અથવા તો મૃત્યુ થાય નહિ ત્યાં સુધી તેઓ પોતાનું કામ કર્યા જાય છે. જ્યારે મંદવાડ આવે છે—કદાચ રાતી નૌકાને દારૂથી નુકસાન પહોંચેલું હોય છે તેથી—ત્યારે આ સફેદ નૌકાઓ અનિષ્ટ જંતુઓને હાંકી કાઢવાને માટે ખાસ જરૂરની છે, પરન્તુ રાતી નૌકાને દુર્બળ કરનાર દારૂ સફેદ નૌકાને પણ દુર્બળ બનાવે છે અને આપણા શરીરના આ રક્ષકોને બેભાન કરી નાખે છે તેથી આપણે રોગના ભોગ થઇ પડીએ છીએ.

જે માણસોએ શોધી કાઢ્યું કે આપણાં શરીરો એ રણક્ષેત્રો છે અને તેમાં આપણી જીવતી નૌકાઓ અને અનિષ્ટ જંતુઓ વચ્ચે નિરંતર યુદ્ધ ચાલ્યા કરે છે; તેમણે હવે એ પણ શોધી કાઢ્યું છે કે દારૂ રાતી નૌકાને પ્રાણવાયુને આખા શરીરમાં સંચાર કરતો અટકાવે છે અને સફેદ નૌકાને મૃત્યુ સામે થવામાં પણ અટકાવે છે. આમ હોવાથી દરેક

વાર યુવક હવે પોતાના મગજને દારૂથી મુક્ત રાખશે અને શરીરરૂપી ઈશ્વરી દેવળમાં આ અનિષ્ટ વસ્તુને દાખલ કરી તેને અપવિત્ર કરશે નહિ.

ઉપર પ્રમાણે આપણે શરીરના આરોગ્યનો વિચાર કરીએ છીએ તે વખતે આપણા શરીરને જીવનનું અંતિમ લક્ષ્ય નહિ સમજતાં તેનું ગૃહજ સમજીએ છીએ. તેની અંદર આપણો અદૃષ્ય આત્મા રહેલો છે અને તે આત્મા આપણે સમજી શકીએ તે કરતાં વધારે તન મનનો માલીક–સત્તાધીશ છે. તમે તમારા અંતરાત્માને સર્વ સત્ય અને સદ્‌વસ્તુઓને માટે ખુલ્લો રાખજો. જેવી રીતે સમુદ્રમાં તમારી આગળ ચારે તરફથી ધસી આવતાં મોજાં વખતે તમારી આંખ બંધ કરવાનો વિચાર તમે રાખતા નથી તેવી રીતે તમારી તરફ આવતા જ્ઞાનના પ્રવાહને માટે પણ તમારૂં મન ખુલ્લુંજ રાખજો. એમ કરવાથી તમે તમારૂં જીવન સુંદર, મધુર અને તમારામાં રહેલી સર્વોત્તમ વસ્તુઓને અનુરૂપ બનાવી શકશો.

આ શબ્દ લખતી વખતે મારા એક મિત્રનો પુત્ર અવર્ણ્ય દુઃખથી પીડાઇ મૃત્યુના બિછાનામાં પડ્યો છે. તે હવે માણસ થયો છે, પરન્તુ બાળપણમાં કરેલા દોષને લીધે તે મરણ પથારીએ છે અને કોઇ પણ તે દુઃખી બાળકને બચાવી શકે તેમ નથી. આરોગ્યશાસ્ત્રના નિયમોના ભંગનો વા તેના તરફ દુર્લક્ષનો આવી રીતે આપણે ભારે દંડ આપવો પડે છે એ વાત તમે કદી પણ ભૂલી જતા નહિ. તમે તમારા આત્માના ઘરને સદા સ્વચ્છ અને પવિત્ર રાખજો અને તમારા મનને ઉચ્ચ વિચારમાંજ રોકજો. જે જે બાબતો સત્ય હોય; જે જે વસ્તુઓ યોગ્ય, પવિત્ર, સુંદર અથવા સુવિખ્યાત હોય તેમનોજ તમે વિચાર કરજો. જો કે તમારૂં શરીર ગૃહ નાશ પામશે તોપણ તેમાં પવિત્ર રાખેલું મન અને પવિત્ર અંતરાત્મા તો જ્યાં સુધી ઈશ્વરી સ્નેહ જીવતો હશે ત્યાં સુધી જીવન્તજ રહેશે.

# ૭–પુસ્તકોના શોખી યુવકને પત્ર.

જૉન રસ્કિને જે સરસ વચનો કહ્યાં છે ત્હેમાંનું એક ત્હેણે કોઇ કન્યાને માટે લખેલા પુસ્તકમાં આવ્યું છે. ત્યાં તે એ કન્યાને પ્રશ્ન પૂછે છે, "શું તું મૂર્ખ લોકો સાથે ગપ્પાંજ માર્યા કરીશ, અને શેકસપીઅર જેવા મહાન લેખકનો ઉપદેશ શ્રવણજ નહિ કરે ?" હું પણ તેજ પ્રશ્ન આજે ત્હમને પૂછું છું અને જો તે ત્હમને હંમેશ યાદ રહેશે તો તેની ત્હમને સાચા મનુષ્ય બનવામાં ઘણી સહાય મળશે.

શેકસપીઅરની પાસે બેસવાથી જે લાભ થાય છે ત્હેનો આભાર કદી પણ સંપૂર્ણ રીતે માની શકાય નહિ. મહાન ઍાલ્ફ્રેડ અને વિજેતા વિલિયમના વાંચવામાં છાપેલું પુસ્તક કદી આવ્યું નહિ હોય, એનો ત્હમે વિચાર કર્યો છે ? પુસ્તકોની વૃદ્ધિનો ઇતિહાસ બીજા કોઇ પણ ઇતિહાસના જેટલોજ રસિક છે, પરન્તુ હવેજ આપણે ત્હેને સહજ સમજી શકીએ છીએ. પુરાણા કાળમાં માણસ પત્થરપર અક્ષરો કોતરી શકે, પછી ઝાડની છાલપર અને પછી કાગળપર, અને એ રીતે પોતાના વિચારોને પોતાના દૂરના મિત્રોને મોકલી આપી શકે એ બહુ ચમત્કારી લાગ્યું હશે; અને જ્યારે ખરૂં પુસ્તક પ્રથમજ વાર આ જગતમાં જોવામાં આવ્યું હશે ત્યારે તે સમયના માણસોને આકાશમાંથી અદ્દ્ભુત વસ્તુ પૃથ્વીપર આવી પડી હોય એવુંજ તે લાગ્યું હશે.

સારા પુસ્તકને જમીનપર પછડાતું કદી નાખશો નહિ; વિચાર કર્યા સિવાય ઉપલક મનથી કોઇ પુસ્તક હાથમાં લેશો નહિ. કેમકે એ પુસ્તકમાં કદાચ કોઇ મહાન પુરૂષના વિચાર ભર્યા હશે અને આજથી સેંકડો અને હજારો વર્ષ પછીના ભવિષ્યના બાળકને પણ તે મહાપુરૂષના વિચાર શીખવશે. આપણે સદ્દ્ગ્રંથો પ્રત્યે પૂજ્યભાવ રાખવો જોઇએ.

જેમ પુસ્તકો પ્રત્યે પૂજ્યભાવની જરૂર છે, ત્હેવીજ રીતે ત્હમને વાંચવાની શક્તિને પણ આપણે માન આપવું જોઇએ. સારી રીતે પુસ્તકનો ઉપયોગ કરતાં આવડે તો ત્હેનાથી જે આનંદ મળે છે ત્હેના જેટલો આનંદ ગમે તેટલા દ્રવ્યથી આપણને મળી શકે નહિ. પુસ્તક વાચનનો આનંદ સૌથી શ્રેષ્ઠ છે અને તે દીર્ઘકાળ પર્યન્ત ટકે છે. પૈસાથી ખરીદી શકાતી વસ્તુઓથી ત્હમને શાન્તિ નહિ મળે તેવે પ્રસંગે વાંચનશક્તિ ત્હમારાં દુઃખને દૂર કરી શકે છે. બીજું સર્વ નિષ્ફળ જશે તોપણ પુસ્તક ત્હમારો સાચો મિત્ર બનશે. વાચનથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ માણસોની મિત્રતા ત્હમને પ્રાપ્ત થશે. આ જાદુઇ વસ્તુના સ્પર્શથી ત્હમારે માટે ભૂતકાળનાં દ્વાર ખુલ્લાં થઇ જશે, વર્તમાન-કાળને ઝપાટાબંધ જોઇ શકશો, અને ભવિષ્યના પડદાને પણ કેટલેક ઉંચકી શકશો. રેલ્વેમાં મફત મુસાફરી કરવાના પરવાનાને ત્હમે ગમે ત્યાં ફેંકતા નથી તો પછી અત્યાર સુધી થઇ ગયેલાં સર્વ રાજ્યોમાં, અને માનવજાતિનાં મહાનમાં મહાન અને સૌથી વધુ બુદ્ધિશાળી ગૃહોના છેક અંદરના ભાગમાં અને કુદરતના ગુપ્તમાં ગુપ્ત ખજાનાનાં સ્થળોમાં ફરવાના આ પરવાનાનો તિરસ્કાર કરશો ?

મ્હેં પુષ્કળ યુવકોને વાચનની આ અમૂલ્ય બક્ષીસને વ્યર્થ ગુમાવી દેતા જોયા છે. મ્હેં બજારમાં દુકાનદારોના જુવાન નોકરોને પોતાના શેઠનો અમૂલ્ય સમય ચોરવા બદલ કદી ઠપકો ન આપે એવાં ખરાબ પત્રો વાંચતાં અને ભટકતા જોયા છે. મ્હને આશા છે કે ત્હમને વાચન એટલું બધું પ્રિય છે કે એ બક્ષીસને કચરા જેવાં અથવા તેથી પણ વધારે ખરાબ પત્રો વાંચી અપવિત્ર થવા દેશો નહિ. ત્હમારા વાંચવામાં આવતી દરેક ખરાબ ચોપડી, ત્હમારી નજર તળે રહેલું દરેક કચરા જેવું પત્ર ત્હમારાં સારાં પુસ્તક વા વર્તમાનપત્રોના વાચનમાં મુશ્કેલીઓ ઉભી કરે છે, અને ખરાબ ચોપડીઓનું વાચન

**એ ઝેર પીવા સમાન છે.** કોઇ માણસ થોડા થોડા પ્રમાણમાં દરરોજ વિષ લે, જેમકે માણસો તમાકુ અથવા દારૂ પીવામાં દરરોજ પોતાના શરીરમાં થોડું થોડું ઝેર ઉમેરતા ચાલે છે તો તેથી કાંઈ ત્હેમનું એકાએક મરણ તો થતું નથીજ; પરંતુ તે છતાં પણ શરીરમાં ઝેરનો વધારો તો થતોજ ચાલે છે અને કોઇક દિવસ તે લેવા બદલ તે માણસને મોટો દંડ આપવોજ પડશે; તે પ્રમાણે જે માણસ ખરાબ પુસ્તકો અને પત્રોદ્વારા વિષ લે છે, તેમને પણ કોઇક દિવસ એ અનિષ્ટની અસર જણાશેજ. ત્હમે ત્હમારી મહાન વાંચન શક્તિને ભ્રષ્ટ થવા દેશો નહિ. જે નિર્મળ, સત્ય અને સારૂં લાગે તેજ ત્હમે વાંચો.

વાંચન વિષે બે વાતો ખાસ યાદ રાખવા જેવી મ્હને લાગે છે. આપણે બે કારણોથી વાંચવું તો જોઇએજ. એક તો જ્ઞાન પ્રાપ્તિને માટે, બીજું કલ્પનાશક્તિ ખીલવવાને માટે. બીજાં પણ કારણો હોય છે, પરન્તુ ઘણાંખરાં સ્ત્રીપુરૂષો ઉપર જણાવેલાં બેજ કારણોસર વાંચે છે. એ બન્ને કારણો ઘણાં ઉચ્ચ છે, કારણકે જ્ઞાન સિવાય કોઇ પણ કાર્ય કોઇપણ સ્થળે કરી શકાય નહિ, અને કલ્પનાશક્તિ સિવાય માનવજાતિનું ભવિષ્ય સુધરી શકે નહિ. આ બેમાંથી એકે હેતુ પૂર્ણ કરે નહિ ત્હેવા પુસ્તકને દૂર મૂકવામાં ત્હમને બીલકુલ ગેરલાભ થવાનો સંભવ નથી. એ તો સત્યજ છે કે જે પુસ્તકથી આપણને જરા પણ લાભ મળતો નથી તે અન્તે ગેરલાભ તો કરે છેજ. તેથી સમય તો વ્યર્થ જાય છેજ, પરંતુ તે કરતાં પણ વધારે ગેરલાભ તે કરે છે. કારણકે બીજા સારા પુસ્તકથી જે લાભ ત્હમને થયો હોય તે પણ ત્હમને મળતો નથી. ઘણાં માણસો એકજ પુસ્તકના અધ્યયનથી મહાન કાર્ય કરવા પ્રેરાયાં છે. ત્હેમણે એ પુસ્તકને બદલે જો બીજું કંઇ વાંચ્યું હોત તો શું થાત?

જે પુસ્તકના વાચનથી જ્ઞાન પ્રાપ્ત થાય નહિ વા નવી નવી

કલ્પનાઓ ઉદ્દભવે નહિ ત્હેને નહિ વાંચવાનો નિયમ ત્હમે પાળો તો જીવનના અન્ત સુધી તે માટે ઇશ્વરનો આભાર માનજો. એમ કરવાથી ત્હમે ત્હમારા જીવનમાંથી સર્વ ખરાબ પુસ્તકોને હાંકી કાઢી શકશો. ત્હમે ત્હમારા જીવનને પોલિસ, ચોર, લૂટારૂ સાથે નિર્ગમવા ઇચ્છતા નથી, તો પછી એક કલાક પણ ત્હેમની સોબત વાંચનદ્વારા કરાવનારાં પુસ્તકો ત્હમારે શામાટે વાંચવાં?

મ્હારા એક મિત્રે પોતાના પુત્ર વિષે એક સત્ય વાત થોડાક સમયપરજ કહી છે. તે સારી ખ્યાતિ સાથે ગ્રામ્યશાળામાંથી પાઠશાળામાં અભ્યાસ કરવા જતો હતો. પિતાએ પુત્રને કચરા જેવું પત્ર વાંચતાં જોયો, અને ત્હેને મના કર્યા સિવાય તે કાર્ય પ્રતિ પોતાનો સખ્ત અણગમો દર્શાવ્યો. એક દિવસે જ્યારે તે છોકરો શાળામાં જતો હતો ત્યારે પિતાથી ક્ષણભર છૂટો પડી બુકસ્ટૉલમાંથી તણે એક ખરાબ પત્ર ખરીદ્યું અને છેલ્લી સલામ કરી ગાડીમાં બેઠો. પછી પત્ર ક્હાડી તે વાંચવા બેઠો અને એ પળે ત્હેનો પિતા અતિશય ખુશ થઇ ગયો, કારણકે ત્યાં આગળ ત્હેના પુત્રને કદીપણ ભૂલી ન જવાય એવી શિક્ષા મળી. ગાડીમાં ત્હેના શાળાના દોસ્તો સાથે હતા. એમાંના એક મુખ્ય વિદ્યાર્થીએ ત્હેના તરફ ફરી ગુસ્સાથી કહ્યું, "આ પત્ર આપણી શાળાને લજાવે ત્હેવું છે" એમ કહી ત્હેણે તે ખુંચવી લીધું, અને ત્હેના ચૂરા કરી બારીમાંથી ફેંકી દીધું. આ બનાવ પછી એ છોકરો કદી પણ એવો કચરો હાથમાં લેશે નહિ, કારણકે તે સ્હમજ્યો છે કે વિદ્યાર્થીને તે છાજતું નથી.

ત્હમે પણ જે વિદ્યાર્થીએ બહાદુરાઇથી મગજમાં અનિષ્ટ દાખલ કરી દે ત્હેવા પત્રને ફાડી નાંખ્યું ત્હેના પક્ષમાં રહેજો. ત્હેનીજ પેઠે ત્હમારે પણ જાણવાની જરૂર છે કે જે પશુવૃત્તિને ઉશ્કેરે ત્હેવું હોય તે કદી પણ સારૂં હોઇ શકે નહિ. એક લેખક બીજાની નકલ કરે છે,

એકને એક પરાક્રમની વાત સેંકડો રીતે કહેવાય છે, અને જૂદાં જૂદાં નામથી મૂર્ખ વાર્તાઓ સેંકડો માઇલ લાંબા કાગળોપર લખાય છે, જેના વાંચનથી દરેક સારા યુવકનું અપમાન થાય છે. એટલું જ નહિ, પરન્તુ વધારે સારી વાતો સ્હમજવાનો અવકાશ મળ્યો હોત તે પણ ત્હેમની પાસેથી જતો રહે છે.

મ્હારા કહેવાનો ખોટો અર્થ થાય નહિ. આપણને બધાને રોમાંચ ખડાં કરે ત્હેવાં, ગુઢવાતોવાળાં. આપણી પોતાની ન્હાનકડી દુનિયામાંથી આપણને બ્હારના વિશાળ જગતમાં ફેરવી આપણને ઉચ્ચતાએ પહોંચાડે ત્હેવાં પુસ્તકો પસંદ છે; પરન્તુ તે સર્વે આપણાં સ્વપ્નોથી પર ન હોવાં જોઇએ. આપણી કલ્પના બહુજ ઉંચે ઉડે તે ઇચ્છવા જેવું છે. એક રાજાને સાત રાણીઓ હતી, અમુક સરદારે મહાન વિજય મેળવ્યો હતો, અથવા અમુક અમુક શહેર આ પ્રાન્તની રાજધાનીનું સ્થળ છે, એવું કહેનારાં પુસ્તકો કરતાં આકાશમાં ઉંચે આપણને ઘસડી જાય, અથવા સમુદ્રને તળીએ આપણી નજર દોડાવરાવે એવાં પુસ્તકો વધારે મહત્ત્વનાં છે. ચોક્કસ થવાની, અમુક અમુક હકીકતો જીભને ટેરવે હોવાની, અથવા જવાબને માટે કયાં કયાં પુસ્તકો તપાસવાં એ સર્વ જાણવું જરૂરનું છે; પરન્તુ ડૉ. જગદીશચન્દ્ર બોઝની જન્મતારીખ જાણવા કરતાં ત્હેની કરેલી શોધનું જ્ઞાન પ્રાપ્ત કરવું એ વધારે જરૂરનું છે. આપણામાંથી ઘણા ઝીણી ઝીણી વાતોમાં ઉતરી પડે છે, અર્થ સ્હમજવા કરતાં હકીકતોજ મ્હોંએ ગોખવાની પસંદ કરે છે, પરન્તુ વાંચનના આરંભથીજ આ અનિષ્ટથી બચાય તે માટે ત્હમારે સાવધાન રહેવું જોઇએ. કોઇપણ વસ્તુનો સત્ય અર્થ સ્હમજવા પ્રયત્ન કરજો, જરૂર પડયે વિગતમાં પણ ઉતરજો. એક માણસને ઇતિહાસની બધી સાલો યાદ હોય છતાં તે અશિક્ષિત કહેવાય; પરન્તુ જે માણસના મનમાં નામ અને સાલની સાંકળી ગુંથી રાખેલી

નથી, છતાં તે જો વસ્તુઓનું રહસ્ય, કાર્ય કારણની સ્હમજુતી, ગુપ્ત રહેલી હકીકતો, આસપાસના જગતની પ્રગતિ અને ત્હેનો અર્થ, ત્હેમાં પોતાનું સ્થાન અને પોતાની શક્તિ, પોતે ક્યાંથી, શામાટે આવ્યો છે. અને ક્યાં જવાનો છે એ સર્વ કહી શકે તોજ તે ખરેખરો કેળવાયેલો છે. આ સર્વે વાતો માણુસ પુસ્તકમાંથી શીખી શકે તેમ છે.

માટે ત્હમે ઉચ્ચ પ્રકારની અજાયબીથી ત્હમારી કલ્પનાશક્તિને જગાડે તેવું સર્વ વાંચજો. એવી રીતે જાગ્રત થવાય એ લાભકારક છે. નાલાયક, સમય ચોરી લેનાર, બાળી મૂકવાને લાયક, છોકરાઓને સાચા માણુસને બદલે ચોર, સ્વદેશપ્રેમીને બદલે દેશદ્રોહી અને વીરને બદલે કાયર બનાવે ત્હેવાં સર્વ પુસ્તકોનો ત્યાગ કરતાં શીખજો. સાહસના જુસ્સાને પસંદ કરજો; ગૂઢ રહસ્ય સ્હમજવા આતુર ભલે બનો; ભાવી જાણવાની જિજ્ઞાસા ભલે ત્હમને હોય; આ સર્વ ખરી કેળવણીનાં સ્વાભાવિક અંગ છે. પરન્તુ એ સર્વ યોગ્ય રીતે ખીલવા દેશો. ત્હમારે વાચનની શરૂઆતમાં આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે આપણા જમાનામાં દુનિયામાં અદ્ભૂત ફેરફાર થયા છે, અને પુસ્તકોનો રસ હવે પ્રેમલા પ્રેમલીની કલ્પિત કથાઓમાં, સાહસની વાતોમાં, ચાંચીઆ તથા ચોરોની વાતોમાં, વિગ્રહનાં અને ભરદરિયે ભાગેલાં વહાણોનાં અથવા ધર્માંધોની ક્રૂરતાનાં વર્ણનોમાં પણ હવે રસ રહ્યો નથી. આવાં પુસ્તકોના દિવસો હવે વહી ગયા છે. અશક્ત ગ્રંથકારો તેમજ પૈસાના લોભી પ્રકાશકો અને ભાષાંતરકારોજ ત્હમને તે રસ્તે લઇ જવા માગે છે. ત્હમારે તો ભવિષ્યને માર્ગે પ્રયાણ કરવાનું છે, તેથી તે માર્ગ ત્હમે ગ્રહણ કરતા નહિ.

ભૂતકાળનાં સર્વ પુસ્તકો કરતાં ચાલુ જમાનાની વધારે ચમત્કારી ખરી વાર્તાઓ જે પુસ્તકોમાં છે તેમજ જે પુસ્તકો જગતનાં મહાન સત્યો શીખવે છે ત્હેમાંજ ત્હમને વધારે આનંદ પડશે. ટૂંકામાં ત્હમને

જણાશે કે ભૂતકાળની કલ્પિત કથાઓ કરતાં આપણા પોતાનાં જમાનાની સત્ય વાતો અને તેના ઉંડાણમાં પ્રવર્ત્તતા મહાનનિયમોનું જ્ઞાનજ વધારે અદ્ભૂત અને રસમય છે.

જગતમાં ઘણા પ્રકારનાં માણસો છે, પરન્તુ બે પ્રકારનાં માણસોનાં સાહસોનાં વર્ણન રૉબિન્સન ક્રુઝોના જેવાંજ અદ્ભૂત છે. ભૌતિક દુનિયામાં કામ કરનારા કેટલાંક છે, જે એન્જીન, મોટર ગાડી, વા વિમાન બનાવે છે. શું તેઓ આપણને કોઇ સમયે એકજ દિવસમાં અમેરિકા લઇ જશે? શું તેઓ એવી મોટર ગાડીઓ બનાવશે કે જેમને છોકરા પણ હાંકી શકે અને ગરીબ માણસો પણ ખરીદી શકે? શું તેઓ મંગળના ગ્રહપર પહોંચી જઇ ખબર લાવશે કે ત્યાં માણસો વસે છે કે નહિ? બીજા પ્રકારના માણસો—મહાન્ વિજ્ઞાનશાસ્ત્રીઓ અદશ્યમાં દષ્ટિ કરે છે, તેઓ પૃથ્વીને તોળે છે, તારાઓનું માપ લે છે, અને જીવનના રહસ્યનો વિચાર કરે છે. ત્હેમને એમ લાગે છે કે જાણે સર્વ સહમજાઇ ગયું છે, પરન્તુ એવામાં એકદમજ જીવન ત્હેમના હાથમાંથી સરી પડે છે. છતાં પણ તે લોકો તો જીવન એ શું છે, કયાંથી આવ્યું, કયાં જશે એ સંબંધી પ્રશ્નો પૂછયાજ કરે છે. શું તેઓ તે કોઇ દિવસ શોધી શકશે? આપણને વધારે લાંબું જીવન આપી શકશે; રોગને મારી કાઢી મૃત્યુને થોભાવી શકશે?

આ બે પ્રકારનાં મનુષ્યોનો વિચાર કરવો એ અદ્ભુત અને ગંભીર વાત છે. એક ભૌતિક વસ્તુઓની, સર્વ મનુષ્યજાતિને એક કરતાં એન્જીનો, ચક્રો અને તારની યોજના રચે છે; બીજાઓ એ સર્વની પાછળ દષ્ટિ ફેંકે છે અને હમેશાં નવું નવું શોધે છે. છતાં એક દિવસ એવો પણ આવશે કે જ્યારે શાન્ત મનુષ્યો બીજાને એવી પ્રવૃત્તિ બંધ કરવાનું કહેશે, અને એન્જીન, ચક્ર, તાર જેવી વસ્તુઓની જરૂર પડશે નહિ, કારણકે આપણે એન્જીન વિના પ્રવાસ કરી શકીશું.

ચક્રસિવાય ગતિ આપી શકીશું અને તાર સિવાય વાતો કરી શકીશું. શું આ પ્રકારની વાતો ચાંચીઆની વાતો જેટલી રસિક નથી ? આવા માણસોજ ત્હમારા વીરનાયકો થઇ શકે તેમ છે. પૃથ્વીના રાજાઓ રાત્રિદિવસ ગૂઢ પ્રશ્નો ઉકેલવા પ્રયાસ કરે છે તેઓ પણ શું ઓછા આશ્ચર્યજનક છે ? આવા આવા મનુષ્યોએજ અદ્દભુત પુસ્તકોના આ જમાનાને પેદા કર્યો છે, ત્હેમણે જ બાળકોના જ્ઞાનચક્રનાં (Children's Encyclopedias) પુસ્તકો રચ્યાં છે, કે જે સર્વ દેશનાં બાળકો વાંચે છે અને ભવિષ્યમાં પણ વાંચશે. તેઓ જ મહાન પ્રવાસીઓ, દેશશોધકો, અને સાહસિકો છે, અને ત્હેમની જીવનકથાઓજ બાળકોનાં રસિક પુસ્તકો છે. ત્હેમનું અધ્યયન કરો, અને સ્હમજો કે ત્હમે એવા જમાનામાં જન્મ્યા છો કે જે જમાનો સર્વથી વધુમાં વધુ અદ્દભુત છે. જે સત્ય પુસ્તક છે તેજ અનુપમ છે અને જનસમાજનાં ખરેખરાં ચિત્રો આલેખી શકે અથવા ભૂતકાળને આપણી દૃષ્ટિ સમક્ષ તાદૃશ્ય રજુ કરી શકે એજ એક ગ્રંથકર્તાઓ છે.

સાચું પુસ્તક જ અમર રહેશે. ત્હમે અસત્ય કથાઓનાં પુસ્તકો વાંચવામાં ત્હમારા સમયને વ્યર્થ ગુમાવશો નહિ. જે પુસ્તકો સત્યની મશ્કરી કરે છે તેને પાસેજ આવવા દેશો નહિ. જે પુસ્તકો જનસમાજપર હમેશાં કટાક્ષથીજ વાતો કરતાં હોય અથવા ત્હેને શત્રુભાવે આલેખતાં હોય ત્હેમને પણ દૂર રાખજો. કારણકે માનવદ્વેષીને કોઇ ખુશ કરી શકતું નથી. શરીર કરતાં ત્હેનું મન વહેલું વૃદ્ધ બની ગયેલું હોય છે, અને ત્હેનો સ્વભાવ ખાટો થયેલો હોય છે.

હજુ પણ જગતમાં ખરાબ કરતાં સારાના વાચકો ઘણા છે, કારણ કે સારૂંજ સદાકાળ જીવે છે, અને ખોટાનો નાશ થાય છે. નીરસ ખરાબ પુસ્તક વાંચવાનું કંઇ કારણજ નથી. જ્યાં સુધી જગતમાં સારાં પુસ્તકો છે ત્યાંસુધી કોઇ પણ મનુષ્યને એક કલાક પણ ગમગીનીમાં વ્યતીત કરવાની જરૂર નથી.

પુસ્તકો પરત્વે કહી શકાય તે બધુંજ કહેવાને માટે તો એક ગ્રંથજ જોઈએ. માણુસ ચ્હેરાથી તેમજ પુસ્તકોથી સારી રીતે ઓળખાય છે; કારણુ કે જેવું મન તેવો માણુસ અને જેવાં પુસ્તકોનું વાચન તેવું તેનું મન છે. અલબત પુસ્તકને તો પુસ્તક ખાતરજ ચ્હાવું જોઈએ; ત્હમને પુસ્તકો અને ઉપસ્કર વચ્ચેનો ભેદ જલદીથી સ્હમજાશે. કેટલાંક પુસ્તકો તો ઉપસ્કર સમાનજ છે. વાંચતી વેળાએ પેન્સીલ હાથમાં રાખજો, અને ત્હમને જે જે સુન્દર લાગે તે સર્વ વિચાર આગળ ચિહ્ન કરજો. જે માણુસો પુસ્તકોને ચ્હાવાનો માત્ર ઢોંગજ કરે છે, તેજ ચિહ્ન કરતાં ડરે છે, કારણુ કે તેઓ પુસ્તકના આત્માને બદલે પૂઠાને, શાહિને, તથા કાગળનેજ પુજે છે. જે પુસ્તકને આપણે મિત્ર તરીકે વાપરીએ અને જેની અંદર આપણે સારી રીતે સમજ્યા હોઇએ તે ભાગને ચિહ્નથી અંકિત કર્યા હોય તેજ પુસ્તકને આપણે ખરેખરૂં માન આપીએ છીએ. સમજ્યા સિવાય પુસ્તક વાંચવાની કુટેવ પડવા દેશો નહિ; અથવા વાંચ્યું કહેવરાવવાની ખાતર જ કોઇ પુસ્તક વાચતા નહિ.

જે પુસ્તક સ્હમજાય નહિ ત્હેને વાંચવાનું કંઇ કારણુ નથી. જો કોઇ પુસ્તક વાંચતાં ત્હમને રસ લાગતો ન હોય તો ત્હેને બાજુએ મૂકજો. પુસ્તક મિત્રની પેઠે ત્હમારા મનને અનુકૂળ થશે; જો ત્હમારે ત્હેની પાસેથી કંઇ લેવું હોય તો ત્હમારે ત્હેની પાસે પણુ કંઇ લઇ જવું જોઇએ.

ત્હમે પ્રથમથીજ નિશ્ચય કરજો કે હાલતા તથા ઝાંખા પ્રકાશવાળા દીવાથી વાંચવું નહિ અને બહુજ ઝીણા ટાઇપવાળા અથવા ખરાબ રીતે છપાયલાં પુસ્તકો પણુ વાંચવાં નહિ. પુસ્તકો બહુ કિંમતી ચીજ છે, પણુ આપણી આંખોને માફક આવે તેવી સારી છાપવાળાં તે હોવાં જોઇએ. સારાં લખાણુવાળાં અને સારી રીતે છપાયલાં પુસ્તકોજ

પસંદ કરજો. દરેક પુસ્તકોનો ગંભીર અભ્યાસ કરવાને બદલે તેને ઝપાટાબંધ જોઇ જવું, એ ઘણાંખરાં પુસ્તકોના સંબંધમાં વધારે ઠીક થઇ પડે છે. જો કે શરૂઆતમાં આ ટેવ જોખમકારક છે, પરંતુ આગળ જતાં તેનાથી સમયનો બચાવ વગેરે ઘણો લાભ થશે. પોતાને પસંદ પડતાં સર્વ પુસ્તકોનું અધ્યયન માણસ પૂરેપુરૂં કરી શકે નહિ અને આપણાથી બની શકે તેટલાં પુસ્તકોનું કંઇક જાણવું એ ડહાપણ ભરેલું લાગે છે, પરંતુ તેમ કરવા જતાં હલકટ વાંચવાની ખરાબ ટેવમાં ફસાતા નહિ, કારણકે વાંચવાનો ખરો હેતુ તો શુદ્ધ જ્ઞાન મેળવવાનો છે. જે પુસ્તકો બીજાની આગળ ખાસ સંતાડવાં પડે અથવા જે પુસ્તકોમાં આવેલી હકીકત સંબંધી બીજા સાથે વાત કરતાં ત્હમે શરમાઓ તેવાં પુસ્તકો તો કદીપણ વાંચશો નહિ.

ત્હમે મિત્રો પસંદ કરવામાં જેટલી સાવચેતી લો છો તેટલીજ સાવચેતીથી તમારાં પુસ્તકો પસંદ કરજો, એટલે દુનિયામાં સાચામાં સાચાં સાથી પુસ્તકો જ છે એ વાત ત્હમને આપોઆપજ સમજાશે. એ સાથીઓથી કદી પણ ત્હમે દૂર થતા નહિ. આગગાડીમાં, ખેતરમાં, અથવા ગમે ત્યાં જાઓ ત્યાં તમારી સાથે સારાં પુસ્તકો રાખજો. ઘેર વા બહાર તેઓ તમારી સાથે આવશે અને ત્હમને કદી છોડી દેશે નહિ કે નિરાશ કરશે નહિ. તેઓ માણસોને સારામાં સારૂં સુખ આપનાર અને મદદગાર છે. શોધશોતો દુનિયામાં દરેક વિષયનું પુસ્તક મળશે. આશા વા મુંઝવણમાં ત્હમે પુસ્તકોની મિત્રતા શોધજો અને એ મિત્રોના દ્વાર આગળથી ત્હમારે નિરાશ થઇ પાછા ફરવાનું રહેશે નહિ. સુજ્ઞ માણસોનું સર્વ જ્ઞાન ત્હમને તેઓ આપશે, તેઓ ત્હમને દુનિયા ઉપર થઇ ગએલાં સર્વોત્તમ સ્ત્રી પુરૂષોના મંડળમાં લઇ જશે. **પુસ્તકોનો સ્નેહ એ ઈશ્વરના રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે.** કાવ્યમાંથી, ધર્મ પુસ્તકમાંથી અને બીજાં અમર પુસ્તકોમાંથી માણસના

મનની તૃષ્ણા શાન્ત થશે અને **મહેલોથી તથા અખુટ ભંડારથી જે સંતોષ નહિ મળે તે સંતોષ ઉત્તમ પુસ્તકોમાંથી પ્રાપ્ત થશે.**

ત્હેમને ખરીદો, ત્હેમને વાંચો, ત્હેમને ચાહો. યાદ રાખો કે સદ્ગ્રંથો એ ઇશ્વરના બાગનાં ઉમદા પુષ્પ સમાન છે. વિશ્વની મહાન શક્તિઓએ જ્યાં તેનો વિકાસ થઇ શકે ત્યાંજ તેને જન્મ આપ્યો છે. તે પોતાની પાસેથી પસાર થતા સર્વને પોતાનું સૌંદર્ય, સુવાસ અને પ્રકાશ આપે છે. તે માનવ હૃદયમાં એવાં ઉત્તમ બીજો વેરે છે કે જે બીજો વાંચનાર એ બાગની બ્હાર જાય ત્યારે પણ તેની અંદર ખીલ્યા કરે છે. માણસ જન્મે છે અને મરે છે, ટેકરીઓ ધોવાઇને સમુદ્રમાં વહી જાય છે, પરંતુ પુસ્તકોમાં લખેલી વસ્તુઓ સર્વ કાળ ટકે છે, તે ત્હમારા જીવન અને આત્મામાં વિકાસ પામે છે. જ્યારે સમુદ્રો, ટેકરીઓ અને તારાઓનો અંત આવશે ત્યારે તે ઇશ્વિર સાથે અને ત્હમારી સાથે સજીવન રહેશે.

---

## ૮—નગરશેઠ અથવા મુખી બનવા ઇચ્છનાર યુવકને પત્ર.

મ્હને ખાત્રી છે કે ત્હમારામાં વિશ્વસ્નેહ વધતો જાય છે અને એ સ્નેહની સાથે સાથે ત્હમારો સ્વદેશપ્રેમ પણ કદી નાશ પામશે નહિ. દેશભક્તિથી જેનું હૃદય ઉછળી રહ્યું છે એવો યુવક દેશનું સર્વોત્તમ રત્ન છે. જે સ્વદેશને ચાહે છે તે જેમ બહારની દુનિયાને ચાહે છે તેમ સ્વદેશની અંદર એક ખૂણામાં આવેલા પોતાના સ્થાનને પણ ચાહે છે. એક વિદ્વાને કહ્યું છે કે જે દેશની અંદર સુખી કુટુમ્બો ( homes )ની સંખ્યા સૌથી વિશેષ છે તે દેશ સૌથી વધુમાં વધુ સુખી છે; અને એ સૂત્રમાં સમાયેલું સત્ય આપણે કદી વિસરવું જોઇએ નહિ કે રાષ્ટ્રને પણ મનુષ્યની પેઠેજ અવયવો હોય છે, અને ત્હેમના ઉપરજ ત્હેના સામર્થ્યનો આધાર છે.

ત્હમારૂં નગર, ત્હમારૂં ગામ એ કોઇ એક જીલ્લા કે તાલુકાનો ભાગ છે, તેટલોજ તે દેશનો ભાગ પણ છે, અને ત્હમારા ગામના મહોલ્લામાં જે જીવન જીવાય છે તે રાજાના મ્હેલમાં અથવા ઇલાકા વા સમગ્ર દેશની ધારાસભામાં જે જીવન ગળાય છે ત્હેના જેવુંજ છે. જો ત્હમારા શહેરનું જીવન સદાચરણી અને સરસ હશે તો તેથી રાષ્ટ્રનું સામર્થ્ય વધશે; જો ત્હમારા ગામ વા શહેરનું જીવન નીચ હશે તો તે રાષ્ટ્રને પણ અધોગતિ તરફ ખેંચી જશે. જે જે સર્વોત્તમ વસ્તુઓ ત્હમારા જોવામાં આવે તે સર્વને ત્હમારે અવશ્ય સ્હાવી જોઇએ. ત્હમારી આસપાસનું જીવન નિરોગી થાય, ત્હમારા ગામ વા શહેરના રસ્તા પહોળા અને ચોકખા રહે, અને ત્હમારા સંબંધમાં આવતા લોકો સુખી, ઉદાર તથા બહાદૂર બને એમ કરવા ત્હમારે યથાશક્તિ પ્રયાસ કરવોજ જોઇએ. આ રીતે ત્હમારા કુટુમ્બને ત્હમે આનંદ આપશો એટલુંજ નહિ પરન્તુ ત્હમારા ગામ વા શહેરની ભાવી ઉજ્વળ

આશા પણ ત્હમે બનશો; કારણકે ત્હમને દિવસે દિવસે વધારે સ્પષ્ટતાથી સ્હમજાશે કે શહેર એ ત્હમારૂં વધારે વિશાળ ગૃહ છે, અને ત્હમારા ગૃહથી શરૂ થતો માર્ગ ત્હમને આ વિશાળ જગતમાં દોરી જાય છે. એ રસ્તેથી થોડેજ ચાલતાં ટાઉન હૉલ ત્હમારી દૃષ્ટિ આગળ ખડું થશે, અને કોણ જાણે છે કે ત્હમેજ કદાચ ત્હમારા ગામ વા શહેરના અધિકારી નહિ બનો ?

હાલ પણ ત્હમે તેમ કરી શકો છો. ત્હમારા રહેવાથીજ એક મહેલ્લો સારો અથવા ખરાબ દેખાય છે. જાણ્યે અજાણ્યે પણ આપણે આપણી આસપાસનાં માણસોપર અસર કર્યા કરીએ છીએ. જેવી રીતે એન્જીનનાં પૈડાં પિસ્ટન, સિલિન્ડર, ડ્રાઇવિંગ રૂમ વગેરેથી અલગ રહી પોતાની મેળે એકલાં કામ કરી શકે નહિ, તેમ ત્હમે પણ બીજા મનુષ્યોથી તદ્દન અલગ રહી શકો નહિ. જેને આપણે " સમાજ " કહીએ છીએ તે માનવશરીરના જેટલુંજ અદ્‌ભુત અને મોટરકારના જેટલુંજ એક બીજા ભાગ સાથે સંકળાયેલું શરીર છે; અને ત્હમે તથા હું ત્હેના અવયવો છીએ. ત્હમારી જાતને એક મ્હોટી આગબોટને ધકેલનાર શક્તિ કલ્પો, અને જો તે સ્થિતિમાં ત્હમે કામ કરવામાં નિષ્ફળ નિવડો તો પરિણામ શું આવે તે પ્રશ્ન ત્હમારી પોતાની જાતને પૂછો. બીજાં ચક્રોને ગતિમાં મૂકનાર મુખ્ય ચક્રના દાંતા તરીકે ત્હમારી જાતને કલ્પી તે ભાગી જાય તો શું પરિણામ આવે એનો વિચાર કરો. ત્હમારી જાતને ધકેલનાર પિસ્ટનની ધાર (propeller) તરીકે માની લ્યો, અને તે કોહેલા લાકડાની બનાવી હોત તો શું પરિણામ આવત તે વિચારો. આગબોટ ત્હેના દરેક ભાગ અને તે ભાગના દરેક પેટાભાગના સારી રીતે કામ કરવાપરજ આધાર રાખે છે; અને રાજ્યરુપી નૌકા પણ ત્હમારા–મ્હારારુપી બનેલા દરેક ભાગો જેવું કામ કરે તે પ્રમાણેજ ત્હેના માર્ગે સારી વા ખરાબ સ્થિતિમાં પ્રયાણ કરી શકે.

તેથી કરીને ત્હમે પણ ત્હમારા ગામ વા શહેર માટે ત્હમારે ભાગે આવતું કાર્ય સારામાં સારી રીતે કરવા પ્રયાસ કરજો, કે જેથી ત્હેનું નામ જનસમૂહમાં આદરપાત્ર બને, અને ત્હેમાં રહેનારાં સ્ત્રી પુરૂષો ભાવી સ્વર્ગને ખરેખર લાયક બને. એક યુવક પોતાના મહોલ્લામાં કામ કરી આખા ગામ વા શહેરની કેટલી બધી સેવા કરી શકે એ વિચારતાં આપણને અજાયબી થાય છે. તે પોતાના સારા દૃષ્ટાન્તથી આખા ગામ વા શહેરની અમૂલ્ય સેવા કરી શકે.

દરરોજ સવારે ગામથી શહેરમાં જાઉં છું ત્યારે મારે વાડામાં ઘેટાંની પેઠે અનેક માણસોથી વસાયેલાં ઝુંપડાંની હાર આગળ થઇ પસાર થવું પડે છે. દરેક ઘરની આગળ બાગને માટે જમીનનો ટૂકડો છે, પરન્તુ એની કોઇ દરકાર લેનાર નહિ હોવાથી એ ઝુંપડાં સુન્દર દેખાવાને બદલે બહુ ખરાબ દેખાય છે. એક દિવસ આ ઘરોની ઓળમાં ઉપલે મજલે રહેનાર કોઇ સારા માણસને એ ખરાબ દૃશ્ય જોઇ શરમ આવી કે એક પેનીના ખર્ચથી સુન્દર દેખાવ લાવી શકાય તેમ છે, છતાં તે જગા ખરાબ કેમ રહી શકે? તેણે પોતાના ઘર આગળ ક્યારો ખોદીને તેમાં ફૂલ–ઝાડનાં બી વાવ્યાં અને વચ્ચે એક ગુલાબનો છોડ રોપ્યો. એ છોડપર ઉન્હાળાની ઋતુમાં સુન્દર ફૂલ બેસવા લાગ્યાં, અને જે જગા પહેલાં ઉજ્જડ હોવાથી ખરાબ લાગતી હતી તેજ સ્થળે એ ઘરને પણ દીપાવ્યું. એનું પરિણામ એ આવ્યું કે પડોશીએ બીજે વર્ષે એ દૃષ્ટાન્તનું અનુકરણ કર્યું, અને કેટલાંક વર્ષો પછી એ બધાંજ ઘરો બાગને લીધે સુન્દર દેખાવા લાગ્યાં. અજાણ્યાને તો એકાએક એમજ લાગે છે કે જાણે કોઇ જાદુગરે આવી રંગના જાદુથી એ ખરાબ દેખાતાં ઘરોને દીપાવી દીધાં હશે. હવે એ સ્થલ કોઇ પણ કુદરતનું અવલોકન કરનારને આનંદ મળે એવું સુન્દર ઝળહળી રહ્યું છે.

આ કાર્ય એવું છે કે જે એક બાળકથી પણ થઇ શકે,

અને તેને શહેર વા ગામની મહાન સેવારૂપજ ગણી શકાય. મ્હારે એક એંશી વર્ષનો વૃદ્ધ મિત્ર છે. ત્હેને કેન્ટ પરગણામાં ઝાડ રોપવાની ધ્હે લાગી. ઝાડપરનો ત્હેનો પ્રેમ સર્વ દિશામાં એટલો બધો પ્રસર્યો કે ત્હેના પોતાના ગામની આસપાસ હજારો ઝાડ ઉછર્યાં છે, અને તેને પરિણામે આખા ઇંગ્લંડ દેશમાં ઝાડ રોપવાને માટે એક દિવસને તહેવાર તરીકે ઉજવવામાં આવે છે. મ્હારો એ મિત્ર શિલ્પશાસ્ત્રી નહિ હોવાથી મનુષ્યોને રહેવા માટે સુન્દર મકાનો બાંધી શકતો નથી, પરન્તુ તે સુન્દર દેશ રચનાર તો છેજ. વળી જે લોકો ત્હેનું નામ પણ જાણવાના નથી તેઓ પણ તેણે બીજા માણસોના દુર્લક્ષથી નહિ ડરતાં જે પ્રયાસ કર્યો તે માટે ત્હેને આશીર્વાદ દેશે.

દુર્લક્ષ વા અવરોધ એ એવી તો ખરાબમાં ખરાબ વસ્તુ છે કે જેની સામે પોતાના ગામ, શહેર કે દેશને ચ્હાનાર દરેકને લડવું પડશે. જે બાબતોની સાથે જેમને કંઇ સંબંધ નથી વા જે બહુ અગત્યની નથી ત્હેને ખાતર માથાં ફોડનારા અનેક ઢેપીઓ અથવા મિથ્યાભિમાનીઓ ખુદ પોતાના ઘર અથવા ગામમાંની તેવીજ બાબતોને માટે તદ્દન બેદરકાર હોય છે. થોડાજ સમયપર મ્હેં સાંભળ્યું છે કે આ-મની સભામાં સુન્દર કામ કરનારો એક માણસ પોતાની જાતને ભાગ્યશાળી માને છે કે ત્રીશ વર્ષના શ્રમ પછી તે બોર્ડ ઑફ ગાર્ડિઅન્સ ( વાલિઓનું મંડળ ) ને સ્હમજાવી શક્યો કે ન્હાનાં બાળકોને કારખાનામાંથી પાછાં લઇને ઝુંપડામાં મૂકવાં જોઇએ. કોઇપણ ગામ, શહેર કે દેશની સર્વોત્તમ સેવા એજ છે કે **નિંદ્રામાંથી જાગ્રત કરવું.** મહોલ્લાઓમાં દીવા પ્રગટાવવા સંબંધી વાદવિવાદ એક ઠેકાણે ચાલતો હતો તે સમયનો એક અન્ધ વૃદ્ધ પુરૂષનો દેખાવ હું કદી પણ વિસરી શકીશ નહિ. તે ગૃહસ્થનું કહેવું એવું હતું કે દિવાની બીલકુલ જરૂર જ નથી, અને રાત્રે કુદરતી રીતેજ જોઇએ તેટલું અજવાળું

મળે છે ! આ સાર્વજનિક હિતના પ્રશ્નમાં ફક્ત એક બે જણુ જ એવા અન્ધ હતા કે જેમને દીવાની જરૂર લાગતી નહિ, અને તેથી પ્રતિવર્ષે દીવાને માટે વિવાદ ચાલતો. છેવટે ત્હેમાં સફળતા પ્રાપ્ત કરવામાં આવી અને તેને પરિણામે બીજાં ત્રણ ગામોએ પણ થોડાજ માસમાં રસ્તાપર દીવાબત્તીને માટે પોકાર ઉઠાવ્યો. જનસમૂહનું સાર્વજનિક હિતનાં કાર્યોમાં જે દુર્લક્ષ છે ત્હેને તોડવા જેટલી મુસ્કેલી બીજી કોઇ પણ પત્થરની ભીંત તોડવામાં પણ નથી.

જેમ જેમ મ્હોટા થશો અને સાર્વજનિક હિતનાં કાર્યો કરશો તેમ તેમ આ સર્વ ત્હમને સમજાશે, અને જ્યારે જેમાં પોતાને કશો દેખીતો લાભ ન હોય એવાં કાર્યો માથે લેનાર માણસો ત્હમારી નજરે પડશે ત્યારે ત્હમે પણ તમારી જાતને પ્રશ્ન પૂછશો કે બધા લોકો તદ્દન તટસ્થ રહે છે ત્યારે આવા એકાદ માણસે શા માટે આટલી બધી ચિન્તા માથે લઇ ફરવું ? આ પ્રશ્નનો જવાબ જેમ જેમ ત્હમે મોટા થતા જશો અને વધારે સારા પરિણામની ખાતર તનતોડ મહેનત કરવામાં વધારે ને વધારે ગુંથાશો તેમ તેમ ત્હમને સમજાશે.

કેટલાક માણસોને કાર્યની ચિન્તા હોય છે અને કેટલાકને નથી હોતી. કેટલાક માણસો અનિષ્ટને એમને એમ રહેવા દે છે, કારણકે ત્હેના નાશથી ત્હેમનું પોતાનું સુખ પણ જાણે નાશ પામશે એમ ત્હેમના મનમાં ધાસ્તી રહે છે. તેઓ જગતના સાચા સહાયક નથી. ત્હેમના જીવનમાંથી પ્રગતિનો માર્ગ અજવાળવા કોઇ પણ પ્રકારનો પ્રકાશ પ્રગટતો નથી. જો ત્હમે ત્હમારા શહેરને ચ્હાતા હો તો ત્હેને વધારે સારૂં અને નમુનેદાર બનાવવા માટે ત્હમારા સમયનો, ત્હમારી શક્તિનો અને ત્હમારા વિચારનો ઉપયોગ કરજો. મધપૂડામાં જ્યાં બધી માખીઓ ઉદ્યોગી હોય તેમની વચ્ચે આળસુ અને અન્યની મહેનતપરજ જીવનાર નરમાખ બનવા તરફ ત્હમને ધિક્કાર થવો જોઇએ.

સાર્વજનિક હિતમાં ઘણો સમય ગાળનાર અને લાંબા અનુભવવાળા એક ગૃહસ્થે મ્હને નીચેની સલાહ આપી હતી, અને તે હું ત્હમને પણ આપું છું.

( ૧ ) સ્વેચ્છાથી ઉપાડી લીધેલાં સાર્વજનિક હિતનાં કાર્યો મારફત કોઈ દેખીતો સ્વાર્થ પણ સાધી શકાય એમ કદી ધારશો નહિ. જો વકીલ હશો તો કદાચ ત્હમને અંગત લાભ થશે ખરો, અને નહિ તો ત્હમારા કાર્યથી જનસમૂહનું જે કલ્યાણ સાધી શકાશે એજ ત્હમારા શ્રમનો ખરેખરો બદલો સ્હમજવાનો છે.

( ૨ ) ત્હમારા કાર્યની જનસમૂહ કદર કરે એવી જરા પણ આશા રાખતા નહિ. કદાચ કદર થાય તો પણ તે એની મેળેજ થવી જોઇએ. પરન્તુ જનસમૂહ ઘણીવાર પોતાનું હિત સાધનારાઓની જરા પણ દરકાર કરતો નથી, એ ધ્યાનમાં રાખજો.

( ૩ ) તમે જનસમૂહના મુરબ્બી છો વા જનસમૂહપર મહેરબાની કરો છો, એવો જરાપણ દેખાવ કરતા નહિ. સર્વ રીતે તે અનિષ્ટ છે.

( ૪ ) જનસમૂહનું કલ્યાણ શામાં સમાયેલું છે, ત્હેનો સંપૂર્ણ ખ્યાલ ત્હમારા મનમાં આવવો જોઇએ. એ કલ્પના આવ્યા પછી ત્હેનેજ માટે અને ત્હેનેજ ખાતર સીધી રીતે પ્રયાસ શરૂ કરો.

( ૫ ) યાદ રાખજો કે જે ઇષ્ટ હોય છે તે કોઈ કોઇ વાર અશક્ય પણ હોય છે, અને તેથી કરીને આપણે તો તેમાંથી જેટલું સાધી શકાય તેમ હોય તેટલું જ સાધવાનું હોય છે.

( ૬ ) હમેશાં મન સમક્ષ ત્હમારો આદર્શ ખડો રાખજો, અને ત્હેમાંથીજ હંમેશાં ઉત્સાહ પ્રાપ્ત કરજો. ત્હેને કાર્યમાં ઉતારવાને માટે જરા નીચે પણ ઉતરવું પડે તો બીજાને પ્રોત્સાહન મળે તેને ખાતર તેમ કરવાને પણ બિલકુલ અચકાશો નહિ.

ઉછરતા યુવકે ઉપલી સલાહ જાહેર જીવનના પાઠ શીખતી વેળાએ હમેશાં ધ્યાનમાં રાખવી જોઇએ. મ્હને ડર છે કે ત્હમારા નગરના સાચા નાગરિક થવાને માટે ત્હમારે જે જે શીખવું જોઇએ તે ત્હમને ત્હમારી શાળામાંથી નહિ મળતું હોય; પરન્તુ એક રૂપિયાના કેટલા આના અને કેટલી પાઇઓ થાય તેનું જ્ઞાન જેટલું જરૂરનું છે, તેથી પણ વધારે જરૂરનું જ્ઞાન એ છે કે, ભંગી રસ્તા કેમ સાફ કરે છે, લોકો સ્થાનિક કર કેમ આપે છે, ચૂંટણી શું છે, લોકોને મત આપવાનો અધિકાર કેમ આપવામાં આવ્યો છે, તેઓ તે હક્કનો શો ઉપયોગ કરે છે, ઇત્યાદિ.

આવું જ્ઞાન પ્રાપ્ત કરવું એ પણ શિક્ષણનું એક અંગ છે, અને તે પ્રાપ્ત કરવાની સાથે જ કેટલાક લોકો જે બાબત કદી સ્હમજતાજ નથી અને કેટલાક લોકો સ્હમજ્યા પછી પણ ભૂલી જાય છે તે ત્હમે સ્હમજશો કે માણસને હક્કની સાથેજ કાર્યની જોખમદારી પણ મળેલી છે.

જો તમને જાહેર સ્થળોમાં હરવા-ફરવાની અનુકૂળતા મળી હોય તો એ પણ ધ્યાનમાં રાખવાની ત્હમારી ફરજ છે કે બીજાઓને પણ એ સ્વતંત્રતા મળેલી છે.

વળી સ્વતંત્ર દેશોને પણ સ્વતંત્ર રહેવાનો હક્ક જન્મથી જ મળેલો હોતો નથી. વીરપુરૂષોએ આપણને સ્વતંત્ર બનાવવાને માટે યુદ્ધ કર્યાં હોય છે; આપણે સ્વતંત્ર નાગરિકનું જીવન ગાળી શકીએ તેટલા માટે બહાદુર પુરૂષોએ પોતાના જીવનનો ભોગ આપ્યો હોય છે. મેગનાચાર્ટાનો આશ્રય લઇને આપણે ગુલામગિરીને સ્વીકારતા નથી. એ તો સત્યજ છે કે આપણામાં જીવ છે, અને તેટલા માટે રાજાના મુકુટ કરતાં પણ વધારે મૂલ્યવાન એવા સ્વતંત્રતારુપી મોતીપર આપણે હક્કનો દાવો કરી શકીએ છીએ. જે ત્હેને મેળવે છે ત્હેનો તે હક્ક જ છે. **જો આપણે પાત્ર હોઈએ તો સ્વતંત્રતા આપણા હક્કની**

જ વસ્તુ છે; પરન્તુ ચોર, દારૂડીઆ, બાળકો અને સ્ત્રીઓ પ્રત્યે ઘાતકીપણે વર્તનાર મનુષ્યો સ્વાતંત્ર્યને પાત્ર નથી. સ્વાતંત્ર્યપર જ્યારે કોઇ જુલ્મી રાજાએ ત્રાપ મારી હોય અને ત્હેના રક્ષણની ખાતર બહાદૂર પુરૂષો પ્રાણની દરકાર કર્યા સિવાય યાહોમ કરી. રહ્યા હોય ત્યારે આપણે તટસ્થ વૃત્તિથી અલગ ઉભા રહીએ તો આપણે પાત્ર છીએ એમ કહી શકાય કે? ત્હમે આ વિષયપર વધારે ને વધારે વિચાર કરશો ત્યારે સ્ત્રી પુરૂષો જનસેવાની ખાતર સ્વાર્પણ કેમ કરે છે તે ત્હમને વધારે ને વધારે સ્હમજાશે, કારણકે જે સાર્વજનિક હિતનાં કાર્ય કરવાનાં છે ત્હેને સ્વતંત્રતા સાથે પણ ખાસ સંબંધ છે.

"સ્વાતંત્ર્યનું સારી રીતે રક્ષણ કરવામાં ન આવે અને ત્હેના રક્ષણને માટે હરપળે સાવચેતી રાખવામાં ન આવે તો તે એકદમજ કોઇ જુલ્મીના હાથમાં સરી પડે છે." આ સૂત્ર બીજા કોઇ પણ સૂત્રના જેટલુંજ સત્ય છે. મહોલ્લાની સ્વતંત્રતા, તંદુરસ્ત રહેવાની સ્વતંત્રતા, બાળકોને શાળામાં જવાની સ્વતંત્રતા, ખેતરોમાં ફરવાની સ્વતંત્રતા, દરિયા પાસે રેતીમાં રમવાની સ્વતંત્રતા, એ સર્વનું બહુ ચપળતાથી રક્ષણ થવું જોઇએ; અને નહિ તો એક દિવસે આપણી પાસેથી તે જરૂર ખુંચી લેવાયલી જણાશે. આ પ્રમાણે ન બને તેટલા માટે ગામ અથવા મહોલ્લામાંથી કોઇએ તો જોતા રહેવું જોઇએ કે મહોલ્લાની એક ફુટ જમીનનો પણ બીજાએ ખાનગી ઉપયોગ કરવા માંડ્યો નથી. ગૌચર સુરક્ષિત રહે તેટલા માટે કોઇએ તો તે તરફજ દેખરેખ રાખવીજ જોઇએ. કોઇએ તો એમ પણ જોવું જોઇએ કે ઘર આરોગ્ય સચવાય ત્હેવી રીતે બંધાય છે કે કેમ; તથા કોઇ એક ગંભીર રોગ મ્હોટા પ્રમાણમાં ફેલાય તે પહેલા તે સત્તાધીશોની જાણમાં આવ્યો છે કે કેમ? વળી પીવાનું પાણી સ્વચ્છ રાખવામાં આવે છે કે નહિ; ભય ભરેલા રસ્તા ઠીક કરવામાં આવે છે કે નહિ; આગનો બંબો જોઇએ ત્યારે સારી રીતે

કામ કરી શકે છે કે નહિ; પોલિસનું કાર્ય બરોબર વ્યવસ્થિત રીતે થાય છે કે નહિ; સ્થાનિક કર–વેરાનો વ્યાજબી રીતે ઉપયોગ થાય છે કે નહિ; શહેરમાં દીવાની વ્યવસ્થા સારી રીતે સચવાય છે કે નહિ; શાળાના મકાનમાં આરોગ્ય સચવાય છે કે નહિ; દવાખાનાં સારી રીતે નભાવવામાં આવે છે કે નહિ; અને પુસ્તકાલયમાં જોઇએ તેટલાં સારાં પુસ્તકો છે કે નહિ. આવી આવી સેંકડો બાબતોની ચિન્તા કરનારા પણ દરેક ઠેકાણે થોડાક તો હોવાજ જોઇએ.

ભવિષ્યના આદર્શ શહેરમાં દરેક જણ પોતપોતાનું કર્ત્તવ્ય બજાવતો હોય અને તેથી દરેકને થોડું થોડુંજ કરવાનું હશે; પરન્તુ ગામોમાં તો ત્હમે ગમે ત્યાં રહેશો ત્યાં હજારો માણસો કર્ત્તવ્ય નહિ બજાવનારા જણાશે, અને તેથી ત્હેમનું કાર્ય કોઇએ પણ કરવુંજ જોઇશે. આળસુ, એદી, પારકાપર જીવનારા જે કાર્ય ન કરે તે કોઈ બીજાએ પણ કરવું તો જોઇશે જ. ત્હમને દરેક શહેરમાં કેટલાક એવા માણસો જણાશે કે જેઓ અતિશય શ્રમ લેતા હશે; કારણ કે ત્હેમને બીજા ઘણાનું કાર્ય કરવું પડતું હોય છે. ત્હમે પણ એવા કર્મવીરોમાંના એકાદ બનવામાટે ત્હેમની સાથે તથા મદદમાં રહીને કામ શીખજો અને કરજો. ત્હમારી સેવા શરૂઆતમાં હલકા પ્રકારની અને આવડત વિનાની હોય ત્હેની દરકાર કરશો નહિ. ત્હમે ખાસ યાદ રાખજો કે **ગુપ્ત રીતે કરાયલું એક ન્હાનામાં ન્હાનું પણ પરોપકારી કાર્ય વર્તમાનપત્રોમાં બહુ વખાણાતા સ્વાર્થના મ્હોટામાં મ્હોટા કાર્ય કરતાં વધારે સારૂં છે.**

નગરની સાર્વજનિક સેવા ઘણી રીતે બજાવી શકાય છે, અને જેમ જૂદી જૂદી રીતે છોડેલાં ઘણાં બાણ એકજ બિન્દુને ભેદે છે તથા જેવી રીતે ઘણા જૂદા જૂદા રસ્તાઓ એક શહેર આગળ એકઠા થાય છે; તેવી રીતે ઘણાં શુભ કાર્ય એક વાર આરંભાયા પછી એક હેતુ સિદ્ધ કરે છે.

મ્હને આશા છે કે શહેરમાં વા કોઇ પણ સ્થળે જારી કરાયલા સત્કાર્યનો અન્ત આવતો નથી એ સત્ય ત્હમે નાનપણમાંજ શીખી રાખશો. આ શીખામણ ત્હમને ત્હમારા શહેરની સેવા કરવામાં સેંકડો રીતે સહાય આપશે. ચાલુ જમાનામાં શહેરની સાખ (Tone) બગડે ત્હેવી હજારો લાલચો પડેલી છે તેવા સમયે એક બાળક પણ પોતાના શહેરની કીર્તિ વધારવામાં વા ત્હેનું બદનામ થતું અટકાવવામાં ઘણી સેવા કરી શકે. આપણે જેને જાહેર જીવન વા શહેરની સાખ કહીએ છીએ તે દ્રવ્યથી ખરીદી શકાય ત્હેવી વસ્તુ નથી. ચારિત્રજ તેને ઉત્પન્ન કરી શકે છે. જો જનસમાજનું ચારિત્ર હલકું હોય તો શહેરની સાખ કદી પણ સારી હોઇ શકે નહિ.

જ્યારે આપણે "સાખ" વિષે વાત કરીએ છીએ ત્યારે આપણે તે સ્થળના જનસમાજના જુસ્સા ( spirit ) નો–ખરેખરી રીતે તે સ્થળના ચારિત્રનોજ વિચાર કરીએ છીએ. જેમ કુટેવોથી બાળક દુર્ગુણી બને છે તેજ પ્રમાણે શહેરનું પણ બને છે. ખરાબ ટેવોથી શહેરની સાખ બગડે છે, સારા લોકોને ત્યાં વસતાં શરમ આવે છે, અને શહેરનાં **સાર્વજનિક કાર્યો તદ્દન બેદરકાર તથા સ્વાર્થી મનુષ્યોના હાથમાં મૂકાય છે.** અમેરિકાનાં આખાં શહેરોનાં શહેરો આવા અનિષ્ટનાં ભોગ થઇ પડયાં છે. કોઇ પણ શહેર કે ગામ, ત્યાંના સારા લોકોની રાત્રિદિવસ સાર્વજનિક હિતના પ્રશ્નોની ચિન્તાથી જ આ ભયંકર પરિણામમાંથી બચી શકે તેમ છે. ખાસ કરીને યુવક વર્ગ આ રીતેજ પોતાના શહેરની સેવા સારી રીતે કરી શકે.

ત્હમારા ગામ અથવા શહેરના નામને પવિત્ર અને પ્રિય બનાવવાના સેંકડો રસ્તાઓ કોઇ પણ બતાવી શકે. આ ક્ષણે મ્હને તેવા છ માર્ગ યાદ આવે છે. જ્યારે ત્હમે હલકા પ્રકારની વસ્તુઓ–ખાસ કરીને અધમ વૃત્તિને પોષે ત્હેવાં ચિત્રો–કોઇ દુકાનમાં જુઓ ત્યારે તે

પ્રતિ વૃદ્ધોનું ધ્યાન ખેંચજો, અને એ દુકાનને કોઇ દિવસ પણ પોષણ આપશો નહિ. જ્યારે સિનેમેટોગ્રાફમાં અનિષ્ટ ચિત્રો જુઓ ત્યારે ત્હમારા વાલી અથવા શિક્ષકને તે સંબંધી ખબર આપજો, અને જ્યાંસુધી એવાં ચિત્રો ત્યાં દેખાડવામાં આવતાં હોય ત્યાં સુધી તે સ્થળે ત્હમે કદી જોવા જતા નહિ. જ્યારે ત્હમે જાહેર સ્થળોએ શરમાવે ત્હેવાં ચિત્રો જુઓ ત્યારે પણ બીજા લોકો ત્હેને દૂર કરવાની ચળવળ કરે નહિ ત્યાંસુધી ત્હેમનું તે તરફ ધ્યાન ખેંચ્યા કરજો. જ્યારે જાહેર રસ્તાપર ત્હમે નારંગીની છોલ પણ પડેલી જુઓ ત્યારે ત્હેને યોગ્ય સ્થળે નાખી દેજો. જ્યારે મહોલ્લાઓમાં બાળકોને થૂંકતાં જુઓ ત્યારે તેમ નહિ કરવાને ત્હેમને સ્હમજાવજો. રસ્તાપર જમણે હાથે ચાલજો અને ત્હેને ઓળંગતાં હંમેશ બહુ સાવચેત રહેજો.

આવી ન્હાની ન્હાની બાબતોમાં પણ લોકો જો કાળજી રાખતા થાય તો જાહેર જીવનમાં તેથી ઘણો ફેર પડી જાય. આવી બીજી અનેક રીતે ત્હમે ત્હમારા શહેરના સાચા નાગરિક બની શકો, અને શાન્તિથી, ધીમેથી અને ધાંધળ કર્યા સિવાય સારી સેવા બજાવી શકો. જો આપણે આવા સરળ માર્ગ ગ્રહણ કરીએ તો કેટલાં બધાં અનિષ્ટો શાન્તિથી અને ઝપાટાબંધ દૂર કરી શકીએ. મ્હારા એક મિત્રે એક વખત એક ડહાપણયુક્ત અને પ્રિય લાગે ત્હેવો પત્ર પ્રસિદ્ધ કરીને એક ગામડાના રસ્તાપરથી બે મ્હોટી જાહેર ખબરો દૂર કરાવી હતી; કારણકે તેઓ સુન્દર દેખાવને ખરાબ કરતી હતી, અથવા ઝાડની આડે આવતી હતી.

ઘણી વાર ત્હમે લોકોને કહેતા સાંભળશો કે સાર્વજનિક કાર્યો ખાતે જીવન અર્પવાથી અન્તે ત્હમારા હૃદયને આઘાત લાગશે. એ તો ખરૂં જ છે કે શહેરમાં આભારની વૃત્તિ થોડીજ છે, પરન્તુ ત્હમારે ત્હમારા શહેરની સેવા સ્નેહની ખાતર કરવી જોઇએ, અને જનસમૂહની

કદરની જરા પણ દરકાર રાખવી જોઇએ નહિ. મ્હારા એક મિત્રે ઇંગ્લંડના એક શહેરનાં સાર્વજનિક કાર્યો માટે પોતાનું અર્ધું આયુષ્ય ગાળ્યું છે. જોકે તેને સાથે સાથે પોતાની આજીવિકાને માટે પણ કામ કરવું પડે છે; તે છતાં પણ બીજા જેઓ પગાર લઇને જેટલું સાર્વજનિક કામ કરે છે ત્હેના કરતાં પણ તે વધારે સખ્ત કામ કરે છે. પરંતુ તે છતાં પણ પ્રસંગ મળતાં લોકો ત્હેનાપર સખ્ત ટીકા કરે છે, અને કોઇ દિવસ ત્હેનાં બહુ વખાણ તો થતાં જ નથી. બીજાઓ દરવર્ષે રૂ. ૧૫૦૦૦ લઇને જે કામ કરે છે તે જ કાર્ય તે બીન પગારે કરે છે. પરન્તુ મ્હારા મિત્રને આટલાં વર્ષો દરમિયાન તેનો કદીએ કંટાળો આવ્યો નથી. તે પોતાના કાર્યથી સુખી થયો છે. ત્હેણે લોકોનાં વખાણની પરવા કરીજ નથી. ત્હેણે એ સત્યને જીવન સૂત્ર તરીકે સ્વીકાર્યું છે કે **મહાન કાર્યોમાં સહાય આપવાથી અંતરનો જે આનંદ મળે છે તેજ તેનો ખરો બદલો છે.**

ત્હમારા સારામાં સારા કાર્યની ખાતર પણ લોકો ત્હમારી સખ્તમાં સખ્ત નિન્દા કરશે, અને ત્હમારા શુભ હેતુઓની પણ ગેરસમજ થશે; પરન્તુ ત્હમે ત્હમારૂં કાર્ય સીધી રીતે ચલાવ્યા જ કરજો, ત્હેમાં ખંતથી મંડ્યાજ રહેજો, અને શ્રદ્ધા રાખજો કે એક એવો દિવસ પણ આવશેજ કે જ્યારે ત્હમને ન્યાય મળશે.

જે સુધારામાં હજાર માણસો પણ રસ લેતાં નહોતાં તેના પ્રતાપથી આજે કૅન્ટ પરગણાના લાખો લોકો કેટલુંએ દ્રવ્ય બચાવી શકે છે, અને અત્યારે પણ કૅન્ટમાં હજારમાંથી એક માણસ પણ જાણતો નહિ હોય કે વાર્ષિક રૂ. ૪૫૦૦૦૦ જેટલી ગંજાવર રકમની બચત એક માણસે જીલ્લા સભા (Country Council) ના સભ્યોને જે રીતે પોતાની દલીલ સ્હમજાવી તે રીતને આભારી છે. ઘણા જ થોડા લોકો આ માણસનું નામ જાણે છે. કૅન્ટમાં દશ વર્ષ દરમિયાન

ચોર લુટારાઓના પંઝામાંથી બચાવેલી રકમથી એક વિશાળ દેવળ બાંધવામાં આવ્યું છે. જો કે માત્ર આટલા બદલાનીજ ત્હેને અપેક્ષા હતી, પરંતુ દુનિયામાં ત્હેના જીવનનો હેતુ એક કરતાં પણ વધારે સફળ થયો છે. તે પરલોક સીધાવ્યો છે; પરન્તુ ત્હેણે પોતાના પરગણામાં જોયું હતું ત્હેના કરતાં સ્વમાનનું ઉંચું ધોરણ, ઉચ્ચ પ્રકારની નિઃસ્વાર્થ સેવાવૃત્તિ તથા આગ્રહી અને સાચા હૃદયથી કાર્ય કરનારા સેવકો, તે પોતાની પાછળ મૂકી ગયો છે. જે માણસ પોતાના ગામ વા શહેરને સારી રીતે જાણે છે અને જે તેની જરૂરીઆતો સ્હમજી શકીને તે પૂર્ણ કરવાના પ્રસંગોને પારખી શકે છે તે માણસ પાર્લામેન્ટના એકાદ સામાન્ય સભાસદ કરતાં પણ અનેક ગણી ત્હેની સેવા કરી શકે છે.

આ મહાન જગતની ખરી હકીકતોનો અભ્યાસ સ્થાન ત્હમારૂં ગામ વા શહેર જ છે. આખી દુનિયામાં જનસમાજના જે જે મુસ્કેલ પ્રશ્નો છે, ત્હેની જે જે જરૂરીઆતો છે, જે જે લાભ અને આશાઓ છે, તે સર્વ ત્હમારી આસપાસની ન્હાની દુનિયાને, ન્હાના રાજ્યને વા ત્હમારા વિશાળ કુટુમ્બને પણ છે. એ ત્હમારા મનથી સ્હમજવા પ્રયાસ કરજો.

આ રીતે ત્હમે ત્હમારા શહેરપર સત્તા ચલાવશો. રાજા અને પ્રધાનના આગળ જે ગૂઢ પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેજ પ્રશ્નો—જેવા કે બધા પ્રકારના અને સર્વ સ્થિતિના લોકોને પરસ્પર સંપથી રહી સુખી અને ઉપયોગી જીવન ગાળતાં શીખવવું કે જેથી માનવ જીવનની સુખ સામગ્રીમાં સંગીન વધારો થાય—ત્હમારી સમક્ષ પણ ઉપસ્થિત થશે. શું હોવું જોઇએ અને શું દૂર થવું જોઇએ તે સર્વ ત્હમારી આસપાસમાંથીજ ત્હમને જણાશે; જેમાંથી પહેલાને મેળવવાનો અને બીજાને દૂર કરાવવાનો ત્હમે પ્રયાસ કરજો.

ત્હમે તપાસ રાખતા રહેજો કે ત્હમારા મહોલ્લાઓ સ્વચ્છ, પહોળા અને સુખી માણસોથી વસાયેલા છે. જો ગરીબને ત્હમારી

સાથેજ રહેવાનું હોય તો ત્હમે કાળજી રાખજો કે ત્હેમને પૂરતી હવા અને ખોરાક મળે છે કે નહિ. ત્હમે તપાસતા રહેજો કે લુચ્ચા આળસુ લોકો ત્હમારા ગામના પ્રમાણિક માણસોની કમાણીપર તાગડધિન્ના કરે નહિ; ત્હમે તપાસતા રહેજો કે રોગીષ્ટ અંધારાં કોટડાં લોકોના ભલાની ખાતર જમીનદોસ્ત કરવામાં આવ્યાં છે કે નહિ; ત્હમે જોતા રહેજો કે બાળકોના મરણ ઓછાં થાય છે, અને માતાઓને બાળઉછેર તથા બાળરક્ષણ સંબંધી જોઇએ તેટલું જ્ઞાન મળે છે કે નહિ. તમારા ગામનાં ઉછરતાં બાળકોને સ્વચ્છ દૂધ મળે તે માટે ઉપાય યોજજો; પોતાનું આરોગ્ય સાચવવાના નિયમો અજાણ્યા અને રસ્તે જતા વૃદ્ધો સુદ્ધાંને પણ ત્હમે શીખવજો, અને કુવ્યસન, બાળલગ્ન વગેરે બાબતોથી જીવનનો નાશ થાય છે તે હકીકત સ્પષ્ટ શબ્દોમાં કહેતાં જરા પણ ડરતા નહિ.

ત્હમે ત્હમારા ગામના મુખી તરીકે હજારો કાર્ય કરજો કે જેથી ત્હેની અને ત્હમારી કીર્તિ વધારે ઉજવળ બને. અંગત લાભ ખાટવા જરા પણ પ્રયાસ કરશો નહિ. સાર્વજનિક હિતનોજ પ્રશ્ન ત્હમારા આગળ સ્પષ્ટ રીતે રમવો જોઇએ, અને ત્હેનીજ ખાતર ત્હમે પ્રયાસ કરજો. ભલે કાર્ય ધાર્યા કરતાં ઓછું કે મોડું થાય, તોપણ તમે તો તમારો ઉચ્ચ આદર્શજ હંમેશાં દૃષ્ટિ સમક્ષ રાખ્યા કરજો; અને **જેમ સૂર્યોદય ચોક્કસ છે તેમ ત્હેની સિદ્ધિ પણ ચોક્કસજ છે.** ત્હમારા કાર્યની ધ્વજા ત્હમારા ગામ વા શહેરપર ઉંચે ઉડવા દેજો, અને જનસમાજની કદરની જરા પણ દરકાર કરશો નહિ; કારણકે ત્હમે ત્હમારી ફરજ બજાવીને ત્હમારા અંતઃકરણનો એવો ધન્યવાદ સદાને માટે મેળવશો કે જેના આગળ બહારના સેંકડો ધન્યવાદ પણ ત્હમને ફીક્કા લાગશે.

## ૯—મુશ્કેલીઓ ઓળંગવા ઇચ્છનાર યુવકને પત્ર.

આ જમાનામાં ઘણી વાર એમ કહેવામાં આવે છે કે જીવન હદથી જાદે સરળ બન્યું છે, અને પહેલાં જેમ માણસોને સ્વરક્ષણની ખાતર લડવું પડતું હતું ત્હેવું લડવાનું આપણે માટે રહ્યું નથી; તેથી આપણે આપણા પૂર્વજોના જેવા બહાદુર, હિંમતવાન અને સાવચેત રહ્યા નથી. આમાં કેટલુંક સત્ય સમાયેલું છે, કારણકે જ્ઞાનની વૃદ્ધિની સાથે જીવન વધારે સરળ અને વધારે સુખી બને છે. જો તેમ ન બને તો જ્ઞાનની કંઇ કિંમતજ નથી. જે વસ્તુઓથી જીવનને સહાય મળે નહિ તે પ્રાપ્ત કરવામાં માલ નથી.

" જીવન એટલું બધું સરળ બન્યું છે કે ચારિત્ર્યને ખીલવાને હવે અવકાશ રહ્યો નથી " એવું કહેનારાઓ વચલા ખરાબ કાળનીજ વાતો કરે છે અને તેનેજ ફરીથી પ્રવર્તતો જોવા માગે છે. પણ તે વિચાર ભૂલભરેલો છે. ભૂતકાળ કે વચલો અંધાધુંધીનો કાળ એ સુવર્ણ યુગ હતો એમ વાત કરવી એ તદ્દન વ્યર્થ છે. જે માણસ તે કાળને પાછો આવેલો જોવા તલસે છે તે શાની ઝંખના કરે છે તે વાત ખરા રૂપમાં તે સમજતોજ નથી. અનેક રીતે વર્તમાન સમય આગળના કરતાં સારો છે. ભૂતકાળમાં વિધવાઓને જીવતી ચિતામાં હોમવામાં આવતી અને છોકરીઓને દૂધપીતી કરવામાં આવતી, બાળ લગ્નો થતાં અને જ્યાં ત્યાં ન્હાનાં બાળકોને પકવ વય થતા પહેલાંજ સંસારની જુંસરીએ જોડવામાં આવતાં. આવી આવી અનેક બાબતો છે કે જે આ જમાનામાં નીકળી ગઇ છે અથવા નીકળી જવાના માર્ગપર છે.

જે માણસો આવી વાતો કરે છે તેઓ એમ ધારે છે કે ચારિત્ર કઠણ ભૂમિમાં વિકસે છે અને તેથી જીવનને વિકટ અને નિર્દય બનાવુંવ

જોઇએ, બાળકોને સખ્ત મારવાં જોઇએ અથવા કોઇ પણ રીતે ત્હેમને ક્રૂર નસીબના સખ્ત ઘા અને ફટકા ખમવા પડે એવું કરવું જોઇએ, આમાં જે મહાન અસત્ય સમાયેલું છે તે એ છે કે બળ ખીલવવાને માટે ક્રુરતા આવશ્યક છે, દઢતા ખીલવવા માટે કઠોરતાની જરૂર છે, અને આપણે એવી મુસ્કેલીઓ ઉભી કરવી જોઇએ કે જેથી ત્હેમનાપર જય મેળવવાનું બળ આપણામાં આવે.

આ કેટલું અસત્ય અને અવાસ્તવ છે એ સ્હમજવા માટે ત્હમારી શાળાજ બસ છે. ખરૂં છે કે મુસ્કેલીઓને ટાળવી એ સબળ બનવાનો સરસ રસ્તો છે; પરન્તુ એ પણ સત્યજ છે કે ચારિત્રનું સર્વોત્તમ બળ ખીલવવા માટે જીવન અત્યારે પણ જોઇએ તેટલું વિકટ છે. સંસારરૂપી મહાન શાળામાં માનવજીવનના સર્વોત્તમ ગુણો હંમેશાં ખીલી શકે તેમ છે. ત્હમારે ડરવાની જરૂર નથી કે ત્હમારૂં જીવન એટલું બધું સરળ બની જશે કે જેથી ત્હમારે ત્હમારૂં ચારિત્ર પવિત્ર રાખવું હોય તોપણ તમે તેમ કરી શકો નહિ. જીવનની મુસ્કેલીઓ જગતમાંથી કદી નાશ પામતી નથી; ફક્ત ત્હેમનાં સ્વરુપજ બદલાય છે. ત્હમે દુનિયામાં કંઇક કરી જવા માગો છો અને ત્હમારે રહેવાનું સ્થાન ગમે ત્હેવું અનુકૂળ હશે તોપણ જીવનનો ઉદ્દેશ સાધવાને મુસ્કેલીઓ તો ઉભી થશેજ.

ત્હમારે હંમેશાં દુનિયાને જીતવાની હશે અને તે લગભગ હંમેશાં ત્હમારા બારણા કરતાં પણ ત્હમને વધારે નજીક જણાશે.

જે કાર્ય કરવા માગતા હો ત્હેના આરંભમાં જ એ શું છે તે સંબંધમાં નિશ્ચય કરજો, અને પછી ખંતથી ત્હેને વળગી રહેજો. ત્હમારા પ્રમાણના માર્ગમાં રહેલી કોઇ પણ મુસ્કેલીથી ડરી અટકતા નહિ. ભીરૂ માણસો જ વિઘ્નોની ગણત્રી કરે છે, અને તેનાથી ડરી જઇને કાર્યનો આરંભ કરતા નથી. જે રહેલું છે તે તો સર્વ કોઇને

**માટે છે. જે વીર યુવક હશે તે જ મુશ્કેલ માર્ગે જશે, જોખમ વહોરશે, અને વિકટ કાર્યને સફળ બનાવશે.** કેટલાક માણસો એવા હોય છે કે જગતમાંથી જે કાંઇ મળે તે સર્વનો સ્વીકાર કરે છે અને બદલામાં કશું જ પાછું આપતા નથી; પરન્તુ અંતે તેઓ પોતાનું સ્વાર્થી જીવન ગાળીને આ દુનિયામાંથી ચાલ્યા જાયછે, અને પછી કોઇ હેમને યાદ પણ કરતું નથી. વળી એવાઓની ટૂકડીઓમાંથી કોઇ પણ વીરનર તો પાકતો જ નથી.

જ્યારે ત્હમે કોઇ એક મુશ્કેલ માર્ગને સરળ બનાવવા પ્રયાસ કરતા હો અથવા કોઇને મુશ્કેલી ઓળંગી જવામાં સહાય આપતા હો; જ્યારે કોઇ એક અડચણની ભીંતને તોડવા મથતા હો; જ્યારે કોઇ એક સત્યનો પ્રકાશ ચોતરફ ફેલાવતા હો અથવા કોઇ મહાન કાર્યને માટે ક્ષેત્ર તૈયાર કરતા હો; ત્યારે ત્હમે અશક્યતા, ટીકા, અડચણ વગેરે નામવાળાં મુરદાલ ભૂતોને તો વિસરીજ જજો.

એ તો સત્ય જ છે કે " મન હોય તો માળવે પણ જવાય." આપણે ઇતિહાસમાં વાંચ્યું છે કે ઍલેકઝાન્ડર જ્યારે ગૉરડિયમ શહેરમાં પહોંચ્યો ત્યારે ત્હેણે ત્યાં રથને બાંધેલું એક ગાંઠવાળું દોરડું જોયું કે જેની ગાંઠને કોઇ છોડી શકતું નહોતું. ઍલેકઝાન્ડરને એ લોકમાન્યતા પણ જણાવવામાં આવી હતી કે જે કોઇ એ ગાંઠને છોડશે તે આખા જગતનો રાજા થશે. ઍલેકઝાન્ડર જેવા માણસને આ કાર્યમાટે થોભવું પાલવે તેમ નહોતું, ત્હેણે બીજો જ ઉપાય શોધી કહાડ્યો. ત્હેણે ગાંઠને તરવારથી કાપી નાંખી ! ત્યારથી જે માણસ મુશ્કેલી દૂર કરવાને માટે સાહસિક માર્ગને અનુસરે છે ત્હેને માટે એમ કહેવાતું રહે છે કે ત્હેણે ગૉરડિઅન દોરડું કાપી નાંખ્યું.

બેશક ત્હમારે હંમેશાં સાવચેત રહેવું જોઇએ, પરન્તુ એ સાવચેતી બીકના રૂપમાં ફેરવાઈ જાય એવી નબળાઇએતો નજ પહોં-

ચવી જોઇએ. **ભયથી ભડકી ઉઠીને દૂર રહેનારાની દુનિયામાં ખોટ નથી.** દરેક મહોલ્લામાં દરેક શહેરમાં એવા બીકણ યુવકો પડેલાજ છે; પરન્તુ **જગતને તો એવા યુવકોની જરૂર** છે કે જે **ગાંધી, વિવેકાનંદ, ગોખલે, બોઝ, ટાગોર, દુર્ગાદાસ, ડૉકટર લિવિંગસ્ટન, કોલમ્બસ, વિલ્બરફોર્સ, ઇ૦ ના જેવા થઈ શકે.** બીકણ યુવકે કદી જોખમ પણ વહોર્યું નથી ને ઇતિહાસમાં નોંધવા લાયક કંઇ કાર્ય પણ કર્યું નથી. દરેક બાબતનો તે એટલે સુધી વિચાર કરે છે કે જ્યારે હેને ખાત્રી થાય કે કાર્યમાં બીલકુલ જોખમ નથી ત્યારે જ તે હેમાં શરૂઆત કે શામેલગીરી કરે છે, પરંતુ એટલો બધો વીલંબ થાય તે દરમિયાન તો બીજો સાહસિક એ કાર્ય શરૂ કરી દઇને સર્વ લાભ લઇ લે છે.

દુનિયાને તો એવા હિંમતબાજ માણસોની જરૂર છે કે જે પર્વતને ઓળંગી જાય, અથવા હેમને કોરીને પોતાનો રસ્તો તૈયાર કરે. એવા મનુષ્યો પોતાના કામમાં રહેલી મુશ્કેલીઓને સ્પષ્ટરીતે જોઇ શકીને હેમને વટાવી દે છે. જો અંગ્રેજોના પૂર્વજોએ જરા પણ સાહસ ઉઠાવ્યું ન હોત, જરા પણ હિંમત બતાવી ન હોત તો ઇંગ્લંડ દેશ અત્યારે પણ હિન્દુસ્થાનની પેઠે જ અજ્ઞ, નિર્ધન અને પરાધીન સ્થિતિમાં હોત. જે જુસ્સાના બળે વીર પુરૂષો મુશ્કેલીઓને વટાવી શકયા છે હેનો જ હમે વિચાર કરો. કોલંબસનું જ દૃષ્ટાન્ત લઇએ. હેને લોકોના અજ્ઞાન, વહેમ અને શંકાશીલ સ્વભાવ સ્હામે ખાસ લઢવું પડયું હતું. એ કાર્યમાં હેણે એટલી બધી હિંમત દેખાડી કે સ્પેનની રાણીને હેનાં વચનપર વિશ્વાસ બેસવાથી હેની સફરના ખર્ચ માટે પોતાનાં જવાહીરો આપ્યાં. છેવટે એટલી જ હિંમતથી હેણે અમેરિકા શોધવાનું સાહસ પાર ઉતાર્યું. હેન્ડલનો વિચાર કરો. હેને જે વાદિત્ર વગાડવાનો શોખ હતો હેને સ્પર્શ કરવાની પણ મના

કરવામાં આવી હતી, જેથી તે કાળી અંધારી રાત્રે માળીયામાં છૂપાતો છૂપાતો જતો અને એવા મધુર સૂર વગાડતો કે જે તે સમયે કોઇ માણુસ સાંભળતું નહિ; પરંતુ હાલ તો તેજ સૂર સાંભળવાને માટે માણસો આખી પૃથ્વી પણ ઓળંગી જવાને તૈયાર થાય.

ડૉ. ડેવિડ લિવિંગ્સ્ટનનું દૃષ્ટાન્ત લઇએ. ત્હેને કારખાનામાં સ્હવારના છથી રાત્રિના આઠ વાગતા સુધી કામ કરવું પડતું, આઠથી દશ સુધી તે રાત્રિશાળામાં અભ્યાસ કરતો, દશ પછી આંખો ઉંઘથી મીચાઇ જાય ત્યાં સુધી લેટિન ભાષાના વ્યાકરણનો અભ્યાસ કરતો અને સ્હવારે છ વાગે તો પાછો કામપર હાજર થઇ જતો. ત્હેણે પોતાની પહેલી કમાણીમાંથી લેટિનભાષાનું વ્યાકરણ ખરીદ્યું અને કારખાનામાં કાંતતાં કાંતતાં ત્હેનો અભ્યાસ કર્યો. તે અર્ધું વર્ષ મજુરી કરતો અને એ કમાણીવડે બાકીનું અર્ધું વર્ષ વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરતો. આમ છતાં કોઇ પણ સમયે તે મુશ્કેલીથી કાયર બન્યો નહોતો.

આખું અમેરિકા જ્યારે પ્રેસિડન્ટ રૂઝવેલ્ટ સંબંધી જ વાતો કરતું હતું ત્યારે એક વર્તમાનપત્રકારે કટાક્ષયુક્ત જે વચન પ્રસિદ્ધ કરેલું તે મ્હને સારી રીતે યાદ આવે છે. તે પત્રે કહેલું કે “ મિ. રૂઝવેલ્ટ અમેરિકાની વસ્તીના સેંકડે એક ટકા ભાગનો પણ નવ લાખ ચાળીસ હજારમો ભાગ છે.” પરન્તુ મિ. રૂઝવેલ્ટ એવો પ્રભાવશાળી હતો કે એવી ગણત્રી પોતાની થવા દેજ નહિ. અસાધારણ માણસ પોતાને ભલે વસ્તી પત્રકમાં એક ગણાવા દે, પરન્તુ ઇતિહાસમાં તો તે એકલો લાખો માણસની બરોબર ગણાય છે. થોડા જ દિવસપર વાંચવામાં આવ્યું છે કે એક ઇંજિનેરે અત્યાર સુધી નહિ બનેલો એવો શક્તિવાળો પાણી ખેંચવાનો સાંચો તૈયાર કર્યો હતો, અને એક રાજાએ તે સાંચાને **લી** નદીમાંથી પાણી ચઢાવવા સારૂ પ્રથમ ચાલતો કર્યો હતો. પાણી એટલે ઉંચે ચઢાવવામાં આવ્યું કે ત્યાંથી લાખો ઘરોને તે

પૂરૂં પાડી શકાયું. ઈજનેરને તો પોતાના સાંચા માટે દરેક ખાત્રી હતીજ; પરન્તુ એટલી શક્તિવાળું યંત્ર ત્યાર સુધીમાં જોવામાં આવેલું નહિ, તેથી કરીને લંડનમાં જ્યારે ત્હેના સાંચાની માગણી થઇ ત્યારે એવી શરતેજ તે માગણી થઇ કે જો તે સાંચો તેવું કામ કરી ન શકે તો ઇંજનેરે પૌંડ ૨૦૦૦૦ આપવા. ઇંજનેરની સ્થિતિ જો કે આટલી ગંજાવર રકમ ભરપાઇ કરે તેવી નહોતી, છતાં ત્હેને પોતાના કાર્યમાં એટલી બધી શ્રદ્ધા હતી કે એ જોખમ ખેડવાને તે તૈયાર થયો અને પરિણામે તેમાં સફળ પણ થયો.

નિષ્ફળતાથી ડરવું એ વ્યાજબી છે, પરન્તુ તે એટલા પુરતુંજ ડરવું કે નિષ્ફળતા આપણી પાસે આવી શકે જ નહિ. જે જે ઉચ્ચ અભિલાષાઓ આપણા મનમાં રમી રહી હોય ત્હેને પાર ઉતારવી એ જ આપણો આદર્શ હોવો જોઇએ. બીજા કશાથી પણ ડર્યા સિવાય આપણે આપણા કાર્યમાં એવા મંડયા રહેવું જોઇએ કે સિદ્ધિ પ્રાપ્ત કર્યા સિવાય આપણે થોભીએ જ નહિ.

જેની ઇચ્છા શક્તિ પ્રબળ છે ત્હેને સર્વ સાધન અને સિદ્ધિ પ્રાપ્ત થાય છે. જે મનુષ્યોએ લોક હિતાર્થે આખી દુનિયાને ફેરવી નાખી છે ત્હેમનું જીવન કેવા પ્રકારનું હતું? તેઓ મ્યુનિસિપેલિટિના ફાનસોવડે વાંચતા; અંધારા માળીઆમાં વાસ કરતા; કલાકોના કલાકો ખાણમાં સખ્ત મજુરી કરતા; સૂર્યનાં દર્શન પામતા નહિ; સહાનુભૂતિ મેળવવા માટે તેઓ વ્યર્થ આજીજી કરતા નહિ અને કરતા તો વ્યર્થ જતી; કારણ કે આ જમાના પહેલાં વીરપુરૂષની સ્હામે આખું વિશ્વ કટીબદ્ધ રહેતું.

જે માણસોએ દીર્ઘ દૃષ્ટિથી ભવિષ્યનો વિચાર કર્યો છે અને જેમણે આપણા સુખને માટે શરૂઆત કરી છે; તથા રાષ્ટ્રની ઉન્નતિના પાયા નાખ્યા છે; ત્હેમની સ્હામે જે જે મુશ્કેલીઓ ઉભી કરવામાં

આવી હતી તે આ જમાનાના માણસોના માન્યામાં પણ આવે તેમ નથી. જે માણસે આગબોટની શોધ કરી. હેની પણ સર્વ મનુષ્યોએ અવગણના જ કરી હતી. તે કહે છે કે કોઇએ પણ હેના તરફ સહાનુભૂતિ દર્શાવી નહોતી; કોઇએ આશાનું એક કિરણ પણ ફેંક્યું નહોતું; અને કોઇએ હેના કાર્યમાં રસ લીધો નહોતો. જ્યોર્જ સ્ટિવનસને રેલ્વેની શોધખોળ કરવા માંડી ત્યારે હેને લોકો ધુતારો કહેતા. વળી કોઇ પણ દેશના ઇતિહાસમાં સૌથી કડુમાં કડુ પ્રસંગ હોય તો તે ઇંગ્લંડનાં કારખાનાંમાં કામ કરતા ન્હાનાં ન્હાનાં બચ્ચાંઓની મુક્તિ સાધતી વેળા જે ચળવળ કરવી પડેલી તે પ્રસંગ છે. હેમની પાસે કામ કરાવવા માટે કૂતરાની પેઠે હેમને ફટકાવવામાં આવતાં. પરિણામ એ આવતું કે કેટલાંય બાળકો તે મારથી મરી જતાં, અને સરકારને હેની ખબર ન પડે તે માટે ગુપ્ત રીતે હેમને દાટી દેવામાં આવતાં.

આજે આપણને એ હકીકત વાંચતાં અતિશય કંપારી છૂટે છે: પરન્તુ જે માણસોએ હેને માટે પ્રથમ પોકાર ઉઠાવ્યો તે જાણે જંગલમાંજ પોકારતા હોય એમ કોઇ પણ હેને સાંભળનાર હતું નહિ. એક સદીપરજ ઇંગ્લંડમાં આવી જંગલી પ્રથા હતી, અને ધર્માચાર્યોને, દાકતરોને તથા રાજકુશળ પુરૂષોને આ અનિષ્ટની ખાતરી કરી આપવા માટે જનહિતૈષી પુરૂષોને અથાક શ્રમ ઉઠાવવો પડ્યો હતો. તેઓનાં નામ આજે આપણે ભક્તિભાવથી યાદ કરીએ છીએ. તેઓ બાળકોનાં રૂદન સાંભળતી વેળાએ સ્તબ્ધ થઇ જતા, અને કારખાનામાં એવા હૃદયદ્રાવક પ્રસંગો બનતા કે તે હેમનાથી જોઇ શકાતા નહિ.

આપણે હવે એવી કેટલીક બાબતોનો ઠીક નિકાલ આવેલો જોઇએ છીએ અને સાંભળીએ છીએ; પરન્તુ હજુ પણ અનેક અનિષ્ટો અને

આવશ્યકતાઓ એવી છે કે જેનો ઉપાય કરનારા સારા માણસોનો માર્ગ આ દુનિયામાં કાંટાથી ભરપૂર છે. સારા માણસોને એટલું બધું કરવાનું છે, અને તે માટે ત્હેમને સમય એટલો બધો થોડો છે તથા એટલી બધી વસ્તુઓની ત્હેમને ચિન્તા કરવાની છે કે ત્હેમને તેમણે હાથ ધરેલા કાર્ય સિવાયના અન્ય કોઇ શુભ કાર્યમાં રસ લેતા કરવા એ બહુજ મુશ્કેલ હોય છે, અને તેમાં ત્હેમની શામેલગીરી મેળવવી એ તો વળી એથી પણ વધારે મુશ્કેલ હોય છે. આવી શામેલગીરી અથવા સહાય કે સહાનુભૂતિ વિના કેટલીક વાર નવિન કાર્યકર્તાઓ નિરૂત્સાહી અને નિરાશ પણ બની જાય છે અને એવા ઉત્તમ કોટીના મિત્રોના અભાવથી તેમનાં કાર્યો મંદ બને છે.

આમ હોવાથી હાલ જ્યારે ત્હમે સામર્થ્યનો સંગ્રહ કરો છો ત્યારે ત્હમારા જીવનમાં એવા એવા જે પ્રસંગો અને નિરાશાઓ તથા અંતરાયો આવવાના છે ત્હેમની સ્હામે થવાને સંપૂર્ણ રીતે તૈયાર બની રહેજો. ગમે તેમ થશે તોપણ એવા પ્રસંગો આવવાના તો ખરાજ, અને કોઈ કોઇ વાર તો નિરૂત્સાહનું ઘનઘોર વાદળ ત્હમારી આસપાસ ચઢી આવેલું દેખાવાનું. ત્હમને એમ પણ લાગશે કે કોઇ પણ ત્હમારી ચિન્તા કરતું નથી; પરન્તુ યાદ **રાખજો કે ગમે ત્હેવું કાળું અન્ધાર વાદળ હશે તોપણ ત્હેને છિન્ન ભિન્ન કરીને સૂર્ય ફરીથી દેખાવાનોજ છે.** કાર્ય ઘણુંજ મુશ્કેલ છે અને એમાંથી બચવાનો માર્ગજ નથી, એમ ધારી લઇને નિરાશાના પંઝામાં ફસાઇ જવાય નહિ એ માટે બહુજ સાવચેત રહેજો. તે સમયે "ત્હમે પણ વીર પુરૂષોની હારમાં છો" એવો વિચાર કરી ધૈર્યને ટકાવી રાખજો. ત્હમારી આસપાસ પ્રાચીન અર્વાચીન અનેક વીર સ્રી પુરૂષોના આત્માઓ ઉભા છે તેઓ તરફ પૂંઠ બતાવીને એ ટોળાના પવિત્ર નામને એબ લગાડતા નહિ.

જે અડચણ ત્હમારા માર્ગમાં ખડી છે તેજ ત્હમારા સાહસની ખરી કસોટી છે. એ વાત કદી પણ ભૂલતા નહિ. બે યુવકો મુશ્કેલી સ્હામે ઉભા છે, તેઓમાંથી ટંકશાળની કસોટીની માફક કુદરત હલકાને દૂર ફેંકી દઇ વીર પુરૂષને સત્કારે છે. એમાંનો એક યુવક તો કસોટીથી બ્હી જઇને નાસીજ જાય છે; પરન્તુ બીજો તેમ ન કરતાં પોલાદની માફક અડગ ઉભો રહે છે. જોખમની ભીતિ, ડુંગરનો દેખાવ, ભયનો સ્પર્શ અને એવી બાબતો ત્હેને હડાવી શકશે કે કેમ એ જોવાની લોકોની આતુરતા, એ સર્વ ત્હેનામાં નવજીવનનો સંચાર કરે છે. તે નવાજ ઉત્સાહથી અને અડગ નિશ્ચયથી પોતાના કાર્યમાં મંડ્યો રહે છે, અને મુશ્કેલી ત્હેના જોવામાં આવે ન આવે એટલામાં તો તે અદ્રશ્ય પણ થઇ જાય છે. **વીર પુરૂષના સ્પર્શથી મુશ્કેલી બરફની માફક ઓગળી જાય છે.**

જે મુશ્કેલીઓનું અસ્તિત્વ જણાતું નથી ત્હેની સ્હામે થવાને ખાસ તૈયાર રહેજો. એમર્સનનાં નીચેનાં વચનો ત્હમારી દરરોજની પ્રાર્થનાના પુસ્તકમાં લખી રાખજો.

"કેટલાક ઘા તો ત્હમે રૂઝવ્યા છે, અને જીવલેણ ઘામાંથી ત્હમે બચ્યા છો; પરન્તુ જે અનિષ્ટ હજુ ત્હમને દેખાયાંજ નથી ત્હેમને માટે અગાઉથીજ ચિંતાતુર રહી રહીને ત્હમારે કેટલું બધું દુઃખ સહન કરવું પડયું છે?"

અનેક માણસો તો મુશ્કેલી આવવાના વિચારો લાવીને તેને કેવી રીતે વટાવી દેવી તે વિચારવામાંજ કેટલોક સમય ગાળે છે. અંગ્રેજી કૉપિબુકમાં એક વચનામૃત લખેલું જોવામાં આવે છે કે "**મુશ્કેલીઓને સ્હામા મળવા જતા નહિ.**" ત્હમારો સમય એટલો બધો અમૂલ્ય છે કે મુશ્કેલીઓ કલ્પી લેવાને ત્હમારી પાસે એક પણ ક્ષણ નથી; તે તો પોતાની મેળેજ ત્હમારી પાસે આવીને ઉભી રહેશે.

ડાહ્યા માણુસો પણ કેટલીક વાર ભૂલ કરે છે, અને ઇંગ્લંડમાં થોડાજ સમયપર જ્યાં ધૈર્યની જરૂર હતી ત્યાં ડહાપણનો ઉપયોગ કરવાનો દાખલો બન્યો હતો. આમની સભા પાસે એક અગત્યનો નૈતિક સુધારો પસાર કરાવનારાઓએ ઘણી મુસ્કેલીઓ વટાવ્યા પછી એક કલ્પિત મુસ્કેલીથી ડરી જઇને એક કલમ કે જે ત્હેમને પસાર નહિ થઇ શકે એવી લાગતી હતી તે ત્હેમણે કાઢી નાખી હતી. આ પ્રમાણે એ સુધારાના યોજકો ભયથી ડરી ગયા; પરન્તુ જ્યારે પ્રજાએ થયેલું કાર્ય જોયું ત્યારે તેની વિરૂદ્ધમાં એક સમર્થ પ્રતિપક્ષ ઉભો થયો અને ત્હેણે જે ભાગને કાઢી નાખવામાં આવ્યો હતો તે ભાગ આમની સભા પાસે ફરીથી દાખલ કરાવ્યો. કહેવાનું તાત્પર્ય એજ કે આમની સભા પણ ભયની કલ્પના કરીને જે મુસ્કેલી અસ્તિત્વમાં પણ નહોતી તેવી પાયા વિનાની ભ્રાંતિથી ડરી ગઇ હતી.

જો પાર્લામેન્ટ જેવી સંસ્થા પણ આમ કરે છે તો ત્હેનાથી બચવાને માટે આપણે તો વિશેષ સાવધાન રહેવું જોઇએ. ત્હમારા જાણવામાં કદાચ હશેજ કે આગગાડીની શરૂઆતમાં લીસા રેલના પાટાપર લીસા પૈડાને ચલાવવાની મુસ્કેલી દૂર કરવાના પ્રયાસમાં માણસોએ કેટલોય સમય વ્યતીત કર્યો હતો. કારણ એવું કહેવામાં આવતું કે લીસા પાટાપર લીસું પૈડું આગળ નહિ વધતાં અમસ્થુંજ ફર્યા કરશે. પછી અન્તે એક માણસે એ પ્રયોગ અજમાવી જોયો ત્યારેજ જણાયું કે એ કલ્પના જરાપણ સત્ય નહોતી.

ગણિતશાસ્ત્રના અધ્યાપક ( Professor ) ની એક રમુજી વાર્તા કહેવાય છે. ત્હેણે ગોલ્ફના દડાની ગતિનો અભ્યાસ કર્યો, અને પોતાને તેમજ અન્ય સર્વને સંતોષકારક રીતે સ્હમજાય ત્હેવો એક સિદ્ધાન્ત સ્થાપવામાં પુષ્કળ સમય વ્યતીત કર્યો. એ સિદ્ધાન્તથી તે એમ સાબીત

કરતો કે ગમે ત્હેવો સમર્થ પુરૂષ હોય તોપણ તે ગોલ્ફના દડાને અમુક હદથી વધારે દૂર મોકલી શકે નહિ. ગણિતશાસ્ત્રના નિયમોથી એ નિયમને તેણે સાબીત કર્યો હતો અને ત્હેમાં કોઇથી દોષ કાઢી શકાય તેમ નહોતું; પરન્તુ એ અધ્યાપકનો પુત્ર કે જે ગોલ્ફની રમતમાં ઘણો હોંશિયાર હતો, ત્હેણે એક દિવસે, તેના પિતાએ સાબીત કર્યું હતું, ત્હેનાં કરતાં વીશ વાર વધારે દૂર દડાને ફટકાર્યો, તેથી કરીને અધ્યાપકનો સિદ્ધાન્ત ખોટો ઠર્યો! મતલબ કે ઘણીવાર કોઇ પણ બાબતમાં નિશ્ચયપર આવવાનો શ્રેષ્ઠ માર્ગ તે બાબતને અજમાવી જોવાનોજ હોય છે.

ત્હમારો માર્ગ પણ એવી રીતેજ નિશ્ચિત કરવાની ટેવ પાડજો. જો તેમ કરશો તો ત્હમે પણ ઍલ્પાઇન ઘાટ આગળના **નેપોલિયન** જેવા બનશો. ત્હેણે અનુભવીઓને પૂછ્યું હતું કે આ "ઘાટમાંથી પસાર થઇ શકાશે ?" ભયથી ડરનારા મનુષ્યોએ અનિશ્ચિતપણે કહ્યું કે "કદાચ પસાર થઇ શકવાનો સંભવ છે." **નેપોલિયને** કહ્યું: "તો આગળ કુચ કરો."

ઇંગ્લાંડમાં હમણાં બે વિચિત્ર ભાવનાઓ પ્રબળ થતી જાય છે. એક મિ. વિલેટની કલ્પના છે કે ઉન્હાળામાં ઘડીઆળનો ફેરફાર કરી દિવસનો બચાવ કરવો કે જેથી આપણે વહેલાં ઉઠીને કામ કરીશકીએ, અને રાત્રે મોડા સુધી કામ કરી આપણા જીવનને સૂર્યની ગરમી વધારે આપી શકીએ. બીજી ભાવના **નૉર્મન** એન્જેલની છે. ત્હેનું કહેવું એવું છે કે યુદ્ધ એ મૃગજળ સમાન આપણી પાસે હંમેશ ખડું રહે છે, અને કોઇ પણ સભ્ય જાતિને તેથી લાભ થવાનો નથી. આ બન્ને ભાવનાઓ બહુજ શાન્તિથી બહાર આવી છે, અને બન્નેને આરંભમાં હસી કાઢવામાંજ આવી હતી; પરન્તુ બન્ને ભાવનાઓનો હવે જનસમૂહ તરફથી સ્વીકાર થતો જાય છે, અને અન્તે ત્હેમનો સર્વ રીતે વિજય થશે.

ડરકણુ માણસને એ કલ્પનાઓજ આવી નહોત, કારણ કે મન્દ હૃદયમાં ચપળ બુદ્ધિ વસી શકતી નથી. ડરકણુ માણસ તો એ બે માણસોપર જે આક્ષેપો મૂકવામાં આવતા અને ત્હેમની જે હાંસી કરાતી ત્હેના હજારમા ભાગથી પણ ડરી જઇ શાન્ત થઇ જાત. **અડગ નિશ્ચય; ધૈર્ય અને ખંતથીજ દુનિયાની ઉદાસીનતા દૂર કરી શકાય છે, અને ત્હેનાપર વિજય મેળવાય છે.** ન્હાની કે મ્હોટી સર્વ બાબતોમાં, આપણા જીવનના વિકટ પ્રસંગોમાં તેમજ સાર્વજનિક હિતના પ્રશ્નોમાં આપણે ખરૂંજ કરવાની હિંમત રાખવી જોઇએ અને જે પરિણામ આવે તે સહન કરવું જોઇએ.

જે માણસ કસોટીએ ચઢતો નથી અને લાભ હાની સ્વીકારવા તૈયાર થતો નથી તે બ્હીકણુ છે, અથવા બહુજ થોડી શક્તિવાળો છે.

બળથી વધારે ભિવ્ય વસ્તુઓ પણ છે, અને ભીતિ કરતાં વધારે ભિન્ન વસ્તુઓ પણ છે; પરન્તુ શુભ કાર્ય કરવામાં ભીતિ કરતાં વધારે દુઃખકર કશું નથી અને અશુભ કાર્ય કરવામાં ભીતિ કરતાં વધારે ઉચ્ચતર કંઇ નથી.

યુવક બંધુ ! ત્હમે ભાવીને ત્હમારી જાત અર્પણ કરી છે. ત્હમારો આત્મા પવિત્ર રાખજો અને ત્હમારા હૃદયને દૃઢ બનાવજો. બળવાન અને હિંમતવાન બનજો. જે મુશ્કેલીઓને વટાવશે તેજ સફલતા મેળવશે.



# ૧૦-ઈશ્વરને ચ્હાનાર યુવકને પત્ર.



આ પત્રોમાં અમે ઘણી બાબતો વિષે કહ્યું છે, પરન્તુ એક વસ્તુ વિષે કશું કહ્યું નથી કે જેના સિવાય બીજું બધુંજ નકામું છે. ત્હમે કેટલાક યુવકોને ધર્મને હસી કહાડતા જોશો, ત્હમારી માતાએ બાળપણમાં શીખવેલી વાતોનો અને ત્હેના ખોળામાં રમતાં રમતાં મેળવેલી સારી માન્યતાઓનો આ પ્રમાણે તિરસ્કાર થતો જોઇને ત્હમને આઘાત થતો હશે અને કદાચ એમ પણ બને કે સમય જતાં ત્હમારી તે માન્યતાઓ ધીરે ધીરે શિથિલ થતી ચાલે; માટે પ્રાર્થના કરજો કે એમ બને નહિ; પ્રાર્થના કરજો કે ધર્મ કે જે આ દુનીઆમાં એકની એક અજેય વસ્તુ છે તેને ત્હમે વધારેને વધારે સ્હમજતા અને પાળતા ચાલો. જે ધાર્મિક જુસ્સો એક બાળકને વડીલો, વૃદ્ધો અને ધાર્મિક જનો આગળ ઘુંટણીએ પડતાં શીખવાડે છે અને મોટા સશક્ત માણસને પોતાને બળ આપનાર ઈશ્વરની પ્રાર્થના કરવા પ્રેરે છે તે જુસ્સો રાજાના તરફથી મળતા રક્ષણ કરતાં પણ ત્હમારે માટે વધારે ઉપકારક છે. જેમ ત્હમારી પહેલાંનો સેંકડો વર્ષોનો ધાર્મિક વારસો ત્હમારે માટે પડેલો છે. તેમ ભવિષ્યની આશાઓ પણ ત્હમારા સન્મુખ છે. બીજાઓ જે મહેનત કરી ગયા છે ત્હેના મહાન ફળ પ્રાપ્ત કરવાનું અને બીજાઓ જે બીજ વાવી ગયેલા છે તેના પાકનો સંગ્રહ કરવાનું ઈશ્વરે ત્હમને સોંપ્યું છે. અને એ માટે ત્હમારે અભિમાન રાખવાનું છે.

આપણી પળેપળ ઈશ્વરની દૃષ્ટિ સમક્ષ જાય છે એ કરતાં બીજો કોઇ પણ વિચાર વધારે સત્ય નથી. અને તેનો અર્થ એટલોજ છે કે ઈશ્વર સર્વસ્થળે અને સર્વકાળે આપણી સાથે છે.

દુનીઆની કોઇપણ શક્તિ ત્હમને ઇજા કરી શકે તેમ નથી

એવી માન્યતા સાથે જો ત્હમે મનુષ્ય બનતા જશો તો જગતમાં કોઇ પણ તોફાન અથવા કોઇ પણ નિંદા કે કટાક્ષ ત્હમને ઇજા પહોંચાડી શકશે નહિ અને તેની ચિંતાથી ત્હમારી માનસિક શાન્તિનો નાશ થશે નહિ; કેમકે અસંખ્ય સૂર્યમંડળો અને બ્રહ્માંડોને રચનાર તથા નિયમમાં રાખનાર ઈશ્વર ત્હમારા પક્ષમાં છે, એટલુંજ નહિ પણ તે સદા સર્વત્ર ત્હમારી સાથેનો સાથેજ છે. સંસારના ગુંચવણી ભરેલા માર્ગમાંથી તે ત્હમને સહિસલામત દોરી જશે.

ધર્મ એ આપણને ઉન્નતિને માર્ગે લઇ જનાર અને આપણા આત્માને જીવનનાં સાચાં સુખો આપનાર દિવ્ય જુસ્સો છે. દિવસે દિવસે તે આપણને વધુ અને વધુ સ્વતંત્રતા આપે છે, દુનીઆનાં દ્વારો આપણેમાટે વધુ અને વધુ ખુલ્લાં કરે છે અને પ્રભુની દિવ્યતાની અસર વધુને વધુ આપણામાં ઉતારે છે.

શબ્દકોષ લખવાનું કાર્ય મ્હારા હાથમાં હોય તો મ્હારા ધર્મની વ્યાખ્યા હું એવી લખું કે સર્વ શક્તિમાન ઈશ્વરને આપણા અન્તરમાં પ્રકટાવવાની કળા ત્હેનું નામ ધર્મ. એ સર્વોત્કૃષ્ટ વસ્તુને માટે આપણા જીવનને અર્પણ કરવાનો આપણા હૃદયના ઉંડાણમાંથી ગર્જી ઉઠતો દૃઢ નિશ્ચય એજ આપણો ધર્મમાર્ગ છે. એ ધર્મ માર્ગને અનુસરવાથી આપણે આપણી જાતને છેતરતા નથી, આપણા જીવનના કોઇ પણ અંશોને જાણે કે તેઓ છેક વિખુટા હોય તેમ આપણે ભૂલી જતા નથી, પરન્તુ એવું માનીએ છીએ કે આપણું સમગ્ર જીવન વિશ્વની મહાન પ્રવૃત્તિની સાથે બહુજ ગાઢી રીતે જોડાયલું છે, અને **ભવિષ્યની અદૃશ્ય વસ્તુ સ્થિતિઓ આપણા જીવનનાં વર્તમાન કાર્યો, વિચારો અને શબ્દોમાંથીજ પ્રકટવાની છે.**

જો જગતને આપણે મહાન વિશ્વના એક અંગરૂપ માનીએ તો આપણે ધર્મને અમુકજ પ્રકારના દેવળ સાથે વા અમુકજ પ્રકારની

પૂજા સાથે અથવા શબ્દોની અમુકજ રચના સાથે સંબંધ ધરાવનાર કોઇ વસ્તુ માની લેવાની ગંભીર ભૂલના ભોગ થઇ પડીશું નહિ. કોઇ એકદેશીય દેવળ વા પંથનેજ આધિન નહિ બની જતાં આપણે સર્વ ધર્મોની અંદર રહેલા સત્યને સ્વીકારવું જોઇએ. આપણને ઈશ્વરમાં દૃઢ શ્રદ્ધા હોવી જોઇએ અને આપણી એ શ્રદ્ધાની સાબીતી આપે એવું જીવન ગાળવું જોઇએ.

ઈશ્વરને આપણે માનીએ છીએ એવું જણાવનાર જીવન આપણે કેવી રીતે ગાળી શકીએ ? આ વિટંબના પૂર્ણ દુનિયામાં આપણને જીવન નિભાવવાને માટે સખ્ત મહેનત કરવાની જરૂર હોય છે, અને તેની અંદર અનેક નાની મોટી વસ્તુઓ તથા બનાવોને લગતી ચિંતાઓથી આપણાં મન દબાઇ ગયેલાં હોય છે. આવી પરિસ્થિતિમાં આપણે ઈશ્વરપ્રત્યેની શ્રદ્ધાને આપણા મનની અંદર કેવી રીતે ખડી રાખી શકીએ ? આપણે કેવી રીતે એવી માન્યતા કાયમ રાખી શકીએ કે ઈશ્વર આપણી આસપાસ છે અને આપણા જીવનનું મહાન્ લક્ષ્ય દુનિયામાં સર્વ સ્થળે ઈશ્વરી સ્નેહ પ્રસારવાનું છે ?

બેશક એવી રીતે બની શકવું એ સહેલું નથી. જીવન યાત્રામાં ત્હમને સમજાશે કે સંસારનો માર્ગ ત્હમારા કોમળ પગને માટે અતિશય સખ્ત છે: ત્હમારા બાળપણમાં ખીલેલા સર્વ ગુણોએ, સંસારની બધી લાલચોની સામે ટક્કર ઝીલવામાં ત્હમને મદદ કરવાની જરૂર છે. અને તેઓ ત્હમારી વ્હારે ધાશેજ. શુદ્ધ ઉચ્ચ વસ્તુઓ પ્રતિનો સ્નેહ, નીચ વસ્તુઓથી દૂર રહેવાનું બળ, મુશ્કેલીઓના સામે થનારૂં ધૈર્ય, પોતાની પાસે જે કંઇ હોય તે દુનિઆને આપવાનો દૃઢ નિશ્ચય, સ્વસ્થ શરીરમાં સ્વસ્થ મન, એ સર્વ કસોટીને પ્રસંગે ખરૂં મનુષ્યત્વ જાળવવામાં મદદગાર થઇ પડે છે.

ધર્મ એ કાંઇ લોભીનો ખજાનો નથી. બાયલાને તે સુખ આપતો

નથી. તે તો વીર મનુષ્યોનીજ મિલકત છે. વીર યુવકોનેજ વીર મનુષ્યો બનવાને તે પ્રેરે છે. દુનિયા પાસેથી મેળવાય તેટલું મેળવવાની અને બદલામાં કંઇ પણ નહિ આપવાની ઇચ્છાવાળા બીકણ સ્વાર્થી માણસોનો તે ધિક્કાર કરે છે.

આમ હોવાથી ત્હમે જ્યારે પણ કોઇ ઉત્તમ કાર્યને, ઉત્તમ મનુષ્યને અથવા ઉત્તમ વસ્તુને જુઓ ત્યારે તેને સત્કારવાની પ્રેરણાને અવશ્ય માન આપજો અને ઈશ્વરને સાચા હૃદયથી સર્વ ભાવે ચ્હાજો.

ત્હમારો કંઠ સશક્ત રહે ત્યાંસુધી તેનાં ગીત ગાજો; ત્હમારી આંખોએ દેખાય ત્યાં સુધી તેનો મહિમા દર્શાવતા પદાર્થો અને મનુષ્યો તરફ તમારી દૃષ્ટિ નાખ્યા કરજો, ત્હમારો હાથ ચાલતો હોય ત્યાં સુધી તેનાં સંતાનોની સેવા કરજો અને નીચેની પંક્તિઓમાં જણાવ્યા પ્રમાણે ધર્મ યુદ્ધના વીર યોદ્ધાની પેઠે ત્હમે તેને નમન કરજો:

" જે ઈશ્વરે મને સશક્ત અને ચપળ બનાવ્યો છે, જેણે મને દોડવાની, સ્વારી કરવાની અને તરવાની શક્તિ આપી છે તેને હું ઘરડો થઉં ત્યારે નહિ પરંતુ હૃદયમાં જ્યારે ઉલ્લાસ છે ત્યારેજ હરપળે હું યાદ કરૂં છું. પ્રભુ, મુજ બાળકના પ્રણામ સ્વીકાર."

પરંતુ આપણે ઈશ્વરને માનીએ છીએ એમ દર્શાવનારૂં જીવન કેવી રીતે જીવી શકીએ ? યુવક અને સશક્ત માણસ પણ ( મરણ અગાઉથીજ ) વિશ્વના સૃષ્ટા ઈશ્વરની પાસે કેવી રીતે જઇ શકે ?

કોઇ પણ રાજ્યમાં સો અથવા બસો માણસોજ બહાદુરીથી પોતાના રાજાની સમક્ષ ઉભા રહી શકે છે અને બીજા લાખો માણસોને તો રાજાની અતિશય બીક લાગે છે; પરંતુ રાજાઓના રાજા પાસે જવાનો રસ્તો તો સરળ છે. દુનિયા અને ઈશ્વરની ગાદી વચ્ચે કોઇ પણ અનુલ્લંઘીય વિકટ માર્ગ નથી. માનવજીવન એ તે બંન્નેને સાંધનાર પૂલરૂપે છે. વિધાતાની આવી ઉમદા ખુબી હોવા છતાં

બીજું બધું આપણને સરળ લાગે છે અને માત્ર આ બાબતજ આપણને મુંઝવે છે. તેનું કારણ એ છે કે પાપી દુનિયા અને પવિત્ર સ્વર્ગની વચ્ચે જે માનવજીવન રહેલું છે તે દ્વારાજ આપણે આપણાં પાપમાંથી મુક્ત થઇ શકીએ તેમ છે. દુનિયાના ઇતિહાસમાં યુગે યુગે ઇશ્વરનો આત્મા મહાત્માઓનાં જીવનોદ્વારા દુનિયાના જીવનમાં દાખલ થયો છે, માટે આપણે તો જે મહાત્માઓએ બીજાઓને માટે પ્રાણોત્સર્ગ કર્યો છે, જેમણે હજારોને મુક્તિ અપાવી છે તેમનું અનુસરણજ કરવાનું છે. ઇશ્વરે તેમનાદ્વારાજ દર્શન આપ્યું છે અને તે માણસો પણ તેવા અનુસરણદ્વારાજ ઇશ્વરરૂપ બન્યા છે. આ પ્રમાણે જ્યારે જગતમાંના થોડા મનુષ્યો પણ ઇશ્વરમય થઇ શક્યા છે તો પછી લાખો માણસો પણ તેવા કેમ ન થઇ શકે ? જરૂર થઇ શકે. પરંતુ

**મહાપુરૂષોમાં જે શ્રદ્ધા હોય છે તે આપણામાં હોવી જોઇએ.**

**જેને ઈશ્વર પ્રાપ્તિની ઇચ્છા છે તે ત્હેને પ્રાપ્ત કરશેજ.**

**નિષ્પાપ, સ્વાર્થ ત્યાગી જીવન એજ તેને મેળવવાનો માર્ગ છે.**

મહાત્માઓના જીવનના એકાદ અંશનુંજ આપણે અનુસરણ કરવાનું છે એમ માનવાની ગંભીર ભૂલ કરતા નહિ. જગતથી દૂર રહી મુક્તિ મેળવવા પ્રયાસ કરશો નહિ; જગતનાં દુઃખ દૂર કરવાનું બીજાને સોંપી એકલા શાન્તિ માટે પ્રયત્ન કરશો નહિ. આવી શાન્તિ મેળવવામાં અસંખ્ય જીવન ખપી ગયાં છે, પરંતુ આપણને સમજાય તેવી ઇશ્વરી શાન્તિ તે નથી. જે મહાત્માઓએ માંદાની માવજત કરી, ભૂખ્યાને ભોજન આપ્યું અને જેને પોતાને સૂવા બેસવાનું તો સ્થાન પણ નહોતું ત્હેમની શાન્તિ તેવા પ્રકારની નહોતી. મહાત્માઓ એવો ઉપદેશ કરી ગયા કે માણસોએ બીજા માણસોથી દૂર રહેવું અને આ

સંસારની વસ્તુઓના સંસર્ગથી ભ્રષ્ટ નથી થતા એટલા માટે જ ઈશ્વરનો ઉપકાર માનવો. મહાત્માઓ તો ઉલટા બીજા માણસોને સંસારમાં પાછા લાવે છે, અને તેમને પોતપોતાની પરિસ્થિતિ પ્રમાણે જીવન ગાળવાનું કહે છે. ત્હેમના જીવનનો અર્થ તો એટલોજ છે કે આપણા એકલાએજ પવિત્ર, નમ્ર અને સદાચારી થવાનું નથી, પરંતુ આપણે તેવા થઈને સમગ્ર જગતને તેવું બનાવવાનો પ્રયત્ન કરવાનો છે.

સત્ય ધર્મ એ મનુષ્ય માત્રનો જન્મહક્ક છે અને કેટલાકને અમુક પરિસ્થિતિમાં રહેવું પડતું હોવાથી તે સમજાયો ન હોય અથવા તે સમજવા જેટલો મનનો વિકાસ થયો ન હોય તો આપણી ફરજ છે કે આપણે ત્હેમને તે સમજાવવો જોઈએ; અને ખરે રસ્તે ત્હેમને દોરવા જોઈએ. ભૂખ્યાને અન્ન, પીડિતો પ્રત્યે આશ્વાસનનો શબ્દ, દુઃખી પ્રત્યે દયાની લાગણી, મુક્તિ મેળવવા મથનારને સહાય, આવાં આવાં અનેક કાર્યોથી એક માણસ બીજાને વધારે ઉન્નત બનાવે છે અને એજ સત્ય ધર્મનો અંશ છે. જ્યાં સુધી ઈશ્વરને નામે દુઃખી ગરીબોને દાન આપનારનો ઉપદેશ કરનાર મહાત્માઓનાં નામ ત્હમને યાદ હશે ત્યાં સુધી ત્હમે અધર્મને માર્ગે નહિ જઈ શકો. જગતમાં સત્ય હમ્મેશાં તરી આવે છે; એ માન્યતાને જરા પણ શિથિલ થવા દેશો નહિ. બીજાઓનું જીવન વિકટ બનાવનારી બાબતોને દૂર કરવા ખૂબ પ્રયત્ન કરજો. જેથી કરીને લોકોનાં દુઃખ વધે અને માનવજાતિને ઉન્નત બનાવવાને માટે પ્રયત્ન કરનારના હૃદયને દુઃખ થાય એવા કોઈ પણ કાર્યને ઉત્તેજન આપશો નહિ.

પરંતુ જગત પ્રત્યેની ફરજો તરફ લક્ષ આપો ત્યારે પણ બાહ્ય લાલચો વા આન્તર તોફાનથી તમારા આત્માની શાન્તિનો નાશ થાય નહિ તે માટે ખાસ સાવચેત રહેજો. પર્વતોને ઉખેડી નાખવા જેટલી શ્રદ્ધા તમારામાં ભલે હોય, પરંતુ કસોટીના પ્રસંગોએ સદ્‌ગુણોનું

રક્ષણ કરજો. શતકો થયાં જે સારા આચારથી માણસોને નવું બળ પ્રાપ્ત થતું આવ્યું છે તે આચારોને ત્હમે પણ અનુસરજો. નિયમવડે અનેક પ્રકારની બેદરકારી અને આળસમાંથી આપણું રક્ષણ થાય એ ઇચ્છવા જેવું છે. વળી નિયમિતપણે ઇશ્વરનું સ્તવન કરવાથી આપણી શ્રદ્ધા દૃઢ થાય છે, આપણો આત્મા પવિત્ર બને છે, માટે સૃષ્ટિના બનાવનાર ઇશ્વરના આગળ નમતાં કદી શરમાવું જોઇએ નહિ.

જગત્ જાણે છે તેના કરતાં ઘણી વસ્તુઓ પ્રાર્થનાદ્વારા સિદ્ધ થઇ છે. મનુષ્ય પ્રાપ્ત ન કરી શકે તેવી કોઇ પણ શક્તિ નથી. પશ્ચાતાપ, આશા અને અતિશય નમ્રતામાં આપણે ઇશ્વરને નમીએ છીએ અને કોઇના એ સાચા નમસ્કાર કદી પણ વ્યર્થ ગયા નથી. પ્રાર્થનામાં આપણે કદી નીચ વિચારને આવવા દેતા નથી. તે સમયે આપણા જીવનમાં જે કંઇ પવિત્ર અને નિર્મળ છે તેના જ પ્રવાહને અખંડ રીતે વહેવા દઇએ છીએ. એક ડાહ્યા માણસે ઘણા વખત ઉપર કહ્યું હતું કે “ જો સીઝર ત્હમારો સ્વીકાર કરે તો ત્હમારો પ્રભાવ કોઇથી સહન થઇ શકશે નહિ, તો પછી જ્યાં ઇશ્વરે પોતેજ ત્હમારો સ્વીકાર કર્યો છે અને પ્રાર્થનાદ્વારા ઇશ્વર ત્હમને સાંભળે છે, તેની તો વાત જ શી કહેવી ? ”

શું આના જેવી બીજી કોઇ ગંભીર અને સારી બાબત હશે ? શું કોઇ વિચાર આટલો બધો ચમત્કારી અને અવર્ણ્ય હશે ? આપણે નામદાર શહેનશાહ સાથે વાત કરી શકતા નથી, પરન્તુ જે પ્રભુએ સ્વર્ગ બનાવ્યું છે, જેણે આકાશમાં હજારો દુનિયાઓને ચાલતી રાખી છે, જેણે તારાઓને પ્રકાશિત કર્યા અને પર્વતોનાં શિખરો બનાવ્યાં, તે આપણી ઇચ્છા થાય ત્યારે આપણને ધ્યાનપૂર્વક સાંભળે છે, અને આપણા પિતા તરીકે આપણી આજીજીઓ સાંભળે છે. ધર્મની એ જ ખુબી છે કે તે આપણને રાજાની પ્રજા બનાવતો નથી, પરન્તુ પરમ

પિતા પ્રભુનાં બાળકો બનાવે છે. જે પ્રભુ આખો દિવસ આપણું રક્ષણ કરનાર છે ત્હેને આપણે પ્રાતઃકાળમાં ધ્યાનપૂર્વક ભજીએ છીએ. જે આપણુને બીજો દિવસ બતાવનાર છે ત્હેનો આપણે સન્ધ્યાકાળે ઉપકાર માનીએ છીએ. આ પ્રમાણે આપણે જીન્દગીભર આપણુને ટકાવી રાખનાર ઇશ્વિરી સ્નેહનો દીપક અંતઃકરણમાં જાગ્રત રાખીએ છીએ અને એ રીતે આપણે વધારે સુપાત્ર બનીએ છીએ. એક ભગ્ન-જીવિત દુઃખી કવિએ ખરૂંજ કહ્યું છે કે,

"આ પ્રમાણે મ્હને સ્વપ્નાં આવ્યાં છે,—અરે, મ્હારૂં સ્વપ્ન સાચું થાઓ કે—ભક્તિમાં લીન રહેનારા આત્માઓ મરણના ભયમાંથી મુક્ત થાય છે, અને આપણે જેની ભક્તિ કરીએ છીએ ત્હેના જેટલા જ પવિત્ર બનીએ છીએ."

જ્યારે આપણે સંગીત સાંભળીએ છીએ ત્યારે આપણુને ઘણી વાર લાગે છે કે આપણે ઉન્નત બનીએ છીએ, અને જ્યાંસુધી સંગીત રહે છે ત્યાં સુધી અનિષ્ટ વિચાર મનમાં આવતો નથી. પરન્તુ પ્રાર્થના તો સંગીત કરતાં પણ આપણુને વધારે ઉન્નત, પવિત્ર બનાવનારી બાબત છે. કેમકે જ્યારે આપણે પ્રભુને નમીએ છીએ તે ક્ષણે આપણું હૃદય નિષ્પાપી હોય છે. આવી પવિત્ર ક્ષણોનો ત્હમે ત્હમારા જીવનમાં અનુભવ કરજો, અને જે જે સત્કાર્યો, સાહસો તથા મિત્રોને માટે ત્હમને ઇશ્વિરી સહાયની જરૂર હોય તે સર્વને તે સમયે યાદ કરજો. વળી જરા પણ અપવિત્ર વિચાર તે સમયે આપણા હોઠપર વા હૃદયમાં રહેવો જોઇએ નહિ.

જો કોઇ અયોગ્ય ઇચ્છાને માટે ઇશ્વિરને ત્હમે પ્રાર્થી શકો નહિ તો તે ખરાબ ઇચ્છા જ નષ્ટ થાય તે માટે ત્હેને અવશ્ય પ્રાર્થજો.

આપણે ધર્મ વિષે એમ તો કહી શકીએ જ કે તે સર્વોત્કૃષ્ટ જીવન છે. માન, કર્તવ્ય, ધૈર્ય, ઉદારતા, સ્નેહ, દયા અને ન્યાય, એ સર્વ

કરતાં ધર્મ વધુ મહત્વનો છે. એ સર્વ વસ્તુઓ તો ધર્મરૂપી સ્વર્ગીય દીપકવડે પ્રકાશિત થયેલી પાર્થિવ વસ્તુઓ જ છે. જે ન્યાયવૃત્તિથી પ્રેરાઇ બ્રુટસે પોતાનાજ પુત્રોને દેશદ્રોહના ગુન્હા માટે દેહાંત દંડની શિક્ષા આપી એ ન્યાયબુદ્ધિનો એમાં (ધર્મમાં) જ સમાવેશ થાય છે; જે ધૈર્યવડે ઇયામના લોકો દુનિયાથી અલગ રહી પ્લેગના ભોગ થઇ પડયા અને જગતને એ ચેપી રોગમાંથી બચાવ્યું ત્હેનો પણ એમાંજ સમાવેશ થાય છે; એરિસ્ટ ઇડીઝને દેશવટો દેવા માટે એકઠી થયેલી સભામાં અભણ ખેડૂતને ત્હેની ઇચ્છાનુસાર પોતાને હાથેજ દેશવટો લખવાનો વિનય એમાં જ આવી જાય છે; ધોવાનું કામ કરનારી કન્યાનો જીવ બચાવવાને માટે ૨૦૦ વિદ્યાર્થીઓએ પોતાની એક એક ઇંચ ચામડી આપી એ ત્યાગ પણ ત્હેમાં જ સમાઇ જાય છે. જે માનવૃત્તિથી પ્રેરાઇ સેંકડો આદમીઓને ફાંસીની સઝા થતી જોઇ એક રોમને કહ્યું હતું કે મ્હારા આટલા બધા દેશબન્ધુઓ વગર વાંકે મરી જાય છે તે જોવા હું જીવીશ નહિ, એ માનવૃત્તિ પણ ત્હેમાં જ સમાઇ જાય છે. આ સર્વ ગુણો સત્યધર્મમાં આવી જાય છે.

ધર્મની મહાન આજ્ઞાઓ આપણને જમાનાઓથી મળ્યે જાય છે. આપણે ક્ષમાશીલ થવું જોઇએ—"દિવસના અન્ત પહેલા ગુસ્સાનો અન્ત લાવજો." આપણે ન્યાયી થવું જોઇએ—"ન્યાયનો રસ્તો જળહળતી જ્યોતિ સમાન છે કે જે વધારે ને વધારે પ્રકાશે છે." આપણે ડાહ્યા થવું જોઇએ "સાપના જેવા ડાહ્યા થજો, કબુતરના જેટલા નિર્દોષ બનજો." આપણે પ્રાણી પ્રત્યે દયા રાખવી જોઇએ. "સજ્જન પોતાના પ્રાણિનો પણ વિચાર કરે છે." આપણે પરસ્પર સહાયક બનવું જોઇએ. "ત્હમે એક બીજાનાં દુઃખમાં ભાગ લેજો." આપણે સ્વતંત્ર થવું જોઇએ. "બીજાના ઘરના જમણવાર કરતાં પોતાના ઘરનો સુકો રોટલો વધારે સારો છે." આપણા ધર્મની અસર શહેરમાં

તથા રાજ્યમાં થાય એવું કરવું જોઇએ. “ન્યાયથી રાષ્ટ્રની ઉન્નતિ થાય છે પરંતુ પાપ કોઇ પણ જનસમાજને કલંક સમાન છે.” આપણે કોમળ બનવું જોઇએ. “શુદ્ધ ધર્મ તો એ છે કે દુઃખી અનાથ બાળકો અને વિધવાઓની મુલાકાત લેવી” આપણે હાથના ચોકખા રહેવું જોઇએ. “સાચો માણસજ પોતાને માર્ગે ટકી શકશે, અને જે હાથનો ચોકખો હશે તેજ વધારે ને વધારે સબળ બનશે.” આપણે પ્રામાણિક થવું જોઇએ. “મૃત્યુ આવે તોપણ સત્યને વળગી રહેજો.” આપણે નિશ્ચયને વળગી રહેવું જોઇએ. “કામ શરૂ કર્યા પછી અધવચ છોડી દેવાનો વિચાર કરે તે સ્વર્ગના રાજ્યને પાત્ર નથી.” આપણે ધીરજ ધરવી જોઇએ. “સામાની દલીલ સાંભળતા પહેલાં જવાબ આપતા નહિ. સત્યને તાવી જોયા પહેલાં ઠપકો આપવો નહિ.” આપણે ઉદ્યોગી બનવું જોઇએ. “અરે આળસુ, તું કીડીને જો, તેના ઉદ્યોગનો વિચાર કર અને ડાહ્યો બન.” આપણે એક બીજા ઉપર સ્નેહ રાખવો જોઇએ. “મારી વાણી દેવદૂતોની અને બીજા માણસોના જેવીજ હોય પરંતુ મારામાં ઉદારતા ન હોય તો હું ખડખડતા ખાલી વાસણ જેવો છું. હુ ગરીબોને પોષવાને મ્હારૂં સર્વસ્વ આપી દેતો હોઉં પરંતુ મારામાં ક્ષમાનો ગુણ ન હોય તો તેથી મને કશો લાભ નથી. એ ક્ષમા ઘણું ખમે છે અને દયાયુક્ત હોય છે. ક્ષમા કોઇની અદેખાઇ કરતી નથી, તે પોતાની જાતનાં વખાણ કરતી નથી તેમ ફૂલાઇ જતી નથી, તે અણછાજતી રીતે વર્તતી નથી, સ્વાર્થ તાકતી નથી, જલદીથી રોષે ભરાતી નથી, કોઇનું આનષ્ટ ઇચ્છતી નથી અને ઉચ્ચ-નીચના ભેદમાં રસ લેતી નથી, પરંતુ સત્યમાં આનંદ માને છે. તે સર્વ વસ્તુઓને સહન કરી લે છે, સર્વ માણસો શ્રદ્ધા રાખે છે, સર્વ વસ્તુઓની આશા રાખે છે. તે કદી નિષ્ફળ જતી નથી. શ્રદ્ધા, ઉદારતા અને ક્ષમા એ ત્રણ ચિરફાળ ટકે છે, પરંતુ સર્વોત્તમ તો ક્ષમાજ છે.”

માણસોએ ધર્મને એક મહાન ગૂઢ વસ્તુ બનાવી દીધી છે અને આ સરળ સત્રોને એવાં વાક્યમાં મૂકી દીધાં છે કે તેમનો અર્થ કોઇ પણ યુવકને જડે નહિ; પરંતુ ધર્મ કરતાં બીજી કોઇ વસ્તુ વધારે સરળ નથી. ઇશ્વર એ પિતા સમાન છે. સઘળાં મનુષ્યો ભાઇ છે. એ કલ્પનાઓ એટલી બધી સરળ છે કે છોકરાઓને પણ તે સમજાય તેમ છે. ભૂતદયા એ સઘળા સંતોનો મુખ્ય ઉપદેશ છે. સર્વ માણસો ઇશ્વરનાં બાળકો છે એ ઉપદેશ માટેજ મહાત્માઓ આ દુનિયામાં જન્મ્યા છે. મનુષ્ય માત્રને એક કુટુંબના માણસ તરીકે રહેતાં શીખવવું, પાપની સામે થવાનું બળ આપવું અને સદ્વસ્તુઓની તૃષ્ણા તેમનામાં ઉત્પન્ન કરવી એજ એમનો જન્મ હેતુ હતો–તેમણે સંસારમાં સ્નેહ અને સમભાવ પ્રકટાવ્યો, પાપ અને શોક મનુષ્ય જાતનાં શત્રુ છે એમ શીખવ્યું અને ગરીબમાં ગરીબ ભિક્ષુક તથા અભિમાની રાજકુંવર બંને ઇશ્વરની દૃષ્ટિએ સરખાજ છે એવું સત્ય મનુષ્યોને સમજાવ્યું. તેઓ દુનિયાને એવું કહેવા આવ્યા હતા કે પાર્થિવ ભપકો એ નાશવંત વસ્તુ છે, અને શાશ્વત્ વસ્તુઓ તો દયા, સત્ય, સ્નેહ અને શાન્તિ છે. આના કરતાં બીજો કોઇ પણ ઉપદેશ વધારે સરળ હોઇ શકે નહિ અને મહાત્માઓએ આ ઉપદેશો જે રીતે આપણને સોંપ્યા છે તે કરતાં બીજી કોઇ રીત સરળ હોઇ શકે નહિ.

એક ક્ષણભર વિચાર કરો કે જ્યારે ઇસુખ્રીસ્તે દુનિયામાં પોતાના ધર્મની સ્થાપના કરી ત્યારે તેમણે એ કાર્ય બાર ગરીબ માણસોને સુપ્રત કર્યું, તે તેણે બાર મોટા વિદ્વાનોને કે મોટા રાજાઓને સોંપ્યું નહિ, અથવા દેવળમાં કે કિંમતી પુસ્તકોમાં સંગ્રહી રાખ્યું નહિ; તેણે પોતાનો સંદેશો સામાન્ય માણસોને જ સોંપ્યો હતો. તેણે સત્યરૂપી બીજ ને દુનિયામાં સરીયામ રસ્તા ઉપરજ વાવ્યું હતું.

આ બાબતમાં જો સૌંદર્યનો વાસ હોય તો સાથે સાથે તેમાં

ગંભિરતા પણ રહેલી છે. પૃથ્વીપર સત્ય ધર્મના અસ્તિત્વનો આધાર આપણાપરજ છે. જો દરેક પુરુષ અને સ્ત્રી પ્રભુપરની શ્રદ્ધા તજી દે તો સત્યધર્મ નિર્મૂળ થઇ જાય અને દુનિયામાં એકે ભલું માણુસ રહે નહિ; એવો વિચાર કોઇ દિવસ તમને સવારે જાગી ઉઠતાં આવ્યો છે ? કેટલીક વખત કદાચ આપણને એવા વિચાર તો આવે છેજ કે જગતમાંથી ધર્મનો નાશ કદી પણ થવાનો નથી. પ્રભુની કૃપાદષ્ટિ તેના ઉપર વર્ષાજ રહી છે અને તે ચાલુ રહેશે. પરંતુ આમ છતાં પણ જે મનુષ્યોની પોતાની ઇચ્છા નહિ હોય તેમના હૃદયમાં ધર્મ કદી પણ ટકી શકશે નહિ. આપણી ઇચ્છાથી વિરૂદ્ધ જઇને પ્રભુ આપણને મુક્તિ આપશે નહિ. આપણે પોતેજ ધર્મની ઉપેક્ષા કરીશું અને આપણામાંથી તેનો નાશ થવા દઇશું તોપછી પ્રભુ તેને જીવંત રાખશે નહિ.

આમ હોવાથી ધર્મને સજીવ રાખવાના મહાન કાર્યમાં ત્હમે ત્હમારો હિસ્સો આપવાનું ચૂકશો નહિ. ત્હમારી પોતાની બાબતમાં ત્હમને ધર્મ સરળ અને સાદો લાગે અને ત્હમારૂં જીવન વધારે યોગ્ય, વધારે ઉદાર, વિશેષ પવિત્ર અને વિશેષ ઉપયોગી થાય તેમ ત્હમે વર્તજો. ગુપ્ત ભેદો, વહેમો અને અદષ્ટ સત્તાઓ જેવી બાબતો નહિ સમજાવાથી પણ ધર્મને મનુષ્યો તજી દે છે. આવી બાબતોને નહિ સમજાવાથી પણ ધર્મને મનુષ્યો તજી દે છે. આવી બાબતો તમારી ધર્મની માન્યતામાંથી દૂરજ રાખજો. આપણા જીવનમાં આપણે ન હોઇએ તેવો ઢોંગ કરી મોંઢે ધર્મની મોટી મોટી વાતો કરીએ અને હૃદયમાં તેનો સ્પર્શ પણ ન થવા દઇએ તો આપણને ઢોંગી બનાવનાર ધર્મને લોકો તજી દેશે; પરંતુ સર્વ મનુષ્યો તરફના પ્રેમથી આપણું જીવન જળહળતું હશે, અને નફા નુકસાનની પરવા કર્યા વગર શુભ કાર્ય છે માટે જ તે કરવા જેવું છે એમ ગણી તે કર્યાં જઇશું તો જીવનનાં

તોફાનમાં આપણને શાન્ત અને આપદ વખતે નમ્ર બનાવનારી ધર્મરૂપી મધુર સત્તા તરફ અનેક મનુષ્યો આકર્ષાશેજ.

જગતના ધંધા–રોજગાર અને નિભાવનો બોજો ઉપાડવામાં તમે તમારો હિસ્સો આપશો તેટલો જગતની કમાણીમાંથી તમને હિસ્સો મળશે જ. પરંતુ દુનિયાને તમે ગમે તે આપો છતાં સુંદર જીવનની બક્ષિસ સાથે કોઈપણ વસ્તુને સરખાવી શકાશે નહિ. આ જગત્ તમને ગમે તે આપે છતાં અગમ્ય દૈવી શાન્તિ આગળ તેની કંઇજ કિંમત નથી.

છેવટે એવી પ્રાર્થના છે કે ત્હમે શુદ્ધતમ સ્વર્ગ પામો. અન્ય આત્માઓની તીવ્ર વેદના વખતે તેમને આશ્વાસન અને શાન્તિ આપનાર બનો. જગતમાં શુભ ઉત્સાહ પ્રકટાવો, શુદ્ધ પ્રેમને પોષો, કલ્યાણ પ્રસારવામાં મધુર આત્મા પેઠે વિચરો અને તેમ કરીને જેમનું સંગીત દુનિયાના આનંદનું મૂળ છે તેવા મહાન ગાયકગણમાં ત્હમે પણ જોડાવાને ભાગ્યશાળી થાઓ.

યુવકો ડરશો નહિ, કારણ કે ત્હમારા મહાન્ પિતાની શુભેચ્છા ત્હમને પોતાનું રાજ્ય આપવાની છે.



# સ્વાર્પણ.

(વચનામૃતો.)

મૂળ સંપાદક

ભવાનીદાસ નારણદાસ મોતીવાળા.

બી. એ., એલ. એલ. બી.

અનુવાદકઃ

અંબાલાલ મોતીભાઈ પટેલ. બી. એ.

# ભાષાન્તર કર્ત્તાની અર્પણપત્રિકા.



ગુજરાતના સાચા સમાજસેવક પરમપૂજ્ય

**અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કરને**

આ પુસ્તક અર્પણ કરી

કૃતાર્થ થાઉં છું.

**અંબાલાલ મોતીભાઈ પટેલ.**

# મૂળ સંપાદકની અર્પણપત્રિકા.

**હિન્દના સર્વ સમાજ સેવકોને**

આ વચનામૃતોનું પુસ્તક

અર્પણ કરૂં છું

**અને**

આશા રાખું છું કે માતૃભૂમિના ચિરકાળના કલ્યાણને માટે પહેલાંના કરતાં પણ વધારે પ્રેમ અને બળથી પોતાનું સમાજસેવાનું કાર્ય કરવાને પ્રેરે એવાં પ્રોત્સાહનનાં વચનો તેમને તેમાંથી મળશે.

**ભવાનીદાસ નારણદાસ મોતીવાળા.**

# અનુવાદકની પ્રસ્તાવના.



ભાષાન્તરને લાંબી પ્રસ્તાવનાની જરૂર નથી. પુસ્તકની અંદર રહેલાં વચનામૃતો એટલાં બધાં સુન્દર છે કે એને માટે વધુ લખવું એ નકામું છે. રા. મોતીવાળાએ શ્રમ લઇ આ (મૂળ અંગ્રેજી) પુસ્તક તૈયાર કર્યું છે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

ગુજરાતીમાં 'સામાજિક સેવાના સન્માર્ગ' એ એકલુંજ પુસ્તક સમાજસેવકોને માટે અત્યાર સુધી હતું. આ પુસ્તકથી તેમને પ્રેરણા મેળવવાના સાધનમાં વૃદ્ધિ થશે એવી આશા રાખવામાં આવે છે. ભાષાન્તર કરનારનો આખા પુસ્તકનું ભાષાન્તર કરવાનો આ પ્રથમ જ પ્રયાસ છે એટલે હેમાં ઘણા દોષો થયા હશે. વાચકો પત્રદ્વારા તે લખી જણાવશે તો ઘણો ઉપકાર થશે.

આ ભાષાન્તર તૈયાર કરવામાં ભાઇ ગોવર્ધનભાઇ કાળીદાસ પટેલ, બી. એ., ભાઇ છોટાભાઈ શિવાભાઇ પટેલ, બી. એ. એમણે તથા બીજા મિત્રોએ જે મદદ આપી છે તે બદલ આ સ્થળે હેમનો ઉપકાર માનું છું.

અં. મો. પટેલ.

# ઉપોદ્ઘાત.

જ્યારે રા. મોતીવાળાએ મ્હને આ પુસ્તકનો ઉપોદ્ઘાત લખવાની વિજ્ઞપ્તિ કરી ત્યારે મારા મનમાં પ્રથમ એજ વિચાર આવ્યો કે મ્હેં પોતેજ જોઇએ તેટલી સમાજસેવા કરી નથી અને તેથી એ કાર્ય કરવાનો મને હક્ક નથી, છતાં સત્કાર્યોમાં બહુ ભાગ મ્હેં નથી લીધો તો જેઓ એમાં પ્રવૃત્ત છે તેમને હું વધારે સારી રીતે વખાણી તો શકું; કારણ કે રા. મોતીવાળા અને ત્હેના સહચરો એવું કાર્ય કરી રહ્યા છે કે જે કરવાની આપણી દરેકની ફરજ છે. તત્ત્વજ્ઞાનીઓ આપણને કહે છે કે altruism એ આ જમાનાનું ખાસ લક્ષણ છે. સામાન્ય માણસો પણ હવે પહેલાંની પેઠે પોતાના બન્ધુઓનાં દુઃખ તરફ બેદરકાર રહી શકે તેમ નથી. શ્રેષ્ઠ પુરૂષોએ તો દરેક જમાનામાં જનસમૂહની જરૂરીઆતોની ચિન્તા કરી છેજ, પરન્તુ અર્વાચીન સમયમાં તો આખા સમાજનો અંતર્દીપ (conscience) સતેજ થયો છે, અને કોઇ પણ માણસ અજ્ઞાન હોવાનું બહાનું કાઢી શકે તેમ નથી. માણસની નૈતિક જવાબદારીઓની ઓછામાં ઓછી ગણત્રી કરતાં એમ સ્હમજાય છે કે આપણા જમાનાના ધોરણ પ્રમાણેજ આપણું મૂલ્ય અંકાશે અને આપણા બાપદાદાના સંબંધમાં જે બચાવ ખરો હશે તે આપણા બચાવ તરીકે કામમાં આવશે નહિ.

આપણે સર્વેએ આપણા બન્ધુઓની સ્થિતિ સુધારવાના કાર્યમાં પ્રવૃત્ત થવું જોઇએ. આપણે તેથી શું કરવું જોઇએ ? જવાબ એજ છે કે આપણાથી બની શકે તે સર્વ આપણે કરવું જોઇએ. દ્રવ્યનું દાન એ કાંઈ મુખ્ય વસ્તુ નથી. દ્રવ્ય તો યંત્રના પૈડાંમાં અંજાતા તેલ સમાન છે, પરન્તુ સમાજસેવાને તે એટલી બધી ગતિ આપી

શકતું નથી. કોઇ એક ભિક્ષુકે સેન્ટ પિટર પાસે ભિક્ષા માગી, ત્યારે ત્હેણે જવાબ આપ્યો કે "સોનું રૂપું તો મ્હારી પાસે બિલકુલ નથી, પરંતુ મ્હારી પાસે જે છે તે ત્હને આપું છું." રા. મોતીવાળાએ આ (મૂળ અંગ્રેજી) પુસ્તકને "સ્વાર્પણ" એ નામ આપવામાં પણ ઘણું ડહાપણ વાપર્યું છે. આપણ સર્વે કંઇક સ્વાર્પણ તો કરી શકીએ જ. આપણ બધાને ઝુંપડાંની મુલાકાત લેવાની શક્યતા નથી, તો આપણાં રાજકીય, કારોબારી વગેરે કાર્યોમાં પણ આપણે આપણી લાગવગનો ઉપયોગ કરી શકીએ, અને સમભાવ દર્શાવી શકીએ જ. આપણાથી પ્રત્યક્ષ સેવા થઇ શકે તેમ ન હોય તો આપણે સદાચરણ અને પ્રાર્થનાદ્વારા તો સેવા કરી શકીએ જ. હૅરિક કહે છે તેમ "ત્હારાથી બની શકે તો દાન આપ અને તેમ ન બને તો એક સહાનુભૂતિ દર્શાવતો મધુર શબ્દ કહે."

સમાજસેવામાં પ્રવૃત્ત થયેલા વા ત્હેમાં જીવન ગાળવાની ઇચ્છાવાળાને ઉત્સાહ તથા પ્રેરણા આપવાને માટેજ રા. મોતીવાળાએ જગતનાં સર્વોત્તમ સ્ત્રી પુરૂષોના વાક્ય ભંડારમાંથી સમાજસેવાની આવશ્યકતા અને મૂલ્ય દર્શાવનારાં વચનામૃતોનો સંગ્રહ એકઠો કરી પ્રસિદ્ધ કર્યો છે.

અંતે મ્હારા ધર્મના સ્થાપકના શબ્દો યાદ કર્યા સિવાય આ વિષય હું પૂરો કરી શકતો નથી, અને તે શબ્દોને સર્વ ધર્મનાં મનુષ્યો જરૂર સત્કારશે કે "ત્હમે આ કાર્ય મ્હારા ગરીબમાં ગરીબ બન્ધુની ખાતર કર્યું છે, તેથી તે ત્હમે મ્હારી પોતાની ખાતર જ કર્યું છે."

કે. એન. કોલવિલ.

# સ્વાર્પણ.

---

રસ્તાની પેલી મેર આવેલા પર્વતની કાળી બાજુ સામે લાલ પ્રકાશ ચળકી રહ્યો હતો. મુસાફરને માર્ગ દર્શાવવા સારૂ એક નોકર તેની સાથે મશાલ લઇને ચાલતો હતો. જેમ જેમ તે તેજ આગળ ચાલ્યું તેમ તેમ તે આગિયાની માફક ચળકવા અને ઉંચું નીચું થઇ નૃત્ય કરવા લાગ્યું. પછી તે વાંકે માર્ગે વળતાં અદૃશ્ય થયું અને નજરે પડયું નહિ. ગિરિના દેવતાએ મારી પાસે આવીને ધીમેથી કાનમાં કહ્યું કે,

"જીવન પણ પેલી મશાલના જેવુંજ છે, માનવદેહમાં તે થોડા સમય સુધી પ્રકાશે છે, પછી ઇશ્વરની પરિચારિકા ભાગ્યદેવી તેને ઉપાડી લઇ પર્વતની પેલી બાજુએ લઇ જાય છે અને તે અદૃશ્ય થાય છે. પરન્તુ એટલું તો યાદ રાખ કે "મૃત્યુ એ જીવનને વળવાના માર્ગ સિવાય અન્ય કાંઇ જ નથી." જીવનનો અગ્નિ તો પહેલાંની માફક બળ્યા જ કરે છે, પરન્તુ મૃત્યુરૂપી પર્વત આપણી દૃષ્ટિથી તેના પ્રકાશને ઢાંકી દે છે, અને આપણે ભૂલથી તેને નષ્ટ થએલો માનીએ છીએ. રસ્તો લાંબો અને વિકટ છે, તે ગોળ ને ગોળ ચક્રાવો લે છે, અને સર્વના સૃષ્ટા ઇશ્વરના નિવાસસ્થાને ધીમે ધીમે પહોંચી જાય છે. આપણે જો સબુરી રાખી શકીએ તો આપણને જણાશે કે નસીબદેવી પાછી આત્માના તે પ્રકાશને પ્રથમની માફક જ ઝળકતો રાખી ટેકરીની આ બાજુએ ઉચ્ચ શિખરપર મુકે છે, અને જેવી રીતે પરિચારક અન્ય મનુષ્યોની પરિચર્યા કરવાને દીવો લઇ આગળ ચાલે છે તેવી રીતે ઇશ્વર આપણા જીવનઅગ્નિને ભાગ્યદેવીના હાથમાં સોંપે છે."

સેવાને માટે જ આપણને જન્મ આપ્યો છે. સેવા અર્થે જ સચેત પ્રાણીઓની સાથે આપણને રાખવામાં આવે છે.

જો આપણું જીવન આપણે પવિત્ર અને તેજસ્વી રાખેલું હોય છે તો તે વિશ્વની ભૂલભૂલામણીમાં ગુંચવાતા ઘણાક જીવોને માટે માર્ગદર્શક થાય છે; પરંતુ જો આપણે તેને સ્વચ્છ અને ચકચકીત રાખવામાં, તેમાં અધ્યાત્મિક તેલ પૂરવામાં, અને તેની બત્તી સાફ રાખવામાં બેદરકાર રહીશું તો આપણા જીવનની ચીમની વિકારોરૂપી ધુમાડાથી ઝાંખી પડશે અને જીવનની જ્યોતિ પવનના સપાટાથી અસ્થિર બની બુઝાઇ જશે, અને અન્યને માર્ગદર્શક બનવાનું જે કાર્ય આપણને સોંપવામાં આવેલું છે ત્હેમાં આપણે નિષ્ફળ નિવડીશું, એટલું જ નહિ પરન્તુ આપણે પોતે જ અવળે માર્ગે ચડી જઇશું, અને સૂકાં હાડકાંની ખીણમાં સત્વવિનાના નિરર્થક કચરાની પેઠે નાશ પામીશું. **મિસિસ સેઈન્ટ નીહાલસિંહ.**

હું જેની હિમાયત કરૂં છું એવા સર્વ સ્વામિત્વવાદનો એક પ્રકાર-જો ખરેખર ત્હેને સર્વ સ્વામિત્વવાદ કહેવામાં આવે તો-એ છે કે જેથી માણસો એમ સ્હમજે કે તેઓ સ્વાર્થ અને આલસ્યપૂર્ણ એકાન્તમાં બીજાથી અલગ રહી શકે જ નહિ, પરન્તુ તેમને ઈશ્વર અને પોતાનાં પાડોશીઓ પ્રત્યે કર્ત્તવ્ય બજાવવાનું છે, અને તેમના તરફ દુર્લક્ષ કરવાથી અથવા તે નહિ બજાવવાથી મનુષ્યકૃત ધારા ફરમાવે તેના કરતાં વધુ સખ્ત સજાઓ તેમને ભોગવવી પડશે.

**એ. સિ. બેન્સન.**

મનુષ્યને "પોતે આ જગતમાં કંઇક કરી શકે તેમ છે, અને તેની સેવા ખરેખર જરૂરની છે" એ વિચારથી જેટલું પ્રોત્સાહન મળે છે, તેટલું બીજા કશાથી મળતું નથી. સુપ્રત થયેલા કાર્યના

કોઇ પણ ભાગને સુધારવાનું અથવા બગાડવાનું-સુન્દર અથવા બેડોળ બનાવવાનું આપણા પોતાનાજ હાથમાં છે, એ કલ્પનાથી મનુષ્યને પોતાની જવાબદારી જેટલી સ્હમજાય છે, તેટલી બીજા કશાથી સ્હમજાતી નથી. **સર ઓલિવર લૉજ.**

મ્હારી તો માન્યતા છે કે મ્હારૂં જીવન સમગ્ર જાતિને માટે છે, અને જ્યાં સુધી જીવાય ત્યાં સુધી મ્હારાથી જે કંઇ તેને માટે થઇ શકે તે સર્વ કરવાનો મ્હારો હક્ક છે.... માનવ પ્રગતિની પ્રથમ શરત એ છે કે **પહેલ કરનારે બીજા માણસોની દૃષ્ટિમાં મૂર્ખ બનવાને સર્વ રીતે તૈયાર રહેવું જોઇએ.**... મ્હારા મૃત્યુ પહેલાં મ્હારી સર્વ શક્તિ વપરાયલી જોવા મ્હારી ઇચ્છા છે, કારણ કે જેટલું વધારે સખત કાર્ય હું કરીશ તેટલું વધારે હું જીવીશ. મ્હને તો જીવન જીવનની ખાતર વ્હાલું લાગે છે. જીવન મ્હને પોતાને 'થોડા સમયના દીપક'ના જેવું નથી લાગતું. તે મ્હને ક્ષણભર મ્હારા હાથમાં આવેલી ઝગઝગતી મશાલના જેવું લાગે છે; અને તે યમદેવને સ્વાધીન થાય ત્યાર પહેલાં જગતને તે જેટલો પ્રકાશ આપી શકે તેટલો બધો જ પ્રકાશ તેની પાસેથી અપાવવા માગું છું. **જ્યોર્જ બર્નાર્ડ શૉ.**

બધાં માણસો દાન આપી શકે નહિ, બધાં માણસો કાર્ય કરી શકે નહિ, પરન્તુ સર્વ કોઈ સદાચરણી તો થઇ જ શકે; અને જે મનુષ્ય સદાચરણી થઇ શકે છે તે મનુષ્ય વગર બોલ્યે પણ જગતની સર્વોત્તમ સેવા બજાવે છે. મતલબ કે જેટલા પ્રમાણમાં સદ્‌ગુણી થવાય તેટલા પ્રમાણમાંજ સેવા કરી શકાય છે. જેઓ શ્રેષ્ઠ છે તેઓ જ સર્વોત્તમ પ્રકારની સેવા કરી શકે તેમ છે. સદાચરણી મનુષ્યોને લીધેજ જગતના માણસો સદાચરણમાં શ્રેષ્ઠતા માને છે. શું ત્હમે સદાચરણી બનીને સેવા કરી છે? દુરાચારીઓને જોઇને નિરાશ થએલા મનુષ્યો સદાચરણી મનુષ્યોને જોઇને આશા રાખતાં શીખે

છે. ત્હમે આશાવન્ત છો ? જેઓ પ્રેમાળ છે ત્હેમને જોઇનેજ અન્ય મનુષ્યો બીજાઓને ચાહતાં શીખે છે. ત્હમે પ્રેમાળ છો ? જગતમાં વિદ્યાર્થી સ્ત્રી કે પુરૂપ પૈકીનાં જે જે મનુષ્યો પવિત્ર હોય છે ત્હેમને લીધેજ લોકો પવિત્રતામાં મહત્વ સમજે છે. ત્હમે પવિત્ર છો ?

રેવરંડ ડિ. જે. ફ્લેમિંગ.

આપણે ઈશ્વરી કાર્યનાં સાધનો અને નહેરો છીએ એમ માનવું જોઇએ. થોડાં પણ કાર્યમાં આપણે ભલા અને નિમકહલાલ સેવક બનવું જોઇએ. આ પૃથ્વીપરના ઉચ્ચતર જીવનની થતી ઉત્ક્રાન્તિ અને ખીલવણીમાં સહાય કરવાનો આપણો ખાસ અધિકાર છે.

સર ઓલિવર લૉજ.

પોતાના બન્ધુઓ પ્રત્યેની પોતાની ફરજ બજાવવી એ જ ધર્મનું ખરૂં રહસ્ય છે. માણસો પોતાના બાન્ધવોની સેવામાં પોતાનું જીવન અર્પવા સિવાય બીજી કોઈ પણ વસ્તુના હોમથી ઈશ્વરને સંતુષ્ટ કરી શકે નહિ. આ સત્ય છે તેથીજ દરેકના કાનમાં સેવાનો સૂર સંભળાય છે. એ સેવા વ્યક્તિગત જીવનના વિકાસ અને પવિત્રતા માટે અનિવાર્ય જરૂરની છે કે જે વિકાસ અને પવિત્રતાદ્વારાજ ઈશ્વરના રાજ્યમાં પ્રવેશ થઇ શકે છે. રેવરંડ ડિ. જે. ફ્લેમિંગ.

માણસ સ્વતન્ત્ર અને સ્વાશ્રયી બને, એ પણ એક ખરી અને સંગીન સેવા છે. ડબ્લ્યુ. ઈ. ગ્લૅડસ્ટન.

સહાનુભૂતિ બે પ્રકારની છે, કલ્પિત અને વ્યવહાર. જેમની પાસે આપણે કદી જઇ શકવાના નથી તેવાને માટે રણક્ષેત્રમાં ઘવાયેલા—દુષ્કાળ પીડિતો, વિધવાઓ અને નિરાશ્રિતો, જીવનને માટે ફાંફાં મારતા કલાધર, ગાયક અથવા લેખકને માટે આપણને લાગણી થાય છે વા થતી હોય એમ લાગે છે તે સહાનુભૂતિ પ્રથમ પ્રકારની છે; અને જેઓ આપણી પાસે જ રહે છે, જેઓનો હક્ક આપણા ઉપર સૌથી

વધારે સબળ છે, અને જેમની જરૂરીઆતો અતિશય છે તેમના પ્રત્યે આપણું જે દેવું છે તે બીજા પ્રકારની સહાનુભૂતિ છે. પહેલા પ્રકારની ને આપણે હિસાબમાં લેખતા નથી, કારણ કે તે ફક્ત લાગણી છે, ને કંઇ સદ્‌ગુણ નથી. ગર્વથી ફૂલાઇ જઇએ તે સિવાય તેનાં કંઇ ફળ નથી. બીજી તરફ વ્યવહારૂ સહાનુભૂતિ સર્વોત્તમ ગુણ છે. તેજ ખરૂં ઔદાર્ય છે. તે ઔદાર્યવડેજ આપણે આપણાં સગાં વહાલાંના અથવા અન્ય આપણા સંબંધમાં આવનારનાં હૃદયોમાં આપણે પ્રવેશી શકીએ છીએ; તેથી ત્હેમનાં દુઃખ, ત્હેમની આશાઓ, જરૂરીઆતો અને ત્હેમને થયેલાં નુકસાનો આપણી નજર આગળ ખડાં થાય છે, અને યોગ્ય સમયે અને યોગ્ય સ્થળે ત્હેમને આશા પૂર્ણ વચનો કહેવાને, દિલાસો આપવાને, ત્હેમના શત્રુ આગળ ત્હેમનો બચાવ કરવાને અને જ્યારે અન્ય મનુષ્યો ત્હેમનાં કાર્ય જોતા પણ નહિ ત્યારે તે વખતે ત્હેમના પ્રયત્નોને વખાણવાને તે આપણને પ્રેરે છે; કે જે વખાણથી તેમને આપેલા અન્ય પ્રકારના દાન કરતાં વધુ સહાય અને દિલાસો મળે છે. આવી સહાનુભૂતિનું પાત્ર શોધવાને અમારે બહુ દૂર જવાની બીલકુલ જરૂર નથી. લિલિ. ઈ. એફ્. બેરી.

મ્હારી તો દૃઢ માન્યતા છે કે જ્યાં સુધી માણસને એવી ખાત્રી થાય નહિ કે “સર્વ શક્તિમાન્ ઈશ્વર પોતે જ સમાજનાં આરોગ્ય, પવિત્રતા, પ્રામાણિકતા, સુખ, શાન્તિ અને પ્રેમ પ્રસરાવવાને પ્રયત્ન કરી રહ્યા છે, અને આપણે તો ફક્ત તેની સાથે રહી કાર્ય કરનારા જ છીએ” ત્યાં સુધી તે માણસ સમાજનું સર્વોત્તમ કલ્યાણ કરી શકે નહિ. રેવરંડ ડિ. જે. ફ્લેમિંગ.

જન્મ અને મૃત્યુ વચ્ચેના પૂલરૂપી જીવનને તપાસીને હવે મ્હારા હૃદયને કહેવા દો કે મનુષ્ય અથવા પશુ પ્રત્યે મ્હારાથી જે કંઇ સેવા થઇ છે ત્હેને લીધે, મ્હેં જેવી જોયેલી તે કરતાં અત્યારે દુનિયાને

વધારે સારી સ્થિતિમાં મૂકી જાઉં છું. **એલ. વિલર વિલ્કૉક્સ.**

અન્યના ભલાને માટે કરેલા કોઇ એક ખાસ કામવડે આપણે માણસોનું ઉત્તમ કલ્યાણ કરી શકતા નથી, પરંતુ આપણી દરરોજની પ્રવૃત્તિઓની દિશા અને પદ્ધતિથી જ તેમ કરી શકાય છે. મન, વચન અને કર્મની એકતાથી જ આપણે બીજાને ઉંડી અસર કરી શકીએ છીએ. **ઇ. કેઈર્ડ.**

ત્હમારા જીવનનો સૂર્ય મૃત્યુના અન્ધકારમાં ડૂબે ત્યારે ત્હમારાં દયાનાં સુકૃત્યોની યાદ ભાવીના તેજસ્વી પટપર ચળકી રહે અને ભલાં કાર્યના રૂપમાં તમે વાવેલાં બીજ ભવિષ્યમાં શતધા ખીલી રહે એવા પ્રકારનું જીવન જીવો. **સર. જૉન બાબ્રિંગ.**

આપણે જ્યારે આ જીવન વટાવી જઇએ ત્યારે આપણે માટે એટલું તો કહેવાવું જોઇએ કે, જો કે આપણી પાસે સોનું, રૂપું નહોતું, પણ આપણા પોતાના તનમનવડે પુષ્કળ પ્રકાશ, આનંદ અને ઉત્સાહરૂપી વધારે કિંમતી દ્રવ્ય આપણે આખે રસ્તે વેરીને આપણી પાસે જે કંઇ હતું તે સર્વ ઉદારતાથી અન્યને આપ્યું છે. **લિલિ. ઈ. એફ. બેરી.**

ખરી ભલમનસાઇ નિર્ગુણ અને નિરાકાર હોતી નથી. ઉલટી તે જીવન, રંગ, લાગણી અને કવિતાના જેવી સચેત હોય છે. તે એક ખરેખરા સૈનિકની પેઠે પોતાના વાવટાઓ ફરકાવી રહે છે અને શત્રુ સ્હામે મક્કમ ઉભી રહે છે. તે સબળ અને સુંદર હોય છે. તે પોતાને કપાળે એવું ઝળહળતું તેજ લઇને ફરે છે કે જેના આગળ પાપ અને દોષનો અસત્ય ચળકાટ બપોરના સૂર્ય આગળ મીણબતીના દીપકની પેઠે ઝાંખો પડી જાય છે. નીચ, મૂર્ખ અને નિર્બળ લાગણી સાથે ત્હેને કંઇ લાગતું વળગતું નથી. તે હૃદયમાં વસે છે, ઓઠમાં

**નહિ,** અને સ્પષ્ટ જણાઇ આવે તેવા દોષ કરતાં દંભનો તે વધારે તિરસ્કાર કરે છે. **લિલિ. ઇ. એફ્. બેરી.**

ભલાં કામો કરવાથી જેમની સાથે એક વા બીજે કારણે સહવાસમાં આવી શકાય છે ત્હેમના તરફથી પોતાનાં વખાણ થવાનો અથવા શાબાશી મળવાનો અથવા ત્હેમની ઓળખાણના પરિણામે ખુલ્લી રીતે લાભ મળવાનો કે લાગવગ વધવાનો સંભવ હોય તો તો ભાગ્યે જ એવો કોઇ હોય છે કે જે પરોપકારનું કાર્ય ન કરે. સાચા, સહૃદય અને ઉદાર આત્માઓ જ એટલી બધી નૈતિક ઉચ્ચતા ધરાવતા હોય છે કે જે ઉચ્ચતાને લીધે તેઓ એવી કશીજ કામના કે પરવાહ કર્યા સિવાય કર્ત્તવ્યની ખાતરજ ભલાં કાર્ય કરે છે.

**લિલિ. ઇ. એફ્. બેરી.**

એ તો સત્ય જ છે કે **ભલાં કાર્ય કરવાની શક્તિ અને તેનો વિસ્તાર માણસના પોતાના ચારિત્રપરજ આધાર રાખે છે, માત્ર વાણી કે બુદ્ધિના ઝળકાટ અથવા ચાલાકીથી ચારિત્રના દોષ ઢાંકયા રહેતા નથી.** હૅજ્ટ.

અમારે કયે માર્ગે ચાલવું તે અમે જાણીએ છીએ; અમારા હૃદયપર ત્હારી આજ્ઞાઓ કોતરેલી છે; પરંતુ હે ઈશ્વર ! કૃપા કરી આ કરતાં વધુ આશિષો આપ. અમારી સમજણ પ્રમાણે વર્તવાની ઇચ્છા આપ. અમારી ઇચ્છા પ્રમાણે કાર્ય કરવાની શક્તિ આપ. કાર્ય કરવાને માટે પોલાદના જેવો સંગીન ઉદ્દેશ આપ. અમને જ્ઞાન તો ત્હેં આપેલું જ છે; પરંતુ હે પ્રભુ! ઉપલી બીજી અપૂર્ણતા અમને બહુ સાલે છે. અને તેજ અમે ત્હારી પાસે માગીએ છીએ.

**જૉન ડ્રિન્ક વૉટર.**

દુનિયાની સારી વસ્તુઓનો થોડો અથવા ઘણો ઉપભોગ આપણે આપણી જાતે કર્યો કે નહિ, તે આપણે માટે સો વર્ષ પછી બીલકુલ

જરૂરનું નથી; પરંતુ આપણને આપેલી શક્તિઓનો અને અનુકૂળતાઓનો ઉપયોગ અન્ય ગૃહસ્થોને એ લાભ મેળવી આપવામાં કર્યો કે નહિ તે જ સૌથી વધુ અગત્યનો પ્રશ્ન છે. **વ્હેટલી.**

અન્યના સુખની ચિન્તા કરવાથી પોતાના વ્યવહારમાં પણ એટલી બધી સહાય મળે છે કે માત્ર સ્વાર્થને ખાતર પણ બીજાને લાભ કરી આપવો એ સારી નીતિ છે, પરંતુ એવા હેતુવાળી ભલમનસાઈ કરતાં નિઃસ્વાર્થી માયાળુ સ્વભાવ એ અનેકગણો ઉચ્ચ અને લાભપ્રદ છે. × × × ×
પ્રેમ અને સેવાના સિદ્ધાન્તનું સુંદર રહસ્ય તો એ છે કે તેથી આપણું વ્યક્તિત્વ ખીલે છે. જો એમ પૂછવામાં આવે કે તે કેવી રીતે ? તો મ્હારો ઉત્તર એ છે કે થોડી પળને માટે પોતાની જાતને વિસરી જઈને સ્વાર્થ વૃત્તિમાંથી બહાર આવો અને અન્યને માટે કોઈ પણ પ્રકારની ભલી સેવા, કંઈ પણ પ્રેમયુક્ત કૃપા કરો. કાર્ય ન્હાનું છે અથવા મ્હોટું છે તે ખાસ અગત્યનું નથી; પરન્તુ જેનું જીવન હેતુશૂન્ય અને ચિન્તાપૂર્ણ લાગતું હોય એવા પ્રત્યે પ્રેમથી જુઓ અને થોડા પણ આશાજનક શબ્દો બોલો. એવું પણ બને કે તેને માટે એજ પ્રસંગ અણીનો હોય અને તેથી કરીને તમારી એવી સહજ મદદથી પણ તેનું આખું જીવન અથવા નસીબ પલટાઈ જાય. વળી જે પોતાને મિત્ર રહિત માને છે ત્હેના તમે મિત્ર બનો.

અરે ! દરરોજ એવા અનેક પ્રસંગ પ્રાપ્ત થાય છે કે જેમાં મહાન્ કાર્યો નહિ, પરન્તુ પડોશી પ્રત્યે અસંખ્ય ન્હાનાં સેવાનાં કાર્ય કરી શકાય. એકવાર પણ પ્રેમાળ હૃદયથી અન્ય માટે કંઈક કરો, અને ત્હેમાંથી જે અમૂલ્ય આનંદ મળે છે તે અનુભવો, એટલે પછી તમને ફરીથી તેવું કરવાનું કહેવાની જરૂર પડશે નહિ.

બીજી વાર તેવું કાર્ય તમને વધારે સરળ અને વધારે સ્વાભાવિક લાગશે.

**આર. ડબ્લ્યુ. ટ્રાઇન.**

જીવનના સામાન્ય અનુભવોમાં એક પણ દિવસ એવો જતો નથી કે જ્યારે આપણાથી બની શકે તેવી સેવાની માગણી કરનારા બીજા લોકો આપણી સમક્ષ ઉભા રહેલા ન હોય. પછી ભલેને તે સેવા કદાચ ફક્ત સામાન્ય વિનયરૂપે હોય, ઘરનાં માણસો પ્રત્યે સહૃદય ભલમનસાઇ હોય, પડોશીઓ અને ધંધાને લીધે સંબંધમાં આવતા અસીલોની શાન્ત મનથી ચિકિત્સા કરવાનું હોય, અથવા વૃદ્ધો અને બાળકોના જીવનમાં આપણે રસ લઇએ છીએ એ દર્શાવવાનું હોય. આપણી આસપાસનાં સર્વ મનુષ્યો આપણાં સંબંધી છે. જો આપણે દયાની સર્વ પ્રેરણાઓને તિરસ્કારવા ન માગતા હોઇએ તો આપણા પોતાનાજ સુખનો અને જાતનો વિચાર કરીને હેમના પ્રતિ દુર્લક્ષ કરી આપણી નજરમાં આવે તેમ વર્તી શકીએ નહિ.

**જે. આર. મિલર.**

કોઇ પણ આદમી જ્યારે પોતાના સ્વાર્થને બદલે સમાજનું હિત વિચારે છે ત્યારેજ તે સાચો મનુષ્ય બને છે. ઇનામની પ્રાપ્તિ અથવા સજામાંથી મુક્તિને બદલે આવી ઉન્નત અને સંપૂર્ણ ઉદાર ભાવનાજ આપણા લક્ષમાં નિરંતર રાખવાની છે. **એફ. ડિ. મૉરિસ.**

દરેક સુકૃત્ય અથવા દુષ્કૃત્યનાં બે પરિણામ આવે છે. એક જગતપર અને બીજું કરનારની આન્તરવૃત્તિ અથવા સ્વભાવ પર. જેમકે કોઇ એક યોગ્ય પાત્ર પ્રત્યે કરાયલું પરોપકારી કાર્ય બહાર જઇને બીજાઓનું દુઃખ પણ નિવારે છે અને કરનારના હૃદયમાં પ્રવેશીને તેના દયાળુ સ્વભાવ અથવા ટેવને બળવાન પણ બનાવે છે.

**જે. માર્ટિનો.**

એ તો સત્ય છે કે આપણે દરેકને સુખી કરી શકીએ નહિ, પરન્તુ આપણા દોષથી કોઇ ભલા માણસને પોતાની સુખશાન્તિ, ન ગુમાવવી પડે એટલું તો અવશ્ય કરી શકીએ. કેમકે એ વાત તદ્દન આપણી સત્તામાં છે, અને આપણે એટલું કરી શકીએ તો પણ ઘણું છે.

જનસમૂહના સુખની દરકાર કર્યા સિવાય પોતાની જાતે સંપૂર્ણ સુખી કોઇ પણ મનુષ્ય થઇ શકે નહિ, માટે આપણે સંતોષી થવું; અને અન્યને સંતોષી બનાવવાં. આ આપણા જીવનનો મુદ્રા લેખ હોવો જોઇએ. **હેન્રિક શૉકી.**

સત્ય, વિનય અથવા ઉદારતા એ લોક વ્યવહાર પ્રમાણેના બાહ્ય વિવેક કરતાં તદ્દન ભિન્ન વસ્તુ છે. એ કોઇ એક બાહ્ય ક્રિયા નથી, પરન્તુ આન્તર ભાવના છે. તે મન, વચન અને કર્મથી કરેલી એક નિઃસ્વાર્થ સેવા છે. ઘણીવાર કાર્ય કરતાં મૌનથી વધારે સારી સેવા બજાવી શકાય છે.

અવિચારી વચનો, ચીઢીઓ અવાજ, ખીજવે એવી ટીકાઓ, ક્રોધ અને અધિરાઇ, જેમાં આપણને લાગતું વળગતું નથી, જેથી આપણને બીલકુલ હરકત થવાની નથી, અથવા જે સુધારવાનું આપણને સુપ્રત્ત થયું નથી, અને જે પ્રદેશમાં મનુષ્ય તદ્દન સ્વતંત્ર છે; હેવી માણસોની રહેણી કરણી વા હેમના દેખાવપર કરેલી ટીકાઓ, એ સર્વ સમાજના જુલમગારોના સ્વચ્છંદી અત્યાચારો છે, અને હેમાંથી મુક્ત થવાનો માર્ગજ નથી.

ઘણા માણસો અજાણથી જીવનભર અન્યને આવી રીતે દુઃખ દે છે. આવી રીતભાતનો બુદ્ધિપૂર્વક ત્યાગ કરવો, એ કોઇ પણ જાતનું શુભ કાર્ય કર્યા સિવાય પણ એક પ્રકારની સેવા બજાવવારૂપ

સત્ય વિનય આ રીતે ઓળખી શકાય; આપણા પાડોશીઓ અથવા મિત્રો જે આપણી પાસેથી માગી શકે નહિ હેનું તે દાન કરે છે. હેની મહત્તા એમાં સમાયેલી છે કે જે અન્ય બલાત્કારે પ્રાપ્ત કરી શકે નહિ તે સ્વેચ્છાથી આપી દે છે. હેને માનસિક દ્રવ્ય સિવાય અન્ય પ્રકારના દ્રવ્યની બીલકુલ આવશ્યકતા નથી. તે દ્રવ્ય કરતાં ઉચ્ચતર પ્રકારના ચારિત્રનું ચિહ્ન છે. દ્રવ્યથી માણસ સુધરેલો હોય એમ જણાય છે, પરન્તુ સત્ય વિનયથી માણસનું ઉચ્ચ ચારિત્ર જોઇ શકાય છે.

સાચી દયાએ શું કર્યું હતું? ખરેખર કંઇજ નહિ, પરન્તુ આનન્દજનક હાસ્ય, ભલો સ્વભાવ, અન્યને શું લાગતું હતું અને શું જોઇતું હતું હેનું જ્ઞાન, આ સર્વ એમ સ્પષ્ટ જણાવતું હતું કે તે સર્વને વિસરી પરનો વિચાર કરતાં શીખી હતી, તેથી તે ગરમાગરમ શબ્દો અને ચઢી ગયેલાં ભવાંથી ઉત્પન્ન થતા કજીઆને મિષ્ટ શબ્દો-વડે શાન્ત પાડતી, બીજીવાર અશક્તની પથારી આગળ બેસી આશ્વાસન આપતી, કોઇવાર રડતા બાળકને છાનું રાખતી, અને કોઇવાર ધંધાની ચિન્તાઓને લીધે જેનો સ્વભાવ ચીઢીઓ થઇ ગયેલો હોય તેવા માણસોને શાન્તિ આપતી. પોતાના સિવાય અન્ય કોઇને તે સેવાની ખબર પડવા દેતી નથી. સમભાવી હૃદય સિવાય અન્ય કોઇથી એ જોઇ શકાય તેમ નહોતું. હેના ઉન્નત સ્વભાવની ખરી ખૂબી એજ હતી. જે દયા કસોટીમાં સેવાનાં મહાન્ કાર્ય કરી શકે એવી શક્તિવાળી જણાય છે તેજ દયા સેવાનાં ન્હાનાં ન્હાનાં કાર્ય કરવાને હંમેશ તત્પર હોય છે. એફ. ડબ્લ્યુ. રૉબર્ટસન.

"મનુષ્ય પોતેજ પોતાના ભાગ્યનો વિધાતા છે." જીવનનો ખરો ઉદ્દેશ સેવા છે; સેવાનો આધાર ઇચ્છાના બળપર છે; કાયદા બાંધનાર કુદરત છે, અને તે આપણને ન્યાયી, સબળ, પવિત્ર અને

આપણા બન્ધુઓ પ્રત્યે પરોપકારી થવાની આપણા અંતઃકરણદ્વારાજ આશા કરે છે. **જી. એસ. મરિઆમ.**

જો જાતે દુઃખી થઇને, હદ ઉપરાંત કામ અને ચિંતા કરીને પણ હું મ્હારી આસપાસનાંને વધારે સુખી ન બનાવી શકું તો હું મ્હારી જાતને શોકપૂર્ણ શબ્દોમાં પૂછી શકું કે શું આ જીવન જીવવા જેવું છે? જો હું બીજાને વધારે સુખી બનાવવામાં નિષ્ફળ નિવડું અને ભાવી જમાનાને શોક અને દુઃખ આપું તો એ પ્રશ્ન પૂછવા ઉપરાંત દુઃખથી તેનો ઉત્તર પણ આપી શકું કે એવું જીવન જીવવા જેવુંજ નથી. જો હું અન્યનાં દુઃખ ઓછાં કરવામાં મદદ આપી શકું અને મ્હારી આસપાસનાં મનુષ્યોને વધારે સુખી કરી શકું, તો એ પ્રશ્નનો જવાબ આનન્દથી અને હસતે ચ્હેરે આપી શકું કે જીવન સારી રીતે જીવવા જેવું છે. **આર. એ. પ્રોક્ટર.**

દુઃખના ડોળને વશ થઇને આપણી દયા અપાત્રે જવાની કલ્પના અથવા અભાવને લીધે સેવાની પ્રેરણાઓની અવગણના કરવી જોઇએ નહિ; પરંતુ તે વૃત્તિને બને તેટલી ખીલવો અને સાચા ગરીબ પ્રત્યે દયા બતાવો.

જગતનું બંધારણ અને માણસોની સ્થિતિ એવી છે કે જો સર્વ સંબંધો યોગ્ય રીતે જાળવવામાં આવે તો ગરીબને પૈસાદારની ઉદારતાથી જેટલો લાભ થાય તેના કરતાં પૈસાદારને ગરીબના સાનિધ્યથી વધારે લાભ થાય છે. દયાનું વહેણ વહેવા દેવાથી તનમનનું આરોગ્ય ખીલતું ચાલે છે અને તેને રોકવાથી નૈતિક બન્ધારણમાં નુકસાનકારક સડો પેસે છે.

માતાને પોતાની છાતીપર ઝુલતા અને પોતાની પાસેથીજ પોષણ મેળવતા ન્હાના નિરાધાર બાળકના સહવાસથી જે આરોગ્ય

અને સુખ મળે છે તે ત્હેના અભાવથી મળનાર નથી; તેમ આપણને પણ ગરીબો સાથે સહવાસ અને ઉદારતા રાખવાથી જે આનંદ, હિત અને આશિષો મળે છે તેનો દયાના ઝરાને અટકાવીને નાશ કરવો જોઇએ નહિ. આપણને એ આખા ઝરણની પૂરેપૂરી જરૂર છે, માટે તેને યોગ્ય રસ્તે વાળીને વહેતોજ રાખો.

પરોપકારી વ્યવસ્થિત મંડળોને ટેકો આપીને ત્હમે જે કંઇ સેવા કરો તે ઉપરાંત દુઃખીના નિકટ સંબંધમાં આવીને સ્વતંત્ર રીતની સેવા પણ ત્હમારે કરવી જોઇએ. મંડળો અને આર્થિક ફાળો જો કે ત્હેમને રસ્તે ઉપયોગી છે, અને તેથી મદદ સ્વીકારનારની જરૂરીઆત સંતોષાય છે. છતાં દાતાને આ પ્રણાલિકાઓથી ઉચ્ચતર પ્રકારનો લાભ મળતો નથી. આંખે આંખના, હાથે હાથના અને હૃદયે હૃદયના અંગત સંબંધપૂર્વક જે સેવા અથવા સહાય થાય છે તેજ પરોપકાર કરવાનો અને આશિષો મેળવવાનો સૌથી ઉત્તમ પ્રકાર છે. અને તેથી કરીને યુવાન્ અને વૃદ્ધ, રંક અને રાજા એ દરેકે એવી રીતે પણ બને તેટલી લોકસેવા કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. ઇચ્છાવાળાને માટે તો આવા અસંખ્ય પ્રસંગો મળી શકે છેજ. જગતમાં એવી રીતે જીવો કે જેથી આ લોકમાંથી જ્યારે જાઓ ત્યારે જગતને ત્હમારી ખોટ પડે. **રેવરંડ ડબ્લ્યુ. આનૉટ.**

આપણે સેવા કરવી જોઇએ એટલુંજ નહિ પરન્તુ તે સર્વોત્તમ શ્રેષ્ઠ રીતે કરવી જોઇએ તે પણ અગત્યનું છે. દેશ, કાળ અને પાત્ર કુપાત્રનો સહજ વિવેક રાખવાથી પણ દાનની કિંમત બેવડાય છે. **સિડની.**

જે સ્ત્રી વા પુરૂષ સંપૂર્ણ સત્યશીલ અને કર્ત્તવ્યની શોધમાં રહે છે; જે વિચારને સંપૂર્ણ રીતે સ્હમજતાં પોતાના જીવનના તારોમાં વણી લે છે; જે સાચા હૃદયના શબ્દોથી તેમજ કાર્યથી પોતાની આસપાસનાં મનુષ્યોને વધારે ચૈતન્ય, આનંદ અને પ્રકાશ આપે છે;

તેના કરતાં સમાજની ઉન્નતિ કરનાર બીજી કોઇ વધારે સબળ સત્તા પૃથ્વીપર નથી. આવાં સ્ત્રીપુરૂષો જીવે ત્યાં સુધી મહાન્, સુંદર અને બીજા આત્માઓને આનન્દદાયક છે, અને સમાજમાં ત્હેમનું જાહેર-પદ ગમે ત્હેવું હલકું હોય, છતાં પોતાના મૃત્યુ પછી પણ તેઓ એવી સુગન્ધ મૂકી જશે કે જેથી ભવિષ્યના જમાનાને આનન્દ અને સુખ મળશે. રેવરંડ જેમ્સ કૅન્બ્રૂક.

સાચા સ્નેહની અને સાચી સેવાની એજ ખરી નીતિ છે કે તે ચારે તરફ જાય છે, અને પોતાનું શુભ કાર્ય કરે છે; તે વિષે તે કદી કંઇ કહેતાં નથી, પરંતુ અન્યને તેમ કરવા પ્રેરે છે. તે કદી બોલતા નથી, એટલું જ નહિ પરંતુ અન્ય તે જાણે ત્હેવી ઇચ્છા પણ કરતા નથી; અને જેમ જેમ તે વધારે ઉન્નત બને છે તેમ તેમ તેની એ અનિચ્છા વધારે અને વધારે તીવ્ર બને છે. બીજા શબ્દોમાં કહીએ તો તે પ્રખ્યાતિ અથવા કીર્તિની ગાંડી ઇચ્છા પાછળ ફાંફાં મારતાં નથી, અને તેથી તે પોતાનાં સત્કાર્યોનાં લાંબાં લાંબાં વર્ણન આપી પોતાની જાતને હલકી કરતાં નથી, અથવા અન્યને કષ્ટ આપતાં નથી. તે સેવકનો ધંધો કરતાં નથી પણ ફક્ત પોતાનું સ્વાભાવિક જીવન ગાળે છે. તે પ્રસંગને અનુસરતું યથાશક્તિ સત્કાર્ય નિખાલસ હૃદયથી કર્યા કરે છે, અને તેમ કરીને સત્ય જીવનને તથા આનંદને પ્રાપ્ત કરે છે. આર. ડબલ્યુ. ટ્રાઇન.

'અનુકમ્પા' એ એવી લાગણી છે કે તેનાથી આપણે કદી પણ શરમાવું જોઇએ નહિ. યુવાવસ્થામાં અનુકમ્પાનાં આંસુ અને દુઃખની કહાણીથી પીગળતું હૃદય હોવું એ ખાસ કરીને બહુ સુન્દર છે. આપણે આપણા સ્નેહને મોજમઝા અને સુખની ખાતર સંકુચિત બનાવી દેવો જોઇએ નહિ. આપણી જાતે તદ્દન સ્વાર્થી સુખમાં રચ્યાપચ્યા રહેવું જોઇએ નહિ, પરંતુ આપણે મનુષ્ય જીવનનાં

દુઃખોનો, એકાંત ઝુંપડાનો, મૃત્યુશય્યામાં પડેલાં વૃદ્ધોનો અને રોતાં અનાથ બાળકોનો વિચાર કરવાની ટેવ પાડવી જોઇએ. ગમ્મતમાં પણ દુઃખ અને પીડાની મશ્કરી કરવી જોઇએ નહિ. ન્હાનામાં ન્હાના જન્તુ પ્રત્યે પણ સ્વચ્છંદી કે ઘાતકી બનવું જોઇએ નહિ. **ડૉકટર બ્લેર.**

ત્હારા અવકાશના સમયને સત્કાર્ય રહિત વહી જવા દઇશ નહિ; કારણ કે ચંચળ મન અપ્રવૃત્ત રહેતું નથી, જો તે સત્કાર્યમાં પ્રવૃત્ત નહિ થાય તો તે અનિષ્ટ કામ કરશે, તેથી કરીને વચ્ચે વચ્ચે જે અવકાશ મળે તે દરમિયાન ત્હેને એવા કોઇ ખાસ સત્કાર્યમાં રોકવું જોઇએ કે જેથી સુવ્યવસ્થિત બાગની પેઠે પ્રસંગને અનુસરતાં શોભાપ્રદ, આનંદપ્રદ અને ઉન્નતિને માર્ગે જવાય એવાં સારાં પરિણામ તે નિપજાવી શકે. **ચાર્લ્સ હેન્રિ હૅન્ગર.**

જે મનુષ્યો પોતાની તર તીજોરીમાં વધારો કરવા પ્રયાસ કરે છે તેઓ યુવાવસ્થામાં દૃઢ થયેલી સંગ્રહ કરી રાખવાની ટેવના ગુલામ થાય છે. પ્રથમ તેમણે બચાવેલા પૈસાના તેઓ માલીક હોય છે, પરંતુ પાછળથી એ પૈસા ત્હેમના શેઠ થઇ બેસે છે. આમ બન્યા સિવાય રહેતું જ નથી, કારણ કે સારી અથવા નરસી ટેવનું બળ ઘણું મ્હોટું હોય છે. સુધારામાં ગણાતી સંગ્રહ કરી રાખવાની સ્વાભાવિક ઇચ્છાના દુરૂપયોગથી ( અને નહિ કે સદુપયોગથી ) આવી જાતનાં માણસો જગતમાં જોવામાં આવે છે.

ટેવના આવા દુરુપયોગના ભોગ થઇ પડાશે એવી બીકથી કોઇ પણ માણસને બીવાની જરૂર નથી. જો માણસ હંમેશાં યાદ રાખે કે જે કંઇ વધારાનું દ્રવ્ય તેને મળે છે તે પવિત્ર થાપણ છે, અને ત્હેનો ઉપયોગ મનુષ્ય જાતિના કલ્યાણાર્થેજ કરવાને તે બંધાયેલો છે, તો તે આવી ખરાબ ટેવનો કદી ભોગ થઇ પડશે નહિ. મનુષ્યે હંમેશાં પૈસાના શેઠ બનવું જોઇએ. તેણે પૈસાને હંમેશાં

ઉપયોગી નોકર જ બનાવવો જોઇએ. પૈસાને શેઠ બનવા દઇ પોતે કંજુસ થવું જોઇએ નહિ. **ઍન્ડ્રુ કાર્નેગી.**

'દ્રવ્ય' એ ખર્ચવાને માટે અને તે માનપ્રદ રીતે સત્કાર્ય કરવા માટે જ છે. **બેકન.**

જેમની પાસે પુષ્કળ દ્રવ્ય એકઠું થયું હોય તેઓ તેને સમગ્ર જીવન પર્યન્ત દિવસે દિવસે જીવનમાં અને ચારિત્રમાં ઉતારે તેના કરતાં બીજો વધારે સારો ઉપયોગ તેઓ હેનો કદી કરી શકે નહિ. આથી હેમનું જીવન નિરંતર ઉન્નત બનશે અને ખીલશે. એક સમય એવો આવશે કે જ્યારે મુઆ પછી બહુ દોલત મૂકી જવી એ માણસોને માટે લજ્જાસ્પદ ગણાશે. **આર. ડબલ્યુ. ટ્રાઇન.**

સત્કાર્ય કરવાની એક પણ તક જવા દેશો નહિ. **ઍટરબરી.**

જ્યારે આપણે સત્યના બળે અન્યના દોષ બતાવીએ ત્યારે અંદરખાનેથી તેમના શિરપર પ્રેમની મધુર પુષ્પાંજલિ વર્ષાવવી જોઇએ. સત્ય અને સ્નેહ એ જગતમાં સર્વથી જોરાવર તત્ત્વો છે, અને જ્યારે તેઓ સાથે હોય છે ત્યારે કોઇ પણ તેમની સ્હામે ટકી શકતું નથી. સત્યનાં સોનેરી કિરણો અને પ્રેમના રૂપેરી તારો ભેગા વણાય છે ત્યારે તેઓ માણસોને ઇચ્છા વા અનિચ્છાએ પોતા તરફ મધુર બળાત્કારથી આકર્ષે છેજ. **કડવર્થ.**

જેમને સમાજની સેવા કરવાની ખરેખર ઇચ્છા થઇ હોય. તેમણે લોકોના આચારવિચારને વિનીતભાવે સહન કરી હેમનામાં પ્રચલિત રીતિરિવાજોમાં જે કંઇ અહીક અથવા તિરસ્કારને પાત્ર હોય તે દઢતાથી બતાવવું જોઇએ; આ કર્યા પછી હેમણે હેમને સ્હમજાવવામાં જ પોતાનું કર્ત્તવ્ય માનવું જોઇએ. જે સત્ય વસ્તુ હશે તેજ છેવટે ટકશે. **મેરીઆ અને આર. એલ. એજવર્થ.**

સત્કાર્ય, ન્યાય, પ્રામાણિકતા, આભાર, ચિન્તાતુરને સહાય

આપવી, દુઃખમાં સાન્ત્વન આપવું, આમાં જે આનંદ મળે છે તે જ ભાવી સ્વર્ગની સાબિતી આપે છે. આ આનંદનો આપણને કદી પસ્તાવો થતો નથી, અને આવાં સુખ આપણી પાસેથી જતાં રહે એવી આપણને ઇચ્છા પણ થતી નથી. · બીવિક.

જે સદ્‌ગુણી માણસના હૃદયને આપણી અનુકમ્પાથી આનંદ થતો હોય, તે માણસ આપણા વિશેષ માનને પાત્ર હોય છે, તો પણ આપણે ત્હેને જીવતાં તે માન શા માટે આપતા નથી તે મ્હને સમજાતું નથી; કેમકે માણસો કાંઇ પોતાની કબરના આરસપહાણમાં કોતરેલા કીર્તિલેખો વાંચી શકતા નથી. સદાચારી માણસોની યાદગીરી માટે તેમની પાછળ જે કંઇ સ્મારક આપણે રચીએ છીએ તે ત્હેમના જીવન દરમિયાન આપણે ત્હેમની કરેલી ઉપેક્ષા માટે આપણને પશ્ચાતાપ જ કરાવે છે. બુલ્વર લિટન.

બીજા ( ઉચ્ચ કક્ષાના ) હૃદયને એક પળને માટે પણ પ્રફુલ્લિત કરવું, એ શું સર્વોત્તમ કાર્ય નથી? જે માણસો અન્યનાં દુઃખે દુઃખી અને અન્યના રોગથી ચિન્તાતુર બની રહ્યાં છે, તેમનામાં સ્તુતિદ્વારા આનંદ અને ઉત્સાહ પ્રેરવો એ મ્હને તો આશિર્વાદ ભરી અમૂલ્ય તક રૂપ લાગે છે. પારમાર્થિક જીવન ગાળનાર આત્માઓની શક્તિ અને ધૈર્યમાં એવી રીતે નવજીવન સિંચવામાં સહાય આપવી એ પણ એક પ્રકારનો ધાર્મિક આનન્દ છે. અમે નાલાયક છતાં પણ તેમ કરવાની જે શક્તિ ધરાવીએ છીએ તે જોઇ અમે ઘણા અજાયબ થઇએ છીએ, અને અમે ત્હેનો સદુપયોગ કરવા ઇચ્છીએ છીએ.

જે આપણાપર અપકાર કરે છે ત્હેમને ધિક્કારવાના પાપમાંથી બચવાનો એકજ માર્ગ છે, અને તે ત્હેમનું ભલું કરવાનો છે; ભલમનસાઇથીજ ક્રોધને સારામાં સારી રીતે જીતી શકાય છે.

સુખ આપવું અને સત્કાર્ય કરવું, તે જ આપણું વ્રત છે; મુક્તિનું

લંગર છે, આપણો સ્વર્ગ દીપ છે, અને આ સૃષ્ટિમાં જીવનનો હેતુ છે. આપણા બાહ્ય ધર્મોના ભલે ચૂરા થાઓ; પરંતુ જ્યાં સુધી આ અભિલાષા સજીવ રહેશે ત્યાં સુધી આપણને જીવનમાં રસ પડશે.

નિઃસ્વાર્થી બનવાને આપણે ચ્હાવું જોઇએ. સ્નેહને માટે જેને આપણે ચાહીએ છીએ ત્હેની સત્યતામાં આપણને વિશ્વાસ હોવો જોઇએ. કેવી રીતે સહેવું, કેવી રીતે આપણી જાતને વિસરી જવી, કેવી રીતે આપણે સ્વાર્પણ કરી શકીએ, ટૂંકામાં કેવી રીતે આપણે ગંભીર બનીએ એ સર્વ આપણે શીખવું જોઇએ.

આ દુનિયા માણસોની દુનિયા છે, અને આ મનુષ્યો આપણા ભાઇઓ છે, આપણે સાત્ત્વિકવૃત્તિનો કદી ત્યાગ કરવો જોઇએ નહિ; આપણે ચ્હાવું જોઇએ. અનિષ્ટને ભલાઇથીજ વશ કરવું જોઇએ, અને સર્વોત્તમ વસ્તુ તો એજ છે કે હૃદયની પવિત્રતાનું રક્ષણ થવું જોઇએ.

જીવનનો ખરો ઝરો હૃદયમાં છે. જીવનનો આત્મા આનંદ છે. કોઇને પણ સુખી કરવો એટલે ખરેખરી રીતે ત્હેના જીવનધનને વધારવું, ત્હેને બમણો ઉપયોગી બનાવવો, ત્હેને આત્મસાન આપવું, ત્હેને ઉન્નત બનાવવો, ત્હેને તદ્દન બદલીજ નાખવો છે.

આપણી ફરજ એ છે કે આપણે આપણી શક્તિ પ્રમાણે, નહિ કે આપણી ઇચ્છા પ્રમાણે, અન્યને સહાયભૂત થવું.

'સ્વાર્થ' એ આપણામાં રહેલી પાશવવૃત્તિનું ચિહ્ન છે. સ્વાર્પણની સાથેજ ખરૂં મનુષ્યત્વ પ્રાપ્ત થાય છે. **એમિએલ.**

બીજાની મુશ્કેલીઓ આપણે વેઠી લેવી એ સર્વોત્તમ સેવા નથી; પરન્તુ પોતાનાં દુઃખની ચિન્તા પોતાની મેળે સહન કરે અને મુશીબતોની સામે બહાદુરાઇથી થઇ શકે એવું ત્હેમને સામર્થ્ય આપવું, ત્હેમના જીવનમાં ઉત્સાહ રેડવો એજ શ્રેષ્ઠ સેવા છે.

**લૉર્ડ એવબરી.**

જે ગરીબોને આપણે આપીએ છીએ તેઓ પૃથ્વીપરથી સ્વર્ગમાં આપણા માલને લઇ જનાર હેલકરી સિવાય બીજાું શું છે ? તેથા કરીને ત્હમે ત્હેમને આપો; જે ત્હેમને આપો છો તે ત્હમે ત્હમારા હેલકરીનેજ આપો છો.

'આત્મસંતોષ' એજ સત્કાર્યનો બદલો છે. 'સેવા' એ કાર્ય છે અને આત્મસંતોષ એ કાર્યનું ફળ છે.

દરેક જણે અન્યની કાંઇક સેવા કરવી જોઇએ, યાને પોતાના ભંડારમાંથી અન્યને કંઇક આપવું જોઇએ. જો ત્હેની પાસે દ્રવ્ય હોય તો તે ભૂખ્યાને અન્ન અને નગ્નને વસ્ત્ર આપે, એકાદ ધર્માલય બંધાવે, અથવા તો પોતાના પૈસાવડે થાય તેટલાં સત્કાર્ય કરે. બીજા પાસે જો ડહાપણ હોય તો તે પોતાના પડોશીઓનો માર્ગદર્શક બનીને તેમને સંસારયાત્રામાં ચાલવાનો શ્રેષ્ઠ માર્ગ બતાવે. ત્રીજા પાસે જો ધર્મનું જ્ઞાન હોય તો તે માણસોને ધાર્મિક ઉત્સાહ આપે, અવળે રસ્તે જનારને યોગ્ય રસ્તે લાવે, અને છેક ભૂલાં પડેલાંને શોધી કાઢે. જગતમાં એવાં અનેક કાર્ય છે કે જે તદ્દન ગરીબ મનુષ્યો પણ કરી શકે. કોઇ પાંગળાનો પગ બને, અંધને દોરે, હાથથી થઇ શકે તેટલી અન્યને સહાય આપે, રોગીનાં ઘરોની મુલાકાત લે, અને કોઇ વિદેહ થયેલાને દાટવા જાય.

હરણો વિષે એમ કહેવાય છે કે જ્યારે તેઓ ટોળાબંધ ફરે છે ત્યારે તેઓ એક બીજાની પાછળ ચાલે છે, અને સૌથી આગળનું જ્યારે થાકે છે ત્યારે તે સૌથી પાછળનાપર પોતાનું માથું ટેકવે છે. આ રીતે પરસ્પરનો ભાર વહેતાં તેઓ ધારેલે સ્થળે પહોંચી જાય છે. આજ પ્રમાણે જેઓ ઇશ્વર પ્રાપ્તિ ઇચ્છતા હોય ત્હેમણે સંસારયાત્રામાં એકબીજાનાં દુઃખોમાં ભાગીદાર બનવું જોઇએ. **સેન્ટ ઑગસ્ટાઇન.**

'સ્નેહ' એ શું છે? મ્હને તો લાગે છે કે ત્હેનું સત્ય સ્વરૂપ 'ડહાપણ' છે; તે નિઃસ્વાર્થતાજન્ય આનંદ છે; પોતા સિવાયના અન્યનાં જીવનમાં રસ છેઃ તે અન્યના સુખમાં સુખી થવાનું છે. જો મ્હારૂં પોતાનું સુખ ઘણુંજ અલ્પ હોય તો તે હસનારાઓ સાથે હસવાથી વધારી શકાય તેમ છે.

ન્હાનાં ન્હાનાં દયાનાં કાર્યોમાં અને સામાન્ય પ્રસંગોમાં પણ નૈસર્ગિક સદ્દવૃત્તિઓને સ્વતંત્ર રીતે ખીલવા દેવામાં કેટલુંક માધુર્ય અને સૌન્દર્ય સમાયેલું છે. **સી. એમિસ.**

સત્કાર્ય કરો અને કાળના ઘસારાથી નાશ ન પામે ત્હેવું સદાચારનું સ્મારક ત્હમારી પાછળ મૂકી જાઓ. દર વર્ષે ત્હમારા સહવાસમાં આવતાં સેંકડોનાં હૃદયપર દયા, સ્નેહ અને માયાળુપણાથી ત્હમારૂં નામ લખો. તેથી તેઓ ત્હમને વિસરી જશે નહિ, અરે, એટલુંજ નહિ પરન્તુ ત્હમારૂં નામ અને ત્હમારાં કાર્યો ત્હમારી પાછળ રહેનારાઓના હૃદયપર સ્પષ્ટ દેખાશે. સત્કાર્યો આકાશના તારાઓ જેટલાંજ પૃથ્વીપર તેજથી ઝળકે છે. **એલેક્ઝાન્ડર.**

શારીરિક જીવનને શ્વાસોચ્છ્વાસ જેટલો અગત્યનો છે તેટલુંજ 'દાન' એ આધ્યાત્મિક જીવનને અગત્યનું છે. જે મનુષ્યો છૂટે હાથે અન્યને આપતા નથી ત્હેમને માટે ઈશ્વરને ત્યાં બીલકુલ સ્થાન નથી. દાનમાંજ સાચી મહત્તા અને શુદ્ધ ધર્મ સમાયેલાં છે. જે મનુષ્યો જગત પાસેથી લે છે ત્હેમને નહિ, પરન્તુ જેઓ જગતને પોતાનાથી બને તેટલું આપી જાય છે ત્હેમનેજ આપણે પૂજીએ છીએ.

**રેવરંડ ચાર્લ્સ ઇ. ઍન્ડરસન.**

જે હાથ આખો દિવસ ઉદાર અને પ્રામાણિક કાર્ય કરી રહ્યા છે તેજ સુન્દર છે. જે પગ દૈવી પ્રેરણા પ્રમાણે નીચમાં નીચને ઘેર પણ દયાનાં કાર્યો કરવા ચાલીને જાય છે તેજ સુન્દર છે. જે

પણાંઓ અન્યની ચિન્તાનો ભાર, ધૈર્ય અને માનનીય રીતે નિરંતર વહી રહ્યા છે તેજ સુન્દર છે. જેઓ બીજાઓના સુખની નદીઓને પોષી રહ્યા છે ત્હેમનાંજ જીવન ધન્ય છે. ઇ. પિ. ઍલર્ટન.

દુઃખી ભાઇને સુખી ભાઇની દયાપર હક્ક છે. ઍડિસન.

ત્હમારી જાતને નુકસાન કર્યા સિવાય ત્હમે બીજાને દુઃખી કરી શકશો નહિ. ડૉકટર આર્નોલ્ડ.

જો સત્કાર્ય કરવાની ત્હમને ઇચ્છા થતી હોય તો તે જલદીથી કરો, કે જેથી અન્યના હૃદયમાં ઉપકારની વૃત્તિ ઉત્પન્ન થાય. જો કોઇનું ભલું બહુ ધીમે ધીમે કરવામાં આવે તો ત્હેને અપકાર સમાન લાગે છે. ઍાસોનિયસ.

ત્હેં કેટલાં દુઃખી અને દુષ્ટ મનુષ્યો તરફ દયાની લાગણી બતાવી છે એ પ્રશ્ન અહર્નિશ તું ત્હારી પોતાની જાતને પૂછ.

માર્કસ ઍન્ટોનિયસ.

માનજીવનનાં અર્ધાં દુઃખ પરસ્પર દયા, પરોપકાર અને સહાનુભૂતિથી નિવારી શકાય. ઍડિસન.

ગરીબને આશ્વાસન આપો, નિર્બળને સહાય અને આશ્રય આપો, અને ત્હમારા સર્વ બળથી દુષ્ટતાને ઉથાડી પાડો; તેથીજ ઈશ્વર ત્હમને ચ્હાશે, અને ઈશ્વર પોતેજ ત્હમને બદલામાં મળશે.

ઍાલફ્રેડ ધ ગ્રેટ.

ત્હમે ત્હમારા પડોશીનું કંઇક કલ્યાણ કર્યું હોય અને તેથી ત્હેની સ્થિતિ સુધરી હોય, તો પછી કીર્તિ તથા આભાર મેળવવાની આશારૂપી મૂર્ખતા કેમ કરો છો? માર્કસ ઍારેલિયસ.

જગતને ચ્હાનાર માટે જગત બહુ વિશાળ છે, પરન્તુ જે ત્હેને ધિક્કારે છે ત્હેને માટે તો નહિજ. ટી. બી. આલ્ડ્રિક.

બીજાનાં દુઃખ મ્હને સમજાય એવા કોમળ અને દયાળુ હૃદયની

મ્હને આવશ્યકતા છે, અને પ્રારબ્ધના કોપની સજા ખમવાની મ્હારામાં શક્તિ આવે, તથા ઈશ્વરી આજ્ઞાઓ પ્રત્યે અધીનતા રાખી શકું તેટલા માટે મજબુત મન અને લોખંડી છાતીની મ્હને જરૂર છે.

જે. ક્યુ. ઍડમ્સ.

આપણે ધારીએ તો દિવસને અન્તે આપણી નોંધપોથીમાં પવિત્ર વિચારો, નિઃસ્વાર્થ કાર્યો, આનંદપ્રદ આશાઓ, અને આપણી હલકી વૃત્તિઓપર પ્રાપ્ત કરેલા વિજયો આપણે જરૂર લખી શકીએ.

એલ. એલ. ઍલન.

ત્હમે બેમાંથી કયું કાર્ય કરશો—હસીને બીજાને સુખી કરશો કે ચીઢીઆ બની આસપાસનાં મનુષ્યોને દુઃખી કરશો? ત્હમે હસતો ચ્હેરો બતાવવાથી કે આનંદદાયક શબ્દો બોલવાથી બેસુમાર સુખ બીજાને આપી શકશો. દયાના કાર્યમાંથી મળતા આનન્દ જેવો ઉચ્ચ પ્રકારનો આનન્દ બીજો કોઇ પણ નથી. ત્હમે રાત્રે સુતી વેળાએ, સ્હવારે ઉઠતી વખતે અને કાર્યમાં પ્રવૃત્ત હશો ત્યારે આખો દિવસ તેને અનુભવશો.

મેરીએટ એગોલ્ટ.

સર્વ મનુષ્યોને સગાં બનાવો. માત્ર લોહીમાંજ જ્ઞાતિ કે સગપણ નથી, કારણ કે તે તો સર્વેની નસોમાં એકજ રંગનું વહે છે. વળી અશ્રુમાં પણ જ્ઞાતિ નથી, કારણ કે તે બધાં ખારાં જ સરે છે. દરેક સત્કાર્ય કરનાર ઉચ્ચ છે અને અનિષ્ટ કાર્ય કરનાર નીચ છે.

ઈ. આર્નોલ્ડ.

ત્હમે કહો છો કે માલ ભરી રાખવાને ત્હમારી પાસે જગા નથી; કંઇ હરકત નહિ, ત્હમારી પાસે જગા કરવાનાં સાધન તો છેજ. ત્હમારા શબ્દો પ્રમાણેજ હું કહું છું કે ત્હમારે ત્હમારા કોઠાર તોડી પાડવાની બીલકુલ જરૂર નથી, હું ત્હમને તેનાથી વધારે સારી જગા બતાવીશ કે જ્યાં ત્હમારા દાણા ભરી રાખી શકાય, અને

ચોરનો બીલકુલ ભય રહે નહિ. ત્હેને ગરીબના હૃદયમાં રાખો કે જ્યાં જીવડાં તે અનાજને બગાડી શકે નહિ, અને કાળથી ત્હેને નુકસાન થાય નહિ. ત્હમારી પાસે ગરીબના ખોળારૂપી કોઠી છે; વિધવાઓનાં ઘર ત્હમારા કોઠાર છે; બાળકોનાં મુખરૂપ અનાજ ભરવાનાં સ્થાન પણ ત્હમારી પાસે છે. આ કોઠારો શાશ્વત્ છે; આ કોઠાર કોઇવાર છલકાઇ જવાના નથી, કે જેથી ત્હમને તે તોડી પાડવાની જરૂર પડે. જ્યારે ધરતી માતા પોતાને જે કંઇ મળે છે તે કરતાં વધારે ફળ આપી રહી છે તો પછી ત્હમે જે દયાનાં કાર્યો કરો છો તેનું કેટલા ગણું ફળ ઇશ્વર તમને આપશે? **સેઇન્ટ એમ્બ્રોસ.**

દરેક મનુષ્ય ઉપકાર કરનાર તેમજ ઉપકાર લેનાર છેજ, માટે જે કંઇ સત્કાર્ય કરો ત્યારે તે કરવાનો પ્રસંગ આપવા બદલ સામાનો તમારે ઉપકાર માનવો જોઇએ, અને તેણે તે કાર્ય કરવા બદલ તમારો આભાર માનવો જોઇએ.

માનવી! તું જેને ચ્હાતો હોય તેના જેવું ત્હારે થવું જોઇએ; જો તું ઇશ્વરને ચ્હાતો હોય તો ઇશ્વર જેવો થા અને ધૂળને ચ્હાતો હો તો ધૂળ બન.

ભલોજ થા કે જેથી તું સુખી થઇ શકે; નિરોગીજ રહે કે જેથી બીજાની કાંઇ સેવા કરી શકે.

પોતાનું જીવન બીજાઓ માટે છે, અને ઇશ્વરે ત્હેને જે આપ્યું છે તે તેણે માનવજાતિને માટે વાપરવાનું છે, એવું જેને જરા પણ લાગતું નથી ત્હેવો મનુષ્ય સાચી મહત્તા કદી પ્રાપ્ત કરતો નથી.

પરોપકારનાં ખરાં કાર્ય કરી શકાય તેટલા માટે માણસે પ્રથમ જાતે મહેનત કરતાં શીખવું જોઇએ; જાતે પ્રયાસ કરવો જોઇએ અને ગરીબ તથા અજ્ઞાનીઓના અંગત સહવાસમાં આવવું જોઇએ. ત્હમે મંડળોદ્વારા ગરીબો પ્રત્યેની ત્હમારી ફરજ ઉત્તમ પ્રકારે બજાવી

શકશો નહિ; ત્હમારે જાતેજ ત્હેમના જીવનનો સહવાસ અને સેવા કરવી જોઇએ. જે મનુષ્ય સ્વાર્પણની અવગણના કરે છે, અને ત્હેને હસી કહાડે છે, તે ત્હેમાંથી પ્રાપ્ત થતાં સામર્થ્ય અને આનંદને કદી અનુભવી શકતો નથી. જે મનુષ્ય પોતાની જાતને પૂર્ણ ઉત્સાહ અને શ્રદ્ધાથી અન્યના હિતને ખાતર અર્પી દે છે તેજ આવા સંપૂર્ણ સ્વાર્પણથી પ્રાપ્ત થતી ઉચ્ચ શાન્તિને પામે છે.

બીજાઓને ખરેખર દુઃખથી મુક્ત કરવા માગતા હોય ત્હેમણે એક વાત પૂરેપૂરી સમજવી જોઇએ કે જ્યાં સુધી ધનવાન માણસો નિર્ધનને પૈસા આપે નહિ, એટલુંજ નહિ પરન્તુ ચારિત્ર્યવાન પુરુષો ચારિત્ર્ય રહિત મનુષ્યોને સદ્ગુણી બનાવે નહિ ત્યાં સુધી તેમ બનવું મુશ્કેલ છે. જ્યાં સુધી માણસોને ત્હમે સ્વાશ્રયી, બુદ્ધિશાળી, મુશીબતોને નિવેડનારા, અને મદદ મેળવવાને બદલે વિટંબનાઓને સહેવાનું વધારે પસંદ કરનારા નહિ બનાવો ત્યાં સુધી ત્હમે ગરીબાઇને દૂર કરી શકો નહિ.

જ્યારે કંઇ પણ કાર્ય આપણે આપણી જાતને માટે નહિ, પરન્તુ આપણા માનવ બન્ધુઓને માટે કરીએ છીએ, ત્યારેજ આપણે સર્વોત્કૃષ્ટ થઇએ છીએ; જ્યારે આપણે ઇશ્વરે આપેલી સર્વ શક્તિઓ અન્ય દુઃખી મનુષ્યોને માટે વાપરીએ છીએ ત્યારે જ આપણે ત્હેમને પૂરેપૂરી પ્રાપ્ત કરીએ છીએ.

એકાદ હલકામાં હલકી પંક્તિનો પુરુષ વા સ્ત્રી સબળ, નમ્ર, પવિત્ર અને સદાચારી બને છે, તેની સાથે જ જગત પણ વધારે સારૂં બને છે, અને એટલી સદાચારની વૃદ્ધિ થવાથી કોઇકને પણ સહાય અને સાન્ત્વન પ્રાપ્ત થાય છેજ. **ફિલિપ્સ બ્રુક્સ.**

ખરી ઉદારતા "મૂઠીએ મૂઠીએ આપવા કરતાં પાત્રાપાત્રનો વિચાર કરીને આપવામાં રહેલી છે." **બુચર.**

આ જગતમાં આપણે કંઇ લઇએ ત્હેના કરતાં કંઇ આપી શકીએ ત્હેના પ્રમાણમાંજ આપણે વધારે સંપત્તિવાન થઇએ છીએ. કેટલાક માણસોનું જીવન મહોલ્લામાં થઇને પસાર થતા વાજાવાળાના જેવુંજ સદા રહે છે. સુંદર વાજીંત્રની પેઠે ત્હેમને સાંભળનાર સર્વને સર્વ દિશામાં તેઓ આનન્દ આપે છે.

બીજી સર્વ કળાઓમાં ન્યાય અને ઉદારતાથી જનસમૂહ સાથે રહેવાની કળા શ્રેષ્ઠ છે. આપણા બન્ધુઓ સાથે સંપીને રહેવામાં જેટલી મહેનત, જેટલી કેળવણી, જેટલું ડહાપણ, અને જેટલો અનુભવ જોઇએ છીએ તેટલું બીજા કશામાં જોઇતું નથી. આપણા બાળકોને શીખવવામાં આવતા સર્વ કમાવાના ધંધાઓ કરતાં આ કળા શીખવવી વધારે અગત્યની છે. તે કળા ન આવડતી હોય તો બીજાં સર્વ જ્ઞાન અને કળાઓ કંઇજ નથી. આપણા માનવ બન્ધુઓ સાથે સંપીને રહેતાં શીખવું અને શીખવવું એજ જીવનનું મુખ્યમાં મુખ્ય કાર્ય છે.

ત્હમારા મિત્રો મૃત્યુ પામે ત્યાં સુધી ત્હમારા સ્નેહ અને કોમળતાની વૃત્તિઓને દાબી રાખશો નહિ. ત્હેમના જીવનમાં માધુર્ય રેડો. તેઓ સાંભળતા હોય ત્યારે ત્હેમને પ્રિય અને પ્રોત્સાહક શબ્દો કહો, કે જેથી ત્હેમનાં હૃદય વધારે વેગથી ઉછળે. **એચ. ડબ્લ્યુ. બીચર.**

સત્કાર્યોથી દિવસને વિભૂષિત કરવો અને સદ્‌વિચારથી રાત્રિને અજવાળવી એજ જીવન છે. આપણી જાતને ખરેખરી રીતે ચ્હાવાને માટે આપણે ઇશ્વરને ચ્હાવો જોઇએ, અને ઇશ્વરને ચ્હાવા માટે તેણે પેદા કરેલા જીવોને ચ્હાવા જોઇએ. ફક્ત શ્વાસોચ્છ્વાસ અને લોહીના ફરવામાંજ જીવન સ્હમજવાનું નથી. આપણા જીવનની ગણત્રી વર્ષોથી નહિ પણ કાર્યોથી; શ્વાસોચ્છ્વાસથી નહિ પણ વિચારોથી; દેખાવોથી નહિ પણ લાગણીઓથી કરવી જોઇએ. જે ઉંડાણથી વિચાર કરે

છે, સર્વોત્કૃષ્ટ લાગણીઓ ધરાવે છે, અને શ્રેષ્ઠ કાર્યો કરે છે, તેજ સૌથી વધુ દીર્ઘાયુષી છે. **પી. જે. બેઇલિ.**

ત્હમારૂં પોતાનું જીવન અને સર્વ પાર્થિવ વસ્તુઓના મમત્વનો ત્યાગ કરો કે જેથી ત્હમારી પાસે જે હોય, અને ત્હમે પોતે જેવા હો તે સર્વવડે ઇશ્વરની અને મનુષ્યની સેવા કરી શકો. જ્યાં સુધી એ સર્વ પૂરેપુરાં વપરાઇ રહે ત્યાં સુધી આખી જીન્દગી પર્યંત એજ ધોરણે કાર્ય કર્યા કરો.

નિઃસ્વાર્થ દિલસોજીનું થોડુંક વધારે હાસ્ય, થોડાક વધારે કોમળ શબ્દો, સ્વભાવપર થોડોક વધારે અંકુશ, આ સર્વથી આપણા પડોશીઓના સુખ દુઃખમાં મહત્વનો ફેર પડે છે.

ત્હમારા સર્વ મિત્રોમાં, ત્હમારા ગૃહમાં, ત્હમારા દરરોજના મંડળમાં, દુઃખી અને ગરીબ, તેમજ આનંદી અને પૈસાદાર સર્વમાં ત્હમારા જીવનનો સુવાસ, રંગ, આનંદ અને ઉત્સાહ રેડો. અંધકારમાં રહી ગયેલા આત્માઓને તેજસ્વી બનાવો, કઠોરને મૃદુ બનાવો, ક્લેશપૂર્ણ ગૃહોમાં શાન્તિ વહેવડાવો, અને મનુષ્યોના દોષો તથા મૂર્ખતાઓને સ્નેહનાં પુષ્પોથી ઢાંકી દો. બીજાને ચાહો એટલે ત્હમે સર્વમાં સુવાનીનો આનંદ રેડશો; અને ત્હમે પોતે પણ પુષ્કળ આનંદ ભોગવી શકશો; કારણ કે ત્હમારા સ્નેહથી સુખી થયેલા સર્વ આત્માઓના સુખનો સરવાળો ત્હમારામાં આવી વસશે. સુખ પ્રાપ્તિ માટે આજ શ્રેષ્ઠ ધર્મ છે. **સ્ટૉફર્ડ બ્રૂક્સ.**

જે મૃત્યુ પછી ધર્માદા કરવાનું લખી જાય છે તે ખરી રીતે જોતાં પોતાના કરતાં પારકાના દ્રવ્યવડેજ પોતાની ઉદારતા બતાવે છે.

ભલમનસાઇને હું ટેવ કહું છું, અને સ્વાભાવિક દયાને વૃત્તિ કહું છું. આ ગુણો ઇશ્વરી હોવાથી બીજા સર્વ ગુણો અને મોટાઇ

કરતાં શ્રેષ્ઠ છે; અને તેના સિવાય માણસ એક ઉદ્યોગી, તોફાની, કંગાળ પૂતળું છે. **બેકન.**

જે કોઈ યથાશક્તિ થાય તેટલી સેવા કરવા પ્રયાસ કરે છે તે પોતે કલ્પી શકે તે કરતાં વધારે અને સર્વજ્ઞ પ્રભુ સિવાય બીજાથી જાણી ન શકાય તેટલું બધું સત્કાર્ય કરી શકશે.

કંઇક કંઇક ભલું તો આપણે સર્વ કરી શકીએ તેમ છેજ; અને આપણાથી બની શકે તેમ હોય તેટલું બધુંજ જો આપણે કરી શકીએ તો (પછી એ શક્તિ ગમે તેટલી થોડી હશે તોપણ) આપણે આપણો ભોગ આપ્યો એમજ કહેવાય.

જે મહાપુરુષો સમગ્ર દેશની સેવા કરી રહ્યા છે, અને જેમનાં સત્કાર્યને હજારો મનુષ્યો અભિનન્દે છે, હ્મેમની પદવીએ આપણે પણ પહોંચી શકીએ; પરંતુ તે અગાઉ આપણી ખાત્રી થવી જોઇએ કે આપણાથી થઇ શકે તેટલું બધુંજ આપણે કર્યું છે, અને ઇશ્વરે આપેલી સર્વ શક્તિઓ આપણે પૂરેપૂરી બીજાંના સુખને માટે વાપરી છે; અને આમાંજ આપણે આપણી જાતને છેતરવાનો સંભવ છે; કેમકે અશક્તિનું બ્હાનું કાઢી આપણે આપણા આળસને ઢાંકીએ છીએ.

આપણે જેને આપણું કર્તવ્ય માનીએ છીએ હ્મેને અંગે ગમે તેટલી મુસ્કેલીઓ ઉભી થતી હોય તોપણ આપણે નિરાશ થવું જોઇએ નહિ; કારણકે જો આપણે આપણું સર્વ બળ અજમાવીએ છીએ તો સર્વશક્તિમાન્ ઇશ્વર આપણને જરૂર સહાય કરે છેજ.

આપણી શક્તિઓ અજમાવવાના કોઇ પણ પ્રસંગને આપણે ક્ષુદ્ર ગણવો જોઇએ નહિ. દરેક બાબતમાં સંપૂર્ણતા તરફ લક્ષ્ય રાખવાથીજ આપણી હાલની સ્થિતિમાં જેટલી શક્ય હોય તેટલી વિશેષતા આપણને મળી શકે તેમ છે. **બાઉડલર.**

સદ્‌ગુણોને છૂટાંછવાયાં કાર્યોથી નહિ, પરંતુ દરરોજ પુનઃ પુનઃ

પ્રયાસ કરીને કેળવવા જોઇએ. તેઓ વધારે સતેજ અથવા ઉપયોગી થાય એટલા માટે હેમને નિયમિતરીતે પ્રવૃત્ત રાખવા જોઇએ. હેમને ધૂમકેતુની માફક ક્ષણિક તેજથી ચળનારા નહિ, પરન્તુ દિવસના અજવાળાની માફક નિયમિત પ્રકાશ આપનારા કરવા જોઇએ. વળી તે ઇન્દ્રિઓને ક્ષણભર આનંદ આપતી સુવાસિત પવનની લહરી જેવા નહિ, પરંતુ સતત શુદ્ધ અને તંદુરસ્ત હવા પૂરી પાડનાર સામાન્ય લહરીના જેવા હોવા જોઇએ.

કદાચ આપણુને વર્ષોનાં વર્ષો સુધી પરોપકારનાં મહાન અને પ્રસિદ્ધ કાર્યો કરવાનો એક પણ પ્રસંગ મળે નહિ; પરંતુ આપણા દૈનિક જીવનમાં અને ખાસ કરીને સામાજિક વ્યવહારમાં એક દિવસ એવો જતો નથી કે જ્યારે બીજાને સુખ પહોંચાડવાના અને આપણા સદ્‌ગુણને પોષવાના પ્રસંગો આપણુને ન મળે. અરે એટલુંજ નહિ, પરન્તુ જો આપણે દયાળુ સ્વભાવનો યોગ્ય ઉપયોગ કરીએ તો બાહ્ય દૃષ્ટિએ દેખાતાં બીજાં મ્હોટાં કામો કરતાં પણ આપણે સમાજના સુખમાં ઘણો ઉમેરો કરીએ છીએ.

આપણા માનવજીવનમાં એવા પ્રસંગો પણ અનેક આવે છેજ કે જ્યારે દ્રવ્યની મ્હોટી બક્ષીસ આપવા કરતાં પણ આપણા પ્રોત્સાહક સ્વાગતથી, માયાળુ વર્તનથી, અથવા દિલસોજી ભરેલી દૃષ્ટિથી બીજાના હૃદયનું દુઃખ ઘણુંજ ઓછું કરી શકાય તેમ હોય છે. બીજી તરફ દેશ, કાળ, પાત્રનો વિવેક અને સમભાવની લાગણી સિવાયની લાખોની ઉદારતા પણ પરોપકારનો ખરો હેતુ ભાગ્યેજ સફળ કરી શકે છે; એટલુંજ નહિ પણ એમ કરવાથી કેટલીક વાર તો આપણે જેમને સુખી કરવા માગીએ છીએ હેમને ઉલટા દુઃખીજ કરીએ છીએ. વળી દાન જ્યારે કર્કશતાપૂર્વક આપવામાં આવે છે ત્યારે તો તે ઘા કર્યા જેવું લાગે છે. ડૉ. બ્લેર.

દુઃખી માણસો કે જેઓ આપત્તિમાં આવી પડેલા ભાઇઓ છે, તેમને દુઃખમુક્ત કરવાથી આપણને કેટલો બધો આનંદ મળશે? ઇશ્વર કૃત સૃષ્ટિ ઉપરની સર્વ વસ્તુઓમાં "ઉદાર અને દયાળુ હૃદય" એ ઇશ્વર સાથે સૌથી વધારે બંધબેસતી વસ્તુ છે. **આર. બર્ન્સ.**

ઘણાં માણસો ત્હેમનામાં સર્વોત્તમ અને પવિત્ર હેતુ તથા પરોપકાર કરવાની સારી જેવી શક્તિ છતાં સમાજને ઉપયોગી થવામાં નિષ્ફળ નિવડે છે અને પોતાનું જીવન વ્યર્થ ગુમાવે છે, કારણ કે ત્હેમનામાં કાર્ય કરવાની ખરી લાગણી અથવા આવડત હોતી નથી અને તેથી કરીને તેઓ પોતાનાં સૌથી વધુમાં વધુ દયાનાં કાર્યો પણ એવી રીતે કરે છે કે જેથી ન તો કોઇ દુઃખીને દિલાસો મળે, કે ન તો નિરૂત્સાહીને ઉત્સાહ મળે.

કેટલાક માણસો પાસે સેવા કરવાની શારિરીક અથવા આર્થિક શક્તિ ઓછી હોવા છતાં ત્હેમનામાં એવી લાગણી અથવા આવડત હોય છે કે જેથી કરીને ત્હેમની આસપાસ સર્વ સ્થળે તેઓ આનંદ અને જ્ઞાન ફેલાવે છે. તેઓ નિરંતર પરોપકારનાં કાર્ય કરી રહ્યા હોય છે. ત્હેમની દયા એવી પશ્ચિમ બુદ્ધિની નથી હોતી કે જેથી સહાય કરવાનો સમય તદ્દન વીતી જાય. વળી દુઃખ દૂર કરવાનો પ્રયાસ કરતાં ક્રૂર બનવાના ગંભીર દોષમાં પણ તેઓ પડતા નથી. કયો સારામાં સારો શબ્દ ઉચ્ચારવો જોઇએ અથવા કયું કાર્ય શ્રેષ્ઠ અને યોગ્ય છે તે તેમની વિચારશક્તિ સહજે સ્હમજી જાય છે, અને કાર્યની કળથી મુસ્કેલ પ્રસંગો પણ સરળ બની જાય છે. એક શાન્ત સેવક એવા મૃદુ શબ્દોને વખતસર શોધી કહાડશે કે જે શબ્દોના પ્રભાવથી સ્હામા માણસનો ગુસ્સો ઉતરી જશે. જોખમભરેલા પ્રસંગો કેવી રીતે દૂર કરી શકાય તે વાત તે સારી રીતે જાણે છે, અને વિરોધી બનવાની અણીપર આવી ગયેલા પક્ષોમાં તે શાન્તિ પ્રસારે છે. જ્યારે વાચા

કરતાં મૌન વધારે લાભદાયક જણાય છે ત્યારે તે ચૂપ પણ રહે છે.

**રેવરન્ડ ડૉકટર જે. આર. મિલર.**

જો ત્હમે સ્નેહ, સરળતા અને વિનયથી લોકોનાં હૃદય વશ કરી શક્યા હો; તો એમાં ઉંડું રહસ્ય એજ હશે કે ત્હમે બીજાઓને ખાતર પોતાની જાત અને સ્વાર્થને ભૂલી ગયા હશો. હે નરદેવ! આ ગુપ્ત શક્તિને નિરંતર વળગી રહેજો. કારણકે તે સ્વર્ગમાંથી ઉતરી આવેલી ચાણુગારી છે. **પ્રિન્સ કૉન્સર્ટ.**

કુટુમ્બનાં સર્વ માણસોને સુખ અને આનંદ આપનારી માતાના કરતાં વધારે સુંદર દશ્ય ફક્ત એકજ છે, અને તે એક કુંમારિકા છે, કે જે પોતાનો પરિવાર ન છતાં પણ પોતાના પરિચયમાં આવનાર ઘર કે બહારના દરેક મનુષ્યને સુખ અને દિલાસો આપવામાં, અને સર્વના હૃદયમાં સ્થાન મેળવવામાંજ પોતાનું જીવન નિર્ગમે છે. જો કે ત્હેને હજી પત્ની અને માતા બનવાનો લ્હાવો મળ્યો નથી, છતાં પત્ની અને માતૃત્વમાં વસેલી સર્વથી પવિત્રમાં પવિત્ર વસ્તુ ત્હેને મળી છે. **જી. એસ. મેરિએમ.**

કેટલાક શબ્દો સૂર્યનાં કીરણો જેવા હોય છે, જ્યારે બીજા કેટલાક સર્પના દંશ અથવા ઝેરી બાણના જેવા હોય છે. જેમ કઠોર શબ્દોથી માણસોને ઘણું દુઃખ થાય છે, તેમ માયાળુ શબ્દોથી માણસોને બહુ આનંદ મળે છે. **સર. જે. લબક.**

સૌથી દુર્બળમાં દુર્બળ અને દીનમાં દીન માણસે પણ યાદ રાખવું કે જો ત્હેની ઇચ્છા હોય તો તે પોતાની આસપાસ સ્વર્ગ (આનંદ) ફેલાવી શકે તેમ છે. માયાળુ શબ્દો, લાગણીયુક્ત દષ્ટિ અને સામાની લાગણી ન દુખાય તેની સાવચેતી, આ સર્વના કંઇ પણ પૈસા બેસતા નથી, અને તે છતાં પણ ત્હેમની કિંમત અતુલ્ય છે. શું એ ગુણો આપણા સુખને સદાય પોષનારા નથી? કલાકે કલાકે અને

ક્ષણે ક્ષણે આપણે પણ આવી બીજાઓની દયાપરજ જીવીએ છીએ, અને હેમાંથીજ સુખ પ્રાપ્ત કરીએ છીએ.

**એફ. ડબ્લ્યુ. રૉબર્ટસન.**

માત્ર બુદ્ધિમત્તા અને વાચાળતામાં પડયા રહેવા કરતાં ન્હાનાં ન્હાનાં દયાનાં કૃત્યો, થોડો વિનય અને અન્યની લાગણીને માટે થોડો વિચાર, એ સર્વે આપણા સામાજિક વ્યવહારમાં નિયમિત રીતે ચાલુ રાખવાથી આપણું ચારિત્ર વધારે ઉજ્જવળ બને છે. **એમ. એ. કેલ્ટિ.**

જેમના કપાળપર ચિન્તાની કરચલી જોવામાં આવતી નથી, પરંતુ જેમની આંખોમાં આનંદ ઉછળી રહ્યો છે, એવા સેવાવ્રતી દેવ-પુરૂષોના આગમનથી લોકો રાજી થાય છે. તેઓ આ જંજાળી દુનિયામાં બનતા બનાવો પ્રતિ હસતે ચ્હેરે જુએ છે, અને અંતે આપણને શીખવે છે કે તે બનાવો તેથી પણ વધારે ખરાબ બન્યા હોત. જો આપણે માંદા હોઈએ તો તેઓ આપણને કહેશે કે "ગઇ કાલના કરતાં આજે ત્હમે વધારે સારા દેખાઓ છો." જો આપણને બચવાની બીલકુલ આશા ન હોય તો તેઓ આપણા પ્રત્યે ઈશ્વરે જે દયા દર્શાવી હોય છે ત્હેનું સ્મરણ કરાવે છે, અને આ કરતાં પણ વધારે સારી દુનિયાનું ભાન કરાવે છે. જો આપણે આપણા કાર્યમાં નિરાશ થયા હોઈએ છીએ તો તેઓ આપણને કહેશે કે આપણે જે ભલું કરીએ છીએ તેનું અર્ધ રહસ્ય પણ આપણે જાણતા નથી. તેઓ આપણામાં ઉત્સાહ આવે એવી વાતો આપણને કહે છે. તેઓ આપણા વિષે કહેવાય તેટલું સારૂં કહે છે; તેઓ આપણાં બાળકોને, આપણી સારી ટેવોને, અને આપણાં સત્કાર્યોને વખાણે છે. તેઓ દુઃખમાં સુખનું દર્શન કરાવે છે. તેઓ આપણને સારાં, પવિત્ર અને ઉમદા કાર્યો વિષે વાતો કહે છે. તેઓ—ઈશ્વરના પવિત્ર દૂતો—સૂર્યના પ્રકાશ, ફૂલ, અને પક્ષીની માફક આવે છે, અને જ્યારે આપણી પાસેથી

જાય છે ત્યારે આપણે હાથ જોડી ત્હેમને કહીએ છીએ કે "અને તેટલા વહેલા પુનઃ અમારે ત્યાં પધારજો."

**રેવરંડ જે. એચ. શેકસપીઅર, એમ. એ.**

માણસને આ દુનિયામાં જો કોઇ પણ વસ્તુનું અભિમાન ધરવાનું હોય તો તે નિર્મળ બુદ્ધિથી અને કંઇ પણ ગુપ્ત નીચ હેતુ સિવાય કરેલું સત્કાર્યજ છે. **સ્ટર્ન.**

જે અન્યની સેવા કરે તે સજ્જન છે. જો તે અન્યની ખાતર કષ્ટ સહન કરે તો તે વધારે સારો છે; અને જેમની સેવા તે કરે છે ત્હેમના તરફથીજ જો ત્હેને સહન કરવું પડે તો તે શ્રેષ્ઠતાની એટલી બધી ઉચ્ચ કોટીએ પહોંચે છે કે જ્યાંથી વધારે ઉંચે જવાનું અતિ કઠિન દુઃખો ખમવાથીજ બની શકે. જો તે સેવા કરતાં કરતાં મૃત્યુ પામે તો તે સદ્‌ગુણને છેલ્લે શિખરે પહોંચે છે—તે સંપૂર્ણ રીતે વીર બને છે. **બ્રુયેર.**

કેટલાક માણસો જ્યારે અન્યની સેવા કરે છે ત્યારે તેઓ ત્હેનાપર ઉપકાર કર્યો એમ નોંધી રાખે છે અને ત્હેને ઋણી ગણે છે. બીજા કેટલાક માણસો એવી નોંધ રાખતા નથી, તોપણ પોતાના મનમાં અન્યને ઋણી ગણે છે, અને પોતે જે કાર્ય કર્યું છે તે જાણે છે. ત્રીજા પ્રકારના મનુષ્યો પોતે શું કર્યું છે તે જાણતા પણ નથી. તેઓ દ્રાક્ષના વેલા જેવા છે. જેમ તે વેલાને દ્રાક્ષ બેડા પછી બીજા કશાની અપેક્ષા રહેતી નથી, તેમ ત્હેમને સેવા થઇ ગયા પછી બીજા કશાની અપેક્ષા રહેતી નથી.

હે માણસ! ત્હારા બન્ધુ પ્રત્યે સેવા કર્યા પછી તું બીજા શાની અપેક્ષા રાખે છે? ત્હારા મનને આનંદ થાય ત્હેવું કંઇક તેં કર્યું છે એટલાથીજ શું ત્હને સંતોષ થતો નથી? અને આંખ જોવા બદલ તેમજ પગ ચાલવા બદલ ઇનામની આશા રાખતાં હોય તેવી રીતે

ત્હને પણ શું બદલાની આશા રહે છે ? **માર્કસ ઑરેલિયસ.**

માનવસમાજની જરૂરીઆતો અને દુઃખો વિષેનું બરાબર જ્ઞાન જો આપણને થાય તો તે આપણે માટેના ઈશ્વરી શિક્ષણ અને વિકાસનું એક ઉમદા સાધન છે. હૃદયની સંપત્તિ આપતા રહેવાય તેમ વધે છે. માણસને માટે જેટલું વધારે આપણે આપીએ તેથી અનેકગણું વધારે આપણે પાછું મેળવીએ છીએ. દરેક ભાવપૂર્ણ કાર્યથી હૃદય પ્રફુલ્લિત થાય છે, અને આપણામાં સેવા તથા પ્રેમનો પ્રકાશ વૃદ્ધિ પામે છે, કે જે પ્રકાશનાં કિરણો આપોઆપજ બહાર પ્રસરીને અનેકોને શુભમાર્ગ દર્શાવનારાં થઇ પડે છે. **રેવરંડ. આર. પી. ડાઉન્સ.**

જેટલા પ્રમાણમાં અન્યની સેવા થાય છે તેટલા પ્રમાણમાં ચારિત્ર ઉત્કૃષ્ટ બને છે; અને બીજા પાસેથી શું શું ખુંચવી લેવાય, તે વિચારથી માણુસ અધમ બનતો જાય છે. **રેવરંડ આર. પી. ડાઉન્સ.**

ડહાપણનાં વચનો ઘણીવાર ઉજ્જડ વેરાનમાં પડી કશુંય ફળ ઉત્પન્ન કરતાં નથી, પરન્તુ દયાનો એક પણ શબ્દ કદી વ્યર્થ જતો નથી.

**સર. એ. ટેલ્સ.**

આ દુનિયાના સર્વ ફેરફારોમાં અને કસોટીના પ્રસંગોમાં આપણી સાચી સુખશાન્તિ શુદ્ધ સ્નેહ તથા વિદ્યા પ્રત્યે ભક્તિ રાખવામાં અને સત્કાર્ય કરવામાંજ રહેલી છે. **ગટે.**

સદાચારી થવાની ઇચ્છા ઉચ્ચ અને અભિમાન ધરવા લાયક ઇચ્છા છે, અને જેમનામાં એ થોડા પણ પ્રમાણમાં હોય છે તેઓ ઘણા ભાગ્યશાળી છે. કોઇ પણ વિચાર વિચારમાંજ રહે ત્યાં સુધી તે મહત્વનો નથી, જ્યારે તે સત્કાર્યમાં પરિણમે ત્યારેજ મહત્વનો કહેવાય છે. **ગટે.**

ઉદાર હૃદયવાળો મનુષ્ય કોને સૌથી વધારે જરૂર છે, કોણ સૌથી વધારે લાયક છે, ત્હેમનાં શાંશાં સાધનો છે, એ સર્વનો વિચાર

કરે છે; અને તે પોતાના દાનનો હ્હેમના ગુણ અને હ્હેમની સ્થિતિ પ્રમાણેજ વ્યય કરે છે. તે નગ્નને કપડાં આપે છે, ભૂખ્યાને અન્ન આપે છે, નિરાશ થયેલાને આશા આપે છે, નિરાશ્રિત યુવકને કેળવણી આપે છે, અને અજ્ઞાત, મુંઝવણીમાં આવી પડેલાને અને બીન અનુભવીને સલાહ આપે છે. સર્વની માગણીઓને પહોંચી વળવાની ઇચ્છા હોવાથી જો હ્હેનાં પોતાનાં સાધનો ખૂટી પડે છે તો તે ભીખ માગવામાં અને નિરાશ્રિતની હિમાયત કરવામાં શરમાતો નથી, અથવા થાકતો નથી. પોતાનો પાડોશી કોણ છે હ્હેનો તે વિચાર કરવા થોભતો નથી. સ્વાભાવિક રીતેજ તે સમગ્ર મનુષ્યજાતિ સાથે સંકળાયેલો હોય એમ માને છે. જ્યારે તે સર્વના પિતા ઈશ્વર પ્રત્યે ભક્તિ અને આભારની લાગણીથી દૃષ્ટિ કરે છે ત્યારે તે પોતાની આસપાસ ભલાં અને કોમળ હૃદયોને જુએ છે અને કહે છે કે "શું આપણે સર્વ હ્હેનાં બાલકો નથી ?" બાલ્ફૂર.

દુઃખી જનસમાજની સેવા કરવી એ હંમેશાં મહાન અને ઉમદા કાર્ય છે, અને તે પૂરૂં કરવામાં મનુના દરેક બાળકે મૃત્યુ પર્યન્ત ખંતથી મંડયા રહેવું જોઇએ. ડૉક્ટર રૂથ.

એવું કહેવામાં આવ્યું છે કે "ઉદાર થવા પહેલાં ન્યાયી બનો." અને તે ખરૂં છે; કારણકે જે માણસ પોતાનાં કર્ત્તવ્યને વિસારે છે તે પોતાનાં સાધનોને પરોપકારાર્થે ગમે તેટલાં વાપરતો હોય તોપણ ઉદાર નથી. આપણું પહેલું કર્ત્તવ્ય ન્યાય છે—આપણું બીજું કર્ત્તવ્ય આપણા પડોશીને તેમ કરવામાં જરૂરને પ્રસંગે સહાય આપવાની છે. જે ઉદાર પુરુષ આ કરવાનું ભૂલી જાય છે તે ફક્ત ઢોંગી ઉડાઉ છે; અને તેનાથી કોઇનું ખરૂં કલ્યાણ થતું નથી. પરંતુ ઘણીવાર જે ન્યાય અને ઉદારતાયુક્ત કાર્ય આપણે કરવું જોઇએ તેવું સત્કાર્ય કરવાનું તજી દેવાનું આ સૂત્ર એક બહાનું માત્રજ છે—તે આપણી જરૂરીઆતોને

નામે આપણા પોતાના પાષાણ હૃદયને ઢાંકવાનો ઝભ્ભો છે, કે જે ઝભ્ભાને લીધે આપણને સત્કાર્ય કરવાનો શ્રમ લીધા સિવાયજ સદ્વૃત્તિવાળા હોવાનું અને ફક્ત મ્હોડાના સપાટા હાંકવાથીજ પરોપકારી ગણાવાનું માન મળે છે. ત્હમે આવા કંગાલ ઢોંગી બનો એવી મ્હારી ઇચ્છા નથી, પરંતુ સાચેસાચા ન્યાયી બનો. ત્હમને ત્હમારી પોતાની જાતને ન્યાય આપવામાં પણ બીજાઓ પ્રત્યે ઉદાર બનવાના પ્રસંગ મળશે,—આ ન્હાનું સરખું સુત્ર દર્શાવે છે એટલી બધી ભિન્ન એ બે વસ્તુઓ નથી. વળી આટલી તો ખાત્રી રાખજો કે સદ્વૃત્તિ પોતાની ભલમનસાઇ દર્શાવવાનાં અને ધારેલાં સત્કાર્ય કરવાનાં સાધનો જરૂર શોધી કાઢે છે. સત્કાર્ય કરવાનાં સાધનોના અભાવથી અથવા ન્યાયીપણાથી આપણને નિષ્ફળતા મળતી નથી તેમજ આપણી ઉદારતાને અંતરાય આવતો નથી, પરન્તુ **આપણી અનિચ્છા જ હમેશાં મ્હોટી મુશીબત છે.** જ્યારે આપણે તેને જીતીશું ત્યારે બાકીનું સર્વ સરળ અને સ્પષ્ટ થશે. **સી. એચ. હૅગર.**

માણસના આગળ ત્હેના પોતાના દોષ, ત્હેની ખામીઓ અને ત્હેની ભૂલો વિષે હમેશાં વાત કરીને તે બાબતો ત્હેની નજર આગળ ખડી કર્યા કરવાથી કાંઇ તે ઉચ્ચતર અને વધારે સારૂં જીવન ગાળશે નહિ; પરન્તુ ત્હેમનામાં જે ઉન્નત, ઉમદા, દિવ્ય અને ઇશ્વરી અંશ રહેલો છે ત્હેને ઓળખવાથી અને ત્હેના આત્માનાં બંધ પડી રહેલાં દ્વારો ખોલવાથી અને આ પ્રમાણે ત્હેને દિવ્ય ચક્ષુની પ્રાપ્તિ કરાવવાથીજ તેમ થઇ શકે છે. તેથી કરીને તે આત્માના સાદને વધારે લક્ષ્યપૂર્વક સાંભળશે અને આ સૃષ્ટિમાં જન્મનાર દરેક માણસને જે પ્રકાશ અજવાળે છે તે પ્રકાશને અનુસરશે. **મનુષ્યને જેટલા પ્રમાણમાં આંતર જ્ઞાન પ્રાપ્ત થશે તેટલાજ પ્રમાણમાં તેનું બાહ્ય જીવન અને**

**વર્તન તેને અનુકૂલ બનશે, તેથી જરા પણ વધારે નહિ.**
**આર. ડબ્લ્યુ. ટ્રાઈન.**

જ્યાં ઈશ્વર પ્રત્યે અનહદ પ્રેમ હોય છે ત્યાંજ સાચામાં સાચી અને વધારેમાં વધારે દયા હોય છે. **સધી.**

અપકારીપર ઉપકાર કરવો એ સર્વોત્કૃષ્ટ ઉદારતા છે.
**બર્કમિન્સ્ટર.**

માણસને સ્વાશ્રયી બનવામાં મદદ કરવી એજ શ્રેષ્ઠ ઉદારતા છે. માણસને સ્વાશ્રયને રસ્તે વાળવાથી નવું જીવન પ્રાપ્ત થાય છે, યુવાવસ્થા ફરી આવતી હોય એમ ત્હેને લાગે છે; કારણ કે ઘણીવાર રોગી માણસો પોતાને સંપૂર્ણ આરોગ્ય પાછું મળે એમ ઇચ્છે છે.
**ડૉકટર ડબ્લ્યુ. ડબ્લ્યુ. હૉલ.**

ગરીબ માણસો પોતે પોતાની સ્થિતિ સુધારી શકે એવી શક્તિ ત્હેમને આપવામાંજ ખરી સેવા રહેલી છે. **આર્ચબિશપ સુમ્નર.**

સાચામાં સાચા પરોપકારી એ જ માણસો છે કે જેઓ દુઃખ, પરાધીનતા અને નિરાશ્રિતપણાને અટકાવવાનો પ્રયત્ન કરે છે; અને ખાસ કરીને તેઓ જ છે કે જેઓ ગરીબોને સ્વાશ્રયી થવામાં ખંતથી મદદ કરી રહ્યા છે. **સ્માઇલ્સ.**

સાચી ઉદારતાવાળો માણસ પોતાની સહાય વધારેમાં વધારે ફળપ્રદ કેવી રીતે નિવડે ત્હેનો અભ્યાસ પણ જરૂર કરશે. **મેલ્મોથ.**

જે ગરીબને આપે છે તે પ્રભુને ધીરે છે. **સોલોમન.**

જેઓ જીવનનાં વિકટમાં વિકટ માર્ગે ભારે દુઃખથી દબાએલા નિર્બળ બન્ધુને આનંદ આપવાનો પ્રયાસ કરે છે; અને જેઓ પોતાનું કુટુમ્બ બહુ વિશાળ હોવાને લીધે પોતાની સ્થિતિ જોઇએ તેટલી સારી હોતી નથી તે છતાં પણ એક નિરાધાર મનુષ્યને પોતાનું હૃદય અને ભોજન આપે છે; જેઓ પોતાને અર્ધાં ભૂખમરો હોવા

છતાં દુઃખમાં પીડાતા ભૂખ્યાને અન્ન આપે છે; જેઓ પોતાના થોડા-માંથી થોડું બચાવીને જેમની પાસે થોડું પણ ન હોય તેવાઓને આપે છે; જેઓ પોતાને જરૂર હોવા છતાં બીજાની જરૂરીઆત વધારે જોઇને દયાથી દ્રવી ઉઠે છે તેઓજ ઉદારતાના સાચા અનુયાયી છે, દયાના સાચા પુત્રો છે, સાચા પરોપકારી છે અને ખરા ધાર્મિક તથા આસ્તિક છે. **એલીઝા કૂક.**

આપણે દુઃખીને સુખી કરવાના છે; ભૂલા પડી ગએલાને રસ્તે ચડાવવાના છે, ભૂખ્યાની સાથે આપણો રોટલો વહેંચી ખાવાનો છે. આ બધી આપણા પોતા પ્રત્યેની જ સેવા છે; કારણ કે આપણે એક મોટા સમાજના છૂટક છૂટક સભાસદોજ છીએ. **સેનેકા.**

દયાળુ માણસપર નસીબદેવી પ્રસન્ન થઇને જો સોનાનો વરસાદ વરસાવે છે તો તે છૂટે હાથે ગરીબોને દાન આપે છે, અને નિરા-ધારોને પોષે છે. સ્વભાવથીજ જે સદાચારી, ન્યાયી અને પરોપકારી હોય છે તે એવી રીતે જીવનહેતુને સિદ્ધ કરે છે. હેને સુપ્રત થયેલું દ્રવ્ય સારામાં સારી રીતે વપરાય છે. તે દુઃખી માણસનું ઘર દેખીને નાસી જતો નથી, પરન્તુ હેને હેના ઝુંપડામાં જ જઇને મળે છે. તે કેદીને કેદખાનામાં મળે છે, તે વિધવાના પ્રેમાળ હૃદયના ઉભરા અને હેની ઉંડી વેદનાઓ સાંભળવા થોભે છે, તે તેણીના દુઃખમાં સહાય આપવા પ્રયાસ કરે છે, પરલોકના સુખનું તેને ભાન કરાવે છે, તે નિરાધાર બાળકને, મિત્રહીનને, કમનસીબને, અથવા ગરીબને તિર-સ્કારની દૃષ્ટિથી કદી જોતો નથી, તે હેમનો પોતાના ઘરમાં અંતઃ-કરણપૂર્વક સત્કાર કરે છે. સર્વ મનુષ્યોને તે પોતાનાં સગાં માને છે, આખી પૃથ્વીને પોતાનો દેશ માને છે, ઉચ્ચ ચારિત્રને તે અમૂલ્ય ઝવાહિર માને છે, અને સત્યને પોતાનો સુન્દર ઝભ્ભો માને છે.

**એલિઝા કુક.**

સદ્વસ્તુમાં સારાપણું રહેલું જ છે. સચ્ચારિત્ર એ જ ત્હેનું પારિતોષિક છે, અને વખાણની ત્હેને બીલકુલ આવશ્યક્તા નથી.

**મારકસ ઓરેલીયસ.**

માણસોમાં જે ધૈર્ય, સહનશક્તિ અને ક્ષમાના ગુણો રહેલા છે ત્હેને લીધેજ સ્ત્રી અને પુરુષ જાતિમાં આટલી બધી સુન્દરતા દેખાય છે.

**ઓર્થર હેલ્પ્સ.**

જ્યારે એક પરોપકારી માણસ મરણ પામે છે ત્યારે તે જે પ્રકાશ મૂકી જાય છે, તે ત્હેના કુટુમ્બથી પણ દૂર દૂર વર્ષોના વર્ષો સુધી માણસોનો માર્ગ અજવાળે છે. **લૉન્ગફેલો.**

સેવાનો આધાર પૈસાપર નથી, પરન્તુ હૃદય અને ઇચ્છાપર છે.

**હાના મોર.**

મહાત્માઓ ઇશ્વરની પેઠે પરોપકાર કરવામાં જ મગ્ન રહે છે, જો કે જે કૃતઘ્નીપર તેઓ ઉપકાર કરે છે તેઓ કંઇ ફળ આપતા નથી. **રેવે.**

જડ પદાર્થોમાં પોતામાં કંઇ મહત્તા નથી, તેમ હોઇ પણ શકે નહિ. ત્હેમનો જે કાંઇ ઉપયોગ કરવામાં આવે છે ત્હેને લીધે તેમાં મહત્તાનો આરોપ જ માત્ર કરાય છે. જગત્માં સર્વોત્તમ અને સાચામાં સાચી મહત્તા તો માનવ બન્ધુઓ પ્રત્યેના નિઃસ્વાર્થ પ્રેમ, સેવા અને આત્મત્યાગમાં જ છે. **આર. ડબ્લ્યુ. ટ્રાઇન.**

જેઓ સાચા મનથી પોતાની શક્તિનો ઉપયોગ અન્યના કલ્યાણાર્થે કરે છે તેઓ જ ત્હેને પાત્ર છે, અને તેમ છતાં ત્હેની તેઓ ઇચ્છા કરતા નથી; અને જેઓ ત્હેના સ્વાર્થ પુરતો ઉપયોગ કરે છે તેઓ ત્હેની ઇચ્છા કરવા છતાં પણ ત્હેને પાત્ર નથી. **કૉલ્ટન.**

માતાના ઉદરમાં જન્મીએ છીએ ત્યારથી તે મરવાની ઘડી સુધી આપણે પરસ્પર સહાય સિવાય જીવી શકતાં જ નથી; તેથી

કરીને જેમને સહાયની જરૂર છે ત્હેમને પોતાના માનવ બન્ધુઓ પાસેથી તે માગવાનો હક્ક છે; અને જે શક્તિ છતાં તે આપવાની ના પાડે છે તે પાપ જ કરે છે. ડબ્લ્યુ. રેકોડ.

ત્હારૂં પોતાનું પૂરૂં થાય તેટલું કમાવાથી સંતોષ માનીશ નહિ; પરન્તુ અન્યનું પણ પોષણ થાય તેટલું પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરજે. વળી એવું તો કદી પણ નજ બનવા દઈશ કે ત્હારાથી આપી શકાય ત્હેવો આધાર નહિ મળવાથી કોઇ મનુષ્ય મરણ પામ્યો. સ્ટર્મ.

"ત્હારી પોતાની જાતને છેલ્લી રહાજે." જો આ અલ્પ સૂત્રનો ધર્મ તરીકે સ્વીકાર કરીશ તો દુનિયા ત્હારી સેવાથી જરૂર સારી બનશેજ; માટે જા, અને એ સુત્રને શબ્દથી તથા આચારથી અનુસર. માણસને જે સત્ય ધર્મની આવશ્યકતા છે તે આ જ છે.

એલ. વિલર વિલ્કોકસ.

જે કોઇ મનુષ્યો પ્રત્યે સાચો છે તેજ ઈશ્વર પ્રત્યે સાચો છે, આ સૃષ્ટિમાં હલકામાં હલકાને અથવા દુર્બળમાં દુર્બળને જે કંઇ અન્યાય થાય છે તે અન્યાય આપણનેજ થાય છે. જે પોતાનાજ હક્કની ચિન્તા કરે છે અને જનસમાજનો કંઇ વિચારજ કરતા નથી તેઓ નીચમાં નીચ ગુલામ છે. લૉવેલ.

દયા કાંઇ વસ્તુ આપવામાંજ સમાયેલી નથી, પરન્તુ હૃદયની નમ્રતા અને ઉદારતામાં રહેલી છે. કેટલીક વાર માણસો કોથળીમાંથી પૈસા આપે છે, પણ સહાનુભૂતિ અથવા આશ્વાસન આપી શકતા નથી. માત્ર પૈસાનાજ દાનનું બહુ મૂલ્ય નથી અને કેટલીકવાર તો ત્હેનાથી નુકસાન પણ થાય છે; પરન્તુ સાચી દિલસોજીમાંથી ઉદ્ભવતી દયા અને વિચારપૂર્વક આપેલી સહાયમાંથી હંમેશાં સારાં પરિણામ આવે છે. સ્માઇલ્સ.

દયાળુ હૃદય જેની જેની પાસે જઇ શકે છે તે સર્વેને માટે તે આનંદના ઝરારૂપ અને જીવનની મુશ્કેલીઓમાં વિશ્રાંતિના ફુવારારૂપ થઇ પડે છે.

માયાળુ શબ્દો પવનની લહેરમાં ઉડતાં સૂક્ષ્મ બીજકોની માફક ઘણે દૂર ઉડે છે, અને જે સ્થળે બીલકુલ આશા રાખી ન હોય તેવા સ્થળને તેઓ ફળદ્રૂપ બનાવે છે. **ચાર્લ્સ એચ. હૅન્ગર.**

જ્ઞાનનો હેતુ ડહાપણને પકવ કરવાનો, ચારિત્ર્યને સુધારવાનો, આપણને વધારે સારા, વધારે સુખી, વધારે ઉપયોગી અને જીવનના દરેક શુભ કાર્યમાં વધારે ઉદાર, વધારે ઉત્સાહી અને વધારે ખંતીલા બનાવવાનો છે. **સ્માઇલ્સ.**

શ્રેષ્ઠ મનુષ્યો દયા, દિલસોજી અને સ્નેહથી પોતાની શ્રેષ્ઠતા દર્શાવે છે. આજ લાગણીઓ ખરેખર સુંદર છે, અને તેમનાથીજ મનુષ્યો અધો દૈવી બને છે. **કાઉપર.**

સહાય, દયા અને સેવા એ સ્નેહનીજ વાણી છે. તે કૃતિમાં ઉતરેલો સ્નેહજ છે. **આર. ડબ્લ્યુ. ટ્રાઇન.**

આ જગતમાં પેદા થનાર દરેક મનુષ્ય પોતાના જમાનાનાંજ નહિ, પરન્તુ તે પછીના દરેક જમાનાના સુખસામગ્રીમાં પણ વધારો ઘટાડો કરે છેજ. **એલિહુ બરિટ.**

જે મનુષ્ય બીજાના ભલા માટે પોતાનાં સુખ, વૈભવ અને શક્તિનો થોડોક ભાગ પણ આપતો નથી તે ઠંડોગાર કૃપણ મનુષ્ય છે. **જોના બેઇલિ.**

જેમ જેમ મનુષ્ય ઇશ્વરની વધારે નજીક જાય છે તેમ તેમ તે બીજાં મનુષ્યોનું વધારે કલ્યાણ કરી શકે છે અને કરે છે. **બરણુર.**

આપણાં કાર્યો કાંઇ આપણા શરીરની સાથે નાશ પામતાં નથી; કારણકે દરેક સત્કાર્ય શાશ્વત્ જીવનના બીજનો કણ છે.

**સેઇન્ટ બર્નાર્ડ.**

જે પરજીવનમાં આનન્દ રેડે છે તેઓ પોતાનામાં તો તે જરૂર જ રેડે છે. **જે. એમ. બૅરિ.**

સાચા સ્વદેશાભિમાની થવા માટે માણસે પોતાના દેશબાન્ધવોને ઇશ્વિરના પેદા કરેલા જીવો ગણવા જોઇએ, અને પોતાની જાતને ત્હેમના પ્રત્યેનાં પોતાનાં કાર્ય બદલ જવાબદાર ગણવી જોઇએ.

**બિશપ બર્કલી.**

સાચી સેવાનો અર્થ દાન, સમય અથવા શોખનો ત્યાગ, અન્યની ખાતર સ્વનું અર્પણ, અને પાછી ન મેળવી શકાય તેવી બક્ષીસ થાય છે. **કૅનન બાર્નેટ.**

સત્કાર્યનો કદી નાશ થતો નથી; વિનય દર્શાવનાર વિનય પ્રાપ્ત કરે છે; દયા બતાવનાર સ્નેહ મેળવે છે; બીજાને આપેલો આનન્દ કદી વ્યર્થ જતો નથી. **બેઝિલ.**

"અનુકમ્પાથી" આપણે બીજાંનાં કાર્યોમાં ભાગ લઇ શકીએ છીએ અને ત્હેમના જેવીજ આપણને લાગણી થઇને ત્હેમને ભોગવવાં પડતાં દુઃખમાં ભાગીદાર બનીએ છીએ. **બર્ક.**

જ્યારે જ્યારે બની શકે ત્યારે હસો; તે એક સસ્તું ઔષધ છે. હાસ્ય એવા પ્રકારનું તત્ત્વજ્ઞાન છે કે જે હજુ આપણને બરોબર સ્હમજાયું નથી; તે જીવનની ઉજવળ બાજુ છે. **બાયરન.**

તું જે કોઇ સત્કાર્ય કરવાનો આરંભ કરે ત્હેની શરૂમાં ખરા અન્તઃકરણપૂર્વક ઇશ્વિરની પ્રાર્થના કર કે તે સંપૂર્ણ રીતે પાર પડે.

**સેઇન્ટ બેનેડિક.**

જીવનને અંતે આપણને એમ નહિ પૂછવામાં આવે કે ત્હમે

કેટલાં સુખ ભોગવ્યાં, પરન્તુ ત્હમે કેટલી સેવા કરી તે પૂછાશે. નહિ કે ત્હેંમાં કેટલી સફળતા મળી, પરન્તુ ત્હેમાં કેટલું સ્વાર્પણ હતું તે પૂછાશે. આપણે કેવા સુખી હતા તે નહિ પૂછાય, પરન્તુ આપણે કેવા સહાય કરનાર હતા તે પૂછાશે. ત્હમારી તૃષ્ણાઓ પૂરી થઇ કે નહિ તે માટે કોઇ પ્રશ્ન નહિ ઉઠાવે, પરન્તુ ત્હમારી સ્નેહવૃત્તિને કેવી રીતે પોષી તે પૂછાશે. જીવનનું મૂલ્ય સ્નેહથી અંકાશે; અને સ્નેહ ત્હેનાં કાર્યોથી જણાશે. **એચ. બ્લૅક.**

દોષ કરનાર પ્રત્યે નમ્રતાથી બોલો; પવિત્ર શબ્દો અને સ્નેહયુક્ત અવાજથી ત્હમે ત્હેને સત્ય માર્ગપર પાછા લાવી શકશો. ભૂલતા નહિ કે ત્હમે પોતે પણ પાપ કર્યાં છે, અને કદાચ હજુ પણ કરતા હશો; તેથી જેમ પરમેશ્વર ત્હમારી સાથે વર્તે છે તેવી રીતે ત્હમે પણ ત્હમારા પાપમાં પડેલા બન્ધુ પ્રત્યે વર્તો. **બેટ્સ.**

સમય ટૂંકો છે અને બદલાતો રહે છે, તેથી કોઇ પણ કાર્યમાં ત્હારી સહાય ઇચ્છનાર સુપાત્ર પ્રત્યે થવાય તેટલો ઉદાર થજે; કેમકે કદાચ થોડાજ સમયમાં ત્હને બીજાની સહાયતાની જરૂર પડશે.

**એમ. બટરવર્થ.**

પૈસાદાર ગરીબને પોષે છે કે ગરીબ પૈસાદારને સહાય કરે છે એ પ્રશ્ન એવા માણસો ચર્ચે છે કે જેમને ખબર નથી કે જે કોઇ પોતપોતાની સ્થિતિને અનુસરીને પોતાનું કર્ત્તવ્ય બજાવે છે તે દરેક એક બીજા માટે સહાયક અને ઉપકારક છે.

સર્વ મનુષ્યો એક સુવ્યવસ્થિત વિશ્વના ભાગરૂપ હોવાથી જો માણસ ફક્ત ઇશ્વર પ્રત્યેનુંજ પોતાનું ઋણ પાછું આપવા પ્રયત્ન કરે અને સેવાવૃત્તિથી પોતાના તેમજ પોતાના જાતિભાઇઓના સુખમાં વધારો કરે તો તે જગતની સુખસામગ્રીમાં પોતાનો ઉત્તમ હિસ્સો આપે છે એમજ ગણાય. **સર ટોમસ બર્નાર્ડ.**

કોઇ પણ દયાનું કાર્ય સાચામાં સાચા અને ઉચ્ચમાં ઉચ્ચ અર્થમાં જોતાં કદી નાશ પામતું નથી, અને નાશ પામી શકતું પણ નથી; કારણકે દેવદૂતો ત્હેને થોડાજ સમયમાં આપણા શાશ્વત પિતા પાસે પહોંચાડે છે.

આ જગતમાં ઘણાં દયાનાં અને વીરત્વનાં કર્મો એવાં થાય છે કે જે કોઇની પણ જાણમાં આવતાં નથી, અથવા જેના કરનારને કંઇજ બદલો મળતો નથી. આનું કારણ શું? કારણ કે સર્વોત્કૃષ્ટ દયાનાં અને બહાદુરીનાં કાર્યો ગુપ્ત રીતે, આનન્દથી અને બહારના આડંબર સિવાયજ કરાય છે.

કેટલાક લોકો પોતાની ઉદારતા બહાર જણાવવાને માટે જેરાં માણસોને ચારે બાજુ મોકલે છે, અને એ રીતે ઇચ્છિત વસ્તુ—ખૂબ વખાણ—ને પ્રાપ્ત કરે છે; ત્યારે બીજા કેટલાકો પરોપકારને માર્ગે ચૂપકીથી ચાલ્યા જાય છે, અને ઘણી વાર કોઇ ત્હેમને જોતું પણ નથી.

ઘણા વીર પુરુષોએ **વિકટોરિયા ક્રોસ** મેળવવા જેવાં પરાક્રમો કર્યાં હશે, છતાં ત્હેમને તે નહિ મળ્યો હોય. ઘણા સેવકોએ જનસમૂહની એવી સેવા કરી હશે કે જેને માટે બજારમાં ત્હેમનાં પૂતળાં ઉભાં કરવાં જોઇએ, છતાં ત્હેમને માટે તેમ કરવામાં આવ્યું નથી. હંમેશાં આમજ બને છે એમ કહેવાનો હેતુ નથી; કેટલીક વાર આ દુનિયામાં પણ સ્ત્રી પુરુષો કરેલી સેવાનો અણધાર્યો બદલો પ્રાપ્ત કરે છે; પરન્તુ કેટલીક વાર આ પારિતોષિક એટલું મોડું આવે છે કે સ્તુતિના શબ્દો તેઓ કદી સાંભળતાં નથી, અને કીર્તિની માળા તેમના શબને કે ઘોરને કે સમાધિનેજ પહેરાવવામાં આવે છે. અમારૂં માનવું છે કે આ ઢીલ નિર્દય અને અન્યાયયુક્ત છે; પરન્તુ આપણા જીવનમાંજ ઘણી સખ્તાઇ અને દેખીતો અન્યાય છે, તોપણ તેથી શું? **કોઇ દિવસ** એ સખ્તાઇને સ્થાને મૃદુતા આવશે, અને કોઈ

**દિવસ** થયેલા અન્યાયને દૂર કરાશેજ. જો આ રહસ્ય આપણને ન સ્હમજાયું હોય તો ઈશ્વર આપણને એ સત્ય સ્હમજવામાં સહાય આપો.

મ્હને આજે શું થયું છે એવા નહિ, પરન્તુ મ્હારે લીધે બીજાને શું ખમવું પડ્યું છે, એવાજ વિચાર નિરંતર મ્હને આવો.

એફ. ડી. બ્લૅક.

હે સન્નારી ! સત્કાર્ય કરવાના, દુઃખ સહન કરવાના, રોગીને સાન્ત્વન આપવાના, સદ્વર્તન શીખવવાના અને અખંડિત આશાયુક્ત ધૈર્યથી ઈષ્ટ અનિષ્ટને મિત્ર બનાવવાના ત્હારા પોતાના સર્વોત્કૃષ્ટ પદ તરફ ઉડ. ત્હારો સ્નેહ ત્હેના પોતાના સ્વભાવાનુસાર મુક્તિનાં ગીત ગાશે. જ્યારે તું સંગીત લલકારતી હશે ત્યારે ન્હાના બાળકે ત્હને કરેલા ચુમ્બનથી ત્હને બહુ આનન્દ થશે; ગરીબ માણસને અર્પેલી ત્હારી સેવા ત્હને અધિક દિવ્ય બનાવશે; રોગી માણસને તું જે સહાય આપીશ તેથી ત્હને આંતર સામર્થ્ય પ્રાપ્ત થશે; અને તું જે જે સેવા કરીશ ત્હેના ભાનથી તું ત્હારી પોતાનીજ સેવા કરીશ.

ઇ. બિ. બ્રાઉનિંગ.

ત્હમે કોઈ મહાન્ કાર્ય કરવાની તક માટે રાહ જોઈ રહ્યા હશો; કોઈ મહાન્ અનિષ્ટનો નાશ કરવાની તક ઈચ્છી રહ્યા હશો; પણ એમ ખોટી ન થતાં ન્હાનાં ન્હાનાં અને ગુપ્ત સેવાનાં કાર્યો કરવાં શરૂ કરી દો. આમ કરવાથીજ તમારે માટે મ્હોટાં કાર્યો એની મેળે મેળે આવીને ખડાં થશે, અને તે ત્હમે બહુ વધારે સારી રીતે બજાવી શકશો, એ નક્કી સ્હમજજો.

દેશને માટે જીવન આપનાર માણસોની માગણી કરે તો ત્હમારામાંથી દેશને માટે પોતાનું લોહી રેડી મરવાને તૈયાર થનારાઓનું એક મોટું લશ્કર તૈયાર થશે; પરંતુ નાગરિક તરીકેના ધર્મ બજાવવામાં આવા મ્હોટા ભોગની જરૂર નથી. ન્હાનાં ન્હાનાં કાર્યો કરો.

જે જે પ્રથમ હાથમાં આવે તે તે પ્રથમ કરો, અને તેમ થતાં બીજું કાર્ય તુરતજ ખડું થશે. **જૉન બ્રાઈટ.**

બની શકે તેટલાં બધાં માણસોને અને પ્રાણીઓને ચ્હાઓ. "સ્નેહ" એ એક એવી વસ્તુ છે કે જેના એકલા બળથી જ ત્હમે નીતિવાન દુનિયામાં સંપત્તિવાન બની શકો. ખાસ કરીને સર્વ નિર્દોષ, ભલી અને સુન્દર વસ્તુઓને ચાહો, પુષ્પોને ચાહો, ન્હાનાં બાળકોને ચાહો, અને સર્વ કરતાં વધારે પવિત્ર સન્નારીઓને ચાહો; ત્હેમને ચાહવામાં ત્હમારો પ્રેમ કદી મર્યાદા ઓળંગી શકશેજ નહિ, ત્હેમનો પ્રેમ હંમેશાં ત્હમને લાભ જ કરશે, અને કદી પણ નુકસાન તો નહિ જ કરે. **જે. એસ. બ્લેકી.**

માણસોને ફક્ત ત્હેમના દ્રવ્યની ખાતર કદી પણ માન આપશો નહિ, પરન્તુ ત્હેમના સદ્દગુણને ખાતરજ માન આપજો; આપણે સૂર્યને ત્હેની ઉંચાઇની ખાતર નહિ પરન્તુ ત્હેના તરફથી મળતા લાભની ખાતર જ પૂજીએ છીએ.

આપણામાંના ઘણાકો તો કીર્તિને ખાતરજ નિઃસ્વાર્થી કાર્યો કરે છે; અન્યની ખાતર મહાન્ આત્મભોગ આપવા છતાં ત્હેને હરેક રીતે છુપાવવાની કાળજી તો સરળ અને પ્રભુમય જીવન ગાળનાર સન્તપુરૂષોજ રાખે છે. **જે. સિ. બેઇલિ.**

માત્ર વિચારોનાં સ્વપ્નમાંજ પડી રહેનારો માણસ કહે છે કે: "જો હું ગરીબની દુઃખદ ચિન્તાઓ દૂર કરી શકું; ત્હેમને જે સુખ નથી મળતું તે મેળવી આપું; ત્હેમને સહન કરવાં પડતાં દુઃખો ઓછાં કરી શકું; અનાથ અને નિરાશ થયેલા જનોના અજ્ઞાનના પડદાને ચીરી શકું અને ત્હેમના જીવનને ક્રૂરતા અને અન્યાયમાંથી મુક્ત કરી શકું તો મને બહુજ સારૂં લાગે; પરંતુ અફસોસ છે કે તે ઇચ્છા પાર પાડવાને જોઇએ તેટલી મ્હારામાં શક્તિ નથી." આ પ્રમાણે

સ્વપ્નમાં ને સ્વપ્નમાં ત્હેનું જીવન વહી જાય છે; પરન્તુ થઇ શકે ત્હેવાં કાર્યો કરવાનાં રહી ગયાં તેનું તો ત્હેને ભાન જ થતું નથી. તે ચિન્તાના ભારથી દબાઇ ગયેલાને સહજ પણ સહાય આપીને ચિન્તામુક્ત કરી શક્યો હોત. જે અનાથ બાળકની ક્ષુધા તે શાન્ત કરી શક્યો હોત અથવા દુઃખી વૃદ્ધ માણસને માયાળુ શબ્દો કહી શાન્ત્વન આપી શક્યો હોત તે વાતનો તો ત્હેને ખ્યાલજ આવતો નથી. ખરેખર આવો મનુષ્ય પણ બીજા અજ્ઞ અથવા દુઃખીજનો જેટલોજ દયાને પાત્ર છે. કેમકે અનેક પ્રકારનાં સ્વપ્નો જોયા અથવા બકયા કરવાને બદલે સહજે થાય એવાં સાદાં સીધાં કાર્યોથી તેને કેટલો બધો આનન્દ અને સંતોષ મળત? ( એટલું જ નહિ પણ તેનાં મોટાં સ્વપ્ન પાર પાડવાની શક્યતા અને સાધન પણ તેને એમાંથી મળત. )

**મેરિ ક્રેડ્લી.**

જે દયા, સત્કાર્ય કરવામાં પડતી અડચણોને તથા ગરીબોને વિષય માર્ગે દોરી જતી લાલચોને દૂર કરી ત્હેમને સ્વાશ્રયી બનવામાં ઉત્સાહ આપે, તે દયા જ સૌથી વધુ ફળપ્રદ છે.

માણસોને કુદરત તરફથી જે હક્ક મળ્યા છે તે સર્વનો એકમાં સમાવેશ થાય છે કે માણસે પોતાની શક્તિઓને, ત્હેના પોતાના તેમજ બીજાંના સુખ અને સદ્‌ગુણની વૃદ્ધિ કરવા અર્થે વાપરવી. આ જ ત્હેના જીવનનો મુખ્ય હેતુ છે; આ માટે જ ઇશ્વરે ત્હેને શક્તિઓ આપી છે અને એ કાર્યમાં જ તેને વાપરવાને તે બંધાયલો છે. ત્હેને તેના દુરુપયોગ વા નાશને માટે જવાબ આપવો પડશે.

**ડબ્લ્યુ. ઇ. ચૅનીંગ.**

જે સાધનોવડે જીંદગી ટકાવી શકાય છે તે સાધનોના ત્યાગ કે નાશ થયા પછી પણ સ્વાર્પણનાં નિઃસ્વાર્થ કાર્યો કરવાથી માનવ આત્મા મોક્ષ મેળવી શકે છે.

ઈશ્વરની સૃષ્ટિના કોઇ ભાગને જરા વધારે ફળદ્રુપ, જરા વધારે સારો, વધારે ઈશ્વિર પરાયણ બનાવવો; કોઇ માણસને વધારે ડાહ્યો, વધારે મનુષ્યત્વવાળો, વધારે સુખી, વધારે ઈશ્વિરપ્રિય અને વધારે પવિત્ર બનાવવો; એ દિવ્ય આત્માનુંજ કાર્ય છે. **ટી. કાર્લાઇલ.**

મ્હને એવું સાંભળવાનું મન થાય છે કે મ્હારી આજીજીથી કોઇ માણસે પોતાના શત્રુને ભેટી પડીને અશ્રુ આણ્યાં હોય અને શત્રુ ગમે તો પત્થર જેવો વા હેવાન પશુ જેવો હશે તો તે પણ આવી સ્નેહ-ભરી દયાથી જરૂર નમ્ર બનશે.

ત્હમે ઈશ્વરને ત્હમારો ઋણી બનાવો અને પછી ત્હેની પાસે ત્હમારા લેણાની ઉઘરાણી કરો, અને અઢળક વ્યાજ સાથે તે પાછું મેળવો. આપણા હાથને ફક્ત ઉંચા કરવાથી આપણને કોઇ સાંભળ-નાર નથી. ત્હમારા હાથને ફક્ત સ્વર્ગજ તરફ નહિ પરંતુ ગરીબ તરફ પણ લંબાવો. જો ત્હમે ગરીબને સહાય આપશો તો ત્હમે છેલ્લા સ્વર્ગને સ્પર્શ કરી શકશો; કારણ કે ત્યાં જે વિરાજી રહ્યો છે તે ત્હમારી આપેલી ભિક્ષાનો સ્વીકાર કરે છે; પરંતુ જો ત્હમે ખાલી હાથ જોડશો તો તેથી કંઇ લાભ થવાનો નથી.

આ સેવા ભલમનસાઇ અને નિરભિમાનપણે થવી જોઇએ; તેની સાથે આશાભર્યાં વચનો ઉચ્ચારવાં જોઇએ; કારણકે ભિક્ષા શબ્દોથી પણ આપી શકાય છે. કહેવત છે કે "બક્ષિસ કરતાં સુવાક્ય વધારે સારૂં છે."

કાર્યથી કરેલી સેવાએ પૈસા કરતાં પણ વધારે સારાં પરિણામ નિપજાવ્યાં છે.

"હલકી સ્થિતિના માણસ પ્રત્યે દયા રાખો." ત્હેમની સ્થિતિ-પર ત્હમે જાતે મૂકાઇ જાઓ, ત્હેમની સાથે ચાલો અને બાપ છોકરાની

કાળજી લેતો હોય તે પ્રમાણે ત્હમારો હાથ ત્હેમના હાથમાં મિલાવો. આનું નામ ક્રુત્ય પ્રકારનું વર્તન છે.

જેને પૈસાદાર થવાની ઇચ્છા હોય તેણે ગરીબ થવું જોઇએ કે જેથી તે પૈસાદાર બને; તેણે ખર્ચવું જોઇએ કે જેથી તે ભેગું કરી શકે; તેણે સારા ક્ષેત્રમાં વાવવું ( સુપાત્રે દાન કરવું ) જોઇએ કે જેથી તે લણી શકે. આ બધું લોકવ્યવહારથી વિરૂદ્ધ જેવું ભાસશે; પરંતુ વાવનાર તરફ દૃષ્ટિ કરો અને વિચાર કરો કે તે પોતાની પાસે હોય તેને વાવ્યા સિવાય અને જે હાથમાં હોય તે પડવા દીધા સિવાય બીજી કોઇ રીતે લણી શકે છે ? માટે ચાલો, આપણે પણ સ્વર્ગને ખેડીને વાવીએ કે જેથી આપણે ભવિષ્યમાં જમાનાના જમાના સુધી પુષ્કળ પાક પ્રાપ્ત કરી શકીએ.

સ્નેહ મહાન્ ગુરુ છે અને માણસોને દોષમાંથી બચાવવાને, તેમનું ચારિત્ર સુધારવાને, તેમને સ્વાર્પણ તરફ દોરવાને અને પત્થરમાંથી માણસ બનાવવાને શક્તિમાન્ છે.

સત્કાર્ય ન કરવું એજ એક પ્રકારનું પાપ છે. જો તમે એક નોકરને જુઓ કે જે ચોરી અથવા તો ત્હમારૂં અપમાન ન કરતો હોય; જે વળી દારૂ તેમજ બીજા કોઇ પણ પ્રકારના વ્યસનથી મુક્ત હોય અને તેમ છતાં નિરંતર આળસમાં રહી તેના શેઠ પ્રત્યેની તેની ફરજો અદા ન કરતો હોય તો તેને ત્હમે સજા નહિ કરો ? ખરેખર ત્હમે કહેશો કે આપણે ત્હેને સજા કરવી જોઇએ. જો કે ઉપર જણાવ્યા પ્રમાણે તેણે કંઇ પણ દોષ કર્યો નથી, પરંતુ "કર્ત્તવ્ય તરફ દુર્લક્ષ" એ પણ એક પ્રકારનું પાપજ છે. **એસ. કાઇસો સ્ટૉમ.**

જે માણસો પોતાના જીવન દરમિયાન કંઇ આપતા નથી અને વારસો સોંપતી વખતે મરણ પછી દાન કરવાનું લખે છે તેઓ પણ એક રીતે સ્વાર્થીજ છે.

જે માણુસ જીવતાં જ બીજાઓનું ભલું કરવામાં પોતાનો પૈસો વાપરતો નથી તેને મુવા પછી પણુ તે કંઇ પણુ કામમાં આવતો નથી. આત્મઘાતક અને બે ધારવાળી મમતારૂપી તલવાર તેને આ આ દુનિયાના સર્વોત્કૃષ્ટ સુખથી અને પરલોકના સર્વોત્કૃષ્ટ આનંદથી વિમુખ કરે છે.

સ્વર્ગના ફિરસ્તાઓને પણુ જેને માટે અદેખાઇ થાય તેવો કોઇ આનંદ આ પૃથ્વી ઉપર હોય તો તે પરદુઃખભંજનપણાનો છે. જેમનામાં તેમ કરવાની શક્તિ હોવા છતાં તેનો ઉપયોગ કરતા નથી ત્હેમને મરણપથારી વખતે તે બદ્દલ જે વિચારો આવે છે ને દુઃખ થાય છે તે જોઇને પિશાચોને પણુ દયા આવે છે.

સુખી બનવાને ત્રણુ અગત્યની વસ્તુઓ આ છે-કરવા યોગ્ય કાર્ય, સ્નેહ રાખવા યોગ્ય વસ્તુ અને આશા રાખવાનું સ્થાન. **કૉલ્ટન.**

ખરી ઉદારતા સારાસારનો વિચાર કરી આપવામાં જ રહેલી છે. અપાત્રે બતાવેલી દયા શાપ અને પાપ સમાન છે.

માણુસ જ્યારે પોતાના જાતભાઇઓની સેવા કરે છે ત્યારેજ તે દેવના જેવો થાય છે. **સિસેરો.**

માણુસ અને પશુપક્ષીને જે સારી રીતે ચ્હાય છે તેજ સારી રીતે પ્રાર્થના કરી શકે છે.

મ્હેરા ઉપર કંઇ પણુ લાગણી દર્શાવ્યા સિવાયજ જે મનુષ્ય મ્હારૂં ભલું કરે છે તે મ્હારૂં અર્ધુંજ કાર્ય કરે છે; તે મ્હને સહાય આપવા છતાં પણુ મ્હને નિરાશ કરે છે; તે મ્હારો **ઉપકાર કર્ત્તા** છે પરંતુ તે મ્હારો **માનવબન્ધુ** નથી. **સી. જે. કૉલેરીજ.**

દરેક માણુસ પોતે ઇચ્છતો હોય વા ન ઇચ્છતો હોય અને યોજનાપૂર્વક ચાલતો હોય વા નહિ તો પણુ તે સદ્ અને અસદ્

વસ્તુનો હાલ અને હમેશાં ઉપદેશક છે. તે પોતાના વર્તનને લીધે સમાજ ઉપર કાં તો અનિષ્ટ અસર પ્રસારતો હશે, અથવા તો સારી અસર ફેલાવતો હશે; પરંતુ નિર્લેપ તો તે રહી શકેજ નહિ. માટે ત્હમે પણ ત્હમારા જીવનને કોઇ પણ હેતુપૂર્વકજ યોજો. સત્કાર્ય કરો, અને ત્હમારી પાછળ સદાચારની એવી યાદગીરી મૂકી જાઓ કે કાળના ઘસારાથી તે કદી નાશ પામે નહિ. વર્ષોવર્ષ ત્હમારા સંસર્ગમાં આવતા હજારો કે લાખો માણસના હૃદયપર ભલમનસાઇ, દયા અને સ્નેહવડે ત્હમારાં નામ એવી રીતે લખતા જાઓ કે જેથી જગત ત્હમને કદી વિસ્મરી શકે નહિ. એટલુંજ નહિ પરંતુ ત્હમારૂં નામ, ત્હમારાં કાર્યો ત્હમારી પાછળ રહેનારાં માણસોનાં હૃદયો ઉપર સંધ્યા સમયના તારાની માફક સ્પષ્ટ રીતે દેખાય. **ચામર્સ.**

આપણા જીવન પ્રવાસમાં જ્યારે અનેક પ્રવાસીઓની સાથે આપણે થોડીવારના સંસર્ગમાં આવીએ ત્યારે પણ આપણે ક્ષેત્ર અને બીજના સહકાર્યની માફક એક બીજાની જરૂરીઆતો પૂરી પાડવી જોઇએ, અને એક બીજાને સુખ આપી સુખ મેળવવું જોઇએ. **સેઇન્ટ કૂલિજ.**

સાધન હોય ત્યારે પૂર્ણ છૂટથી સહાય કરો અને દાન આપો તે માટે ફૂલાશો નહિ; અને જ્યારે ત્હમારી પાસે બીજું કંઇ ન હોવાને લીધે માત્ર શીતળ જળનો પ્યાલોજ આપી શકો ત્યારે ત્હમારી જાતને માટે ઓછું લાવશો નહિ. **કલીઓડીએનસ.**

દરરોજ કંઇક શુભ કાર્ય કરવુંજ જોઇએ. દાખલા તરીકે હાસ્ય-એમાં કાંઇ આપણને બહુ મહેનત પડવાની નથી. જીવનની એવી નજીવી બક્ષિસોથી પણ આપણું આયુષ્ય મધુર બનશે. આપણે સુખી અને આનંદી કહી શકીએ તેવાં અન્ય પણ કંટાળેલાં દુઃખી માણસો આ દુનિયામાં ઘણાં છે કે જેઓ દરરોજના એવા આનંદથી આખા વર્ષને આનંદી બનાવી શકે છે.

દરરોજ કંઇક કરવુંજ જોઇએ—દાખલા તરીકે એક આશાજનક શબ્દ—આપણે તેનું સામર્થ્ય જાણી શકતા નથી, પરંતુ તે મૃદુ પુષ્પના વિકાસની પેઠે ફલપ્રદ નિવડે છે. જ્યાં સર્વત્ર અંધકાર અને ઉદાસીનતા વ્યાપી રહ્યાં હોય ત્યાં એકાદ શબ્દ માત્રથી પણ કેટલું બધું સુખ મળી શકશે! એક મનુષ્ય પ્રત્યેના એક માયાળુ શબ્દથી તેનું આખું વરસ કદાચ આનંદી બનશે.

દરરોજનું કંઇક કાર્ય—દાખલા તરીકે માત્ર એકાદ નિઃસ્વાર્થી, ભલો અને સાચો વિચાર—એ પણ કોઇ એકના જીવન પ્રવાસમાં બીજાની જરૂરીઆત પૂરી પાડશે, તેના હૃદયપરનો ભાર હલકો કરશે, તેને સરલ રસ્તે દોરશે; આમ દરરોજની સેવાના વિચારથી આખું વર્ષ સુખી નિવડશે.

દરરોજનું કંઇક કાર્ય—દાખલા તરીકે દયાના રોજના એકાદ સત્કાર્યથી માનવ બન્ધુઓ આપણા વધારે નિકટ સંબંધમાં આવશે, અને આ પ્રમાણે પણ આપણે આપણા રોજના એક સત્કાર્યથી આખું વર્ષ સુખદાયક બનાવી શકીશું. **જી. કૂપર.**

જેવી રીતે ઝાડ ફળથી ઓળખાય છે, સોનું કસોટીથી પરખાય છે અને ઘંટની કિંમત હેના રણકારાથી અંકાય છે તેવી રીતે માણસનું કુળ હેના સત્કાર્યથી, હેની આબરૂ હેની નમ્રતાથી અને હેનો ધંધો તેના વિવેકથી નક્કી થાય છે. **કૉકે.**

માયાળુ શબ્દ શીતળ જળ સમાન છે.કે જે પાર્થિવ વસ્તુઓના ભયંકર દુકાળમાંથી કોઇ સુંદર આત્માના વિકાસને મરણ શરણ થતાં અટકાવે છે, હેને હેના દેહરૂપી વિષમય ઘરમાંથી મુક્ત કરે છે, હેની સુગન્ધીને શુદ્ધ બનાવવાને હેને સ્વર્ગમાં મોકલે છે.

**ઇ. બી. કૅસ્ટરલાઇન.**

સાચો સ્નેહ નમ્ર છે, તે સેવાને માટે તૈયાર હોય તેવો જણાય

છે, તે ત્હેનો પોતાનો સ્વાર્થ સાધતો નથી, તે પોતાનાં વખાણ કરતો નથી, પરંતુ પોતાને હલકો પાડે તેવી રીતે બોલે છે.

**એ. બ્રાહ્મ. કોલ્સ.**

દયા એકલીજ આપણને દેવોના સમોવડીઆ બનાવે છે. સ્વીકારેલી સેવા ઉચ્ચ છે, પરન્તુ અર્પેલી સેવા વધારે સુંદર છે. **કલૉફ.**

દુઃખીને દુઃખમાં સહાય ન આપવી તેના કરતાં આપણા તરફ કૃતઘ્નતા બતાવવામાં આવે તે વધારે સારૂં છે. **હુ. કોકર.**

જે સદ્જીવન ગાળે છે તેજ શ્રેષ્ઠ ધર્મોપદેશક છે. **સરવેન્ટીસ.**

ત્હમારાથી જેટલું બચાવી શકાય તેટલું આપો અને ત્હમે ખાતરી રાખજો કે જે ગરીબને સહાય આપે છે તેજ આપણા કર્ત્તાની ખરી સેવા ઉઠાવે છે.

**અલીઝા કૂક.**

આપણા માનવબન્ધુઓની સેવા કરવાનો ઉત્તમ અને સાચામાં સાચો માર્ગ તેમને માટે કંઇક કરવા કરતાં, આપણાથી થવાય તેટલા સાચામાં સાચા અને શુદ્ધ તથા સર્વોત્કૃષ્ટ જીવન ગાળનારા બનવામાં રહેલો છે.

**મીસ કૉબે.**

એક પ્રાચીન કહેવત એવી છે કે માણસે પ્રથમ ઘર આગળથીજ ઉદારતા શરૂ કરવી જોઇએ: પરંતુ આ કહેવાનો એવો હેતુ નથી કે આપણે ઉદારતામાં આગળ વધવુંજ નહિ. દરેક માણસે જગતના નાગરિક તરીકે દુનિયામાં રહેવું જોઇએ. તેને ભલે પોતે રહેતો હોય તે ખાસ ભાગ, ગામ વા પ્રદેશને માટે ખાસ પ્રેમ હોય, પરંતુ સમગ્ર દુનિયાના સુખને માટે પણ તેણે ઉદારતાથી કાળજી રાખવી જોઇએ.

**કમ્બરલૅન્ડ.**

એક માયાળુ શબ્દ, એક દિલસોજી ભરેલી દૃષ્ટિ, એક ઉલ્લાસથી આપેલી પાઇ, એક વિનયયુક્ત, સાદું કાર્ય, એનાવડે ચોતરફ ફેલાવેલું દયાનું વાતાવરણ ઘણા આત્માઓના દુઃખના ભાર હલકા

કરી નાખે છે. આવાં મહાન્ અને સુંદર દૈવી કાર્યો, ક્ષુભિત સમુદ્રપરની છોળોની પેઠે જીવનનાં દુઃખોને દૂર કરે છે અને જગતમાં શાશ્વત સ્થળ પ્રાપ્ત કરે છે. **પી. કલેટન.**

કાઉપર એક ભલીબાઇ વિષે કેવું સુંદર લખે છે! તે લખે છે કે—તેણીનો હાથ પવિત્ર છે, સ્વભાવમાં મૃદુતા છે, ત્હેનું ડહાપણ બાળકની નિર્બળતા જેવું લાગે છે, જ્યાં તે ઠપકો આપી શકે તેમ હોય ત્યાં પણ બચાવ કરે છે, ત્હેનો તિરસ્કાર કરનારાઓ ત્હેને ઠપકો આપે છે છતાં ત્હેમને માટે પણ તે તો પ્રાર્થનાજ કરે છે. ત્હેના નિષ્કપટી હૃદયમાં શંકાને તો સ્થાનજ મળતું નથી; ખરાબમાં ખરાબ સૂચવવામાં આવ્યું હોય છતાં પણ તેમાંથી સારામાં સારો અર્થ તે લે છે. ત્હેનું ગમે તેટલું અપમાન કરવામાં આવે અથવા તેને ચીડવવામાં આવે તોપણ તેણી એકાએક ગુસ્સે થતી નથી અને જો કદાચ થાય તોપણ તુર્તજ શાન્ત પડી જાય છે. પોતાના હક્કને માટે તે તકરાર કરવા કરતાં તેને છોડી દે છે અને નુકસાન પામવા છતાં ક્ષમા આપવામાં જ આનંદ માને છે. **કાઉપર.**

આટલું તો માનજો જ કે જો તમે બીજાઓ પ્રત્યે ભલા ન હો તો તમારી ભલમનસાઇનો કંઇ પણ ઉપયોગ નથી. ભલમનસાઇનો ઉપયોગ એ છે કે તમે તેનાથી બીજાઓનું રક્ષણ કરી શકો. તે મોટા ઝભ્ભા જેવી હોવી જોઇએ કે જેથી ત્હમારા પાડોસી પાસે કંઈ પણ ન હોવાથી શિયાળાની રાત્રે તે ધ્રુજતો હોય તે વખતે તમે તે ઝભ્ભાવડે ત્હેને ઢાંકી શકો. જો ત્હમે આવી રીતે ત્હમારી ભલમનસાઇનો ઉપયોગ ન કરી શકો તો તેથી તમને લાભ શો? **મીસીસ કલીફર્ડ.**

સસ્નેહે આપેલા દાનની ખુબી મહાન અને વિરલ છે. તેમ કરવામાં મધુર અવાજની ખાસ જરૂર છે; નહિ તો તેમાંથી લાભ

પ્રાપ્ત કરવાને બદલે આપણે કંઇક ગુમાવીએ છીએ. મધુર શબ્દો સાથે આપનારો એવી સરસ રીતે આપે છે કે જેથી લેનારને પોતાનાપર ઉપકાર થએલો જણાય નહિ. **દાન કરતાં દાન આપવાની રીત વધારે મહત્ત્વની છે.** કોઇ ઉદારતા તો આપવાની ચીજ હોડમાં મૂકી હેતુપૂર્વક જ હારી જાય છે અને એ રીતે પોતાની જાતને દાતાપણાના દેખાવમાંથી છૂપાવે છે. કોઇ તો દાન તરીકે ન સ્વીકારાય એવું એકાદ ઉમદા રત્ન જ બીજાને ઘેર વીસરી જાય છે.

**ફ્રૅારનીલી.**

સત્કાર્ય કરવાના પ્રસંગોને માટે આપણે કેટલી બધી વાર વલખાં મારીએ છીએ! અને તેમ છતાં નજીવી બાબતોમાં ઇશ્વરે આપણને આપેલા પ્રસંગો તો આપણે વિસારી જ દઇએ છીએ કે જેનો લાભ લેવાથી આપણે ઘણીવાર સર્વોત્કૃષ્ટ સેવાનું જીવન ગાળી શકીએ તેમ હોય છે. **કુંબ.**

ખરી મહત્તા અંદરથી ભલા થવામાં છે, બહારથી ભલા દેખાવામાં નહિ; દરરોજ કંઇક—નાનું પણ સત્કાર્ય કરવામાં ખરી મહત્તા છે; મહાન કાર્યો ધીરે ધીરે કરવાનાં સ્વપ્નો લાવવામાં નહિ. માણસો મૂર્ખતાથી અથવા યુવાવસ્થાના જોમને લીધે કલ્પનામાં આવે તેમ બોલે છતાં દયાના જેટલું ઉચ્ચ કશું નથી અને સત્યના જેટલું મહાન કશું નથી. **એલાઇસ કૅરી.**

આપણે અતિશય કંજુસાઇ અથવા ભપકો છોડી દઇને ઉદારતાથી આપણું દ્રવ્ય આપવું જોઇએ. આપણે સુંદરતા પ્રતિના આપણા સ્નેહને સ્વાર્થ અથવા ઉડાઉપણામાં રૂપાન્તર થવા દેવો જોઇએ નહિ; નહિ તો આપણા સંબંધમાં લોકો એમ કહેશે કે—"ત્હેનો ઘોડો, ત્હેનું ક્ષેત્ર, ત્હેનો નોકર અથવા ત્હેની થાળી પંદર સુવર્ણ

મ્હોરો જેટલી કિંમતની છે; પરંતુ ત્હેની પોતાની કિંમત તો ફક્ત ત્રણ પાઇ જેટલી જ છે." **સેન્ડ ક્લેમેન્ટ.**

આપણે ભક્તિ અને સ્વાર્થત્યાગના મહાન કાર્યો કરીએ ત્હેના કરતાં છિદ્રશોધક ને નિન્દા કરવાની વૃત્તિ ન રાખીએ અને બીજાં માણસો પાસે આપણા વિચાર સ્વીકરાવવાને બદલે ત્હેમનાં વિચાર તથા લાગણીઓ પ્રત્યે દિલસોજી ધરાવીએ તો તેથી ત્હેમને વધારે સુખ આપી શકીએ. **જે. એફ. ક્લાર્ક.**

આનંદરૂપી તેલ ઘણું સસ્તું છે, અને જો ત્હમે દરેક ગરીબ માણસને ઉત્સાહનાં કપડાં ધારણ કરાવશો તો તેથી ત્હેમને ગરમ ઓઢવાનાં કપડાં કરતાં પણ વધારે સારૂં લાગશે.

શ્રેષ્ઠ સિદ્ધાન્ત અને ઉત્તમ હેતુપૂર્વક સેવાનાં કાર્યોમાં પ્રવૃત્ત થયેલાં માણસોનો સમાજ એ ઇશ્વરનું રાજ્ય છે.

ત્હમારા મ્હોંને શીવી લ્યો અને ત્હમે જે કર્યું હોય તે ભુલી જાઓ. દયા દર્શાવ્યા પછી અને સ્નેહથી ગુપ્ત રીતે જગતમાં સુંદર કાર્યો કર્યા પછી પડદા પાછળ સંતાઇ જાઓ અને કરેલા કાર્ય વિષે કંઇ બોલતા નહિ. સ્નેહ પોતે પોતાની જાતથી પણ ગુપ્ત રહે છે.

જ્યાં જ્યાં સ્નેહ છે ત્યાં ઇશ્વર છે. જે સ્નેહમાં વસે છે તે ઇશ્વરમાંજ વસે છે. સ્નેહ એ ઇશ્વર પોતેજ છે તેથી કરીને **ચ્હાઓ.** કંઇ પણ ભેદભાવ વિના, કંઇ પણ ગણત્રી કર્યા વિના, જરા પણ ચોભ્યા વિના ચ્હાઓ, ચ્હાઓ.

સ્નેહનું પૃથક્કરણ કરતાં તેમાં નવ તત્ત્વો જણાય છે. ધૈર્ય, માયાળુપણું, ઉદારતા, નમ્રતા, વિનય, નિઃસ્વાર્થ, સદ્વૃત્તિ, પ્રામાણિકતા અને નિષ્કપટપણું, આ નવ તત્ત્વોમાં ઇશ્વરની સર્વોત્કૃષ્ટ બક્ષિસ–સંપૂર્ણ મનુષ્યત્વ ઉદ્ભવે છે.

અર્ધું જગત સુખની શોધમાં ખોટે રસ્તે પ્રયાણ ક રેછે.દાએ

માને છે કે પદાર્થો પ્રાપ્ત કરી પોતા પાસે રાખી મૂકવાથી અને બીજાઓ પાસે સેવા કરાવવાથીજ સુખ પ્રાપ્ત થાય છે; પરંતુ સત્ય રીતે તો તે દાનથી (ત્યાગથી) અને બીજાઓની સેવા કરવાથીજ મળે છે.

એક વિદ્વાન કહે છે કે કોઇ પણ માણસ પરમપિતા–પરમેશ્વરની ખાતર કોઇ પણ સારામાં સારૂં કાર્ય કરી શકે તો તે તેનાં બીજાં બાળકો પ્રત્યે માયાળુ થવાનું છે. મને નવાઇ લાગે છે કે આપણે છીએ તેના કરતાં વધારે માયાળુ આપણે કેમ થઇ શકતા નથી? દુનિયાને એની કેટલી બધી જરૂર છે? દયાનું કાર્ય કેટલું બધું સહેલાઇથી થઇ શકે તેમ છે? તે કેટલું બધું જલદીથી પોતાની અસર ફેલાવી શકે છે? કેવું તે કદી વિસારે પડતું નથી? તેમાંથી કેવાં મહાન પરિણામો નિપજે છે? કારણ કે સ્નેહના જેટલો દુનિયામાં બીજો કોઈ પ્રામાણિક અને ઉચ્ચ કોટીનો દેણદાર નથી.

**હેન્રી ડ્રૅમાન્ડ.**

કેટલાક માણસો ધારે છે કે સત્કાર્ય કરવામાં ઘણા પૈસાની જરૂર છે; પરંતુ ખરૂં જોતાં તેમાં પુષ્કળ દ્રવ્યની નહિ પરંતુ સાનુકંપ હૃદયની જરૂર છે.

ખરી "પ્રાર્થના" એ કાંઇ માત્ર શબ્દોવડેજ ઇશ્વરનું સ્મરણ કરાવતી નથી, પરંતુ આપણા જીવનનાં દરેક કાર્યોમાં તેની ઇચ્છાનું–તેના માર્ગનું અને તેના વિચારોનું આપણને સ્મરણ–અનુસરણ કરાવે છે. સત્કાર્ય કરવાની શક્તિ અને ઇચ્છા એ બંને વસ્તુઓ સત્કાર્ય કરતાં કરતાંજ વધે છે. **જ્યૉર્જ ડૉસન.**

મૂગાં પ્રાણીઓ પ્રત્યે સ્નેહ, બાળકો પ્રત્યે પ્રેમ, નિરાધાર અને અશક્ત પ્રત્યે દયા, વૃદ્ધ અને પીડિતો પ્રત્યે લાગણી અને જુલમથી ત્રાસેલાં પ્રત્યે અનુકમ્પા, આ સર્વ ગુણો સ્ત્રીઓમાં સ્વાભાવિકપણે રહેલા હોય છે.

"અનુકમ્પા" એ એવી સુંદર વૃત્તિ છે કે જેને લીધે આપણે બીજાઓનાં કાર્યોમાં સહભાગી બનીએ છીએ અને ત્હેમના સુખ-દુઃખમાં રસ લેતા થઇએ છીએ. **આર. પી. ડાઉન્સ.**

જીવનનો બની શકે તેટલો સારામાં સારો ઉપયોગ કરવાનું શીખજો; એક પણ સુખી દિવસ માત્ર સ્વાર્થીપણામાં ડૂબી રહીને વૃથા ગુમાવશો નહિ; એક વખત ગયેલા પ્રસંગો તમને કદી પાછા મળવાના નથી; વહી ગયેલા પાણીથી જળચક્કી કંઇ પણ કામ કરી શકતી નથી. **સેઇન્ટ ડાઉડ્‌ની.**

જ્યારે જીવનની મુશ્કેલીઓ ઘણી વિકટ હોય છે ત્યારે એક પણ નમ્ર આશ્વાસન કે હાસ્યથી આપણને ઉત્સાહ મળે છે. જ્યારે ગુસ્સાનો દેખાવ આપણને રોવડાવે છે ત્યારે એક પણ માયાળુ શબ્દથી આપણને ઘણી સહાય મળે છે. **ઈ. ડીલી.**

આપણી સ્થિતિનું અને આપણા જાતભાઇઓ તથા આપણા સ્રષ્ટા પ્રત્યેની આપણી ફરજોનું બરાબર ભાન રાખીને આપણું સમગ્ર જીવન અને આપણું દરેક કાર્ય યોજવાં એનુંજ નામ "ધર્મ" છે.

મ્હારી માન્યતા દિનપ્રતિદિન દૃઢ થતી જાય છે કે ગરીબોને શારીરિક સહાય આપવી એ દોષ છે અને ખરી વાત તો એ છે કે ત્હેમને ત્હેમની મેળેજ કામ કરવા દેવા. ત્હેમને ભીખ આપવાથી આપણે ત્હેમને કાયમના નીચ રાખીએ છીએ. શાળાનાં મકાનો બાંધો, શિક્ષકોને પગાર આપો; ઇનામ આપો; મજુરોનાં મંડળો સ્થાપો; ત્હેમને સ્વાશ્રયી બનવામાં સહાય આપો; ત્હમારા વિચારો આપો; પરંતુ એવાં કાર્યોમાં જોઇએ તે સિવાય ત્હેમને સીધી બક્ષીસ તરીકે કંઇ પણ દ્રવ્ય આપશો નહિ. **એડવર્ડ ડેનીસન.**

ધનિકોનાં ઘરેણાંઓમાં શોભી રહેતાં પાણીદાર મોતી, સુંદર સ્રીઓને કાને લટકતાં ઝળહળી રહેલાં રત્નો, રાત્રે સ્વચ્છ આકાશને

શોભાવનાર તેજસ્વી તારાઓ, વસંતમાં નિર્મળ પ્રાતઃકાળને સુવર્ણમય બનાવનાર ઉગતો સૂર્ય; એ સર્વ કરતાં અન્યના દુઃખને માટે સદાચારી સમર્થ મનુષ્યોના ગાલપર વહેતાં અશ્રુઓ અત્યંત વધારે ચળકાટ અને મહત્વ ધરાવે છે. ઇરેઝમસ ડાર્વિન.

જેના ઉપર ઉપકાર કરવામાં આવે છે તેણે આખા જીવન સુધી તે યાદ રાખવો જોઇએ; પરંતુ ઉપકાર કરનાર જો નીચ અને અનુદાર બનવા માગતો ન હોય તો તેણે તો કરેલો ઉપકાર તરતજ ભૂલી જવો જોઇએ. કોઇપર કરેલા ઉપકારનું હેને સ્મરણ કરાવવું અથવા તે વિષે આડકતરી રીતે બોલ બોલ કરવું એના જેવી નીચતા બીજી એકે નથી. **ડિમૉસ્થનીસ.**

બીજાઓ પ્રત્યે દયાની ખાતર પોતાના સર્વસ્વનો ઉપયોગ કરવો એજ જેને આપણે "શાશ્વત જીવન" કહીએ છીએ તેનું ખરૂં તત્ત્વ છે, કારણકે ઈશ્વરના જીવનમાં પણ આજ ગુણ છે.

**ચાર્લસ એફ્‌. ડોલ.**

અપકાર કરનારના ઉપર ઉપકાર કરવો એના જેવો માણસને વશ કરવાનો બીજો માનપ્રદ રસ્તો નથી. ડૉટ.

જીવન મ્હોટાં સ્વાર્થત્યાગી કર્મો કરતાં ન્હાનાં ન્હાનાં સત્કાર્યોનું વધારે બનેલું છે. હાસ્ય, દયા અને નિયમિતપણાપૂર્વક કરેલા ન્હાના ન્હાના ઉપકારો હૃદયને જીતે છે અને ત્હેની સદ્‌વૃત્તિઓને સતેજ રાખે છે.

**સર હમ્ફ્રે ડેવી.**

એક માંણસને આપવું ને ત્હેનું કલ્યાણ કરવું તે સારૂં છે, પરંતુ ઘણાના ઉપર ઉપકાર કરવો, ઘણાને સહાય કરવી એ વધારે સારૂં છે; કારણકે આખા વિશ્વનું કલ્યાણ કરનાર ઈશ્વરના ઉપકારોને તે વધારે મળતું આવે છે. **ડાન્ટે.**

નિર્બળને સહાય આપવી, મિત્ર વગરનાના મિત્ર બનવું અને

માયાળુ શબ્દો—કે જે ઉચ્ચારતાં બિલકુલ શ્રમ પડતો નથી, છતાં જેનો પ્રતિધ્વનિ અનંત હોય છે—બોલવા; આ વાત ન્હાની—નહિ જેવી હશે તો પણ તે સર્વસ્વ છે.
**ડબ્લ્યુ. સિ. ગૅનેટ.**

અરે ! બીજાઓના સુખમાં ભાગ લેવો અને ત્હેમના દુઃખમાં રડવું એમાંથી મળતો ઉચ્ચ આનંદ આપણાં દિલસોજ હૃદયો મેળવે તો કેવું સારૂં !
**પી. ડૉડરીજ.**

જો હું એક માણસને નિરાશામાંથી બચાવી શકું તો મ્હારૂં જીવન વ્યર્થ નહિ ગણાય; જો હું એકજ માણસના દુઃખને નિવૃત્ત કરૂં અથવા પીડાને શાન્ત કરૂં અથવા એકાદ તરફડતા પક્ષીને ત્હેના માળામાં મૂકી શકું તો મ્હારૂં જીવન એળે ગયું નથી.
**એમીલી ડીકીન્સન.**

જ્યારે આપણે પૃથ્વીને નર્ક બનાવી હોય, જ્યારે આપણે આપણા અસ્તિત્વનોજ સ્વીકાર નહિ કરીને શાશ્વત જીવનના સત્યને નકામું કરવા પ્રયત્ન કર્યો હોય ત્યારે સ્વર્ગ આપણી પાસે આવતું નથી. જ્યારે આપણને સમજાય છે કે પૃથ્વી એ માયા માત્ર નથી, પરંતુ એક એવું સ્થળ છે કે જ્યાં આપણે સ્વર્ગને ઓળખતાં શીખીએ છીએ અને ઇશ્વરે સર્જેલાં પ્રાણીઓને ચ્હાવાના રૂપમાં ઈશ્વરને પોતાનેજ ચ્હાતાં શીખીએ છીએ, ત્યારેજ સ્વર્ગ આપણી પાસે આવે છે.
**ડેવિડ ડાનાસી.**

જે ઈશ્વરી કાયદાને આપણે માન આપવાનું છે—જે કાયદાથી આપણો ન્યાય થવાનો છે તે કાયદો કાંઇ બીજા મનુષ્યકૃત કાયદાની પેઠે ચોક્કસ શબ્દોમાં એમ નથી કહેતો કે કયાં વાક્યો ન ઉચ્ચારવાં અને કયાં કાર્ય ન કરવાં. એ કાયદો કાંઇ એવી રીતે આપણી વાણી અને બાહ્ય વર્તન ઉપરજ આધાર રાખતો નથી, પરંતુ એ કાયદો તો હૃદયની સ્વતંત્ર ઇચ્છાની અપેક્ષા રાખે છે અને ત્હેને પ્રોત્સાહન આપે

છે. જેને આપણે ઇશ્વિરી નિયમ કહીએ છીએ તે તો પાપની મના કરવા કરતાં પાપને તદ્દન અટકાવવાને માટે જોઇતા સદ્ગુણો મેળવવાનો આપણુને ઉપદેશ આપે છે. આપણે મનુષ્યો સામે અસત્ય સાક્ષી આપવી નહિ, એટલું કહીને તે સંતોષ માનતો નથી; પણ તે તો આપણુને ત્હેમને ચ્હાવાનું કહે છે અને તેમ કરવાથીજ આપણે બીજાના સંબંધે ખોટો અભિપ્રાય બાંધતાં અટકીશું અને ત્હેમના વિષે અનિષ્ટ બોલવાનો તો અવકાશજ રહેશે નહિ. આપણે ચોરી કરવી જોઇએ નહિ એટલું કહી તે ઇશ્વિરી કાયદો બંધ રહેતો નથી, પરંતુ આપણે મનુષ્યોને ચહાવા જોઇએ એમ કહે છે; કે જેમ થતાંની સાથે આપણે ત્હેમના હક્ક ખુંચવી લેવાને બદલે ત્હેમના હક્ક—હિસ્સા કરતાં પણ વધારે ત્હેમને આપીશું. મનુષ્યોને આપણે ઇજા કરવી જોઇએ નહિ, એમ કહીનેજ તે નિયમ વિરામતો નથી; પરંતુ તે આપણુને ત્હેમને ચ્હાવાનું કહે છે; કે જેમ થતાં આપણે આપોઆપજ ત્હેમને ઇજા કરતાં કમ્પીશું અને ત્હેમનું ભલું કરવાને આતુર બનીશું.

ડૉકટર ડેલ.

આપણી પાસે હંમેશાં તૈયાર હોઇ શકે, એવું દયાનું એકાદ ટીપું પણ ગાડેગાડાં કોરા ડહાપણ કરતાં વધારે છે.

ગરીબને સહાય કરવાનો ઉત્તમમાં ઉત્તમ માર્ગ એજ છે કે ત્હેમને પોતાને પોતાની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરતા કરવા.

જો આપણા જીવવાથી બીજાંઓનાં જીવન વધારે સરળ ન બનાવી શકાય તો પછી એવા જીવવાથી શો લાભ?

એકકે ખોટું કાર્ય એવા પ્રકારનું નથી કે જેની શિક્ષા તે કરનાર એકલાનેજ સહન કરવી પડે; ત્હમે ત્હમારી જાતને અલગ દર્શાવીને એમ કહી શકો એમ નથી કે ત્હમારામાં જે દુર્ગુણ છે તે પ્રસરશે નહિ. મનુષ્યોનાં જીવન શ્વાસોચ્છ્વાસની હવા પેઠે એક બીજા સાથે

સંપૂર્ણ રીતે મિશ્ર થયેલાં છે; અને તેથી કરીને અનિષ્ટ વાણી, વિચાર અને કૃતિ પણ ચેપીરોગની માફક જરૂર બીજા અનેકોમાં પ્રસરે છે.

અરે! મ્હને એવા સ્વર્ગસ્થ થયેલા અમર મહાત્માઓના અદૃશ્ય મંડળમાં જોડાઇ જવાની ઇચ્છા થાય છે, કે જેઓ વિદેહ થવા છતાં પણ પોતાની હયાતિ દરમ્યાન ત્હેમણે ઉન્નત બનાવેલાં મનુષ્યોના રૂપમાં અત્યારે પણ જીવે છે, એટલે કે જેઓ અનેક મનુષ્યોના હૃદયમાં ઉદારતારૂપે, સાહસરૂપે, નિઃસ્વાર્થતારૂપે, નીચ ઇચ્છાઓ તરફના ધિક્કારરૂપે, અને ઉન્નત વિચારોરૂપે રાત્રિના તારાની પેઠે પ્રકાશી રહ્યા છે!

જગતમાં એવું જીવનજ સ્વર્ગ સમાન છે કે જે જીવનથી પૃથ્વી. પર અમર સંગીત ઉદ્‌ભવે અને જે જીવન મનુષ્યોના જીવનપર દિન પ્રતિદિન વધતી જતી સત્તાથી અધિકાર ચલાવી શકે એવી સુન્દર આજ્ઞાઓ બહાર લાવે.

ઇશ્વર મ્હને એવા શુદ્ધતમ સ્વર્ગમાં લઇ જાય કે જ્યાં કેટલાક બન્ધુઓ મહા વ્યથાને પ્રસંગે મ્હારાદ્વારા બળ મેળવે અને ત્હેમનામાં રહેલી ઉદાર ભાવનાઓને, શુદ્ધ સ્નેહને મ્હારાદ્વારા પોષે; મ્હારા ચ્હેરાપર મૃદુ સ્નેહાળ હાસ્યની લાલી દેખાય, મ્હારી હાજરી માત્રથી પણ સત્કાર્ય ચારે બાજુ પ્રસરી રહે અને એવાં કાર્યોમાં હું પોતે પણ લીન થઇ જાઉં. જર્યૉર્જ એલિયટ.

ઉદાર હૃદય સિવાયનો પૈસો એ કદ્રૂપો ભિક્ષુક છે. માણસ સંપત્તિને માટે જન્મ્યો નથી, પરંતુ જેમ શેરડી મનુષ્યોના ભલાને માટે પીલાઇ જઇને પોતાનો સર્વ રસ આપે છે તેવી રીતે ત્હેણે પણ બીજાને માટે કષ્ટો વેઠી ત્હેમને સુખ આપવું જોઇએ.

દુઃખને સ્થાને આનન્દ અને સુખ વેરવાથી ચ્હેરો જેવો સુન્દર બને છે તેવો બીજા કશાથી બનતો નથી.

નાશ કરવાનું કાર્ય સ્હેલું અને સોંઘું છે, પરંતુ યુવાન આત્માને સહાય આપવી, શક્તિમાં વૃદ્ધિ કરવી, આશા આપવી, સેવાર્થે વપરાતી શક્તિમાં બળ આપવું, નવવિચાર અને દૃઢ કાર્યથી પરાજયને દૂર કરવો, આ સર્વ સહેલું નથી; એ તો દૈવી આત્માઓનું કાર્ય છે.

**આર. ડબ્લ્યુ. એમર્સન.**

શાન્ત્વન આપતાં વચનો અને દયાયુક્ત વર્તનથી યુવકોને ઘણીવાર કલ્પિત દુઃખમાં આશ્વાસન મળે છે. મધુર દયા જ ન્હાનામાં ન્હાના બાળકની પાસે જઇ શકે છે, અને ત્હેને ન જાણે તેવી રીતે પોતા તરફ આકર્ષે છે.

દિલસોજીથી ઘણીવાર વિપથગામીને ખરે રસ્તે પાછા લવાય છે. એક એવું માનવ હૃદય છે કે જે અન્યની માનુષિક નિર્બળતા પ્રતિ દિલસોજી ધરાવે છે, જે પોતાને ત્હેમની ભૂલોને માટે જવાબદાર ગણે છે, અને જીવનકલહ કેટલો વિકટ છે તે સહમજે છે. એનું જ્ઞાન થવાથીજ મનુષ્યો શાન્ત અને સદ્‌ગુણી જીવનના માર્ગે પાછા ફરશે, અને જીવનયાત્રા ફરીથી યોગ્ય રીતે શરૂ કરશે.

ભાઇ બ્હેનનો સ્નેહ આ પૃથ્વીપર સર્વથી વધુ નિઃસ્વાર્થી હોય છે. તેઓ પરસ્પર સ્નેહમાંથી પ્રાપ્ત થતા આનંદ સિવાય બીજા કશાની પણ અપેક્ષા કર્યા સિવાય એક બીજાને ચ્હાએ છે; અને સ્વાર્પણનો જુસ્સો તેમનામાં એટલો બધો વેગવાળો હોય છે કે બીજાના સુખમાં વૃદ્ધિ થતી હોય તો પોતાની જાતને ત્હેને ખાતાર હોમી દે છે.

રોગીનો ઓરડો અંધારો હતો, અને રોગી અવર્ણ્ય દુઃખથી પીડાતો હતો. તે સમયે બારણું ધીમેથી ઉઘડયું, અને એક મિત્રે પ્રવેશ કર્યો. એક પણ શબ્દ ઉચ્ચારવામાં આવ્યો નહોતો, પરન્તુ શબ્દો કરતાં વધારે સામર્થ્યવાન સ્નેહથી રોગીના હાથને પકડવામાં આવ્યો અને

તેજ સમયે રોગીની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. આજ ખરી દિલસોજી છે. **આર. એલિસ.**

જ્યારે આબાદી દૂર થઇ જઇ દુઃખ સહાયને માટે પોકાર કરી રહ્યું હોય ત્યારેજ દયાભરી લાગણીઓ દર્શાવવાની ખરી તક છે; સારી સ્થિતિવાળા પ્રત્યે માયાળુ થવામાં કશુંજ મહત્વ નથી. **ફેલિક્સ.**

સેવાવ્રતવાળો પુરૂષ જમીનને ભીંજવનાર અને ફળદ્રૂપ બનાવનાર ઝરાના જેવો છે.

સહાય લેવા કરતાં સહાય આપવામાંજ વધારે માન અને વધારે આનંદ સમાયેલો છે. **એપિક્યુરસ.**

સ્નેહ કદી વ્યર્થ જતો નથી. જો બીજાનો સ્નેહ બદલામાં ન મળે તો તે પાછો વહી મૂળ રહાનાર હૃદયને વધારે મૃદુ અને પવિત્ર બનાવશે. **ઇર્વિંગ.**

માનવ બન્ધુની અવનતિ સમયે દયાભરી દૃષ્ટિ નાખજે, પરન્તુ તું ત્હેના દોષપર કદી પણ બહુ ગુસ્સાથી વિવેચન કરતો ના. ઇશ્વરની કૃપા ત્હને તેમજ સર્વને નિભાવી રહી છે. જો તે લઇ લેવામાં આવે તો તું પણ ડોલી જાય અને ત્હારી પણ અવનતિ થાય. **એડમેસ્ટન.**

આ માનવ દેહમાંથી મ્હારે એકજવાર પસાર થવાનું છે, તો પછી એવા દુર્લભ પ્રવાસ દરમિયાન જે કંઇ ભલું મ્હારાથી થાય તેમ હોય તથા મનુષ્ય પ્રત્યે હું જે કંઇ માયાળુપણું બતાવી શકું તેમ હોઉં તે મ્હને હમણાંજ કરવા દો; મ્હને ત્હેમાં વિલંબ કરવા દેતા નહિ, અથવા વિસ્મૃતિ કરાવશો નહિ; કારણ કે મ્હને આજ દેહ ફરી ફરીથી મળવાનો નથી. **ઍડિસન.**

સત્કાર્યમાં કદી પણ સંપૂર્ણ નિષ્ફળતા મળતી નથી. જો કે આપણી આશાઓ અને મહત્ત્વાકાંક્ષાઓ, આપણાં હેતુઓ અને આપણાં

અન્તિમ લક્ષ્યો ઇશ્વરના જેવાંજ તદ્દન નિર્દોષ નથી હોતાં; તોપણ આપણે જે કાર્ય પ્રત્યે ભક્તિ ધરાવતા હોઇએ, અને આશિર્વાદને માટે ત્હેના પ્રત્યે દૃષ્ટિ કરતા હોઇએ તો આપણા પ્રયત્નોનું સારૂંજ પરિણામ આવવું જોઇએ. તાપ અને વૃષ્ટિ વ્યર્થ જતાં નથી. જેમ દેવતાએ બળવુંજ જોઇએ, અને પ્રકાશે અજવાળું તથા સૌન્દર્ય આપવુંજ જોઇએ; તેવીજ રીતે હલકામાં હલકા મનુષ્યના હૃદયમાં પણ વસી રહેલી સ્નેહ, સત્ય અને પ્રામાણિકતાની શક્તિઓએ અમર સત્કાર્યને માટે પ્રવર્તવુંજ જોઇએ. આજ શક્તિઓવડે દુનિયા ઘડાઇ છે, આજ બળો તારાઓને ત્હેમને રસ્તે દોરે છે, તેજ સર્વ જીવન, સૌન્દર્ય અને આનન્દને ટકાવી રાખે છે. આ શક્તિઓવડે કામ કરવાથી આપણે ઇશ્વરને માટે કામ કરીએ છીએ, અને 'જે ઇશ્વરના પક્ષમાં છે તેજ અન્તે વિજય પામે છે,' કારણકે ઇશ્વરને કદી નિષ્ફળતા મળતીજ નથી. ડિ. ઇ. આયર્ન્સ.

માણસ ભલે લાગવગ, ઉચ્ચ સ્થિતિ, દ્રવ્ય અને તંદુરસ્તી ગુમાવે, પરંતુ તે છતાં પણ જો તે નિઃસ્વાર્થી જીવન ગાળે તો તે સુખમાં રહે છે; પરન્તુ એક એવી વસ્તુ છે કે જેના સિવાય માનવ-જીવન ભારરૂપ બને છે અને તે મનુષ્યના હૃદયની અનુકમ્પા છે.

સત્કાર્યોમાં જેટલા પ્રમાણમાં સ્નેહ હોય તેટલા પ્રમાણમાં તે સારાં છે.

પૈસો એ સારી વસ્તુ છે, પરંતુ ઘણે ઠેકાણે બને છે તેમ મનુષ્યો ત્હેના માલીક બનવાને બદલે ત્હેના નોકર ન થાય, અને લોભી બન્યા વિના ત્હેને પ્રાપ્ત કરે, અને કચવાયા સિવાય ત્હેને વાપરી શકે તોજ તે ધન આશીર્વાદ સમાન છે.

જ્યાં સુધી દરેક સજ્જન અથવા સન્નારી જનસમૂહના કલ્યાણ સંબંધમાં પોતપોતાની જુમ્મેદારી સ્હમજે નહિ, અને અટકાવી શકાય

તેવાં અનિષ્ટોને લીધે જેઓ દુઃખ પામતા હોય ત્હેમને બચાવવાને માટે ચોક્કસ, પ્રત્યક્ષ અને નિઃસ્વાર્થ રીતે પ્રયત્ન કરે નહિ; ત્યાં સુધી માનવજાતિપર ઝઝુમી રહેલાં ભયોમાંથી આપણે સર્વાંશે મુક્ત થઇ શકીશું નહિ.

થઇ શકે તેટલો બધો પ્રયત્ન કર્યા છતાં પણ સમય પ્રતિકૂળ હોય, સર્વ અવળે રસ્તે જતું જણાય અને ત્હારાથી કંઇ કલ્યાણ ન સધાય તો તું કદી પણ મુંઝાઇશ નહિ. વિશ્વ ઇશ્વિરે બનાવ્યું છે, ત્હેં નહિ. ત્હેને ધીરજ છે, તો ત્હને ધીરજ હોવી જોઇએ નહિ ? ત્હારાં અલ્પ સત્કાર્યો પણ કદીએ નાશ પામશેજ નહિ. હાલ તેઓ કંઇ પણ ફળ આપતાં ન જણાય તોપણ તે કબરની નીચે દટાયલાં બીજના જેવાં છે, અને જ્યારે પણ સમય તેને બહાર કાઢશે ત્યારે તે સોનેરી દાણાની પેઠે સપાટાબંધ ઉગી નીકળશે. ભલે તે અલ્પ હોય કે મહાન હોય, પણ ઇશ્વિર ત્હારી થોડી છતાં પ્રામાણિક સામગ્રીનો પૂરેપુરો સ્વીકાર કરશેજ.

કોઇ પણ સત્કાર્ય વ્યર્થ જતું નથી; પછી ભલે તે ઉભરાતી નદી જેટલું વિશાળ હોય કે માનવ ઉદારતાની ન્હાની સેર જેટલું હોય. જો તે પવિત્ર અને સ્વચ્છ હશે તો તે કદી પણ ઝેરી ખાબોચિયામાં ભળી જશે નહિ અથવા તો કાદવવાળી જગ્યામાં ગુંગળાશે નહિ. તે જગતના જીવન પ્રવાહના મહાનદમાં અવશ્ય ભળે છે અને ઇશ્વિરના શાશ્વત્ સ્નેહના નિઃસીમ સાગરમાંજ ભળી જાય છે.

**એફ. ડબ્લ્યુ. ફેરાર.**

કોઇ પણ સત્કાર્ય કરનારે એમ વિચારી દુઃખી બનવું જોઇએ નહિ કે બીજાઓ ત્હેનું અનિષ્ટ કરે છે. જો કોઇ માણસે ભલું કર્યું હોય તો તે એકલો હશે તોપણ ત્હેણે ખરૂંજ કર્યું છે એમ કહેવાશે;

અને જો દુષ્કૃત્ય કર્યું હશે તો સમગ્ર માનવજાતિની સંમતિ પણ ત્હેને સુકૃત્ય બનાવી શકશે નહિ.

દાન વિનાનો પૈસો કંઇ પણ કામનો નથી. જે ત્હેને અન્યને સુખી કરવા પાછળ વાપરે છે તેજ ત્હેનાથી સુખી થાય છે.

જે નમ્ર અને દિલસોજ વૃત્તિથી માણસો દયા તરફ વળે છે, અને બીજાનાં દુઃખમાં સહભાગી બને છે, અને જેને લઇને માણસ પોતાની ખાતર બીજાં દુઃખ વા નુકસાનમાં ઉતારતો નથી તે વૃત્તિજ બીજી સર્વ વૃત્તિઓમાં વધુ સરસ છે, અને જો કે ત્હેને સૌથી ઓછામાં ઓછું માન મળે છે, છતાં પણ તે સર્વથી ઉંચામાં ઉંચા માનને પાત્ર છે.

પ્રભુનાં બાળકોની સર્વોત્તમ સેવાદ્વારા ઇશ્વરને પ્રિય કેવી રીતે બને તે વિચારમાં માનવી લીન રહે અને પરોપકારમાં મચ્યો રહે એજ સૃષ્ટિ સૃજવાનો સર્વોત્કૃષ્ટ હેતુ છે.

પીડા સમયે સુખ આપવા માટે કેવી રીતે સાંત્વન આપવું, કેવી રીતે દલીલ કરવી, કેવી રીતે હસી કાઢવું એની આવડત અને અનુભવ સાથે માનવ મનના ઊંડાણુ ભાગમાં પ્રવેશ કરવાની શક્તિની ખાસ જરૂર છે; અને આ કળાઓનો અયોગ્ય ઉપયોગ ન થાય ત્હેને માટે બની શકે તેટલી બધી કાળજી લેવી જોઇએ.

આપણે જેમને ચ્હાઇએ છીએ ત્હેમના પ્રત્યે કર્કશ શબ્દો વા નિર્દય કાર્યો અટકાવવાની સાવચેતી રાખીએ તો આપણે ઘણાં હૃદયનાં દુઃખ દૂર કરી શકીએ. એવો સમય પણ એક વાર આવવાનોજ કે જ્યારે જે હૃદયને હું દુઃખ આપું છું તે મ્હારી પાસેથી હમેશને માટે દૂર થશે, અને પશ્ચાત્તાપની મ્હારી બૂમો તે કદી સાંભળી શકશે નહિ. **રીલિંગ.**

ઉત્સાહ, ભાષણુ વા જ્ઞાન કરતાં માયાળુપણાથી ઘણા પાપીઓ સુધરી ગયા છે.

માયાળુ શબ્દો જગતનું સંગીત છે. કુદરતી કારણોથી થતાં દુઃખોને નિવારવાનું તેમનામાં સામર્થ્ય છે.

માયાળુપણું દરેક વસ્તુમાં માધુર્ય રેડે છે, જીવનની શક્તિઓને ખિલવે છે, આનન્દપ્રદ રંગોથી ત્હેમને રંગે છે, અને ત્હેમનામાં નવજીવન પ્રેરક શક્તિ આણે છે.

આપણું જીવન શા માટે છે? જઇ શકાય તે દરેક ખૂણામાં જઇને દુઃખી પ્રાણીઓને ઇશ્વિરી સુખને માટે ઇશ્વરની સમક્ષ ફરીથી લઇ જવાના ધર્મકાર્ય માટે છે; માયાળુપણાનો સુન્દર ધર્મોપદેશ આપવા દ્વારા દૈવી સુખમાં આપણી પોતાની જાતને મિશ્ર કરી દેવાને માટે છે.

**એફ. ડબ્લ્યુ. ફેબર.**

જ્યારે સ્નેહ શ્રમનો વિચાર કરે છે ત્યારે તે મરણ પામે છે: જ્યારે સ્નેહ પોતાની જાતને અર્પણુ કરવા છતાં વિસરી જાય છે ત્યારે તે ઉંચે ચઢતો જઇને સ્વર્ગમાં વિરાજતા ઇશ્વરને પહોંચે છે.

આ ઇશ્વિરી સત્ય છે કે માણસનું સત્ય સુખ સ્વાર્પણનો આનંદ છે. કારણકે આનંદનો નિયમ એજ સ્નેહનો નિયમ છે. સ્વસ્નેહ એ સાચો સ્નેહ નથી, પરન્તુ ભિન્નતા છે. સ્વસ્નેહ પોતાની જાતને સાચવી રાખવા મથે છે, પણ તેમ કરવા જતાં તે સર્વ ગુમાવે છે. સ્વસ્નેહ દ્વેષ છે, અને દ્વેષ એ પીડા છે. સ્નેહ એ હંમેશાં વૃદ્ધિ પામતો અને નિરંતર વિસ્તરતો આનંદ છે. જેમ જેમ વધારે સ્નેહ તેમ તેમ વધારે આનંદ અને જેમ જેમ વધારે આનંદ તેમ તેમ વધારે સ્નેહ; પરન્તુ સાચો સ્નેહ એવો હોવો જોઇએ કે જે બીજાને દુઃખી કર્યા સિવાય પોતાની જાતને વિસરી જાય. **ફ્રેડરિક પી. ફેરફીલ્ડ.**

મિત્રતા કાયમ રાખવાને મિત્રનું ભલું કર અને શત્રુને મિત્ર બનાવવાને માટે શત્રુનું પણ ભલું કર.

હું ધારૂં છું કે ગરીબને ગરીબાઇમાં સુખી બનાવવા કરતાં હેમને તે સ્થિતિમાંથી બ્હાર આણવામાં સહાય કરવી એજ હેમનું કલ્યાણ કરવાનો વધારે સારો રસ્તો છે. **બેન્જામિન ફ્રાન્કિલન.**

અપાત્રે દર્શાવેલી ઉદારતા દુર્ગુણ બને છે. **ફુલર.**

ત્હમારૂં જીવનજ ઉપદેશમય બનો. **જ્યૉર્જ ફૉક્સ.**

આપણે બની શકે તેટલા માણસોપર ઉપકાર કરવો જોઇએ; આપણને પણ આપણા કરતાં હલકા માણસોની સહાયની ઘણી વાર જરૂર પડે છે. **લા ફૉન્ટેન.**

કુદરત કહે છે કે "ત્હારી પોતાની જાતનેજ ચ્હા." ગૃહકેળવણી કહે છે કે "ત્હારા કુટુમ્બપર સ્નેહ રાખ." દેશજન કહે છે કે "ત્હારા દેશપર પ્રેમ રાખ." પરન્તુ ધર્મ કહે છે કે "સર્વ મનુષ્યોને ભેદભાવ વિના ચ્હા." **ફેલ્ટહામ.**

શ્રદ્ધા રાખવાથી નવું ઉત્પન્ન કરી શકાય છે: આશા રાખવાથી આશિર્વાદ પ્રાપ્ત કરાય છે; સ્નેહ રાખવાથી અદ્દ્ભુત કાર્યો કરી શકાય છે. **માઇકેલ ફૅરલેસ.**

આપણે જાતે અપમાન સહન કરીને પણ જ્યારે આપણે આપણા બન્ધુઓને દુઃખમાંથી મુક્ત કરીએ છીએ, ત્યારે આપણને બમણી શક્તિ પ્રાપ્ત થાય છે. **સેઈન્ટ જૉન ફ્રાન્સિસ.**

ઉદાર હૃદયથી શરૂ કરો. ત્હમે અન્યની કેવી રીતે સેવા કરી શકો હેનો વિચાર કરશો ત્યારે ત્હમને જણાશે કે ત્હમારાં સાધનો વધ્યાં છે અને ત્હમારો પોતાનો ભાગ ઉજ્જડ નહિ રહે; પરંતુ ત્હમારાદ્વારા બળ સર્વત્ર વેરાશે. ત્હમારી પાસે જે હોય તેનાથી થાય તેટલું કરો, અને હેની અસર બહુ જબરી થશે. **જે. બી. ફ્રૉથિંગહામ.**

ખુશનુમા પ્રભાત થતાંની સાથેજ ખેતરમાં ખેડૂત બી વેરે છે અને તે ક્યાં ક્યાં વેરાય છે તે જોવાની પરવા નહિ કરતાં બાકીનું કામ ઇશ્વરને સોંપે છે કે જે ઇશ્વર વરસાદ અને સૂર્યનાં ચળકતાં કિરણો મોકલે છે અને પાક વખતે સોગણું આપે છે. એજ પ્રમાણે માયાળુ શબ્દો અને માયાળુ કાર્યો પણ ભુલા પડેલા, એકલા અને દુઃખી પ્રાણીઓ પ્રત્યે જરૂરિયાતને પ્રસંગે ખરેખરા પવિત્ર હૃદયથી બોલવામાં તથા કરવામાં આવે છે તો વખત જતાં પુષ્કળ માયાળુ કાર્યો અને માયાળુ શબ્દો જગતમાં ફેલાતાં જણાશે. **જોન ફુલર્ટન.**

શરીરને સૂર્યની જેટલી જરૂર છે તેટલીજ આત્માને દિલસોજીની છે. જ્યાં જ્યાં ત્હમે મનુષ્યને દિલસોજીની અનુકૂળ અસરમાંથી દૂર ગએલો જોશો ત્યાં ત્યાં ત્હમને નિર્બળતા અને ગમગીનીનાં ચિહ્નો જણાશે; દિલસોજીના અભાવથી માનવ જીવન ઉપર એવી છાયા પથરાય છે કે જેને લીધે તે આનંદની ગુલાબી સુરખી ગુમાવે છે અને કેટલીકવાર માનસિક નિર્બળતાથી ત્હેની સર્વ વૃત્તિઓ અવળે માર્ગે જાય છે. જો આ લીટીઓ વાંચીને વાચક પોતાના દૈનિક જીવનમાં દિલસોજીનો જુસ્સો ઉમેરશે તો ત્હેના રહેઠાણના એક માઇલના ઘેરાવાનો પ્રદેશ કેટલો બધો રૂડો થઇ રહેશે! આ દુનીઆના સુખમાં કેટલી વૃદ્ધિ થશે! અને પરસ્પર સહભાગી બનવાના સાદા ઉપાયથી આપણા જીવનનો ભાર કેટલો બધો હલકો થશે!

**આર્થર ફીન્લેસન.**

માત્ર ઉપદેશ આપવાને ખાતરજ જ્ઞાન મેળવવું એ તો આત્મશ્લાઘાનું ખરાબમાં ખરાબ રૂપ છે. અન્યની સેવા અર્થે પોતાની જાતને તૈયાર કરવા માટે જે જ્ઞાન મેળવવામાં આવે છે તે જ્ઞાનજ જમીનના પાકની પેઠે અનેક આત્માઓને ખરી શાંતિ આપી શકે છે.

**ગાર્ડીનર.**

જે માણસો સ્હવારમાં સત્કાર્યો કરે છે એમને દિવસનો દરેક કલાક મજા આપે છે, અને ત્હેમની આસપાસની દરેક વસ્તુમાંથી ત્હેમને માટે શાંતિ અને ઉલ્લાસ જન્મે છે. **ગૅસનર.**

ખરેખરી ઉદારતા કાયદાથી આપણા ઉપર આવી પડેલી ફરજોના જેવી અનિવાર્ય ફરજ છે. તે આપણને બુદ્ધિએ કરી આપેલો નિયમ છે અને તેજ મનુષ્યનો મુખ્ય નિયમ હોવો જોઇએ. **ગોલ્ડસ્મિથ.**

દિલસોજ હૃદય એક નાજુક વાદિત્ર જેવું છે કે જે તેના ઉપર થઇ વાતા પવનના દરેક સપાટાથી સૂર કાઢી ઉઠે છે. **ગારએટ.**

ન્હાવાથી હૃદય ખાલી થતું નથી અને દાન આપવાથી પૈસાની કોથળી ખાલી થતી નથી. **ડબ્લ્યુ ગ્રીનવેલ.**

જો હું બીજાના હૃદયમાં સહેજ આનંદ રેડી શકું; જો હું મ્હારા જીવનથીજ કોઇ બીજા માણસમાં ભ્રાતૃભાવની લાગણી ઉત્પન્ન કરી શકું; જો હું સાંભળવા લાયક અને દુઃખ નિવારક એકજ વાર્તા કહી શકું તો મ્હારૂં જીવન મહાન નહિ હોવા છતાં અને ઘણા માણસની જાણમાં તે નહિ આવ્યું હોય તે છતાં પણ તે વ્યર્થ ગયું છે એમ નહિ ગણું. **રેવરન્ડ પી. ગેસ્ટર.**

જગતને આનંદી હૃદયથી જુઓ. સર્વ સ્થળે દુઃખી હૃદયો છે; ત્હમારા હસવાથી કોઇને પણ જીવનમાં સહાય મળશેજ. કોઇના પણ જીવનનો ભાર ઓછો થશે. **ફ્રાન્સિસ એલ ગ્રીન.**

મિત્રોની ખરી જરૂરિયાતોનો અભ્યાસ કરો, દુઃખી પ્રત્યે દિલસોજી રાખતાં શીખો, કામ નથી મળતું એવા ગરીબને માટે શ્રમ લ્યો, બીજાઓની સેવા માટે ખરેખર દુઃખ વેઠો, અને ત્હમને તુરતજ લાગશે કે ત્હમે સેવાની શરૂઆત કરી દીધી છે અને તેથી ત્હમારા ચારિત્રમાં વિચારવંત બનવાની ટેવ વધશે અથવા તેથી ત્હમારામાં આધ્યાત્મિક વિચારણા તરફ વલણ ઉત્પન્ન થશે કે જેથી કરીને ત્હમારા

સંબંધમાં આવતા વિધવિધ જાતના ઘણા માણસો પ્રત્યે દિલસોજી ધરાવતા થશો. **કેનન ગોર.**

સામાના દોષને માટે ઠપકો આપવા કરતાં તેનામાં જે સદ્ગુણનો અંશ હોય ત્હેને ઉત્તેજવાથી આપણે ત્હેને વધારે સારી સહાય આપી શકીશું.

બીજાના પ્રત્યે આપણે જે પ્રેમ રાખીએ છીએ તેદ્વારાજ આપણે આપણી જાતને ઓળખતાં શીખીએ છીએ. બીજાને માટે આપણે જે આશીર્વચનોની પ્રાર્થના કરીએ છીએ તે આશીર્વાદો અંતે આપણા ઉપર પણ ઉતરે છેજ. **ઈ. ગીબ્સન.**

લોકો સત્કાર્ય કરે છે અને બદલામાં મળતા વખાણથી ફુલાઇ જઇને કાર્ય કરવામાં મળતી તાલીમનો લાભ ગુમાવે છે.

જ્યારે ઓલિવ ઉપર ફુલ બેસે છે ત્યારે તેના ઉપર જો અતિશય ધુમ્મસ પડે તો તેને વધારે ફળ આવતાં નથી; એવીજ રીતે જ્યારે સત્કાર્ય કરવાની શરૂઆતમાંજ લોકો તેમને જોનાર માણસોના વખાણ સાંભળે છે અને પોતાની સ્તુતિમાં તેઓ રસ લેતા થાય છે ત્યારે ત્હેમના વિચારોમાં અહંકારરૂપી ધુમ્મસ એવો ઉત્પન્ન થાય છે કે તે ત્હેમના મૂળ હેતુને ભૂલાવી દઇને સત્કાર્યની ખીલવણી અને ફળદ્રૂપતાનો નાશ કરે છે. **સેઇન્ટ ગ્રેગરી ધી ગ્રેટ.**

હમેશાં જીવનના ત્રણ માર્ગ છે. ઉંચે, આન્તર અને બાહ્ય. ઉંચે ઇશ્વર તરફ, આન્તર આત્મા પ્રતિ, અને બાહ્ય દુનિયા પ્રતિ. જેમ જેમ માણસ ઇશ્વરને ઓળખે છે તેમ તેમ ત્હેના પોતાનાજ આત્મા પ્રતિ વળવાની ઇચ્છા વધારે ને વધારે તીવ્ર બને છે, શુદ્ધ થવાની આતુરતા વધારે ઉંડી થાય છે અને ગમે તે ભોગે બીજાને સહાય આપવાની વૃત્તિ વધારે બળવાન્ થાય છે.

આ દુનિયામાં માણસને ત્રણ પ્રકારનું જીવન ગાળવાનું છે. એકા-

ન્તમાં ભક્તિમય જીવન, જાહેરમાં પવિત્ર જીવન, અને સેવામાં પ્રવૃત્તિ-મય જીવન. આમાંનું એક નહિ, બીજું નહિ, કોઇ પણ બે સાથે નહિ, પરન્તુ ત્રણે જાતનાં જીવન એક સાથે ગાળવા યોગ્ય છે. અને એનું નામજ ખરેખરૂં સંપૂર્ણ જીવન છે. અને ખસુસ યાદ રાખજો કે સેવાનો ખરો ચિતાર આવું સંપૂર્ણ જીવનજ આપી શકે છે. સેવાનું વ્રત બીજાં એમાંથી પ્રગટે છે. તેનાં મૂળ ભક્તિ અને પવિત્રતામાં રહેલાં છે. આથીજ આપણને સ્હમજાય છે કે અનેકોની આટલી બધી સેવા કેમ વ્યર્થ જાય છે? કારણ એજ કે પ્રથમનાં બે પ્રકારનાં જીવનરૂપી પાયોજ તેમાં હોતો નથી અથવા લુલો હોય છે. **એસ. ડી. ગોર્ડન.**

ત્હમને કંઇ અવકાશ મળે છે? અને જો તેમ હોય તો ત્હમે ત્હેનો સદુપયોગ કરો છો? પરમાર્થી કાર્યોમાં વપરાયેલો સહજ પણ સમય ઘણા પૈસા કરતાં વધુ ઉપકારક થઇ પડે છે. શું આપણે કદી અવકાશનો સમય એવી રીતે ગાળીએ છીએ? ત્હમારી સાંસારિક સ્થિતિથી અને ત્હમારા સમાજના સ્થાનથી બીજાઓની સેવા કરવાની ત્હમને તક મળે છે? જો તેમ હોય તો ત્હમે પોતે એ પ્રસંગનો લાભ લ્યો છો? જો ત્હમે ત્હમારા માનવ બંધુઓને માટે બીજું કંઇ કરી શકતા ન હો તો ત્હેમની પાસે જઇ ત્હમારી હાજરીથી અને ત્હમારી દિલસોજીની સામાન્ય માહિતીથી ત્હેમને આશ્વાસન નહિ આપો? ત્હમે માયાળુ અથવા પ્રોત્સાહક શબ્દો ન કહી શકો? વિખુટા પડેલા મિત્રોમાં ઐક્ય ન લાવી શકો? અથવા ઇશ્વિરે સશક્ત માણસને માટે જે કામ નિર્માણ કરેલું છે તે કામ કરવાને ત્હેમને સમજાવી ન શકો?

**ગુલ્હર્ન.**

ભલમનસાઇરૂપી સોનેરી સાંકળવડેજ સમાજ એકત્રિત ગુંથાયલો છે. દરેક દિવસ એક એવી જાતનું વાસણ છે કે જો આપણે ત્હેને ખરેખર સારી વસ્તુવડે ભરી નાખવા માગતા હોઇએ તો તેમાં

તેવું ઘણું રેડી શકાય. જેમકે આપણાથી જેટલી પણ ઉન્નત અને સ્નેહાળ સ્થિતિએ પહોંચી શકાય તેટલા ઉન્નત વિચારો—લાગણીઓ અને ત્હેમને અનુરૂપ કાર્યો કરી શકીએ. . ગટે.

માણસો ઘણીવાર ધારે છે કે ધાર્મિક જીવન ગાળવાને દુનિયાંની બીજી પ્રવૃત્તિઓમાંથી ખસી જવાની આવશ્યકતા છે, પરંતુ ખરેખર તેમ નથી. ધાર્મિક જીવન જંગલ કરતાં સમાજમાં વધારે સારી રીતે પળાય છે. પવિત્રતાનો સિદ્ધાન્ત તો કહે છે કે દુનિયાનો સદ્દુપયોગ કરો.

માણસને કાર્ય કરવાનુંજ કહેવામાં આવ્યું છે, કાર્યના ફળનો અધિકાર હેમને નથી; તે તો ઇશ્વર આપણી દૃષ્ટિ બહાર રાખે છે. આપણે મધમાખીઓની માફક બની શકે તેટલું બધું મધ એકઠું કરવાને કાર્યશીલ રહેવું જોઇએ, પરંતુ તેનો શો ઉપયોગ થશે તે તો ઇશ્વરનેજ સોંપવું જોઇએ. આપણા પ્રયત્નોથી જે કંઇ કલ્યાણ સાધી શકાય છે તે ક્વચિત્ જ આપણી નજરે પડે છે.

જીવનનો દુરૂપયોગ સિવાય બીજી રીતે પણ અયોગ્ય વ્યય થઇ જાય છે. જો તેનો જે ઉપયોગ થવો જોઇએ એટલે કે તેમાં મળતા સર્વ પ્રસંગોનો વધુમાં વધુ લાભ લેવો જોઇએ, તે ન બને તો તેનો અયોગ્ય વ્યય થયો એમજ ગણાય.

જેમ જેમ વધારે ઉત્સાહથી આપણે શુભ કાર્યો કરીએ તેમ તેમ આપણને દિવ્ય જીવન અર્પવા માટે પ્રભુની ખરેખરી ખાત્રી થશે અને જીવનનું મધ બનાવવાની આપણી ઇચ્છા વધારેને વધારે વેગવાળી થશે. એલ. ડબલ્યુ. બ્રાન્ડન.

જો મ્હારી પાસે મ્હારા પોતાના અને મ્હારા કુટુંબના નિર્વાહ પૂરતુંજ હોય તો હું મ્હારી જાતનોજ નોકર છું; જો મ્હારી પાસે તેથી વિશેષ હોય તો તે બદલ હું બીજાઓનો સેવક છું.

તું જ્યાં રહેતો હોય ત્યાં સેવા કર કે જેથી લોકોને ત્હારી સુખદાયક સોબતની વધુમાં વધુ જરૂર જણાય અને ઇચ્છા થાય. ભલમનસાઇ, સદાચાર, સદ્ભાવના એ આ હેતુ સાધવાના રસ્તા છે. માણસોની જંરૂરિઆત અને ઇચ્છા જાણી લ્યો અને ત્હેમને પહોંચી વળો. પરમાર્થનાં કાર્ય કરવાથી મળતા આનંદ આગળ બધાં ઐહિક સુખ કશા હિસાબમાં નથી. **જ્યૉર્જ હર્બર્ટ.**

મોટાં મોટાં બળવાન યંત્રો વાપરવામાં માણસ બહુ કુશળ હોય છે; પવન અને નદીપર માણસ અદ્ભૂત સત્તા ધરાવે છે તથા ઍન્જીનો અને વિચારો ઉપર તેની સત્તા મહાન છે; કેમ કે માણસ પોતે તેનાં શોધી કાઢેલાં યંત્રો કરતાં વધારે મહાન છે. માણસને તેના બાન્ધવો ઉપર નિયમન ચલાવવાને તથા અસર કરવાને એવું સામર્થ્ય આપવામાં આવ્યું છે કે જેવડે તે ત્હેમનાં દુઃખમાં સુખ આપી શકે, ત્હેમના કલહ ઓછા કરી શકે, ત્હેમની ચિંતાઓનો ભાર ઓછો કરી શકે અને ત્હેમની આસપાસ આશા તથા દિલસોજીનું વાતાવરણ ઉત્પન્ન કરી શકે. જેટલા પ્રમાણમાં માણસને શક્તિ, બુદ્ધિ અને ડહાપણ આપવામાં આવ્યાં છે તેટલા પ્રમાણમાં તેઓ ગરીબ અજ્ઞાન અને દુર્બળ પ્રત્યે મૃદુતા અને દિલસોજીથી વર્તીને તેમના શિક્ષક, વાલી અને રોગ પરિચારક થવાને બંધાયેલા છે.

સુખ સેવાદ્વારા મળે છે. દર સ્હવારે આપણે જીવનના વિકટ દુઃખમાંથી કોઇ એક માણસનું રક્ષણ કરવાને છાપરૂં તૈયાર કરવું જોઇએ. દર મધ્યાહ્નને તૃપાતુર માણસોને માટે જીવન ઝરો તૈયાર કરવો જોઇએ. દર રાત્રે આપણે પોતે ભૂખ્યાઓનું અને નાગા તથા ટાઢે ધ્રૂજતા માણસોનું આશ્રયસ્થાન બનવું જોઇએ.

માણુસ પોતાની વૃદ્ધિ અને સુખને માટે જેટલો જવાબદાર છે તેટલોજ જવાબદાર તેની આસપાસનાં બીજાં માણસોનાં સુખ અને

આબાદીને માટે છે. જેટલા પ્રમાણમાં તેણે પોતાની જાતની આબાદી પ્રાપ્ત કરી હોય તેટલાજ પ્રમાણમાં તે ત્હેના બન્ધુઓને આબાદી અને સામાજિક લાભ મેળવી આપવાને બંધાએલો છે. પોતાના જાત ભાઇ-ઓના ભોગે પોતાની જાતને ચ્હાવી તે તો જાતનો સંહાર કરવા જેવું છે.

જીવનનું કાર્ય આપણા બન્ધુઓ સાથે સલાહશાન્તિ અને ન્યાયથી રહેવાની કળામાં પ્રવીણતા મેળવવાનું અને આપણી આસ-પાસના માણસોના શ્રેષ્ઠ ગુણોને ખીલવવાની કુશળતા પ્રાપ્ત કરવાનું છે.

બીજા માણસોને સ્નેહ અને આશાની પ્રેરણાઓ આપી શકાય અને નીચમાં નીચ અને લુચ્ચામાં લુચ્ચા માણસો પાસે પણ જે કંઇ સારૂં હોય તે તારવી શકાય એવી જાતનું વર્તન ચલાવવામાં પ્રાપ્ત થએલી નિપુણતાથી મનુષ્યનું ખરૂં મૂલ્ય અંકાય છે.

જીવન પર્યંત મનુષ્યનું કર્ત્તવ્ય સુખ ઉત્પન્ન કરવાનું અને આનંદ ફેલાવવાનું છે. અજાણમાં પણ મોગરાનાં પુષ્પો ચોતરફ સુગંધી પ્રસારે છે; ઇચ્છા વિના પણ લોહચુંબક લોઢાના તારને પોતા તરફ આકર્ષે છે; કંઇ પણ હેતુ સિવાય મીણબત્તી અંધકારમાં પ્રકાશનાં કિરણો પાથરે છે. દરેક માણસમાં રહેલી ભલમનસાઇનું એટલું બધું વજન પડે છે અને માત્ર તેની હાજરીથી પણ સારી અસર થાય છે, કારણ કે આત્મા સુખ તેમ જ દુઃખ ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવે છે. **એન. ડી. હીલીસ.**

અનિષ્ટ વસ્તુઓથી તું વેગળો રહેજે અને દુષ્કૃત્ય કરતો નહિ, પરંતુ સત્કાર્યથી તું વિમુખ થઇશ નહિ; કારણ કે જો તું સત્કાર્યથી અલગ રહીશ તો તું પાપ કરીશ.

ત્હારે કરવાનાં સારાં કાર્યોમાં શો મહિમા રહેલો છે તે સાંભળ. સૌથી પ્રથમ વિશ્વાસ, ઇશ્વરની ભીતિ, ઉદારતા, સમાનતા, સત્ય, ધૈર્ય અને પવિત્રતા છે. મનુષ્યના જીવનની આ કરતાં બીજી કોઇ સારી

વસ્તુ નથી. આની પછી શું આવે છે તે સાંભળ. વિધવાઓની સેવા કરવી, અનાથ અને ગરીબને ધિક્કારવાં નહિ; ઇશ્વરના સેવકોની જરૂરીઆત પૂરી પાડવી; મ્હેમાનોનો સત્કાર કરવો; કંકાસીઆ નહિ પણ શાન્ત બનવું; નમ્ર બનવું; વૃદ્ધોને માન આપવું; ભ્રાતૃભાવ રાખવો; દુઃખ સહન કરવું, સદ્ધર્મથી વિમુખ થયેલાઓનો ત્યાગ કરવો નહિ પરંતુ ત્હેમને ફરીથી સદ્ધર્મમાં લાવવા અને પાપીઓને નરમાશથી ઠપકો આપવો અને સુધારવા. દેણદારોપર જુલમ કરવો નહિ; અને આ જાતનાંજ બીજાં કાર્યો કરવાં. જે આ આજ્ઞાઓ પ્રમાણે ચાલશે તે ઇશ્વરમાં જીવન ગાળશે. **સેન્ટ હરમાસ.**

ઇશ્વરે ત્હમને કામ કરવાની જે શક્તિ આપી છે ત્હેનોજ હિસાબ તે ત્હમારી પાસેથી માગશે.

આપણે ગરીબો પ્રત્યે જાણે કે તેઓ ઉચ્ચતર વર્ગનાં માણસો હોય તેવી રીતે સન્માન અને કોમળતાથી વર્તન રાખવું જોઇએ.

**વોલ્શામ હાઉ.**

**સેવાની ખરી ખૂબી ઉત્તેજન આપવામાં છે.** મ્હને ખાત્રી થઇ છે કે ગરીબોને માટે જે ઘણું કરવામાં આવે છે તેનાં અનિષ્ટોમાંનું એક ત્હેમના પ્રત્યે કોમળતા અને વિવેકના અભાવમાંથી ઉદ્ભવે છે, અને આપણા કરતાં વધારે સારી સ્થિતિવાળાને જેવા ભાવથી મદદ આપી શકીએ તે કરતાં કોઇ પણ જૂદા કે ઓછા ભાવથી અપાયેલી મદદથી આપણે ત્હેમનું કલ્યાણ કરી શકવાના નથી.

**ઑકટેવીઆ હીલ.**

આપણે દુઃખ અને અજ્ઞાનપૂર્ણ દુનિયામાં રહીએ છીએ અને આપણ દરેકની ફરજ છે કે સંસારમાં પ્રવેશ થવા પહેલાં સંસારમાં જે જે દુઃખ અને અજ્ઞાન હોય તેમાં કંઇ પણ ઘટાડો કરવાનો તેણે પ્રયાસ કરવો જોઇએ.

બીજાઓની લાગણી માટે વિચાર, ઉદારતા, વિનય અને સ્વમાન, એ ખરેખરા સદ્‌ગૃહસ્થ અથવા સન્નારી બનાવનાર સદ્‌ગુણો છે.

ઉચ્ચ આશા અને ઈશ્વરનો ડર રાખો અને ત્હમારે જે કરવું જોઇએ તેમાંથી જેટલું પણ બની શકે તેટલું કરો.

સમાજનો આદર્શ શાન્તિ અને પરસ્પર રક્ષણ છે કે જેથી કરીને દરેક વ્યક્તિ મનુષ્યજાતિથી બની શકે તેટલું સંપૂર્ણ અને ઉચ્ચ જીવન ગાળે.

નૈતિક કર્ત્તવ્ય વર્તનના એવા નિયમો સાચવવામાં સમાએલું છે કે જે નિયમો સમાજનું એટલે કે (ગર્ભિત રીતે) તેમાં વસતી વ્યક્તિઓનું સુખ વધારે છે.

કરકસર પૈસો બચાવવામાં રહેલી નથી, પરંતુ તેને ડહાપણથી ખર્ચવામાં રહેલી છે.

ચોક્કસરીતે કામ કરવાનો અને નિષ્ફળતા મળે તો તેને પણ વેઠી લેવાનો નિશ્ચય કરો. શંકાશીલ માણસોએ આ દુનિયામાં કશું ભલું કર્યું નથી. ઈશ્વરનો ચોપડો હર પળે ચોક્કસ રાખવામાં આવે છે અને આપણામાંના દરેકને પોતાના જીવનની દરેક પળને અંતે તેના કાર્યનો હિસાબ ચૂકવી દેવામાં આવે છે.

આપણે જેને ભલમનસાઇ અથવા સદ્‌ગુણ કહીએ છીએ એટલે કે નીતિની દ્રષ્ટિએ સારામાં સારૂં આચરણ કહીએ છીએ તેમાં એવા પ્રકારનું વર્તન સમાએલું છે કે સાંસારિક જીવન કલહ અપાવનાર વસ્તુઓથી તદ્દન ભિન્ન છે. નિર્દય આપ વડાઇને બદલે તે વર્તન આત્મ સંયમની અપેક્ષા રાખે છે; સર્વ સ્પર્ધા કરનારાઓને બાજુપર ધકેલી મૂકવા અથવા તેમને દાબી દેવાને બદલે તે એવી અપેક્ષા રાખે છે કે દરેક વ્યકિતએ પોતાના બન્ધુઓને માન આપવું જોઇએ; એટલુંજ નહિ પરન્તુ હેમને સહાય આપવી જોઇએ. "બળિયાના બે

ભાગ" એ કહેવતને અનુસરવા તે પોતાની લાગવગ વાપરતું નથી, પરન્તુ ઘણાં મનુષ્યોને જીવવા યોગ્ય કરવાનો તે પ્રયત્ન કરે છે. તે જીવનકલહના સિદ્ધાન્તને તુચ્છકારે છે. તે અપેક્ષા રાખે છે કે જે દરેક માણસ સમાજમાં રહી લાભ મેળવે છે ત્હેણે તે પ્રાપ્ત કરાવવામાં શ્રમ લેનાર મનુષ્યો પ્રત્યેનું પોતાનું ઋણ હંમેશ માટે યાદ રાખવું જોઇએ અને તેમણે સાવચેત રહેવું જોઇએ કે પોતાના કોઇ પણ કાર્યથી પોતાના સમાજના સુગ્રથિત તારને હાનિ પહોંચે નહિ.

કાયદા કાનુનો અને નીતિના ઉપદેશો અંધાધુનીને દાબી દેવાને માટે છે. વળી તે જે સમાજના રક્ષણ નીચે મનુષ્ય જીવે છે અને પાશવ કરતાં વધારે સારૂં જીવન ગાળે છે તે સમાજ પ્રત્યેની દરેક વ્યક્તિની ફરજ યાદ દેવરાવવાને માટે છે. **ટી. એચ. હક્સ્લિ.**

માયાળુ શબ્દ ઘણીવાર સોનાના દાન કરતાં પણ વધારે કિંમતી નિવડે છે; એક હાસ્યથી જ ઘણા સમય સુધી દુઃખ સહી રહેલા હૃદયને મુક્ત કરી શકાય. **એલ. એમ. હોજીઝ.**

પ્રવૃત્તિશીલ જગતમાં પ્રવેશ કર, ત્હેનાપર સ્નેહ રાખ, અને ત્હેમાં રસ લે; માયાળુપણે ત્હેના સુખ દુઃખમાં ભાગ લે, અને માણસો પાસે ત્હારી ઇચ્છાનુસાર કાર્ય કરાવવાને બદલે ત્હેમને માટેજ કાર્ય કર. એમ કરવાથી માણસો ઉપર તેમના રાજા કરતાં પણ ત્હારી સત્તા વધારે ચાલતી તું અનુભવીશ. **બ્રૂક હેર્ફોર્ડ.**

સત્કાર્ય કરવાની ઘણી ખરી શક્તિ તેમ કરવાની વૃત્તિમાંજ રહેલી છે. પરોપકારી હૃદયમાંથી નીકળતો શ્વાસ પણ એક પ્રકારનું સત્કાર્ય છે. **હાર્વે.**

"પ્રફુલ્લતા" એ પરોપકારાર્થે વાપરવાના એક મહત્વના પદાર્થ સમાન છે; અને જેમ જેમ આપણે ત્હેને વાપરીએ છીએ તેમ તેમ આપણે વધારે દ્રવ્યવાન થઇએ છીએ. **વી. હ્યુગો.**

સંગીન કાર્યદક્ષતાના ભોગે દિલસોજી રાખવી જોઇએ નહિ. જો તેમ થશે તો લાભ કરતાં આપણે હાનિ વધારે કરીશું.

સ્નેહપૂર્વક સત્ય કહેવું, ડહાપણ અને કોમળતાપૂર્વક ઠપકો આપવો, એ એક એવો ગુણ છે કે જે ગુણ સારી રીતે મેળવવા પાછળ આખું જીવન વ્યતીત થાય તોપણ થવા દેવું જોઇએ. જો આપણે ડહાપણ અને લાગણીનાં ત્રાજવાં સમતોલ રાખવાં હોય તો એ ગુણ ખિલવવા સતત પ્રયાસ કરવોજ જોઇએ. **એલિસ હૉપ્કીન્સ.**

ત્હમારા સાધન પ્રમાણે ઉદાર થાઓ, નહિ તો ઇશ્વર ઉદારતા પ્રમાણેજ સાધનો આપશે. **જૉન હૉલ.**

જેવી રીતે ઝાડને પાન આવશ્યક છે, તેવી રીતે લાગણી દર્શાવવાને માટે એક વા અન્ય પ્રકારના બાહ્ય ચિહ્નની પણ જરૂર છે. જો ત્હેનો સદંતર અટકાવ કરવામાં આવે તો સ્નેહ મૂળમાંથીજ નષ્ટ થાય. **હૉથોર્ન.**

એક પણ પરહિતના નિષ્કામ શુભકાર્યથી ત્હારા જીવનનો ઝરો સ્નેહની મધુરતા અનુભવશે. વળી તે એક એવા પ્રકારનું કર્મ છે કે તેનું શુભ પરિણામ ત્હારામાં જીવનભર ટકી રહેશે. **હૉલ્મ્સ.**

આપણો સ્વાર્થ સાધીને બીજાઓના પ્રિય બનવું એ તો ઘણું સહેલું છે, પણ બીજાની ખાતર આપણો સ્વાર્થ ત્યજવો એજ મુશ્કેલ છે, અને તેજ આપણા ઉદ્દેશ અને આદર્શની ખરી કસોટી છે.

**ઓ. પ્રેસ્કૉટ હિલર.**

જે સ્ત્રી પુરૂષો નિન્દા કરવાને બદલે પ્રોત્સાહન આપે છે તેજ જગતને ઉન્નતપંથે દોરે છે. **એલિઝાબેથ હૅરિસન.**

જે બીજાઓ પ્રત્યે ખરેખરો ઉદાર છે તેજ ખરેખરો ડાહ્યો અને સુખી છે; જે બીજાઓ પ્રત્યે ઉદાર અને લાગણીવાળો નથી તે મૂર્ખ અને દુઃખી જીવન ગાળે છે. **હોમ.**

ત્હારાથી અપાય તો ભિક્ષા આપ; અને જો તેવું સાધન ન હોય તો ત્હેની સાથે મિષ્ટ શબ્દોમાં વાતચીત તો જરૂર કર. **હેરિક.**

ખરો વિશ્વપ્રેમી તો એજ છે કે જે ધનદાન કરવા માટે ધન એકઠું કરવાનું પસંદ કરવા કરતાં, દુઃખ માત્રના ઉપાયરૂપ જે "સદ્‌ગુણ" તેનોજ ભંડાર પોતાના હૃદયમાં ભેગો કરવા મથે છે; અને તેના અનુસરણ દ્વારા અનેક હૃદયોમાં ગુપ્તપણે તે દિવ્ય ભંડાર ઠલવ્યો જાય છે. **હાર્લે.**

સુખ અને આનન્દ આપવો, દુઃખમાં આશ્વાસન આપવું, મિત્ર-હીનને અને અનાથને આશ્રય આપવો, એ સર્વ કાર્ય આ પૃથ્વીપર પરોપકારી મનુષ્યો રાત્રિ દિવસ કરી રહ્યા છે.

**ડબલ્યુ. ડબલ્યુ. હાઉ.**

સત્કાર્ય ભલે તેવું ન્હાનું હોય તોપણ તે કરો, ગમે તેવી નજીવી આશાને માટે પણ કાર્ય કરો, કાર્ય કરો, કારણકે સર્વ સત્કાર્ય ઉન્નત અને પવિત્ર છે. **ન્યૂમેન હૉલ.**

ત્હમે ભલા થવા ઇચ્છો છો. તે ભલમનસાઇ એ શું છે? તે એક એવી દિવ્યતા છે કે જે ખુદ પ્રભુનું ટુંકું રૂપ છે—અંગ છે—અંશ છે. તેટલા માટે ભલા થવું તે ઈશ્વરના જેવા થવું છે. જેટલા પ્રમાણમાં આપણે ઈશ્વર જેવા હોઇએ છીએ તેટલાજ પ્રમાણમાં આપણે ભલા હોઇએ છીએ, અને જેટલા પ્રમાણમાં આપણે વધુ ભલા થઇશું તેટલા પ્રમાણમાં આપણે વધુ ઈશ્વર બનીશું. આહા! કેવી સરસ તક! **હ્યુ પ્રાઇસ હ્યુજીઝ.**

ખરો વિનયી મનુષ્ય સ્વાર્પણનાં ન્હાનાં ન્હાનાં અનેક સત્કાર્યો કરવામાં આનંદ માને છે. મ્હોટાં કાર્યો કરી બીજાં માણસોપર ઉપકારનું ઋણ ચ્હડાવવાનો અને જાહેરમાં આવી "મ્હોટા ભા" બનવાનો તેને અભખરો હોતો નથી. **પિ. જી. હૅમર્ટન.**

સામાજિક સેવાનો નિયમ દરેક મનુષ્ય પાસે એવા વર્તનની અપેક્ષા રાખે છે કે જેથી બીજાં મનુષ્યો સુખી થાય, નહિ કે દુઃખી અને; તેઓ સુધરે, નહિ કે કુમાર્ગે જાય. **એન. ડિ. હિસિસ.**

હંમેશાં માયાળુ શબ્દો કહેજો. જો તે ખરે અણીને પ્રસંગે બોલાયા હશે તો દુઃખી મનુષ્યના દુઃખપૂર્ણ હૃદયમાં તેજસ્વી આગીઆની માફક તે પ્રવેશ કરશે અને તેથી મળતા સુખથી સર્વ પીડાઓ તે ભૂલી જશે. **આર્થર હેલ્પ્સ.**

જે ડાહ્યો મનુષ્ય પોતાનું જીવન પોતાની જાતને તથા અન્યને માટે ઉપયોગી અને આનંદદાયક બનાવવા માગતો હોય તેણે દરેક સ્થળેથી ઉપયોગી માહિતી મેળવવી; પોતાના બન્ધુઓને પ્રિય વચનો કહેવાં; અને મદદની જરૂરવાળા પ્રત્યે માયા ભરેલાં કાર્યો કરવાં. જો તે તેમ કરશે તો જેમ નદી સમુદ્ર તરફ વહેતાં પહોળી અને પહોળી થતી જાય છે અને અન્તે ત્હેમાં ભળી જાય છે, તેમ તે મનુષ્યનું જીવન પણ આગળ વધતું જશે તેમ તેમ વધારે ને વધારેજ ઉન્નત અને વધારે સુન્દર બનતું જશે, અને શાશ્વત્ સૃષ્ટિમાં પ્રવેશ કરવા પહેલાં સર્વ સારા માણસોના સ્નેહને અને ત્હેમની શુભ લાગણીને પોતા તરફ આકર્ષશે. **નૅચ્યુલ હુજીસેન.**

આપણાં દયાનાં કાર્યો કાંઇ પણ ડોળ સિવાય થવાં જોઇએ. "ત્હારા જમણા હાથે કરેલું કાર્ય ડાબા હાથને જાણવા દેતો નહિ." આ ખ્રીસ્તી વચનનો અર્થ એ થાય છે કે આપણે કરેલા પરોપકારનાં કાર્યો અન્યથી ગુપ્ત રાખવાં જોઇએ, એટલું જ નહિ પરન્તુ આપણને પોતાને પણ ત્હેમનું સ્મરણ રહેવું જોઇએ નહિ.

**આર. એફ. હોર્ટન.**

બહુજ દયા લાવવા જેવાં માણસો તો એ છે કે જેઓ પોતાની જાતને અંકુશમાં રાખી શકતાં નથી, જેઓ ઇચ્છા પ્રમાણે

કાર્ય કરી શકતાં નથી; અને જેઓ સત્કાર્ય કરે છે તે પણ સ્વાર્થના હેતુપૂર્વક અથવા ભવિષ્યની સજા કે પાપનાં ફળ ન ભોગવવાં પડે એટલા માટે અથવા તો હૃદયમાંથી મળતા ઠપકામાંથી બચવાને માટેજ કરે છે.

સદ્‌ગુણ જ્યારે શુદ્ધ કર્તવ્ય ભાવનાથી એટલે કે માત્ર સદ્‌ગુણને ખાતરજ આચરણમાં મૂકાય છે ત્યારેજ ખરી ઉચ્ચતા અસ્તિત્વમાં આવે છે. આ પ્રકારજ મહાન્ અને ઉદાત્ત બનવાની વૃત્તિને દર્શાવનારો છે અને આ પ્રકારજ અન્યના વર્તનપર અસર નિપજાવી શકે છે. **વિલ્હેલ્મ વૉન હમ્બૉલ્ટ.**

"સ્નેહ" એ ખરૂં કહેતાં "ત્યાગ" જ છે. ત્હેનો અર્થ "અન્યને માટે વિચાર કરવો" એ થાય છે. તે સ્વાર્થને બદલે પરાર્થનેજ આગળ રાખે છે. બેશક "સ્નેહ" એ પ્રેરણા છે; પરન્તુ "શુદ્ધ સ્નેહ" એ યોગ્ય રસ્તે કાર્ય કરી રહેલી પ્રેરણા છે.

**એચ. આર. હૉઅર્સ.**

આ વાત આપણે ખાસ કરીને સ્હમજી રાખવાની જરૂર છે કે દરેક વ્યક્તિનું સુખ, દુઃખ વા જીવનના દરેક પ્રસંગો, અન્ય મનુષ્યોના અને તેમાં પણ ખાસ કરીને એકજ ઘરમાં રહેનારાં મનુષ્યોના સુખપર થોડી વા ઘણી અસર કરે છેજ.

આપણું જીવન મ્હોટા પ્રસંગોનું નહિ પરન્તુ ન્હાની ન્હાની ક્ષણોનું બનેલું છે, તેથી કરીને આ દરેક ક્ષણોમાં આપણે દર્શાવેલી શાન્તિ, આનંદ અને સ્વાસ્થ્યવડે માનવ જાતિની સુખસામગ્રીમાં વધારો થાય છે; માટે શાન્ત થાઓ, આનન્દી થાઓ, પ્રામાણિક બનો. **લી. હન્ટ.**

હેતુજ ખાસ કરીને કાર્યને સારૂં વા નરસું બનાવે છે. કાર્ય બ્હારથી ગમે તેવું સુન્દર દેખાતું હોય, પરન્તુ જો ત્હેમાં શુદ્ધ હેતુની

ખામી હશે તો તે પોલંપોલજ નિવડશે. જો હેતુ દુષ્ટ હશે તો કાર્ય પણ સર્વાંગે દુષ્ટજ છે. જો હૃદયમાં પ્રેમભાવ ઉછળી રહ્યા ન હોય તો પછી બહારના દેખાવની કોણ દરકાર કરે છે? **ઑગસ્ટસ હેર.**

દરેક મનુષ્ય પોતાની શક્તિ અનુસારજ સત્કાર્ય કરવાને માટે જવાબદાર છે; તેથી વધારે કરવાને માટે નહિ. **જી. હેમિલ્ટન.**

દુનિયામાં મહાન્ થવાનો એકજ રસ્તો છે કે ત્હેની અંદર રહી જેટલી સેવા થાય તેટલી કરવી.

આપણા મનમાં આવતો દરેક સદ્‌વિચાર, આપણા સહવાસમાં આવતો અથવા ઇતિહાસમાં જેના વિષે વાંચીએ છીએ તેવો દરેક મહાપુરૂષ, દરેક મહાવાક્ય અથવા મહાકાર્ય, એ સર્વ ઇશ્વરના ઇશ્વરી અસ્તિત્વનીજ સાક્ષી પૂરી રહ્યાં છે. **બેન્જામિન જૉવેટ.**

જ્યારે ત્હમે આપો ત્યારે આનન્દ અને ઉત્સાહથી આપો.

જ્યારે જ્યારે આપણાથી બને ત્યારે ત્યારે આપણે સત્કાર્ય કરવાં જોઇએ, અને આપણે હંમેશાં સત્કાર્ય કરવાં જોઇએ, કારણકે આપણે હંમેશાં તેમ કરી શકીએ તેમ છીએ.

માણસને માણસ સાથે વધારે ગાઢા સંબંધમાં લાવનાર કાર્યો જે કોઇ કરે છે તે સર્વ ત્હેમને વધારે સુખી અને વધારે ચારિત્રવાન્ બનાવે છે. **જુબર્ટ.**

દ્રવ્યની પ્રાપ્તિમાંજ મનુષ્યનાં સર્વ કર્ત્તવ્યો સમાપ્ત જતાં નથી. "સદ્વૃત્તિને ખિલવવી" એ માનવજીવનનું સર્વથી અગત્યનું કર્ત્તવ્ય છે.

દયા ઘણા દુઃખીને નિરાશા અને પીડાના પ્રસંગોએ સુખદાયક છે, કારણકે તેથી ત્હેમને સ્હમજાય છે કે ત્હેમના પોતાના કમનસીબ વખતે પણ બીજા માણસોની ત્હેમના પ્રત્યેની લાગણી નાશ પામી નથી. સ્વર્ગ આપણને એવી શુદ્ધ દયા રાખવા સૂચવે છે કે જેથી આપણાથી બીજું કંઇ પણ ન થઇ શકતું હોય તો રડનારની સાથે આપણે રડીને પણ તેમના દુઃખમાં સમભાગી બની શકીએ.

"સદ્વૃત્તિને કેળવવી" એ જીવન કર્તવ્યનો સર્વથી વધારે અગત્યનો ભાગ છે. જૉન્સન.

જો કોઇ માણસે બીજાને નુકસાન કર્યું હોય અને હેનો પ્રત્યક્ષ બદલો હેને આપતા પહેલાં જો તે મરણ પામ્યો હોય તો નુકસાન કર્તાએ સમગ્ર વિશ્વને તે મરનારના વારસ તરીકે ગણીને કરેલા અન્યાયનું હરકોઇ રીતે પ્રાયશ્ચિત કરવું જોઇએ. પોતાના સંસર્ગમાં આવતા હરેક પ્રત્યે તેણે માયાળુ અને લાગણીભર્યાં વચનો ઉચ્ચારવાં જોઇએ. તેણે સ્નેહ અને સેવાનાં કાર્યો કરવાં જોઇએ, અને એ રીતે પોતા ઉપરનું ઋણ વિશ્વ પ્રત્યે તેણે વાળી આપવું જોઇએ.

બીજાના સંબંધમાં ટીકા કરવાની વૃત્તિને અધીન થવા અગાઉ બહુજ સાવચેતી અને ઉદારતા રાખવી જોઇએ. બીજાના ગુપ્ત દોષો કરતાં સદ્ગુણો શોધવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ.

બીજાએ કરેલા ન્હાનામાં ન્હાના સત્કાર્યને મ્હોટું રૂપ આપવું એ મહાત્માનો ગુણ છે. જો આપણે ખરા મનુષ્યત્વને—સાચી મહત્તાને પ્રાપ્ત કરવા માગતા હોઇએ તો આપણે બીજાના "કાજી" નહિ બનવાનું વ્રત ખાસ કરીને પાળવું જોઇએ.

જો આપણે જગતમાં કંઇ સત્કાર્ય કરવા માગતા હોઇએ તો આપણે માનવજાતિને ચ્હાવાની શરૂઆત કરવી જોઇએ. મનુષ્ય મનુષ્યની પ્રકૃતિમાં રહેલી વિવિધતા છતાં તેઓમાં જે એકતાનો મહાન તાર રહેલો છે હેને ઓળખવો જોઇએ; અને એક બીજાને બન્ધુતાની લાગણીથી એક કરનાર જે સંકલના છે હેનું ગ્રહણ કરવું જોઇએ. આ પ્રમાણે થતાં અદેખાઇ, દ્વેષ, કઠોર શબ્દો અને નિર્દય અન્યાય સ્નેહના પ્રકાશમાં અદૃશ્ય થઇ જશે.

ખરી ઉદારતા ધર્માદાની પેટી ફેરવવાથી દર્શાવાતી નથી. વળી અમુક રકમનો ચૅક લખી આપવા માત્રથીજ કાંઇ માનવજાતિની સર્વ

જરૂરીઆતો પૂરી પડી જતી નથી. ગરીબોને અન્નદાન, વસ્ત્રદાન અને દ્રવ્યદાન આપવું એ તો માત્ર સાચો પરોપકાર શીખવાની શરૂઆતજ છે. ખરી ઉદારતા તો એ કરતાં વધારે ઉચ્ચતર પ્રકારોમાં રહેલી છે. તે ઉદારતા પામર અને અજ્ઞાન મનુષ્યોના જીવનમાં નીતિ અને જ્ઞાનની પ્રેરણા કરે છે; જીવનના વિકટ પ્રસંગોને સરળ બનાવે છે; મનુષ્યોનાં પાપકર્મને દ્વેષનાં નહિ પણ મૂર્ખતાનાં કામ ગણે છે; સ્નેહનાં ભુખ્યાંને પોષણ આપે છે; જીવનકલહમાં પ્રયાસ કરી રહેલાઓને મદદ આપે છે; માનવ નિર્બળતા પ્રત્યે કોમળ બને છે; અને આ સર્વનો અર્થ એટલોજ થાય છે કે **તું બીજાનો "કાજી" બનતો નહિ.**

**વિલ્યમ જ્યોર્જ જૉર્ડન.**

માનવજીવનપર પુષ્પો વર્ષાવ! દરેક પળ આનંદદાયક બનાવ! આત્માને ઉન્નત કર! હૃદયની લાગણીઓને વિસ્તૃત બનાવ! સ્નેહીને સાચું સુખ આપ!

**રીચર્ડ જેફેરીઝ.**

જે મૂલ્યવાન બક્ષીસ ગરીબમાં ગરીબના હાથમાં મુકાયલી જોઇને પ્રભુ અતિશય રાજી થાય છે તે તેઓને ગાયાળુપણે એકદમ અને બીનશરતે આપેલી સહાય છે. અને એની સાથે દર્શાવાયલો સ્નેહ સુવર્ણ કરતાં પણ વધારે મૂલ્યવાન છે. કોઇ દુઃખી પ્રત્યેના એકાદ હાસ્યથી તેનો આખો દિવસ આનંદમય બની શકે; નિરાશ પ્રત્યેના એકાદ શબ્દથી તેનામાં નવી આશાઓ જન્મી શકે; અને તેટલા માટે જો હૃદયમાં ખરો સ્નેહ ઉભરાતો હોય તો ગરીબમાં ગરીબ મનુષ્યે પણ કોઇ પ્રત્યે એમ નહિ કહેવું જોઇએ કે મ્હારી પાસે આપવાને કશુંજ નથી.

**એરી શેલ્સ જાર્વીસ.**

એક સત્કાર્ય જરા પણ નજરે પડ્યા સિવાય ઉગી નીકળે એવા બીજ રૂપ છે. યાદ રાખો કે જ્યારે તેના તરફ કોઇ ધ્યાન આપતું નથી ત્યારે તે તાજું લીલું દેખાય છે.

મહાન લેખકોના અમૂલ્ય ગ્રંથોથી ભરપૂર મોટાં મોટાં પુસ્તકાલયોમાંથી અથવા નિપુણ પંડિતોના મુખથી જે કોઇ ઉપદેશ મળી શકે ત્હેના કરતાં સ્નેહભરી દૃષ્ટિ ઉપદેશને માટે વધારે સારૂં સાધન છે. ખરા અંતઃકરણપૂર્વક આપેલી ગરીબના ઘરની સ્વલ્પ અને લુખી ભિક્ષા પણ હૃદયથી આપેલી હોવાને લીધે ચંડોળ પક્ષીની પાંખો જેવી છે; કારણકે તે ઉડીને સ્વર્ગના દરવાજા આગળ ઉચ્ચ સ્વરે સંગીત લલકારે છે. એ. એચ. જૅપ.

સ્નેહ કરતાં વધારે મધુર, વધારે હિંમતવાન, વધારે ઉચ્ચતર, વધારે આનંદદાયક, વધારે સંપૂર્ણ અથવા વધારે સારી બીજી એક પણ વસ્તુ આલોક અને પરલોકમાં નથી કારણ કે તે ઈશ્વરમાંથી જન્મેલો છે અને ઈશ્વર સિવાય બીજે કોઇ પણ સ્થળે તે ટકતો નથી.

માણસ પરિણામનો વિચાર કરે છે પરંતુ ઈશ્વર હેતુનો વિચાર કરે છે.

ઈશ્વરે આપણને એક બીજાના ભાર વ્હેવાના ઘણા પ્રસંગ આપ્યા છે. કોઈ પણ જીવતો મનુષ્ય દોષરહિત નથી અને કોઇ પણ મનુષ્ય એટલો બધો સંપૂર્ણ નથી કે જેથી તે સદાકાળ સુખીજ રહી શકે; કોઇ પણ મનુષ્ય મુશ્કેલીની ચિંતા વિનાનો નથી; કોઇ પણ મનુષ્ય એવો નથી કે જેને બીજાની સહાયની કદી જરૂર પડે નહિ; કોઇ પણ મનુષ્ય એટલો બધો ડાહ્યો નથી કે બીજાની સલાહ ત્હેને કોઇ પણ વખતે કામમા ન આવે અને તેથી કરીને આપણે પરસ્પરને સુખ આપવાને, દુઃખમાંથી મુક્ત કરવાને, સલાહ તથા ઠપકો આપવાને અને દુઃખમાં ભાગ લેવાને બંધાયલાજ છીએ. આપણે એમજ માનવું જોઇએ. ટોમસ. એ. કેમ્પીસ્.

જે ધનનો ઢગલો એકઠો કરવાનું ભુલી જાય છે તેજ જીવતાં શીખ્યો છે. જ્યારે તમે દિલગીરીમાં ગરકાવ થયા હો ત્યારે આનંદી

થવાનો સારામાં સારો રસ્તો બહાર જઈ બીજા કોઈનું કલ્યાણ કરવાનો છે. **જે. કેબલ.**

મધુર કન્યકા! જેમની ઇચ્છા હોય તેમને ભલે "હોંશીયાર" બનવા દે; પણ તું તો "સદાચરણી" જ થા. આખો દિવસ સત્કાર્યનાં સ્વપ્નાંજ લાવ્યા કરીશ નહિ; પણ તે સ્વપ્નોને આચરણમાં મૂકજે; અને એમ કર્યાથીજ તું હારા ઐહિક જીવન, મૃત્યુ અને શાશ્વત જીવન વચ્ચેના સંવાદને એક મધુરા દિવ્યગાનરૂપે બનાવી શકીશ.

હમારી નજરમાં આવે ત્યારે ગમે હેની ગમે તે સ્થળે મુલાકાત લ્યો; પરંતુ હમારી મુલાકાતો સ્ત્રીઓની સ્ત્રી પ્રત્યેની મુલાકાત જેવી હોવી જોઇએ. ગરીબ સ્ત્રીઓને હેમની બ્હેનપણીના ભાવથી મળો. સ્નેહથી, ધીરજથી અને માનપૂર્વક હેમની મુશ્કેલીઓ સહમજતાં શીખો. એટલે તેઓ હમારી સલાહ, ઉપાય અને સેવાને સ્હમજતાં શીખશે.

પરોપકાર સાથે સ્વાર્થ (કીર્તિ, દ્રવ્ય, જાહેરાત) ના બેવડા હેતુપૂર્વક કોઇ એક મહાન જાહેર કાર્યમાં પડવું તેના કરતાં સામાન્ય કાર્ય પણ કાર્યને ખાતરજ ઘરમાં બેસીને કરવું એ વધારે કિંમતી છે. ખરી નિઃસ્વાર્થતા લૌકિક બદલાને ઇચ્છતીજ નથી.

'આજે મ્હેં એક મનુષ્યને જરા વધારે ડાહ્યો, જરા વધારે સુખી, અથવા જરા વધારે સારો બનાવ્યો છે' એવું કર્યા સિવાય સૂવું નહિ એવો નિયમ કરો અને તે નિયમ સાચવવામાં પ્રભુ મદદ કરે એવી હેની પાસે પ્રાર્થના કરો. આ ધોરણ હમે ધારતા હશો હેના કરતાં ખરેખર વધારે સહેલું અને આનંદપ્રદ લાગશે.

ખરો મનુષ્ય દાન આપે છે, પણ લેતો નથી; સેવા કરે છે, પણ હુકમ ચલાવતો નથી; રક્ષણ કરે છે, પણ ભક્ષણ કરતો નથી; સહાય આપે છે પણ અભિમાની બનતો નથી, અને જરૂર જણાતાં જીવવા કરતાં મરવાનું વધારે પસંદ કરે છે. **ચાર્લ્સ કિન્ગ્સ્લી.**

પરોપકાર કરવો એ કર્તવ્ય છે. જે એને આચારમાં મૂકે છે અને પોતાના શુભ હેતુને સફળ થતા જુએ છે તે અન્તે જેનાપર ઉપકાર કરવામાં આવ્યો હોય છે હેને ચાહે છે. ફ્રેન્ટ.

કોઇ પણ માણસ પોતાના સંસર્ગમાં આવનારનું મન તેમજ વાણીથી કેટલું બધું કલ્યાણ કરી શકે અને કરે છે! આપણે આપણા સંસર્ગમાં આવનારના પ્રત્યે તેમજ હેના દેખતાં જે કંઇ સારૂં નરસું અનેક પ્રસંગે કરીએ છીએ તેમજ બોલીએ છીએ, તે દરેકને માટે–દરેક મેળાપ, દરેક છુટા પડવાનો પ્રસંગ, દરેક અભિનંદન આપવાનો પ્રસંગ. એ સર્વેને માટે આપણે ઈશ્વરના આગળ જવાબદાર છીએ. એફ. એ. કેમ્બલ.

આપણે હંમેશાં એક બીજાને અન્ન, વસ્ત્ર, પૈસો, રત્નો, પુસ્તકો અથવા સલાહ આપતા હોવા જોઇએ, અને તેમ થાય તોજ આપણે માની શકીએ કે આપણે કંઇક કર્યું છે. પણ એ સર્વ વસ્તુઓ કરતાં "સ્નેહ" એ સર્વથી મૂલ્યવાન બક્ષીસ છે, બીજી કોઇ પણ વસ્તુ હેને સ્થાને આવી શકે તેમ નથી, તે બીજી સર્વ વસ્તુનું સ્થાન લઇ શકે તેમ છે. એમ. કન્ડૉલ.

ગરીબ માણસોના કંટાળો આપે તેવા, વેરાન અને ભયભરેલા ભાગના મહેલ્લાઓમાં જઇને ત્યાં પસાર કરાતાં લુખ્ખાં, જ્ઞાનરહિત અને દુઃખી જીવનોમાં આનંદ રેડવાને માટે લાગણી ભરેલા શબ્દો કહેવા માટે તેમનાં ઘરો આગળ ફરવામાં હંમેશાં અભિમાન ધરજો.

"સ્નેહ" વ્યર્થ ગયો છે એમ કહેશો નહિ—સ્નેહ કદિ વ્યર્થ જતો નથી. હેનાથી બીજાનું હૃદય પ્રફુલ્લિત નહિ બને તો પછી હેનાં પાણી વૃષ્ટિની માફક મૂળ તરફ પાછાં ફરીને હમને પોતાને તો આનંદ આપશેજ. ફુવારામાંથી જે ઉંચે ઉડે છે તે ફુવારા તરફજ પાછું ફરે છે. દિવસ આથમતો જણાય છે, અને હે ઈશ્વર!

ત્હેના ઉદયથી તે અત્યાર સુધીમાં મ્હેં કર્યા સત્કાર્યોથી ત્હારી પૂજા કરી છે?

"સ્નેહ" એ ગરમ ઝભ્ભા કરતાં પણ ઠંડીને વધારે સારી રીતે દૂર રાખે છે, તે અન્ન જળની ગરજ પણ પૂરી પાડે છે.

જે માણસોના શબ્દો આપણને આપણી દરરોજની જરૂરીઆતોમાં સહાય કરે છે અને આપણને નીચતામાંથી બચાવી ઉચ્ચ માર્ગે દોરી જાય છે ત્હેમને માન આપો.

વિશ્વમાં જેમ પર્વતમાંથી વહેતાં ન્હાનાં ઝરણો એમ કહી શકે નહિ કે પોતે નદી નહિ હોવાને લીધે સમુદ્રને કંઇ આપી શકે તેમ નથી, તેમ ગમે તેવો ગરીબ મનુષ્ય પણ એમ કહી શકે નહિ કે ત્હેની પાસે અન્યને આપવાનું કશુંજ નથી! એક કોડીની પણ પુંજી વિનાના અનેક સાધુ પુરૂષોનાં જીવન ખુલ્લી રીતે બોધે છે કે નિર્ધન પણ આપણી કલ્પનામાં પણ ન આવે એટલી બધી મદદ જનસમાજને આપી શકે છે.

પ્રભુ તરફ રાખવો જોઇએ તેટલો પ્રેમ ત્હમે રાખતા હો તો ત્હમારા બંધુઓ તરફ પણ ત્હમે તેવો પ્રેમ રાખ્યા વિના રહી શકોજ નહિ. દરેક માનવી પ્રભુનુંજ બાળક છે એમ શું ત્હમને નથી લાગતું? મનુષ્યોના ચહેરા ઉપરથી ત્હમારો અને ત્હેમનો પિતા એકજ પ્રભુ છે એમ શું નથી લાગતું? શું જે તારા ત્હમને માર્ગ બતાવે છે તેઓજ ત્હેને પણ માર્ગ બતાવતા નથી? જો આ સત્ય હજી ત્હમને ન સમજાયું હોય તો પ્રભુના ખરા પ્રેમી ત્હમે હજી થયા નથી.

ત્હમારા દોષપાત્ર બંધુઓનું અનિષ્ટ ન ઇચ્છો; ત્હેમના દોષ બીજા આગળ ન કરો,—ત્હેમને પોતાનેજ કહો અને તે પણ સેવકના જેટલી નમ્રતાથી અને માતાના જેવા સ્નેહપૂર્વકજ કહો. સ્નેહમાં સર્વ શ્રેષ્ઠ ફળ રહેલાં છે અને તેમ છે તેથીજ આપણે સ્નેહને સર્વથી મહાન વસ્તુ તરીકે ઓળખીએ છીએ અને બીજાઓ પાસેથી ઇચ્છીએ છીએ.

દુનીઆનો મ્હને જે થોડા ઘણો અનુભવ છે ત્હેને લીધે મનુષ્યના દોષો જોઇને મ્હને ક્રોધ થતો નથી, પરન્તુ દિલગીરીજ થાય છે. જ્યારે હું એક પાપથી પીડાતા દુઃખી હૃદયનું જીવન જોઉં છું, અને આનંદના ક્ષણિક ઉભરા, આશા અને ભયથી ઉપજતી ઉગ્ર અશાંતિ, તેમજ દારિદ્રનું દબાણ, મિત્રોનો ત્યાગ, વગેરે જે મંથનો અને પ્રલોભનોમાંથી તે પસાર થયો છે તેનો ચિતાર મ્હારા મન આગળ ખડો કરૂં છું; ત્યારે જે ઇશ્વિરે ત્હેને આ દુનિયામાં મોકલ્યો છે તેનો મહિમા મનમાં તાજો થઇને પરોપકારીપણાનું બધુંજ અભિમાન ગળી જાય છે; અને તે સર્વના સદાના સર્વ શ્રેષ્ઠ સુહૃદરૂપ પ્રભુના હાથમાં ત્હેને, મ્હને અને સર્વને રહેલા જોઇ અતિ આનંદ થાય છે.

એમ. ડબ્લ્યુ. લોન્ગ ફેલો.

પુખ્ત વયના મનુષ્યોને અનીતિમાંથી બચાવવાને માટે ત્હેમની બાલ્યાવસ્થામાં અને કૌમારાવસ્થામાં ત્હેમને આપણે નીતિને રસ્તે કાળજીપૂર્વક વાળવા જોઇએ. તેઓજ આપણી આશા છે; તેથી કરીને વધુ નહિ તો તેઓ આપણે માટે નિરાશાના કારણરૂપ થઇ ન પડે એટલી કાળજી તો આપણે અવશ્યજ રાખવી જોઇએ. જો ત્હેમને મનુષ્ય અને ઇશ્વિર પ્રત્યેના પોતાના કર્ત્તવ્ય સંબંધી ખરા વિચારો બાલ્યાવસ્થામાંથીજ નહિ મળે તો નક્કીજ સમજવું કે ત્હેના જીવનથી આપણને જરૂર દુઃખ થવાનું.

મનુષ્યનો ઉદ્ધાર તેની બાહ્ય પરિસ્થિતિ બદલવાથી નહિ પરંતુ ત્હેનું મન અને હૃદય પવિત્ર બનાવવાથીજ થશે. ત્હેના મનને શિક્ષણ મળવું જોઇએ; ત્હેની ઇચ્છા દૃઢ થવી જોઇએ; ત્હેનું હૃદય સતેજ બનવું જોઇએ; ત્હેની સ્નેહાળ વૃત્તિઓ ખીલવી જોઇએ; અને ત્હેના જીવનની દરેક શક્તિ સત્કાર્યમાં પ્રવૃત્ત થાય તેવી રીતે કેળવાવી જોઇએ. આવાં પરિણામો નૈતિક સાધનોથી એટલે કે જાહેર શિક્ષણ,

ગૃહ સંસ્કાર અને ધર્મથીજ લાવી શકાય એ ખુલ્લુંજ છે.

પ્રામાણિક શેઠ, પ્રામાણિક વ્યવહાર અને મજુરીના વાજબી દરથી દુનિયાનાં દુઃખ ભિક્ષાદાન કરવાં વધારે ઓછાં થઇ શકશે.

ઉદારતાથી નિરાશ થએલાને આશા મળે છે, નવસ્ત્રાને વસ્ત્ર મળે છે, ક્ષુધિતને અન્ન મળે છે અને ઘરબાર વગરનાને ઘર મળે છે, એ ખરી વાત છે; પરંતુ ન્યાયથી પણ નિરાશા અટકાવી શકાય છે, અને ભૂખ, નગ્ન દશા, અને ટાઢ તાપથી બચાવી શકાય છે; કેમકે ન્યાય રહિત ઉદારતામાં જેટલી સત્ય ઉદારતા રહેલી છે તેના કરતાં ખરા ન્યાયમાં ખરી ઉદારતા વધારે રહેલી છે.

સહેજ ડહાપણના ઉપયોગથી દાનની જરૂર રહેશે નહિ અને આળસુ લોકો પોતાનું મ્હોં બતાવતાં તરત શરમાઇ જશે. નિરાશ્રિત લોકોના પોષણને માટે ઉદ્યોગની યોજના કરવામાં બહુ પૈસાની જરૂર નથી અને તેથી ઘણી ચિંતાઓ ઓછી થશે અને ગરીબ વધારે સુખી અને સંતુષ્ટ બનશે.

માનવ જાતિનો પુરતો સહવાસ સેવીને સમભાવપૂર્વક સામાન્ય તેમજ નીચલા વર્ગના માનવબંધુઓની જરૂરીયાતો તેમજ ત્હેમના વ્યક્તિગત જીવનની ઉપયોગીતા આપણે સર્વેએ શીખવી જોઇએ. આપણામાં એ લાગણી પણ ખીલવવી જોઇએ કે આપણા બન્ધુઓની સેવા કર્યા સિવાય ચાલે તેમજ નથી, અને આપણામાંથી કોઇ પણ એટલો બધો ગરીબ નથી કે જે ત્હેમની સ્વતંત્રતા સાચવવામાં અને ત્હેની આબાદી વધારવામાં કશીજ સહાય ન આપી શકે.

**જી. સી. લોરીમર.**

દરરોજ ઓછામાં ઓછું એક પણ પરોપકારનું કાર્ય કરવું જોઇએ.

જે નજીવી વસ્તુ પણ કચવાતા મનથીજ આપે છે તે તે વસ્તુ કરતાં પણ વધારે હલકો છે.

જેને બીજાનાં સત્કાર્યોનો વિચાર કરવામાં આનંદ પડતો નથી તે ખરેખર સત્કાર્ય કરવાને તદ્દન નાલાયક છે.

ત્હમારા સારામાં સારા મિત્રો ત્હમને ધારે ત્હેના કરતાં ત્હમે જો વધારે સારા ન હો તો ત્હમે બહુ સારા માણુસ નથી.

બક્ષિસની જાત, કિંમત, દેખાવ, તે આપતી વખતનું મૌન, અથવા દબદબો અને જે રીતે ત્હમને તે વસ્તુ મળી હોય તે સર્વ ઉપરથી આપનારની મહત્તા અથવા નીચતા નક્કી થાય છે.

ત્હમારા માનવબંધુઓનો આનંદ જોઇને જે આનંદ ત્હમને થાય છે અને દુઃખ જોઇને જે દુઃખ ત્હમને થાય છે તે ઉપરથી ત્હમે પોતેજ તમારી સહૃદયતાનું પ્રમાણ કાઢી શકશો.

દાનની વસ્તુ કરતાં દાન આપવાની રીત આપનારની વૃત્તિને વધારે સ્પષ્ટ કરે છે. દાન આપવાની અને સ્વીકારવાની કેટલીક રીતો બહુ સારી હોય છે.

આત્માની ઉન્નતિ શામાં છે ? સુંદર અને ભવ્ય સ્વરૂપો તરફ વિશુદ્ધ રસવૃત્તિમાં અને ઓછાં સાધનોથી વધારેમાં વધારે હિત કરવાની બળવાન અને નમ્રતાયુક્ત પરોપકાર વૃત્તિમાં તે રહેલી છે. **લેવેટર.**

માત્ર આપવાથી નહિ પણ સુખ દુઃખમાં ભાગીઆ થવાથીજ ખરી લાગણી પ્રદર્શિત થાય છે. જે દાનમાં દાતા પોતે સામેલ હોતો નથી તે દાન શુષ્ક છે.

સુખનાં બી કેટલાં બધાં સસ્તાં છે તેની આપણને ખબર નથી, નહિતો આપણે તેમને બહુ પ્રમાણમાં વેર્યાં હોત.

જે દુઃખ આપણા અસંખ્ય બંધુઓ સહી રહ્યા છે તે દુઃખમાં ભાગીદાર બનવાથી અને તેઓને તેમાંથી મુક્ત કરવાના પ્રયાસમાં તનમનથી લીન બનવાથી આપણને પણ ખરી મુક્તિ મળે છે.

હાથથી ગ્રહી શકાય તેવી સ્થૂલ વસ્તુનું દાન તે કાંઇ ખરૂં

દાન નથી; જે માણસ "આપવુંજ પડશે" એમ માનીને આપે છે તે નકામા સુવર્ણ સિવાય બીજું કાંઇ આપી શકતો નથી; પરંતુ જે માણસ પોતાનો નજીવો ટુકડો પણ પ્રભુ પ્રીત્યર્થ આપે છે ત્હેનું દાન કાંઇ માત્ર હાથ લાંબો કરવામાંજ અટકી રહેતું નથી. ત્હેનું ઉન્નત હૃદય ત્હેના દાનશીલ હાથ કરતાં આગળ વધે છે. **જે. આર. લોવેલ.**

સત્કાર્ય કરવાં એજ બસ નથી પરંતુ આપણે તે સારી રીતે કરવાં જોઇએ, એટલે કે ઇશ્વરને રાજી કરવાના હેતુથીજ તે કરવાં જોઇએ. સર્વજ્ઞ પ્રભુ ઉપલકપણે થતા કાર્યથી અંજાતો નથી.

વૈદ્ય રોગને ધિક્કારે છે પણ રોગીને ચાહે છે; ત્હમે પણ જો ધિક્કાર હો તો હમેશાં પાપનેજ ધિક્કારજો; અને પાપી પ્રત્યે તો સ્નેહજ દર્શાવજો.

જો ત્હમને ત્હમારા કરેલા સત્કાર્ય માટે દુઃખી થવું પડે તો પુર્ણાનંદમાં રહેજો, કેમકે તેના પરિણામે પરમાત્માના રાજ્યમાં ત્હમે સર્વ રીતે સુખી થનાર છો.

સત્કાર્ય કરવામાં જેમ જેમ આપણે આપણી જાતને વધારે ભૂલી જઇએ છીએ તેમ તેમ ઇશ્વર આપણને વધારે યાદ કરે છે અને આપણા ઉપર પોતાની કૃપા અધિક વર્ષાવે છે.

જ્યાં વિશ્વપ્રેમનું સામ્રાજ્ય નથી ત્યાં ચિત્તવૃત્તિ પણ સ્થિર અને શાન્ત હોતી નથી અને ત્યાં ઇશ્વર પણ નથી. તે તો શયતાનની મુરાદ છે. **સેઇન્ટ એલ્ફોન્સસ ઙિગોરી.**

સ્નેહ પ્રાપ્ત કરવા માટે સ્નેહ રાખવો એ માનુષિક કાર્ય છે અને શુદ્ધ સ્નેહની ખાતરજ સ્નેહ રાખવો તે દૈવી લક્ષણ છે.

માયાળુપણું એજ સદ્‌ગુણ છે. હે માનવી! માણસ ત્હારો ભાઇ છે અને ઇશ્વર ત્હારો પિતા છે. **લેમર્ટાઇન.**

ગમે તેવો નીચ દોષિત વા દુઃખી આત્મા હોય તોપણ **ત્હેને**

**ધિક્કારશો નહિ,** કારણકે એવો આત્મા પણ પરમાત્માનોજ અંશ છે. અણઘડ માણસોમાં પણ પુષ્કળ દૈવી સંપત્તિ ગુપ્ત રહેલી હોય છે કે જેને બહાર લાવવાને માટે દૈવી આત્માનીજ જરૂર છે. એ કળાનું પ્રથમ પગથીયું સદ્દવૃત્તિમાં વિશ્વાસ છે: બીજું સદ્દવૃત્તિ તરફ પ્રેમ અને ત્રીજું સ્વર્ગીય આયુધો–જેનું નામ ભલમનસાઇ, સંસ્કાર અને પ્રાર્થના–તેનો ઉપયોગ છે. **નોક્સ લીટલ.**

કચવાતે મને કરેલા કાર્ય કરતાં ઉદાર મનવડે કરાયલી સત્કાર્યની ઇચ્છા માત્ર પણ વધારે સારી છે. એક બીજાની શરમને ખાતર અપાતા લાખો રૂપિયા કરતાં "નિર્ધન છતાં દયાળુ" દિલના મનુષ્યે હૃદયના ભાવપૂર્વક કરેલી પ્રાર્થનાઓ અને શુભેચ્છાઓ વધારે કલ્યાણ કરી શકે છે. પરોપકાર કરવા ઇચ્છનાર હરકોઇને આ ઉત્તમ સાધનનો તોટો પડે તેમ નથી. **લી.**

જો દુનિયામાં અશ્રુની ધારાજ પડતી હોય તો એટલે સુધી આનંદ–આનંદ વેરો કે વરસાદ પછી દેખાતા મેઘધનુષ્યની પેઠે દુનિયાનો રંગ પણ સુન્દર લાગે. જીવન પ્રિય લાગે તેવો સ્નેહ પ્રકટાવો કે જેથી દુઃખનાં વાદળાં દૂર થાય. નિરાશારૂપી ટાઢથી થરથરતા આત્માઓમાં ઉત્સાહ રેડો અને શોકનાં કાળાં પાણી આશાનાં ચંદ્ર સમાન ચળકતા પાણીમાં કેવાં ઢંકાઇ જાય છે તે મ્હેમને બતાવો.

**એલ. લારકોમ.**

સેવાનું કાર્ય ગુપ્ત રીતે થાય અને અણધારી રીતે તે લોકોને જણાય એમાંજ શ્રેષ્ઠ આનંદ રહ્યો છે એમ મ્હારૂં માનવું છે. **લેમ્બ.**

જેવી રીતે પુષ્પમાં રહેલા મધથી ભ્રમરના ડંખની વેદના થતી નથી, તેવી રીતે આપણામાં રહેલી દયાથી સામાની નિર્દયતા આપણને ડંખી શકતી નથી. **લેન્ડોર.**

જો ઇશ્વિર આપણુ સર્વ પ્રત્યે આટલો બધો ઉદાર દેખાય છે તો બીજા પ્રત્યે અનુદાર બનવાનું આપણુને બીલકુલ છાજતું નથી.

**સેઇન્ટ ઇગ્નેશીયસ લોયોલા.**

કર્કશ અને ગર્વયુક્ત વચનોથી મહાનુભાવ હૃદયોમાં જે દુઃખ ઉત્પન્ન થાય છે તે માયાળુ શબ્દોથી દૂર થાય છે. **લોક.**

ત્હમારા બંધુઓ પ્રત્યેનો સ્નેહ તમારી અંદર જ્વલંત અગ્નિ જેવો હોવો જોઇએ કે જેથી સ્નેહના અસ્ખલિત પ્રવાહમાં અંતરાયરૂપ થઇ પડનારી મનુષ્યની સ્વાભાવિક સ્વાર્થવૃત્તિ ભસ્મ થઇ જાય અને બીજાઓની સેવા કેવી રીતે કરી શકાય તેનો અભ્યાસ કરવાના વિચારો ઉદ્ભવે. વળી ત્હમારો સ્નેહ ત્હમારામાં એટલો બધો સતત વહેવો જોઇએ કે જેથી ત્હમારા બંધુઓના દેહ અને આત્માની જરૂરીઆતો ત્હમારી શક્તિ અનુસાર પૂરી પડી શકે. **લીટન.**

જો આપણે મનુષ્ય જાતને ચહાવા માગતા હોઇએ તો આપણે ત્હેમના પાસેથી ઓછામાં ઓછી અપેક્ષા રાખવી જોઇએ. જો આપણે ત્હેમના દોષથી ગુસ્સે ન થવું હોય તો આપણે ત્હેમને ક્ષમાદૃષ્ટિથી જોવાની ટેવ પાડવી જોઇએ; અને આપણે સ્હમજવું જોઇએ કે નિર્બળ મનુષ્યોને ડાહ્યા પુરૂષો પાસેથી ક્ષમા પ્રાપ્ત કરવાનો હક્ક છે. આપણાં હૃદય દ્વેષરહિત બને તથા ન્યાય અને નીતિના સિદ્ધાંતોને મહત્ તથા દયાથી અનુસરે. એ વાત બીજાં માનવ હૃદયોના સંપૂર્ણજ્ઞાન સિવાય બની શકે તેમ નહિ હોવાથી ડાહ્યા પુરૂષો હમેશાં બહુ ક્ષમાશીલ હોય છે. **લૉર્ડ લિટન.**

દુઃખના ઢોંગથી તું અનુદાર બનીશ નહિ. કોઇ કોઇ વાર ઉદાર બન. જ્યારે કોઇ બ્હારથી જણાતો ગરીબ માણસ ત્હારી પાસે સહાયની યાચના કરે ત્યારે તું ત્હેનું કહેવું યથાર્થ છે કે નહિ ત્હેની તપાસ કરવામાં વિલંબ કરીશ નહિ. એ પૈસા બચાવવાની ખાતર અપ્રિય

સત્ય શોધવાની કડાકૂટ કરીશ નહિ. ત્હેનાં વચનપર શ્રદ્ધા રાખવી એજ સારૂં છે. લૅમ્બ.

મનુષ્યનો ધર્મ શો છે? પોતાના બાન્ધવોને સહાય આપવી, પોતાની દૈવી સંપત્તિને ખીલવવી, દરેક રીતે થાય તેટલું લોક કલ્યાણ કરવું, કુદરતના નિયમોનું જ્ઞાન પ્રાપ્ત કરવું, અને ઈશ્વરની ઇચ્છાને અનુસરવું. **ઓલિવર લૉજ.**

સહાયતાને માટે જ્યાં ત્યાં નિરંતર બૂમો સંભળાયા કરે છે તે જોતાં દુઃખને ઓછું કરવું; સુખની વૃદ્ધિ કરવી; સાચા શબ્દોથી આશ્વાસન અને ઉત્સાહ આપવો; શ્રમ લઇ ત્હેમને મદદ કરવી; જુલમ અને અજ્ઞાનનાં ભોગ થઇ પડેલાંને મુક્ત કરવાં; નુકસાનથી ત્હેમનું રક્ષણ કરવું; અને જે આત્માઓ અંતઃકરણના અવર્ણનીય ઉગ્ર દુઃખ તાપથી પીડાતા હોય ત્હેમને અચળ સત્યના શીતલ અખુટ ઝરાનાંથી નિર્મળ જ્ઞાનામૃત આપવું; એના કરતાં વધારે સારૂં કાર્ય કયું છે? લિન્ચ.

દાતા તેના "દાન"થી નહિ પણ ભાવથીજ ઓળખાય છે. લેસિંગ.

જે સુખોવડે જગત્ વધારે સ્વચ્છ, મધુર અને ઉન્નત બને છે તે કાંઇ જીવનનાં અમુક થોડાં મહાન કાર્યોથી નહિ, પરંતુ હમ્મેશની અસંખ્ય ન્હાની મ્હોટી સેવાઓ અને લાંબા વખત સુધી રાખેલી શ્રદ્ધાથીજ બને છે.

સમય વીતી જાય ત્યાં સુધી પરોપકારનાં કાર્યો કરવાનું મુલત્વી રાખવું ત્હેના કરતાં જે પ્રસંગે તે આનંદ અને ઉત્સાહદાયક થઇ પડે તેમ હોય તેજ પ્રસંગે તે કરવાં એ વધારે સારૂં છે.

જેઓનાં હૃદય હમ્મેશાં આશા અને આનંદથી ભરપૂર હોય છે અને જેઓ પોતાની સંસારયાત્રા દરમીયાન જે કોઇ મળે તેમના જીવનમાં આશા અને આનંદ રેડવા પ્રયત્ન કરે છે તેઓજ જગતને ખરી સહાય અને આશ્વાસન આપે છે.

આપત્તિના સમયમાં માણસોને ખરી જરૂર "ત્હેમનો ભાર

બીજાઓ ઉંચકી લે" એવી નથી હોતી, પણ નવીન આશા અને ઉત્સાહવડે ત્હેમના હૃદયને બળ આપવામાં આવે એવી હોય છે કે જેથી તેઓ પોતાના માથાપરનો ભાર સરલતાથી ઉઠાવી શકે.

ઘણા લોકો તેઓના મિત્રોના મૃત્યુ સુધી પણ પોતાના સ્નેહની સુવાસ ફેલાવતા નથી. આપણી સાથે રહેનાર મિત્ર અથવા પાડોશી થોડાજ સમયમાં આપણાથી દૂર થશે અને આપણા હૃદયની શુભ વાંચ્છનાઓ પૂરી પાડવાનો અવસર વીતી જશે, એ વાત આપણે અનેકવાર વિસરી જઇએ છીએ; માટે જે પુષ્પોને ત્હમે ત્હમારા મિત્ર અથવા પડોશીની શબ શય્યા ઉપર વેરવા માગો છો તે પુષ્પો ત્હેના જીવન દરમીયાનજ ત્હેના વિકટ પંથને ઉજાળવા અને ત્હેની ગમગીન અવસ્થામાં આનંદ રેડવા માટે પ્રથમથીજ અર્પણ કરો. માણસના મૃત્યુ પાછળ શોકનાં મર્મભેદક આંસુ પાડવા કરતાં ત્હેના જીવન દરમીયાન માયાળુ થવું એજ બહેતર છે.

જ્યારથી આપણે બીજાની સેવા કરવાના જીવનનો આરંભ કરીએ છીએ ત્યારથીજ આપણું ખરૂં જીવન શરૂ થાય છે.

સર્વ દિશામાંથી સેવાનો પોકાર આવે છે. કેટલાક ગરીબ અને રોગીની મુલાકાત લેવા જેવી હોય છે. કેટલાંય રોનારાંઓને આશ્વાસન આપવા જેવું હોય છે. વિપથગામીઓને સહાય આપવાની હોય છે અને ગુલામગીરીમાં પડેલાંઓને મુક્ત કરી રક્ષણ કરવાનું હોય છે. આમાંથી ત્હમને જે કોઇ મળે તે દરેકને ત્હમારે આશીર્વાદરૂપ બનવાનું છે.

ઝાકળ જેમ પોતાનું કાર્ય ગુપ્ત રીતે કરે છે તેમ ત્હમે પણ પોતાનું કામ ગુપ્ત રીતે કરો. લોકોનું લક્ષ ત્હમારા તરફ આકર્ષવા માટે પ્રયત્ન કરશો નહિ.

જ્યારે ત્હમે ઇશ્વરની ખાતર કંઇ કામ કરવા જતા હો ત્યારે

ત્હમારાં બણુગાં ફૂંકશો નહિ. પુષ્પની સુગંધ અથવા તારાના પ્રકાશની માફક ત્હમારી અસર એની મેળેજ થવા દેજો.

દુનીઆના ઝગઝગાટથી દૂર રહેજો. ડાબા હાથથી થતું કાર્ય જમણા હાથને જાણવા દેશો નહિ. ચિત્રકારો જેમ પોતાનાં ચિત્રો ઉપર નામ લખે છે તેવી રીતે ત્હમે ત્હમારૂં નામ ત્હમારાં કાર્યો ઉપર લખશો નહિ.

ત્હમારા વતીનું માન બીજો કોઇ ખાટી જશે એવા વિચારથી ડરશો નહિ. માણસને બતાવવાને માટે નહિ પણ ઈશ્વરની પ્રસન્નતાને ખાતરજ કામ કરો.

ત્હમારો સર્વોત્તમ સ્નેહ, ત્હમારી અમૂલ્ય સેવાઓ અને બક્ષિસો, જેમને સુખની જરૂર છે ત્હેમનાપર છુટથી વરસાવો.

ત્હમારી સેવાથી બીજાનું કંઇ પણ ભલું થાય તે સિવાય કોઇ પણ જાતના બદલાની કે કદરની અપેક્ષા રાખ્યા વિના ત્હમે જેમને મદદ કરવા માગતા હો ત્હેમના જીવનમાં ત્હમારા જીવનને એક થઇ જવા દો. જેમ ઝાકળનું બિંદુ ચીમળાતા ગુલાબને શોધી ત્હેની પાંખડીઓમાં ભરાઇ જઇને પોતે અદૃશ્ય થાય છે; પરંતુ ચીમળાતા પુષ્પને તો તે તાજુંજ કરે છે; તેવી રીતે ત્હમે પણ ત્હમારી સેવાની જરૂરવાળાને સુખી કરવામાં અને ત્હમારાં કૃત્યોથીજ યાદ રહેવામાં સંતોષ માનો. તન ધન તો કોઇનું સદા રહ્યુંએ નથી ને રહેનાર પણ નથી.

જીવન એટલું બધું ટૂંકું છે અને કરવાનું એટલું બધું છે કે જે વસ્તુ ખરી અને ઉપયોગી સેવાને માટે આપણું બળ ટકાવી રાખે છે તે વસ્તુ આપણા જીવનનું મૂલ્ય ઘણું વધારી દે છે.

સેવાનું મૂળ સ્નેહ છે; અને સ્નેહની ઉત્પત્તિ પ્રભુમાંથી છે. જે સેવા સ્નેહથી પ્રેરાયલી નથી તે ખરો આનંદ આપતીજ નથી. જે સ્નેહ સેવા કરતો નથી તે સ્નેહજ નથી.

જેટલા પ્રમાણમાં સહન કરવાને માટે ત્યાગ વૃત્તિ અંતરમાં રહેલી છે તેટલાજ પ્રમાણમાં હૃદયમાં સ્નેહ છે એમ નક્કી સમજવું. જે સ્નેહ ત્યાગને માટે તૈયાર નથી તે ફક્ત ક્ષણિક ઉર્મિજ છે, અથવા તો કંઇ ફળ ન આપે તેવું સુંદર પુષ્પ છે.

સૌથી વધુ મૂલ્યવાન, સર્વોત્કૃષ્ટ, સાચામાં સાચો અને ઊંડામાં ઊંડો આશીર્વાદ તો સહાય પાત્રો માટે સ્નેહપૂર્વક દાન કરવાથી, કાર્ય કરવાથી, સહન કરવાથી, ત્યાગ કરવાથી અને સેવા કરવાથીજ મળે છે.

જીવનજ અન્યને આપવા યોગ્ય છે. બીજાંને માટે કરેલા કાર્યમાં અથવા આપેલા દાનમાં જો આપણને જરા પણ શ્રમ લેવો પડતો ન હોય તો તેથી ત્હેમને થોડુંજ સુખ વા થોડીજ સહાય મળશે. જો કોઇ મહાન્ વક્તા ફક્ત શબ્દોજ પઢી જાય તો તે સાંભળવાથી આપણને જરા પણ લાભ થવાનો નથી. જો આપણે સ્નેહપૂર્વક સેવા કરીએ, સેવામાં જીવનજ આપી દઇએ, તોજ આપણે વધારે સુખી થઇ શકીએ, અથવા અન્યને વધારે સુખી અને ઈશ્વરપ્રિય બનાવી શકીએ.

દયા ન્હાનાં ન્હાનાં નજીવાં દેખાતાં કાર્યોમાં પ્રવૃત્ત રહેલો સ્નેહ છે, પરન્તુ જેમને માટે તે કરવામાં આવે છે ત્હેમને તેથી અતિશય લાભ થાય છે. ભારથી થાકી ગયેલાને દયા સહાય આપે છે; નિરાશ થયેલાના હૃદયમાં ઉત્સાહ રેડે છે; તૃષાતુરને શીતળ જળનો પ્યાલો આપે છે; તે હંમેશાં સર્વ કોઇની સેવા કરી રહેલી હોય છે; તે સુખકારક સેવાઓ લગભગ અજ્ઞાતપણે બજાવતી વિચરે છે; તે સર્વ સ્થળે ન્હાની ગુપ્ત અનુકૂળતાઓ કરી આપે છે. જ્યાં સુધી આપણે ત્હેનો ખાસ વિચાર કરતા નથી ત્યાં સુધી દયા આ જગતના માનવીઓને માટે કેટલી બધી ઉપકારક અને સહાયક છે ત્હેનો ખ્યાલ પણ આપણને આવી શકતો નથી. બીજા થોડાજ સદ્ગુણો જીવનને દયાના ગુણ જેટલું સુન્દર અને તેજસ્વી બનાવી શકે તેમ છે.

ત્હમારી સેવાની સુવાસથી મધુર બનાવવાનું પ્રથમ સ્થળ ત્હમારૂં પોતાનું ગૃહજ છે. ત્હમારો પ્રોત્સાહક સ્નેહ અને ત્હમારી વિચારશીલ નિઃસ્વાર્થ સેવા ત્હમારી શ્રમિત માતા પ્રત્યે, ત્હમારા ચિન્તાથી દબાયલા પિતા પ્રત્યે, વિપથ ગયેલા ભ્રાતા પ્રત્યે, ગૃહનાં બાળકો પ્રત્યે, ઘેર આવતા મહેમાનો પ્રત્યે અને ગૃહકાર્યમાં રોકાયેલા નોકર પ્રત્યે હો.

અહીં ત્હમારી મુલાકાતથી આશ્વાસન મેળવી શકે તેવો એક પડોશી છે. એક વિધવા એવી છે કે જેને પૈસા કરતાં ત્હેના શ્રમમાં અને ત્હેની ચિન્તામાં સહાય તથા ઉત્સાહ આપે તેવાં ન્હાનાં ન્હાનાં દયાનાં કાર્યોથી વિશેષ લાભ થાય તેમ છે. અહીં એક અંધ સ્ત્રી એવી છે કે જેના આગળ અઠવાડિયામાં એક બે કલાક વાંચી સંભળાવવાથી તથા ત્હેની દૃષ્ટિએ નહિ પડતી સુન્દર સૃષ્ટિ વિષે વાતચીત કરવાથી અત્યન્ત આનંદ ત્હેને મળે તેમ છે.

સ્નેહ આપણને અત્યન્ત ભાર વહેવાનું ફરમાવે છે, અને આ કાર્ય આપણે વિનયથી મળતું આનંદપૂર્ણ જીવન ગાળીએ તોજ સારી રીતે થઇ શકે તેમ છે.

જે માણસ આનંદી હૃદય અને પ્રોત્સાહક ચ્હેરો રાખી રસ્તે મળતા દરેકને પ્રોત્સાહક વચનો સંભળાવતો અને ઉન્નતિના માર્ગનો ઉપદેશ આપતો વિચરે છે, તેજ ખરેખરો મનુષ્યોમાં બળ, ધૈર્ય અને આશા પ્રેરનાર છે. તે અન્યને દૈવી સુખ આપે છે. તે દરેક મનુષ્યને વધારે બળવાન અને ધૈર્યશીલ બનાવે છે. ધૂળવાળા રસ્તામાં ચાલવાથી થાકી ગયેલા પ્રવાસીઓ ત્હેને જોવાથી નવજીવન પ્રાપ્ત કરે છે. નિરાશાથી હારી બેઠેલા મનુષ્યો ત્હેના આશાજનક શબ્દો શ્રવણ કરીને નવું ધૈર્ય ધારણ કરે છે. આવા પ્રોત્સાહક પુરૂષની અસર કદી પણ માપી શકાય તેમ નથી. આવું જીવન ગાળવું એ બહુજ ઉમદા કાર્ય છે.

કેટલાક મનુષ્યો એવા હોય છે કે ત્હેમના મિત્રો ત્હેમની જરૂ-

રીયાતો પૂરી પાડતા હોય છે—હેમની વાંછનાઓને સંતોષતા હોય છે; પરંતુ તેવા મિત્રોને માટે તેઓ પોતે શું કરી શકે છે તેનો વિચારજ કરતા નથી! આ પ્રકારના મિત્રો કરવા કરતાં મિત્ર બનવું, સહાય લેવા કરતાં સહાય આપવી, આપણને શું મળશે તે નહિ, પરન્તુ આપણે શું આપીશું, તેજ વધારે અગત્યનું છે.

આટલું તો નિયમ તરીકે સ્વિકારી શકાય કે જીવનની ખરી કસોટી બીજાથી ગુપ્ત રીતે કરેલાં કાર્યોમાં રહેલી છે. જીવન પર્યંતમાં બજાવાયલાં દશ હજાર ન્હાનાં ન્હાનાં કાર્યો, શબ્દો અને વૃત્તિઓ, લોકોમાં ખ્યાતિને પામેલાં બે ત્રણ મ્હોટાં કાર્યો કરતાં ચારિત્રને વધારે ઉંચું દર્શાવે છે.

દરેક મનુષ્ય બે જાતની સેવા કરે છે. કેટલીક વસ્તુઓ માણસ હેતુસર અને યોજનાપૂર્વક ( ખાસ વિચાર તથા ધ્યાનપૂર્વક ) કરે છે અને તે કરવાની ટેવ પાડે છે. બીજી કેટલીક વસ્તુઓ, પ્રથમથી મનસૂબો કર્યા સિવાયજ નક્કી કરેલાં કામો કરવા ઉપરાંત અવકાશને સમયે કરે છે. આવાં અનિર્ણીત કાર્યોમાં અસંખ્ય નાનાં નાનાં વિનય અને દયાનાં કાર્યો, અણીને વખતે કરેલાં કાર્યો, અને એક બીજાને મળતી વખતે ઉચ્ચારાયલા ઉત્સાહ, સાન્ત્વન અને ધીરજના શબ્દોનો સમાવેશ થાય છે. આપણે ઘણી વાર આવી જાતની સેવાની બહુ કિંમત આંકતા નથી અને જે કાર્યો યોજનાપૂર્વક કરીએ છીએ તેની કિંમત વધારે આંકીએ છીએ; પરંતુ ઘણી વાર ઈશ્વર મ્હોટાં કાર્યો કરતાં ન્હાનાં ન્હાનાં કાર્યોની કિંમત વધારે આંકે છે, કારણકે ન્હાનાં કાર્યોમાં માણસ અભિમાન અને બદલાની તેમજ બીજા માણસોને બતાવવાની ઇચ્છા કરતો નથી અને હૃદયના સ્નેહનો પ્રાદુર્ભાવ તેમાં વિશેષ હોય છે.

બીજાને સહાય આપવાને પોતે કેટલું બધું થોડું કરી શકે એમ છે, એવો વિચાર કેટલાક કરે છે; ત્યારે તેઓ પોતાના જીવનને તદ્દન

વ્યર્થ માની નિરાશ થાય છે. તેઓ દુનીઆમાં પોતાની પાછળ સુખનો વારસો મૂકી શકતા નથી; બીજાને આંજી નાખે તેવા શબ્દો બોલી શકતા નથી; કોઇનામાં ઉત્સાહ, આશ્વાસન અને આશા પ્રેરે તેવાં પુસ્તકો લખી શકતા નથી; અને સ્વર્ગીય યશોગાનમાં દેવદૂતો ત્હેમનું નામ નોંધવાને લલચાય તેવાં પરોપકારનાં કાર્ય તેઓ કરી શકતા નથી; પરંતુ ન્હાનામાં ન્હાનાં કાર્યો, નજીવા લાગતા શબ્દો અથવા સ્નેહી હૃદયમાંથી ઉભરાતા સ્મિતનો પણ પ્રભુ દુનીઆને વધારે સુખી અને વધારે મધુર બનાવવામાં ઉપયોગ કરાવી શકે છે અને જેમાં પ્રેમનો વાસ છે તેનો વિનાશ થતો નથી કે તે નિરૂપયોગી નિવડતું નથી, એ વાત તેઓ ભૂલી જાય છે.

આપણને ન્હાનાં ન્હાનાં કાર્યો કરવાના પ્રસંગો મળે તેને માટે કદિ નિરાશ થવું નહિ, પરંતુ જે જે પ્રસંગો આપણને આપવામાં આવે ત્હેનો ઉપયોગ કરવો એજ આપણું કર્ત્તવ્ય છે. એકાદ માયાળુ શબ્દ અથવા એકાદ દયાનું કાર્ય અથવા ક્ષણિક ઉત્સાહ પ્રેરે તેવી દૃષ્ટિ વર્ષોનાં વર્ષો સુધી અસર કરશે; માટે હલકામાં હલકી સેવામાં પણ આપણી શક્તિને વાપરતાં તેમજ તેવાજ પ્રકારની સેવાઓમાં આપણું આખું જીવન વ્યતીત કરતાં આપણે અચકાવું જોઇએ નહિ.

બીજાઓને ખરેખર અને ઉપકારક રીતે સહાય કરવામાં પણ ડહાપણ તેમજ કળની જરૂર છે. જરૂર કરતાં વધારે મદદ કરવામાં પણ ભય છે. કેટલાક લોકો એવા હોય છે કે જેમને બીજાના તરફથી મળતી મદદની ના પાડવાનું મનજ થતું નથી. બાળકો ત્હેમને આપવામાં આવતી દરેક વસ્તુ સ્વાભાવિક રીતે સ્વિકારે છે; વૃદ્ધો બીજાની મદદની હમ્મેશાં અપેક્ષા રાખે છે; આળસુ અને એદી લોકો પણ પોતાનું કામ કર્યા કરનારને કદિ ના પાડતા નથી. તેઓ બક્ષીસ સ્વિકારવાને તથા પોતાનો ભાર ઓછો થવા દેવાને અને ત્હેમનાં મુશ્કેલ કામ

બીજા પાસે કરાવી લેવાને દરેક વખતે તૈયારજ હોય છે; પરંતુ આવા લોકોને અપાયલી મદદ તેમના પ્રત્યે કરવામાં આવેલી ક્રૂરતાજ છે. હાલમાં કરવામાં આવતું રૂઢિ પ્રમાણેનું દાન ઘણે ભાગે આવીજ જાતનું છે. આ ડહાપણભર્યું નથી. ત્હેનાથી ત્હેના લાભ લેનારને પોતાની જીંદગી થોડો વખત વધારે સરળ લાગે છે; પરંતુ તેથી ત્હેનું ભાવી જીવન વધારે દુઃખી અને વધારે નિર્બળ બને છે.

અત્યંત જરૂરવાળાને પૈસા કે અન્ન આપવા કરતાં ત્હેને માટે કામ શોધી આપવું કે જેથી કરીને ત્હેને પૈસાના દાનની અપેક્ષા રહે નહિ; અથવા ત્હેને પૈસા કમાવામાં મદદ કરવાને માટે ત્હેના હૃદયમાં આપણે ધૈર્ય અને ઉત્સાહ રેડવો એજ ખરો ઉપકાર અને મદદ છે. આ બન્ને રીતો પૈસાના દાન કરતાં ઘણુંજ વધારે સારૂં પરિણામ લાવે છે. તેથી કરીને માણસની સ્વતંત્રતા પ્રત્યેની પ્રીતિ સચવાય છે; તે સ્વાવલંબી બને છે; તેના સ્વમાનને ધોકો પહોંચતો નથી અને ભાવિષ્યના જીવન કલહને માટે તે વધારે બળવાન બને છે.

અતિશય મદદ એ સમજ વગરની મદદ છે, કારણકે ત્હેનાથી સામાને લાભ કરતાં નુકસાન વધારે થાય છે. જે માણસ આપણે માટે જીંદગી વધારે સરળ બનાવે છે તે નહિ, પરંતુ જે આપણાથી બની શકે તેટલું બધું કરવા માટે આપણામાં ઉત્સાહ પ્રેરે છે, આપણને પ્રવૃત્ત કરે છે અથવા ફરજ પાડે છે તેજ આપણો શ્રેષ્ઠ મિત્ર છે.

બીજાને સહાય આપવામાં અથવા ત્હેની સેવા કરવામાં આપણે ઘણું ડહાપણુ વાપરવાની જરૂર છે. ઘણી તાજી અને વૃદ્ધિ પામતી મિત્રતામાં ઉપયોગી થઇ પડવાની અત્યંત આતુરતાને લીધે વિઘ્ન આવી પડે છે. ખરા ભાવથી પણ વિનય વિરૂદ્ધ આગ્રહથી ઉપકાર કરવામાં આવે તો પરિણામ એ આવે કે ત્હમારો મિત્ર ત્હમારા ગાઢ પરિચયથી દૂર રહે છે. બધા પ્રકારની દયા બતાવવામાં ડહાપણ-

મુક્ત નિગ્રહ રાખવો જોઇએ. આપણે બેહદ આતુર બનવું જોઇએ નહિ. એવી આતુરતા દ્રોઢડહાપણ જેવી નિવડશે. આપણે અકાળે મદદ કરવી જોઇએ નહિ. હદ ઉપરાંત કરવું એ ઓછું કરવા કરતાં પણ વધારે ખરાબ છે. આપણે આપણા મિત્રના વ્યક્તિત્વને માન આપવું જોઇએ અને તેના ઉપર આભારનું ઋણ ચઢાવવું જોઇએ નહિ. ત્હેને સહાયની જરૂર હોય ત્યારે પણ આપણે ત્હેને મદદ આપવાને દુરાગ્રહ કરવો જોઇએ નહિ. મદદ આપવાના અને સેવા કરવાના સંબંધો પરસ્પર સરખા હોવા જોઇએ અને આપણે દયાના કામમાં આપણા મિત્રને હરાવવા પ્રયાસ કરવો જોઇએ નહિ. નહિ તો મિત્રતાના સમતોલનનો નાશ થશે, અને તેથી જો મિત્રતાના સંબંધો સારી રીતે સાચવવા હોય તો આમ ન બને તે માટે ખાસ કાળજી રાખવી જોઇએ.

આપણે પ્રામાણિક, સત્યવાદી, ઉદ્યોગશીલ અને ધર્મિક હોઇએ એટલુંજ જરૂરનું નથી, પરંતુ પગલે પગલે સ્નેહ જે જે ફરજો આપણને સોંપે છે તે આપણે બજાવીએ છીએ કે નથી બજાવતા તે પણ બહુજ જરૂરની બાબત છે.

આપણો ન્યાય થતી વખતે "આપણે ખરાબ કામો નથી કર્યાં" એટલુંજ જોવાશે નહિ; પરંતુ આપણાથી થાય તેવાં જે જે કામો આપણે " નથી કર્યાં " તે તરફ પણ ખાસ ધ્યાન અપાશે.

લોકો ધારે છે કે તેમણે કેટલાંક દુષ્ટ કાર્યો કર્યા નથી, તેથી તેઓ ઘણા સારા છે: પરંતુ કોઇ પણ મનુષ્ય પોતાનો હાથ ઉંચો કરીને એમ કહી શકશે કે " મ્હેં મ્હારે હાથે કોઇ પણ પાપ કર્યું નથી !" કદાચ તેને કોઇ ગંભીર શ્રાપ પણ લાગ્યો હોય; કારણ કે ત્હેણે કરવા જેવાં કાર્યો કરેલાં હોતાં નથી. પાપનો અર્થ લક્ષ્ય ચૂકવું એવો થાય છે. જ્યારે આપણે સ્નેહથી નક્કી થએલાં કર્તવ્યો કરવામાં

નિષ્ફળ નિવડીએ છીએ ત્યારે પણ આપણે પાપજ કરીએ છીએ.

નિરૂપયોગી રહેનારને "ઉપયોગી બનવાની શક્તિનો નાશ" એ સજા છે.

આપણે ઘર આગળ એક બીજાને પરસ્પર ચાહીએ છીએ—અલબત આપણે ચાહીએ છીએ. આપણે એક બીજાને માટે મરી પણ જઇએ, પરંતુ આપણામાંથી ઘણાને પોતાના સ્નેહમાં અન્યને સમભાગી બનાવતાં પૂરેપૂરૂં આવડતું નથી.

આપણે જીંદગી દરમ્યાન એક બીજાને માટે જીવતાં શીખ્યા હોત તો વધારે સારૂં; પરંતુ આપણે એક બીજાને માટે શામાટે મરવું તેનું ખાસ કારણ જણાતું નથી.

કેટલાંક કુટુંબો ઉજ્જડ વેરાન જેવાં હોય છે. જો તેમાંની વ્યક્તિઓ પ્રેમાળ અને હૃદયની લાગણીઓનો, સરળ સ્વાભાવિક વૃત્તિઓનો પ્રાદુર્ભાવ થવા દે તો તેઓ થોડાજ સમયમાં પરસ્પર સ્નેહના સિંચનથી હરિયાળી કુંજ જેવાં થઇ રહે.

આપણે પોતે ભલા થવું તેમાંજ બધું આવી રહેતું નથી; પરંતુ આપણે યોગ્ય દિલસોજીથી, યોગ્ય સમભાવથી, પ્રોત્સાહક વચનોથી, બીજાંની સાથે જીવનમાં સમભાગી બનવાથી, અને સર્વ પ્રકારની નિઃસ્વાર્થ સેવાથી બીજાંને પણ ભલાઇ અને સહાય આપવી જોઇએ. વળી પ્રાર્થનાદ્વારા પણ આપણે ત્હેમને મદદ કરવા ભુલવું જોઇએ નહિ. આપણી પ્રેમાળ આગ્રહી આજીજીથી ઇશ્વરની કેટલી બધી દયા આપણે ત્હેમના ઉપર વરસાવી શકીએ તે વાત હજી આપણને માલૂમ નથી.

આપણે બાહ્ય અપ્રિયતાના આવરણ નીચે હૃદયના સ્નેહનો ઉષ્ણ પ્રકાશ ઢાંકી દેવો જોઇએ નહિ, પરંતુ ત્હેની એવી રીતે યોજના કરવી જોઇએ કે જેથી આપણા સંબંધમાં આવતા દરેકના ઉપર ત્હેની અસર થાય.

આપણે આપણા જીવનદીપને અહંકારના આવરણ નીચે ઢાંકી દેવો જોઇએ નહિ, પરંતુ ત્હેને બીજાના કલ્યાણને માટે નિઃસ્વાર્થ સેવાની દીવી ઉપર મૂકવો જોઇએ.

જે મનુષ્યે સેવાની દીક્ષા લીધી નથી તે ખરેખરો સંન્યાસી નથી. સેવા એજ જીવનનું ખરેખરૂં માપ છે.

આપણે આપણા હૃદયપૂર્વકની બક્ષિસો આપવામાં અતિશય કંજુસાઇ કરીએ છીએ; પરંતુ ઇશ્વરે આપણને સ્નેહ આપ્યો છે તે એટલાજ માટે કે આપણે બીજાનું જીવન વધારે મધુર, વધારે સુખી, વધારે સરળ, વધારે પ્રામાણિક અને વધારે વિજયવંત બનાવી શકીએ. જ્યારે પણ આપણે બીજાને આપવાના સ્નેહમાં ઊણપ રાખીએ છીએ; જ્યારે પણ આપણે આપણા હૃદયમાંથી ઉભરાતા ઉત્સાહ, કદર, ધીરજ, પ્રેમ અને સાન્ત્વનના શબ્દોને ખાળી રાખીએ છીએ; અથવા જ્યારે પણ દયાનાં કાર્યોથી બીજાનાં જીવનને આપણે સહેલાઇથી વધારે સુખી અને વધારે મધુર બનાવી શકીએ તેમ હોવા છતાં તેવાં કાર્ય આપણે નથી કરતા; ત્યારે આપણે અન્યાયજ કરીએ છીએ.

ભાર ઓછો કરે એવાં કાર્યોથી, ધૈર્ય અને બળ આપે તેવા શબ્દોથી, અને દુઃખ અર્ધું કરે તેવા સમભાવથી એકબીજાને સહાય કરવાની ઇશ્વરે આપણને શક્તિ આપી છે; પરંતુ બીજાને માટે પ્રાર્થના કરવાથી ત્હેમના જેવી સારી, સંગીન અને દિવ્ય સેવા કરી શકાય છે તેવી બીજી કોઇ પણ રીતે કરી શકાતી નથી.

એક રીતે આપણા હાથ ખરાબ છે; કેમકે કેટલીકવાર એ હાથોવડે આપણે જેમને સુખી કરી શકીએ અથવા બળ આપીને બળવાન બનાવી શકીએ તેમ હોય છે ત્હેમને એ હાથો ઉલટા ઇજા પહોંચાડે છે; પરંતુ જ્યારે પ્રાર્થનારૂપે ઇશ્વરદ્વારા આપણે આપણા મિત્રને સહાય મોકલીએ છીએ ત્યારે તે સહાય પહોંચાડનારો ઇશ્વરનો

હાથ એટલો બધો કોમળ અને પવિત્ર છે કે જે હાથવડે કદિ પણ કોઇનું અહિત તો ક્યાંથીજ થયું હોય, પણ અનંત કોટી પ્રાણીઓનું હિતજ થયું છે, થાય છે ને થશે.

નીચમાં નીચ પતિત જાતિના મનુષ્યને ત્યાં પણ જો ત્હમે ત્હેનું કલ્યાણ કરવાનો હેતુ અને દિવ્ય સ્નેહ રાખીને જશો તો તેથી ત્હમે ભ્રષ્ટ થવાના નથી. રક્તપીતીઆના દવાખાનામાં દાન આપનાર મનુષ્યની પેઠે દૂર ઉભા રહીને તેમના તરફ રોટલાનો ટુકડો ફેંકશો નહિ, અને કરેલા કાર્યથી જાણે શરમાતા હો તેવી રીતે ત્યાંથી ઉતાવળા ઉતાવળા નાસી જશો નહિ. દુષ્ટમાં દુષ્ટ માણસને ઘેર પણ જજો. ત્હેમના હાથ સાથે ત્હમારા હાથનું મિલન કરજો. ત્હેમને અડકવાથી ત્હમારો હાથ દોષિત બનશે નહિ. આ પ્રમાણે કરવાથી અત્યાર સુધી કોમળતા નહિ અનુભવેલી છતાં અનુકમ્પાને માટે તલસતાં હૃદયોમાં નવજીવનનો કેવો સંચાર થાય છે તે ત્હમે સ્હમજી શકશો નહિ. ત્હમારા દરેક કાર્યમાં ઉત્સાહ અને સહૃદયતા રેડો. એથી નિરૂત્સાહી અને કંટાળેલા હૃદયમાં કેટલી બધી આશા અને જીવનનો સંચાર થશે તે ત્હમે જાણી શકશો નહિ.

જેમનાં હૃદયોમાં દયાનો જુસ્સો ઉછળી રહ્યો છે ત્હેમને શાન્ત અને ચોક્કસ હેતુ વિનાની સેવા કરવાના ઘણા પ્રસંગ મળે છે. તારાના પ્રકાશ અથવા પુષ્પની સુવાસની માફક દેખાવ, શબ્દ, કાર્ય અને પદ્ધતિમાં અજાણપણે મૂર્તિમંત થએલી ઉંડા અને સાચા હૃદયની લાગણીનીજ એમાં આવશ્યકતા છે. અમુક વસ્તુઓ કહેવી, અમુક સુખ આપવું, અમુક અસર મૂકી જવી, એવા એવા હેતુથી બહાર જાય છે તેને નિષ્ફળતા મળવાનો સંભવ છે; પરંતુ જેનો આત્મા સ્વભાવથીજ સદ્વૃત્તિ, પવિત્રતા, અને સ્નેહથી ભરપૂર છે, જેનું હૃદય સર્વ સ્થળે સુખ વેરવાને ખરેખર ઉત્સુક છે, જેની ભાષામાં મૃદુતા, દયા અને

શાન્તિની સુવાસ છે, તે જ્યારે પણ ઘેર ઘેર વિચરે છે ત્યારે જરૂર પોતાની પાછળ દિવ્ય અસર દરેક ઘરમાં મૂકી જાય છે.

આપણે આ દુનિયામાં લેવા અને સંગ્રહ કરવા આવ્યા નથી, પરન્તુ આપવા અને વાવવા આવ્યા છીએ. બીજાની પાસેથી સેવા અને મહેમાનગીરી સ્વિકારવા નહિ, પરન્તુ માણસના ચારિત્ર અથવા આપણા પ્રત્યેના વર્તનની દરકાર કર્યા સિવાય સેવા કરવા આવ્યા છીએ. આથી દરેક માનવ જીવન અદ્દ્ભુત પવિત્રતા પ્રાપ્ત કરે છે; આપણું અભિમાન દૂર થઇ પગ નીચે કચરાઇ જાય છે; ધિક્કારને સ્થાને અનુકંપા આવે છે; આપણા ઉગ્ર અને શાસક સ્વભાવને સ્થાને મૃદુતા દેખાય છે; મનુષ્યની અનીતિ તરફ ધિક્કાર થવાને બદલે આપણામાં દયા સ્ફુરે છે અને આપણું હૃદય ત્હેમને સુધારવાને અને સુખી કરવાને આતુર બને છે; તેથી આપણે મનુષ્યની નિર્દયતા અને અવિનયથી નહિ ઉશ્કેરાતાં ત્હેમના દોષો શાન્તિથી સહન કરીએ છીએ. ત્હેમનું ભલું કરવા ઇચ્છા રાખીએ છીએ, ત્હેમના કોઇ પણ કાર્યથી આપણો પ્રેમ તિરસ્કારરુપ બનતો નથી અને ત્હેમની અવગણના, અપમાન અને નિર્દયતાને ગણકાર્યા સિવાય ત્હેમના હિતમાં આપણે પ્રવૃત્ત રહીએ છીએ.

જીવન પ્રવાસના શ્રમથી થાકી ગયેલાં અસંખ્ય સ્ત્રી પુરૂષો મૃત્યુ પ્રતિ પ્રયાણ કરી રહ્યાં છે, અને આપણી શક્તિ અનુસાર પ્રોત્સાહક વચનો અને બળ આપે તેવી સેવાઓની ત્હેમને હમણાંજ આવશ્યકતા છે. ત્હેમના મૃત્યુ પાછળ વેરવાનાં સુવાસિત પુષ્પોનો સંગ્રહ આપણે કરીએ છીએ, તો પછી આજે ત્હેમના જીવનકાળમાંજ તે પુષ્પો શા માટે વેરતા નથી ?

મનુષ્યના હૃદયમાં અબોલ પડી રહેલા અને જીભના ટેરવાપર બોલું બોલું કરી રહેલા માયાળુ શબ્દો શ્રમિત પ્રવાસીઓના મૃત્યુ

પાછળ તો તે જરૂર બોલશેજ; તો પછી આજે જ્યારે તે શબ્દોની તે પ્રવાસીઓને જરૂર છે અને હેમનું શ્રવણુ હેમને માટે આનન્દજનક અને ઉપકારક થાય તેમ છે ત્યારે હેમને શા માટે બ્હાર ન આવવા દેવા?

દિવ્ય સેવાનો આદર્શ આપણે માટે વસ્તુસ્થિતિઓને સરળ બનાવવાનો નથી, પરન્તુ આપણુને જ હેમને માટે યોગ્ય બનાવવાનો છે. અન્યની સેવા કરવામાં આ દૈવી સિદ્ધાન્ત યાદ રાખવાની જરૂર છે.

બીજાને શક્તિમાન બનાવવા કરતાં હેનુ દુઃખ ઓછું કરવાનું કામ વધારે સ્હેલું છે; પરન્તુ ઘણી વાર "દુઃખમાંથી મુક્તિ અપાવવારૂપ સેવા", એ આપણે કરી શકીએ તેવી બીજી સેવાઓ કરતાં તદ્દન નજીવી છે. માણુસ વધારે પવિત્ર, વધારે બળવાન, વધારે સદ્‌ગુણી અને વધારે હિંમતવાન બને તેમજ મુશ્કેલીઓને ઓળંગી શકે તે માટે "આન્તર સેવા" એજ શ્રેષ્ઠ છે.

કોઇએ કહ્યું છે કે, બીજાને સહાય કરવી તે આપણો સૌથી વધુ પવિત્ર હક્ક છે. પરંતુ ઘણાંખરાં મનુષ્યો માત્ર ભૌતિક બાબતોમાં સહાય આપી શકે તેમ છે; થોડાંક આપણી બાહ્ય ફરજોમાં સહાય આપી શકે તેમ છે; અને આપણા આન્તર જીવનનાં અત્યન્ત પવિત્ર કર્તવ્યોમાં સહાય કરી શકે તેવાં મનુષ્યો તો વિરલજ હોય છે.

સ્નેહ હમેશાં દાતા છે. જે દાતા **ન હોય તે સ્નેહી નથી.** દાનથીજ સ્નેહ મપાય છે, અને તેથી **અન્યની જરૂરીઆતો આપણે માટે ઈશ્વરી આજ્ઞાઓ છે,** અને હેમનો આપણે નાફરમાન બન્યા વિના અનાદર કરી શકીએ તેમ નથી.

જીવનકલહમાં સૌથી વધુ જરૂરની વસ્તુ પ્રત્યક્ષ સહાય નથી, પરન્તુ પ્રોત્સાહન છે. એક બળતા ઘરની ઉંચી બારીએ એક બાળક જોવામાં આવ્યું હતું. વીર બંબાવાળાએ હેને બચાવવા માટે એક

નીસરણી ગોઠવી ત્હેનાપર તે ચઢ્યો. તે લગભગ બારીએ પહોંચ્યે ત્યારે એટલી બધી ગરમી લાગી કે ત્હેને ચક્કરી આવવાથી પાછું ફરવાનુ મન થયું. એટલામાં નીચે ઉભા રહેલા ટોળામાંથી એક જણે ત્હેને પ્રોત્સાહન આપવા બૂમ પાડવા સૂચના કરી. તુરતજ મ્હોટો પ્રોત્સાહક અવાજ સંભળાયો અને એક પળમાં ભયમાં આવી પડેલા બાળકને ભયંકર મૃત્યુના પંઝામાંથી પોતાના હાથમાં બચાવી લીધું. ઘણાં મનુષ્યો મહાન્ પ્રયાસમાં મુંઝાઇ જઇ નિષ્ફળ થયા છે. ત્હેમને જો એકજ પ્રોત્સાહક શબ્દ કહેવામાં આવ્યો હત તો ત્હેમને મુસ્કેલી વટાવવાની શક્તિ મળી હોત. ત્હમારો મિત્ર મરણ પામે ત્યાં સુધી ત્હમારી કોમળતાની લાગણીને દબાવી રાખશો નહિ. ત્હેમના જીવનમાંજ માધુર્ય રેડો. ત્હેમના કાન સાંભળતા હોય ત્યારેજ પ્રોત્સાહક અને કદર કરનારા શબ્દો બોલો. ત્હેમના મૃત્યુ પછી ત્હમે જે કહેવા માગતા હો તે ત્હેમના જીવતાંજ કહો. જો કોઇના ઉપદેશથી ત્હમને ફાયદો થયો હોય તો તે ઉપદેશકને તે વાત કરવાથી ત્હેને ફાયદો થશે. જો કોઇ તંત્રીએ ત્હમને પ્રિય લાગે તેવો સારો લેખ લખ્યો હોય તો ત્હેને આભાર દર્શક પત્ર લખશો તો બીજે અઠવાડિયે તે તેથી વધારે સારો લેખ લખી શકશે. જો ત્હમારા વાંચવામાં આવેલા પુસ્તકથી ત્હમને લાભ થયો હોય તો ત્હેના કર્ત્તાને ઉપકારની લાગણી દર્શાવવાની ત્હમારી ફરજ નથી ? જો કોઇ થાકેલા, ત્યજાયલા અથવા કાર્યથી ક્ષીણ થયેલાની માહિતી ત્હમને મળે તો દેવદૂતો કરે છે તેવી રીતે ત્હેના જીવનમાં ઉત્સાહ અને તેજ રેડવાનો, ત્હેના તરફ સમભાવ દર્શાવવાનો, અને ત્હેના શિથિલ હસ્તમાં માનુષિક સ્નેહનો પ્યાલો મૂકવાનો પ્રયાસ કરવાનું કાર્ય ત્હમે નહિ કરો ?

આર્થિક સહાયથી આપણા જીવનને સરળ બનાવનારાઓ આપણા શ્રેષ્ઠ મિત્રો નથી, પરન્તુ આપણાં હૃદયમાં હિંમત, શક્તિ અને દૃઢતા

પ્રેરનારાઓજ આપણા ઉત્તમ મિત્રો છે. બહારના લાલન પાલનથી હજારો મનુષ્યોનાં જીવન ખીલતાં અટકી પડયાં છે. માતા પિતા ઘણીવાર પ્રેમના ઉભળકાથી દોરાઈ પોતાનાં બચ્ચાંઓને જોઇએ તે કરતાં વધારે સહાય આપવામાં ઘણું અહિત કરે છે. ત્હેમણે બાળકોને પોતાની મેળેજ પોતાનાં કાર્યો કરવા દેવાં જોઇએ. ત્હેમની મુસ્કેલીઓ, સ્વાર્પણ અને વિટંબનાઓને દૂર કરવાને બદલે બાળકોને ત્હેમની સ્હામા થતાં શીખવવું જોઇએ.

મિત્રો હંમેશાં હદ કરતાં વધારે સહાય આપવાનું ઇચ્છે છે, જ્યારે કોઇ મિત્ર મુસ્કેલીનો માર્યો આપણી પાસે આવે છે ત્યારે મિત્રભાવ એકદમ ત્હેની મુસ્કેલીને દૂર કરવાને આપણને પ્રેરે છે, પરન્તુ આપણી જાતેજ તે દૂર કરવાને બદલે આપણા મિત્રને દૂર કરતાં શીખવીએ તો હજારોગણું સારૂં છે.

જ્યારે આપણે સર્વે મનુષ્યો પ્રત્યે સાચા સ્નેહનું જીવન જીવીએ છીએ ત્યારેજ આપણા જીવનનો ઉદ્દેશ પાર પડે છે. આપણા સંબંધમાં આવતા દરેક મનુષ્ય માટે આપણી પાસે કંઇક સંદેશો છે. આપણને કોઇ કોઇ વાર મળનારને પણ આપણા મેળાપથી લાભ થવો જોઇએ. આપણી અસર પહોંચી શકે એવા દરેક મનુષ્યને આપણાથી કંઇક ફાયદો થવો જોઇએ. **જ્યારે જ્યારે ઈશ્વર ગરીબ આણસને આપણી પાસે મોકલે છે ત્યારે ત્યારે તે આપણું કર્ત્તવ્ય આપણી સમક્ષ રજુ કરે છે** અને સૂચવે છે કે ત્હેનું દુઃખ ઓછું કરવાને માટે આપણે શું કરી શકીએ તેમ છીએ. દુનિયા દુઃખથી ભરપૂર છે, અને આપણને આશ્વાસન આપવાને માટે અહીં મોકલ્યા છે. **બીજી સર્વ કળાઓ કરતાં આશ્વાસન આપવાની કળા આપણે અતિશય ગંભીરતાથી શીખવી જોઇએ.**

જો કે દાન, અનુગ્રહ અથવા સત્કાર્ય એકનું એકજ હોવા છતાં

લોકોની દાન આપવાની પદ્ધતિમાંજ ફેર છે. **એક જણ ફક્ત દાન જ આપે છે, બીજો** (ઉચ્ચ ભાવના અને મિષ્ટ વાણીરૂપે) **પોતાની જાતને પણ દાનમાં સાથે આપે છે.** કેટલાંક પુષ્પો સુન્દર હોય છે, પણ સુગન્ધી હોતી નથી; પરન્તુ જે પુષ્પોમાં સૌન્દર્ય અને સુગન્ધિ હોય છે તે વધારે સારાં છે. આપણે **દાનની સાથે આપણી પોતાની જાતને પણ આપવી જોઇએ.** આપણા દરેક પરોપકારી કાર્યમાં આપણા જીવનનો પણ કેટલોક ભાગ ખર્ચાવો જોઇએ.

હસ્તમિલાપમાં, આવકાર દેવામાં, સાધારણ વાતચીતમાં, રસ્તે જતાં આપણા મુખપર ધારણ કરેલા ભાવમાં અને થાકથી ઢળી પડેલાને પ્રોત્સાહન આપવામાં પણ પ્રબળ સેવા સમાયલી છે. તોફાની દરિયા-પર ઝળહળી રહેલી ચાંદની જોકે તોફાનને અટકાવી નથી શકતી, પરન્તુ ત્હેને સુન્દર તો બનાવે છે. રસ્તે કોઈ માણસને મળવું, ત્હેની સાથે ચાલવું અને આનંદી ચહેરે કેમ છે? એમ કહેવું, એ સાંભળવાથી કોઇ માણસનો આખો દિવસ આનંદમાં જાય છે. બીજાના વિરોધી બનવું, એ શબ લઇ જવાના પ્રસંગે રડતા કકળતા માણસોને મળવા જેટલું ખેદજનક છે. આનંદી માણસ ગાનના સૂર પેઠે આનંદ રેલાવે છે. આ પ્રમાણે આપણ દરેકને માટે પરોપકારનો કેવો અદ્ભુત માર્ગ ખુલ્લો બની જાય છે! જે. આર. મિલર.

પૃથ્વીપર જે દુઃખ છે તેમાંનું ઘણું ખરૂં તો માનવ કૃતક છે. માટે માણસો જો એક બીજાના હિતને માટે કામ કરે તો એમાંનું કેટલું બધું કષ્ટ તેમનાથી દૂર થઇ શકે?

જો આપણા દરરોજના વ્યવહારમાં અને વાતચીતમાં આપણે આપણાં મિત્રોને છેવટની શય્યા ઉપર સૂતેલા ધારતા હોઇએ તો આપણે કેટલો ભિન્ન અભિપ્રાય ત્હેમના વિષે તે વખતે બાંધીએ અને

ત્હેમના પ્રત્યે કેવું રૂડું વર્તન રાખીએ! તે વખતે ત્હેની થઈ ગયેલી બધી ભૂલો મનુષ્ય સ્વભાવ પ્રમાણે આપણા મનમાંથી વિસારે પડે છે, અને આપણી દૃષ્ટિ આગળ માત્ર તે મનુષ્યની ભલાઇ, નિઃસ્વાર્થતા અને પ્રેમજ ખડાં થાય છે, અને આપણને પશ્ચાતાપ થાય છે કે ત્હેના પ્રેમનો બદલો આપવાને આપણાથી કેટલું બધું વધારે કરી શકાત? મૃત્યુને આપણે હર ઘડીએ ભૂલી જઇએ છીએ એ વિચિત્ર છે. આપણે દરરોજ મરતા જઇએ છીએ અને જેને આપણે આયુષ્ય કહીએ છીએ તે વાસ્તવિક રીતે મૃત્યુજ છે. **મૃત્યુ તે ઉચ્ચતર જીવનની શરૂઆતજ છે;** એ સંબંધી આપણે કેટલો બધો ઓછો વિચાર કરીએ છીએ? આવા વિચારથી આપણી જીંદગી નિસ્તેજ નહિ પરંતુ વધારે સતેજ બનવી જોઇએ. જેને આપણે સર્વસ્વ માની બેઠા છીએ તે બધી બાબતો કેટલી નજીવી અને છેવટે જ્યાંની ત્યાં રહેવાવાળી છે તેનો વિચાર આવવા જોઇએ. જો આપણે એટલુંજ વિચારીએ કે સવારે આપણા મિત્રોને કે આપણને, કંઇ નહિ તો થોડા વખત માટે પણ આ જગમાંથી દૂર કરવામાં આવે, તો જેને આપણે અસહ્ય દુઃખ ગણીએ છીએ તે કેટલાં બધાં સહી શકીએ? તમારે મૃત્યુ સંબંધી ચિંતન કરવું જોઇએ. **જેને ત્હમે તમારૂં પોતાનું ગણો છો તે ત્હમને** માત્ર ઉછીનુંજ **આપવામાં આવ્યું** છે; એમ ત્હમને લાગવું જોઇએ; અને આ ટુંકી સફરમાં જે ભલું કાર્ય કર્યું હોય તે તથા પ્રભુએ આપણને મહાન્ હેતુસર આપેલાં અને આપણા સંબંધમાં આણેલાં માણસો તરફ નિઃસ્વાર્થ સાચો સ્નેહ, એજ આપણને ખરૂં સુખ આપનાર હોઇને આપણી સાથે રહેવાનું છે.

**મેકસમૂલર.**

**બીજાઓનાં દુઃખ દૂર કરો, એટલે ત્હમારાં પોતાનાં દૂર થશે. બીજાઓની ચિંતા ત્હમારા હૃદયમાં રાખો અને**

**ત્હમારી અંગત ચિંતા પ્રભુ પોતે રાખશે.**

જો ત્હારો બંધુ વિપથ ગયો હોય તો પર્વતની ટોચ જેટલી ત્હારી ઉચ્ચ સ્થિતિએ રહી ત્હેની સાથે વાત કરતો નહિ, પરંતુ ત્હેની પોતાની ખીણમાં તેને મળવા તું નીચે ઉતર અને નીચે જઇને ત્હેને કહે કે તું અને હું બન્ને એકજ છીએ અને ત્હારા પતનવડે હું ઉપરી બન્યો નથી. **ઉદ્ધાર કરવાને નીચે ઉતર અને નમ્રભાવથી ત્હેનો ઉદ્ધાર કર.** ઉન્નતિના શિખરપરથી નહિ પણ સામાન્ય અને પરિચિત નિર્બળતાની સપાટી ઉપર રહી તેનો ઉદ્ધાર કર.

લોભ, એ સ્વસ્નેહ છે, અને ત્હેનું રહસ્ય " સંગ્રહ " છે. પ્રભુ સર્વત્ર દયા વેરે છે અને લોભ સુવર્ણ સંઘરે છે. પ્રભુનું જીવન પોતાને માટે નથી ને લોભનું બીજાને માટે નથી. **જ્યોર્જ મેથેસન.**

કોઇ પણ સ્ત્રી કે પુરૂષના જીવનને, આનંદની સુરખીનો સ્પર્શ હું કરાવી શકું તો મ્હેં પ્રભુ સાથે કામ કર્યું છે એમ મ્હને લાગશે.

અખિલ વિશ્વ એ પ્રભુનું મંદિર છે. સેવા એ ત્હેની પૂજા છે. અત્યંત સામાન્ય સેવા એ પણ દિવ્ય પૂજા છે.

રત્ન અથવા પુષ્પને બદલે મિત્રના હૃદયને સુંદર વિચારની ભેટ ધરજો.

લોકોને પૈસા, અન્ન વગેરે પુષ્કળ આપવું એ ત્હેમને ખરાબ કરવાનોજ એક રસ્તો છે. ત્હેમને ભલા બનાવવાનો ઉત્તમ તો એકજ રસ્તો છે અને તે જાતે ભલા થવું એજ છે.

માણસ માણસને સહાય આપી શકે. માણસ સિવાયના માત્ર પૈસા કાંઈ પણ કરી શકે નહિ. ઉલટું તેથી અહિત થવાનો સંભવ વધારે છે. **જ્યોર્જ મેકડોનલ્ડ.**

અજ્ઞાન પુરૂષો ભલે આરોપ મુકે અથવા દ્વેષીઓ ભલે તિરસ્કાર કરે, પરંતુ મનુષ્ય જાતિ તરફ સ્નેહ ધરનારાઓ ત્હેમનાથી કદિ ડરશે

નહિ. જેઓના આત્મામાં સ્નેહ છે અને તે દિન પ્રતિદિન બળવત્તર બને છે ત્હેમને વધુ સમય સહન કરવું પડશે નહિ.

જેઓ બીજાના કલ્યાણને માટે દુઃખ સહન કરે છે અને અંતે પ્રાણનો પણ ત્યાગ કરે છે તેઓ ઈશ્વર સમાન છે. **લુઈ મોરીસ.**

બીજાની મુક્તિને માટે શ્રમ લીધા સિવાય બીજી કોઇ રીતે કોઇ પણ મનુષ્ય મુક્તિ મેળવી શકશે નહિ.

ગમે તે પ્રયત્ને કોઇ પણ સદ્‌વિચાર અથવા શુભેચ્છાને કાર્યમાં ઉતારવા પ્રયાસ કરીએ નહિ તો આપણે પાપી બનીએ છીએ. **મેઝીની.**

મહાન્ કાર્ય કરવાની તક શોધતા બેસી રહેશો નહિ, ત્હમારૂં બધુંએ જીવન તે પ્રસંગની રાહ જોવામાં વ્યતીત થઇ જશે અને છતાં તે તક નહિ આવે. ઈશ્વરની પ્રસન્નતા સંપાદન કરવાને અને મનુષ્યોનું કલ્યાણ કરવાને માટે જે ન્હાની ન્હાની તકો મળી આવે ત્હેનો પણ લાભ લ્યો. મોટા માણસ બનીને તેવીજ કોટીના અનેક પ્રતિસ્પર્ધીઓની વચ્ચે મહા પરાક્રમનાં જાહેર કાર્યો કરવાં ત્હેના કરતાં ગુપ્તપણે ન્હાનાં કાર્યોમાં પ્રવૃત્ત રહેવું એમાં વધારે મુસ્કેલી અને પરાક્રમ છે.

પ્રાપ્ત સ્થિતિમાં પ્રમાણિકપણે કર્તવ્યો બજાવવાં; પ્રાપ્ત સાધનોનો સેવામાં સંપૂર્ણ રીતે ઉપયોગ કરવો; ધર્મવીરો પેઠે અતિશય પીડા અને રોષ સહન કરવાં; **ત્હમને પીડતા પુરૂષોના ઉચ્ચ ગુણ શોધી કાઢવા; નિર્દય કાર્યો અને શબ્દોનો પણ સારામાં સારો સાર લેવો; કૃતઘ્ન અને દુષ્ટ પુરૂષોને ચ્હાવું** અને આ બધું માણસની પ્રશંસા માટે નહિ, પરંતુ ઈશ્વરની ખાતર હમ્મેશાં કરવું એજ **મહાન્ જીવન** છે. **એફ. બી. મેયર.**

સમભાવની દૃષ્ટિ, દેવદૂતોજ સાંભળી શકે એટલે ધીમેથી બોલો.

ચલાં દયાનાં વચનો, અને માણસોથી ગુપ્ત, પણ દેવદૂતોની આંખે નિહાળેલાં શુદ્ધ સ્વાર્પણનાં કાર્યો કદિ પણ વ્યર્થ જતાં નથી.

પરમાર્થને ખાતર યોજેલી કોઇ પણ દયાની યોજના અને કોઇ વિપથગામીને પાપના રસ્તામાંથી પુણ્ય માર્ગે વાળવા નાખેલી સાનુકંપ દૃષ્ટિ વ્યર્થ જતી નથી.

હે ઇશ્વર! ઉપરોક્ત વસ્તુઓ કદિ વ્યર્થ જતી નથી, કારણ કે અમે પોતેજ ભૂતકાળને સ્વર્ગીય દુનીયામાં વધારે તેજસ્વી જોઇશું; અને આ દુનીઆમાં લાંબા વખત સુધી અમારી દૃષ્ટિએ નહિ પડેલી વસ્તુઓ તું અમને દર્શાવીશ અને અમે ખરેખર હ્હેમને જોઇશું, તેથી અમને શ્રદ્ધા છે કે કોઇ પણ સત્કાર્ય વ્યર્થ જતું નથી. મેટકાફ.

માનવજીવન ક્ષુદ્ર દેખાતી વસ્તુઓનુંજ બનેલું છે, અને આપણા દોષોથીજ આપણાં અર્ધાં દુઃખ ઉદ્દ્ભવેલાં છે; કારણ કે જીવનના શ્રેષ્ઠ આનંદો શાન્તિ અને સદ્ગુણમાંજ રહેલા છે. ધન વૈભવમાં નહિ. ઉદ્ધાર અથવા સેવા થોડાઓજ કરી શકે છે, પણ સામાને ખુશી તો સર્વ કોઇ કરી શકે તેમ છે; માટે કઠોર સ્વભાવવાળાએ પ્રથમથીજ શીખવું જોઇએ કે સહજ પણ નિર્દયતા એ મહાન્ અપરાધ છે, અને મોટા મોટા ધનદાન કરવાની ઇચ્છા વ્યર્થ છે.

બીજાઓને દુઃખ દેવાના અપરાધમાંથી સર્વ બચી શકે તેમ છે. મનુષ્યજાતિને પૈસાના વર્ષાદથી સુખી કરવાનું, હ્હેમને સત્તા અથવા આરોગ્યથી વિભૂષિત કરવાનું આપણા ટુંકા ભાગ્યમાં નથી; પરંતુ ઇશ્વરે સર્વને ખુશ કરવાની શક્તિ આપી છે.

બીજાના દોષો પ્રતિ ક્ષમા દૃષ્ટિ રાખવાને અને દુઃખકારક શબ્દ મનમાં ઉદ્દ્ભવતાંનીજ સાથે દબાવવાને આજ્ઞા કરવામાં આવી છે.

એચ. મોર.

નૈતિક આરોગ્ય અને વ્યાધિ, બંનેના જંતુઓ આપણામાંથી નિરંતર નીકળતા રહીને આપણી આસપાસનાં મનુષ્યોને સારો અથવા નરસો ચેપ લગાડતા રહે છે. **કેનન મેકકોલ.**

જીવન ક્ષણભંગુર છે, અને કર્ત્તવ્યોની સીમા નથી, પરંતુ ત્હમે ત્હમારાં કુટુંબને નિયમિત બનાવેલાં છે? ત્હમારાં બાળકોને શિક્ષણ આપ્યું છે? દુઃખીને સુખી કર્યાં છે? ગરીબની મુલાકાત લીધી છે? અને પ્રાર્થનાનું કામ કરી લીધું છે?

જે દયા પૂર્ણ તપાસ કર્યા સિવાય કદિ સહાય આપતી નથી અને જે ખરી જરૂરીઆતોનો પણ વિશ્વાસ રાખતી નથી તેને હું જરા પણ ઇચ્છતો નથી. **મેસીલોન.**

જગતમાં જે જે કંઇ ઉચ્ચ છે, જે કંઇ સારું છે, ઉપયોગી છે, અને ભુષણરૂપ છે, તે સર્વ સ્વાર્પણથીજ થયું છે.

**હ્યાર્ટ મેલવિલ.**

સહાય ન મેળવી શકાય એવા કેટલાક પ્રસંગો હોય છે પરંતુ સહાય ન આપી શકાય તેવો તો એકે પ્રસંગ નથી.

**જ્યૉર્જ એસ. મેરીઅમ.**

કોઇ દુઃખી હોય ત્યાં સુધી સ્નેહને સંતોષ નથી અને કોઇ પાપ કરતું હોય ત્યાં સુધી સ્નેહ નિવૃત્ત થતો નથી. **એ. મેકેનલ.**

પોતાની જાતને ખાતરજ જીવવું એ ખરૂં જીવન નથી, પરસ્પર સહાય આપવીજ જોઇએ. **મીનેન્ડર.**

જ્યારે ત્હમે કોઇને સહાય આપવા ઇચ્છતા હો ત્યારે ત્હમે ત્હેની સાથે વાત કરતાં યાદ રાખજો કે જેટલા પ્રમાણમાં ત્હમે ત્હમારી જાતને વિસરશો તેટલા પ્રમાણમાં ત્હમે ત્હેને વધારે સારી રીતે સહાય કરી શકશો. **મોન્સેલ.**

આપણને જીવન આપવામાં આવ્યું છે તે આળસ અને નિર-

શ્રેષ્ઠ વિચારોને માટે નહિ, પરંતુ શુભ કાર્યોને માટે છે. આપણુને આવતા મ્હોટા મ્હોટા સારા સારા વિચારોથી નહિ, પણ આપણે કરેલાં સત્કાર્યથીજ આપણી કિંમત જગતમાં તેમ પ્રભુને ત્યાં અંકાવાની છે. **ઈશ્વર ફક્ત પ્રાર્થનાનીજ દરકાર કરે છે એમ માનનારા મ્હોટી ભૂલ કરે છે.** **ઈ. એલ. મેગુન.**

દરેક માણુસ પોતાના ધારવા કરતાં દુનિયાના કાર્યને વધારે મદદ આપી શકે. આપણામાં આપણું કર્તવ્ય પારખવાની શક્તિ અને તે કર્તવ્ય ગમે તેવું હલકું જણાય તોપણ તેને ઉપાડી લેવાની નમ્રતા, ઈશ્વરની ખાતર તે કાર્ય કરવાની શ્રદ્ધા અને મૃત્યુ પર્યંત ત્હેને વળગી રહેવાની ખંત હોવી જોઇએ. **નોરમન મેક કલાઉડ.**

આપણી સર્વ ચિંતા આપણા મિત્રો પ્રત્યેના સ્નેહને વધારે વહેતો બનાવવાની હોવી જોઇએ. ઉંચા પર્વતપરથી વહેતા ઝરણામાંથી લીધેલો આવા સ્નેહનો એક પ્યાલો સામાન્ય ઉદારતાના ચોતરફથી બંધાઇ રહેલા કુંડના સો પ્યાલા જેટલો મૂલ્યવાન્ છે. **મેટરલીન્ક.**

જીવન વા મૃત્યુમાં “ સેવા ” એજ આપણો ઉદ્દેશ છે, તેથી જીંદગીમાં જીવતાઓની સેવા કરવી અને આનન્દથી સહન કરવું એજ મ્હને પ્રિય હોવું જોઇએ. જ્યાં મ્હને સેવા કરવાની તક હોય ત્યાં મ્હને મ્હારૂં પોતાનું ઘર લાગશે. **જ્યૉર્જ મેરીડીથ.**

જેને આપણે મહાન કાર્યો કહીએ છીએ ત્હેનેજ ઈશ્વરના દરબારમાં ઉચ્ચપદ મળતું હોય એમ નથી. રત્નજડિત સુવર્ણના પ્યાલામાં રહેલા થોડાક સુગંધી જળ કરતાં શીતળ જળથી છલકાતા સામાન્ય પ્યાલાની ત્યાં વધારે કિંમત અંકાશે. **મેકલેરન.**

આ દુનિયામાં સેવા કરવાના પ્રસંગોની ખોટ નથી, પરંતુ આપણા મોહને લીધેજ મધ મેળવવાને ફૂલને અડકવા જતાં આપણુને કાંટા ભોંકાય છે. **મેસી.**

વિરલ વસ્તુઓના દાનથીજ મનુષ્યો સુખી થાય છે એમ નથી; સામાન્ય સાદું અને સર્વ સાધારણ દાન, આરોગ્ય, પ્રભાતના સૂર્યની ઝાંખી, તાજી હવા, મિત્ર, સ્નેહી, રસ્તે આપણા પ્રત્યે દર્શાવવામાં આવતું માયાળુપણું, એક શબ્દ, એક હાસ્ય અને એક સ્નેહભરી દૃષ્ટિ, એજ મનુષ્યોને સુખી બનાવવાના ગુપ્ત માર્ગ છે; અને નહિ કે કોઇ વિરલ વસ્તુનું દાન. **જી. એસ. મોરીસન.**

જીવન વર્ષોથી મપાતું નથી. ખાવું, પીવું, ઉંઘવું, અંધકાર અથવા પ્રકાશમાં પડી રહેવું, પ્રવૃત્તિની ઘરેડમાં ફરી દ્રવ્યનાં ચક્રો ફેરવવાં, બુદ્ધિને ફક્ત હીસાબમાંજ રોકવી, અને વ્યાપારની વૃદ્ધિનાજ વિચારો કરવા, એ કાંઇ જીવન નથી. આ સર્વમાં એકજ પ્રકારની માનુષિક ભાવના જાગૃત હોય છે, અને જીવનને સર્વથી વધારે મૂલ્યવાન્ બનાવનાર વૃત્તિઓ ત્યાં સુધી નિદ્રિત હોય છે. જ્ઞાન, સત્ય, સ્નેહ, સૌંદર્ય, સદ્વૃતિ, ઇશ્વર ઉપર આસ્થા, આજ સર્વ જીવનયંત્રમાં શક્તિ પ્રેરે છે. **મીસ માર્ટિનો.**

જેમ જેમ જનસમૂહની વધારે સેવા કરીએ છીએ તેમ તેમ ત્હેનાં વધારે મિષ્ટ ફળ આવે છે. **મિલ્ટન.**

સાચો સમભાવ હમ્મેશાં પવિત્ર કરે છે, તે ઉત્સાહ રેડે છે, તેની મદદવડે આપણે સત્ય વસ્તુઓ જોઇ શકીએ છીએ, તે શાન્તિ આપે છે, બળ આપે છે, અને મનુષ્યને ઉન્નત બનાવી ઇશ્વરની વધારે નજીક લઇ જાય છે. તે દુષ્ટ વૃત્તિઓને નિદ્રાવસ્થામાં નાખી પવિત્ર લાગણીઓને જાગૃત કરે છે. તે મનુષ્યમાં રહેલી કુવૃત્તિઓને બદલે સુવૃત્તિઓનેજ ઉત્તેજીત કરે છે. તેની અંદર સ્વર્ગીય સ્નેહનો પ્રવાહ વહે છે, તેનાથી કદિ અપલક્ષણની વૃદ્ધિ થતી નથી, તેનાથી નીચ માર્ગને ઉત્તેજન મળતું નથી, તે ક્રોધને શાન્ત કરે છે, દુઃખી હૃદયને વિશ્રાન્તિ આપે છે અને દુઃખ દૂર કરે છે, તેનાથી મનુષ્ય

નીચતાને ધિક્કારે છે અને ઉચ્ચ સદ્દવસ્તુઓને ચાહે છે, તે મનુષ્યને પરસ્પર મિત્રો બનાવે છે કે જે પદ આકાશના તારા કરતાં પણ ઉચ્ચતર છે. અન્ન કરતાં તે વધારે સ્વાદિષ્ટ છે, પ્રકાશ કરતાં તે વધારે આલ્હાદક છે, પુષ્પો કરતાં તે વધારે સુવાસિત છે અને સંગીત કરતાં તે વધારે મધુર છે.

એફ. એ. નોબલ.

માનવહૃદય એવું બનાવેલું છે કે હેનો વ્યય કરવાથીજ તે સંપૂર્ણ બને છે. સેવા કરવાથી આપણે અધિકાર ચલાવીએ છીએ. જે આપણે દાનમાં આપીએ છીએ તે આપણી પાસેજ છે. આપણે બીજાના સેવક બનવાથીજ તેમના ઉપર વિજયી બનીએ છીએ. સ્વાર્થને વિસરવાની સાથેજ આપણે ઉન્નતપદ પામીએ છીએ.

જે. એચ. ન્યૂમેન.

એકનું વાવેલું બીજો લણે છે, આપણે વાવીએ છીએ અને આપણા વંશજો ફળ ભોગવે છે. આ કહેવત કેટલેક અંશે ઠીક છે, પરન્તુ તે સર્વાંશે સત્ય નથી. જરા ઉંડાણથી જોતાં આપણુને જણાશે કે આપણે વધારે શ્રમ લાગ લાગ્યું નહિ માટેજ આપણા સુખમાં ન્યૂનતા છે.

ડબ્લ્યુ. રોબર્ટસન નિકોલ.

દયાના આવરણ નીચે ગુપ્ત રહેલા સ્વાર્થથી આપણે માનીએ છીએ કે આપણે ઇશ્વરની સેવા કરીએ છીએ; પરન્તુ ખરી રીતે આપણા પોતાનાજ કલ્યાણને માટે પ્રયત્ન કરીએ છીએ.

જેઓ જીવન દરમિયાન ગરીબ પ્રત્યે સ્નેહ રાખે છે હેમને મૃત્યુનો ડર નથી.

પ્રભુ ગરીબને ચાહે છે, અને તેથી ગરીબ પ્રત્યે સ્નેહ રાખનારને પણ ચાહે છે. જ્યારે આપણે કોઇને બહુ ચાહીએ છીએ ત્યારે આપણે હેના મિત્રો અને અનુચરોને પણ ચાહીએ છીએ.

ઇશ્વર ઇચ્છે છે કે આપણે સત્કાર્યો કીર્તિ પ્રાપ્ત કરવાને માટે

નહિ, પરંતુ તે કાર્યથી આવતાં પરિણામોને ખાતરજ કરવાં જોઇએ; વળી આપણા પાડોશીને બન્ધુભાવથી સુધારવાની શક્તિ મળે તે માટે આપણે તદ્દન પ્રભુમય થવું જોઇએ; ખાસ કરીને જ્યારે તે લાંબા વખતથી પડી ગયેલી ટેવને લીધે વારંવાર પાપમાં પડતો હોય ત્યારે "તે ટેવને લીધે આપણે ત્હેને સુધારી શકવાના નથી" એમ માનીને આપણા કર્ત્તવ્યથી અલગ થવું જોઇએ નહિ; કારણ કે પાપનું કારણ ગમે તે હોય તોપણ ત્હેને દૂર કરવાને આપણે મંડયા રહેવું જોઇએ.

સેઇન્ટ. વિન્સેન્ટ ડ પૉલ.

અપકારને ભૂલી જઇ ઉપકારને હૃદયપર કોતરી રાખો. પ્લેટો.

એક ન્હાની વાદળી પણ સૂર્યને ઢાંકી શકે છે, એકજ સેર તૂટવાથી તેમાં પરોવાયલાં બધાંજ અમૂલ્ય મોતી વિખરાઇ જાય છે, એક જ વિચારથી આત્મા ભ્રષ્ટ થઇ જાય છે અને એકજ વચનથી હૃદયને સખ્ત આઘાત લાગે છે; માટે ત્હારા હૃદયની શ્રેષ્ઠ વિભૂતિઓનુંજ દાન કર, સુન્દર કુદરતમાંથી શિક્ષણ લઇને ત્હારામાં રહેલી શ્રેષ્ઠ વસ્તુઓ આપ, અને તેના બદલાની આશા રાખ નહિ. ત્હારા અલ્પ સંચયમાંથી જેટલું પણ વધારે આપીશ, તેથી અનેકગણું ઇશ્વર ત્હને આપશે. એ. એ. પ્રોક્ટર.

ગુપ્ત સેવા કર અને તે પ્રસિદ્ધિમાં આવવાથી લજ્જા પામ. એક પણ ગરીબ મિત્ર આપત્તિમાં હોવા છતાં જો હું મ્હારૂં સ્મારક બાંધવાને માટે જોઇતા પૈસા મરતી વખતે મૂકી જાઉં તો તે મ્હને લજ્જાસ્પદ છે, અને તેથી કરીને જીવતાં અન્યને આપી ત્હેનો ત્હેને લાભ લેતાં જોઇ મ્હને બહુ આનંદ થાય છે.

બીજાના દુઃખથી દુઃખી થતાં અને ત્હેના દોષ ગુપ્ત રાખતાં મ્હને શીખવો કે જેથી હું ત્હેમના પ્રત્યે દયા બતાવી શકું અને એ રીતે હું પણ દયા પામી શકું.

હટાયલી લક્ષ્મી પક્ષીના બચ્ચાની માફક પાંખોની રાહ જુએ છે, અને યોગ્ય ઋતુમાં અવશ્ય ઉડી જાય છે. ભલા અને ન્યાયી શિવાય બીજા કોઇને પણ દ્રવ્યથી કીર્તિ, વિશ્વાસ, સંતોષ અથવા સુખ મળતું નથી.

દુનિયામાં ધર્મ અને પરલોક પરત્વે તો મતમતાંતર રહેવાનાજ, પરન્તુ દયાના સિદ્ધાન્તમાં સર્વ મનુષ્યો એકમત છે. પોપ.

સ્નેહપૂર્વક આપેલું ન્હાનામાં ન્હાનું દાન ખરેખર મ્હોટું છે. જે કંજુસ અતડો રહીને પોતાનું નિરૂપયોગી દ્રવ્ય જગતના કલ્યાણ માટે વાપરતો નથી તે ધિક્કારને પાત્ર છે. ઉદાર મનુષ્યોજ લક્ષ્મીનો ઉપભોગ કરે છે; ત્હેમનું દ્રવ્ય પરોપકારાર્થે વપરાયાથી તેઓ મિત્રો અને કીર્તિ મેળવે છે, અને વિપત્તિના પ્રસંગે સુરક્ષિત આશ્રય પ્રાપ્ત કરે છે. પિન્ડાર.

સ્નેહપૂર્વક અપાયેલું ન્હાનામાં ન્હાનું દાન પણ મ્હોટું છે. ફિલેમન.

સ્નેહની સેવા સત્તાથી મેળવી શકાતી નથી, અને પૈસાથી ખરીદી શકાતી નથી. પ્રેસ્કૉટ.

આપણે માનવબન્ધુના સિદ્ધાન્તને માનવો જોઇએ, એટલુંજ નહિ પરન્તુ તે પ્રમાણે વર્તવું જોઇએ. પૉટર.

જુના પુરાણા ધર્મોને ચૂંથ્યા કરવા એ મૂર્ખતા છે; ત્હમારા જીવનમાં અસંખ્ય પરોપકારનાં કાર્યો કરો. સર્વથી ડાહ્યો પુરૂષ પણ ભાવી ઘટનાઓ સ્હમજી શકવાનો નથી, પરન્તુ નિર્બળમાં નિર્બળ પણ ખરૂં મનુષ્યજીવન ગાળી શકે. ફ્રેન્ક પુટ્નામ.

ત્હમારાથી બને તેટલું, સર્વ રીતે, સર્વ મનુષ્યોનું, સર્વ સ્થળે, હર સમયે, સંપૂર્ણ શાન્તિથી અને ત્હમારાથી બને ત્યાં સુધી કલ્યાણ કરો. ફ્રાન્સિસ બિગ.

મ્હારી પાસે જે કંઇ થોડું છે ત્હેમાંથી બીજાને આપું છું, અને આનન્દપૂર્વક ઇશ્વરની પ્રાર્થના કરૂં છું કે મ્હને આવતી કાલે વધારે મળે કે જેથી હું વધારે આપી શકું. જે. પિ. બ્રિર્બોડિ.

માયાળુ શબ્દો બોલવામાં પૈસા ખર્ચવા પડતા નથી. ત્હેમનાથી જીભે કે હોઠે ફોલ્લા ઉઠતા નથી. આને લીધે માનસિક વ્યથા થઇ હોય એમ અમે કદિ સાંભળ્યું નથી. જો કે ત્હેમની કિંમત બેસતી નથી, પરન્તુ તે ઘણું કાર્ય કરે છે. ત્હેમને લીધે બીજાં મનુષ્યોનો સ્વભાવ સારો થાય છે. તેઓ મનુષ્યના આત્માપર પોતાની છાપ પાડે છે, અને તે છાપ ઘણી સુન્દર હોય છે. બ્રિ. પાસ્કલ.

મ્હને ત્હારા જેવું શ્રદ્ધાળુ હૃદય આપ કે જેથી આજથી દરરોજ મ્હારાથી સેવાનું કાર્ય શરૂ થાય, કંઇક દયાનું કાર્ય કરી શકાય, અને કોઇ અનિષ્ટ માર્ગે ગયેલાને શોધી કહાડી ત્હારા શુભ માર્ગે પાછો લાવી શકાય. એસ. ડિ. ફ્રેલ્પ્સ.

દ્રવ્યનું નહિ તો હૃદયનું પણ કંઇક દાન આપવું જોઇએ.

પૅસ્કવીઅર કવેસ્નલ.

દાન કરવામાં માણસના કરતાં તેની જરૂરીયાતોની વધારે તપાસ કરજો. ઇશ્વિર જરૂરીયાતવાળા માણસની પાત્રતા કરતાં તે પૂરી પાડનારની પદ્ધતિ તરફ વધારે ધ્યાન આપે છે.

મહાન કાર્યો કરવાની ઇચ્છાવાળા ઘણા માણસો હોય છે; પણ મહાન્ પ્રસંગોની રાહ જોવામાંજ તેમનું જીવન વ્યતીત થાય છે, અને સ્નેહનાં કાર્યો બીલકુલ થતાં નથી.

દયાળુ, નમ્ર અને પ્રામાણિક બનો, ન્હાનાં સેવાનાં કાર્યોમાં પ્રવૃત્ત બનો, બીજાઓનું કલ્યાણ કરવા પ્રયત્ન કરો અને ત્હમારા કર્ત્તવ્યમાં અડગ રહો; બીજું ગમે તે અનિશ્ચિત હોય પરંતુ આ તો નિશ્ચિતજ છે.

દુર્બળમાં દુર્બળ અને ગરીબમાં ગરીબે પણ યાદ રાખવું જોઇએ

કે ઇચ્છા હોય તો દૈનિક જીવનમાં પણ તે પોતાની આસપાસ સ્વર્ગ બનાવી શકે. માયાળુ શબ્દો, સાનુકમ્પ દૃષ્ટિ, માણસની લાગણી નહિ દુઃખાવાની સાવચેતી, એ સર્વની કંઇ કિંમત બેસતી નથી. તે બાબતો અતિ અમૂલ્ય છે. શું તેઓ આપણા દરરોજના સુખનું સાધન નથી? શું ઘડીએ ઘડીએ અને પળે પળે આપણે પ્રભુનાં અને મનુષ્યોનાં ન્હાનાં ન્હાનાં દયાનાં કાર્યોથી સુખી નથી થતા? મહાન્ કાર્યો કરવાના પ્રસંગો ક્વચિત્ જ આવે છે, કારણકે આપણું જીવન ન્હાના ન્હાના અણુઓનું બનેલું છે. જો ત્હમે કોઇ પણ દિવસના સુખનો સરવાળો કરશો તો ત્હમને જણાશે કે માનવજાતિ પ્રતિ દ્વેષબુદ્ધિનાં પડ, કે જે પોતાના જાતિ ભાઇઓથી અલગ રહેનારાઓનાં હૃદયમાં વાસ કરે છે, અને ત્યાં ઠરી જઇને ત્હેમના આન્તર જીવનના પ્રવાહને અટકાવે છે; તે દ્વેષ બુદ્ધિને દૂર કરવા માટે લીધેલી સહેજ સાવચેતી અને દયાભરી દૃષ્ટિનુંજ તે (સુખ) બનેલું છે.

એકલા સ્વાર્થત્યાગથી કંઇજ કલ્યાણ થતું નથી. સ્નેહપ્રેરિત સ્વાર્થત્યાગ એજ ખરો ત્યાગ, ખરૂં જીવન, ખરૂં સુખ અને ખરૂં મનુષ્યત્વ છે.

સમભાવથી એકાન્ત પણ જનસમૂહથી ઉભરાઇ જાય છે. રાત્રિએ દરિયામાં રહેલો એકલો પડેલો માછી ત્હેના રક્ષણને માટે ઘર આગળ ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરનાર પોતાનાં કુટુંબીઓને યાદ કરતાંની સાથેજ એકલો મટી જાય છે. એકલા પડેલા પ્રવાસીને મુસાફરી દરમ્યાન, ઘર આગળ પહોંચતાં ત્હેને આવકાર દેનાર મનુષ્યોને યાદ કરવાથી એકલાપણું ભૂલી જાય છે. જ્યારે એકાકી અભ્યાસીને "પોતે શોધી કાઢેલાં સત્યો જનસમૂહને સંભળાવી ત્હેમનાં હૃદયને કેવાં પ્રફુલ્લ કરશે" એ વિચાર આવે છે ત્યારે તેનું એકાન્ત દૂર થાય છે.

ભલમનસાઇથી હૃદય ખીલે છે અને નમ્ર બને છે. જેટલા

પ્રમાણમાં ત્હમારૂં હૃદય વધારે વિશાળ, વધારે પવિત્ર, અને વધારે ઉન્નત બનશે તેટલા પ્રમાણમાં ત્હમે બીજાને માટે સહન કરવાને વધારે તૈયાર થશો અને ત્હમે ત્હમારા હૃદયમાં કહેશો કે હે પ્રભુ! મ્હારા જેવા પાપીપર દયા કર. **એફ્. ડબ્લ્યુ. રોબર્ટસન.**

જો ત્હમે સર્વ પ્રાણી પ્રત્યે ભલા થવાની કાળજી નહિ રાખો તો ત્હમે ક્રૂર બની જશો. જે માણસ હાથવડે દાન કરતો નથી; જેના હૃદયમાં લાગણી થતી નથી; જેને ખરાબ ટેવો પડી ગઇ છે; અને જેની સદ્ અસદ્ વિચાર કરવાની શક્તિ નિર્બળ પડી ગઇ છે તે નીચ છે. જેટલા પ્રમાણમાં ત્હેમને બીજાને માટે લાગણી થતી નથી તેટલાજ પ્રમાણમાં તેઓ નીચ રહે છે.

જે માણસ પોતાના જીવનનાં કાર્યો સંપૂર્ણ રીતે કરી બીજાના જીવનને તન, મન, ધનવડે બની શકતી સર્વ પ્રકારની સહાય આપી રહ્યો છે તેજ સર્વથી વધારે પૈસાદાર છે.

દરેક પ્રભાતને જીવનના આરંભરૂપ અને દરેક સંધ્યાને તેનો અંત ગણવો જોઇએ. આવા ટુંકા જીવનમાં બીજાને માટે કંઇ પણ સેવાનું કાર્ય કરવું જોઇએ અથવા પોતાની જાતને માટે શક્તિ અને જ્ઞાન સંપાદન કરવાં જોઇએ.

જે જે સ્થળે રહેવાનું થાય ત્યાં જાણે કાયમનું રહેવાનું છે, એમ માની સત્કાર્ય કરવાનો અથવા સદ્વચન બોલવાનો અથવા મિત્ર બનવાનો એક પણ પ્રસંગ ન ગુમાવવો, એ સારૂં અને સુખદાયક વ્રત છે. **રસ્કિન.**

એકજ મનુષ્યને ખરેખરા અને પવિત્ર સ્નેહથી ચાહો અને એથી ત્હમે દુનીઆને ચહાશો. સ્નેહના દિવ્ય ક્ષેત્રમાં વિચરતું હૃદય ગતિમાન સૂર્ય સમાન છે.

કઠણ હૃદયના માણસ તરફ કોમળ બનવું; વૈરભાવ રાખનાર

પ્રત્યે ક્ષમા રાખવી; લાગણી વગરના મનુષ્ય પ્રત્યે લાગણી રાખવી અને માનવદ્વેષી તરફ સ્નેહ રાખવો; એ અતિશય દયાળુ પુરૂષોમાં પણ છેલ્લામાં છેલ્લું અને સારામાં સારૂં ફરજ છે, અને ત્હેને પરૂત થતાં ઘણો સમય લાગે છે. રિષ્ટર.

આ વિશાળ જગતમાં જે બીજાની ખાતર જીવતા નથી ત્હેનેજ એકલા પડી ગયા જેવું લાગે છે.

મનુષ્ય માત્રને શાન્તિદાયક સંસ્કારોની જરૂર હોવાથી તેમણે દરેકે પરસ્પર વધારે સ્નેહ રાખવો જોઇએ. નિઃસ્વાર્થ સેવાજ જગતને સ્વર્ગ સમાન બનાવશે. **નેથેનીઅલ પીબોડી રોજર્સ.**

આપણે જેને ઉદારતા કહીએ છીએ ત્હેનો ખરો અર્થ "વિચાર-પૂર્વક આપેલું દાન" છે; પરંતુ આપણે કાર્યની મહત્તા કરતાં ઉપર ઉપરના ડોળને વધારે પસંદ કરીએ છીએ.

બીજાના દુઃખને આપણાં દુઃખ માનવાં એનું નામજ દયા છે. આપણે જ્યાં સુધી પ્રભુ પ્રીત્યર્થે એ દયા કરતાં શીખ્યા નથી ત્યાં સુધી આપણે બીજાને મદદ કરીએ છીએ, તે એટલાજ માટે કે તેઓ આપણને તેવાજ પ્રસંગે સહાય આપે. રોશફોકોલ્ડ.

આપણે કરેલી સેવાની સામાને વારંવાર યાદ દેવરાવવી એ સેવાનો બદલો લેવા બરાબરજ છે. રેસીન.

દયામાં અનિવાર્ય જાદુઇ શક્તિ છે; બીજી સર્વ યોગ્યતાઓ દયા કરતાં ઓછા બળવાળી છે. દયા ઉગ્ર કોપને નિવારે છે. ચંચળ સ્નેહને સ્થિર બનાવે છે. સૌન્દર્યથી હૃદય મોહ પામે છે પરંતુ દયા સ્નેહીની પશુવૃત્તિને ઉન્નત બનાવે છે. રોચેસ્ટર.

બીજાને સુખી કરવાના પ્રસંગો આપણે ધારીએ છીએ ત્હેના કરતાં ઘણા ઓછા છે; અને તેવા જે પ્રસંગ હાથમાંથી જતા રહે છે તે ફરીથી પ્રાપ્ત થતા નથી એજ એને ગુમાવ્યા બદલની ખાસ

શિક્ષા છે. એવા પ્રસંગોના સદુપયોગથી શાશ્વત સંતોષ અને અનુપયોગથી હંમેશનો પશ્ચાત્તાપ થાય છે. રૂસો.

સાચો સ્નેહ કદિ બંધનમાં રહેતો નથી. તેની કદિ અવગણના કરી શકાતી નથી. તેનો સ્વભાવજ ખિલવાનો છે. ત્હમે ત્હેને ત્હમારામાંજ રોકી રાખી શકશો નહિ. સ્નેહ માનવ હૃદયમાં રોકાઇ રહી શકશે નહિ. સમગ્ર મનુષ્ય જાતિને પહોંચવા તેનાથી બનતું સર્વ તે કરશેજ. તે હમ્મેશાં દયાનાં કાર્યોમાં પ્રવૃત્ત રહે છે.

ફ્રેડરિક એ રીઝ.

સ્નેહ અને સમભાવને ખીલવવાનો રસ્તો સર્વને માટે ખુલ્લો છે. ત્હમને તેમાં પ્રવેશ કરતાં અટકાવવા માટે જાળી રાખી નથી, અથવા તો ત્યાં જવા માટે ત્હમને કોઇ હેરાન કરી શકશે નહિ. સર્વ કોઇને તેમાં પ્રવેશ કરવાનો હક્ક છે. સ્મિતભર્યું મુખ અને દયાળુ હૃદય એ ત્હેની પ્રત્યક્ષ અને પરોક્ષ નિશાની છે. જેમ સૂર્યના તેજથી પુષ્પ ખીલે છે તેમ હાસ્યપૂર્ણ વદન દરેક મનુષ્યના હૃદયને પ્રફુલ્લ બનાવે છે. જેવી રીતે વૃષ્ટિથી જમીન ભીંજાય છે અને અન્ન વગેરે પાકે છે, તેવી રીતે દયાળુ હૃદયની સહાયતાથી હૃદયનો ભાર હલકો થાય છે.

ડબ્લ્યુ સ્ટુઅર્ટ રોયસ્ટન.

નહિ ઉચ્ચારાયલા શબ્દો ખાણમાં પડી રહેલા ખજાનાની પેઠે જ્યાં સુધી આપણે ત્હેમને ભાષામાં ઉતારીએ નહિ ત્યાં સુધી નિરર્થક છે. ઇશ્વરે એમને પૃથ્વીને સુશોભિત અને સુખી બનાવવાને માટે બનાવ્યા છે, પરન્તુ જ્યાં સુધી એ ગુપ્ત રહે છે ત્યાં સુધી તે માત્ર ખાણમાં રહેલા સુવર્ણ જેવાજ છે. સુન્દર વીણાને છેડવા છતાં તેમાંથી બીલકુલ સૂર ન નીકળે એ કેવો ખેદજનક દેખાવ છે! માયાળુ હૃદયના તાર છેડાયા છતાં મૌન ધારણ કરી રાખે એ ત્હેના કરતાં પણ વધારે દુઃખજનક છે; માટે આત્મામાંથી ઉપડતા મધુર ગાનને—

સ્નેહ ભર્યા સમભાવને—ગુપ્ત રાખીશ નહિ; પરન્તુ ત્હેને વહેતી નદીની પેઠે શુષ્ક અને દુઃખી હૃદયો પ્રતિ વહેવા દે. અરે, માયાળુ શબ્દો ગરીબ, મિત્રવિનાના, અને નિર્બળ પ્રત્યે ઉચ્ચાર. ઈશ્વર ત્હને સુખી બનાવશે, અને જેવી રીતે ત્હારા હૃદયના તારોને ત્હેણે બીજાઓના સુખ માટે છેડયા છે, તેવીજ રીતે ત્હને જરૂર પડયે બીજાના હૃદયના મધુર તારોને પણ તે ત્હારે માટે છેડશે. **જે. ઓરીલી.**

સ્ત્રીઓના સુંદર ચ્હેરા કરતાં ત્હેમનામાં રહેલી દયા મ્હારા સ્નેહને ત્હેમના પ્રતિ વધારે આકર્ષે છે. ઉદારતા સ્નેહને સફળ કરે છે, અને કોઇ સ્નેહને ઉદારતાથી ભિન્ન કરી શકે તેમ નથી. આપણે સેવા કરવાને માટેજ જન્મ્યા છીએ. જ્યારે દાતાઓ દયાળુ નથી હોતા ત્યારે તેમની મૂલ્યવાન્ બક્ષિસો પણ ક્ષુદ્રવત્ દેખાય છે.

નિર્બળને એકજ વખત સહાય આપવી એ બસ નથી, પરંતુ પાછળથી તે સુસ્થિતિમાં રહી શકે તેવી યોજના કરવી જોઇએ. દુઃખને પ્રસંગે દુઃખમાં ભાગ લેવાથી દુઃખ ઓછું થાય છે. અનિષ્ટ વસ્તુમાં પણ કંઇક સારૂં સમાયલું હોય છે, અને માણસોએ ધ્યાનપૂર્વક ત્હેને બહાર લાવવું જોઇએ. માયાળુ વચનો કહેવાં એ પણ એક પ્રકારનું સત્કાર્ય છે, અને છતાં શબ્દો એ કાર્યો નથી. જેવી રીતે આપણે મશાલ આપણા પોતાને માટે સળગાવતા નથી, તેવી રીતે ઈશ્વરે પણ આપણને આપણા સ્વાર્થના માટે બનાવ્યા નથી; કારણકે જો આપણા સદ્‌ગુણનો પ્રકાશ આપણાથી આગળ વધે નહિ તો તે આપણી પાસે ન હોત ત્હેના જેવું છે. **મનુષ્યની સુંદર વિભૂતિઓ સારાં કાર્યો માટેજ બક્ષવામાં આવી** છે. કુદરત પોતાની શ્રેષ્ઠતાનો અલ્પ અંશ આપે છે, તોપણ કરકસરની દેવીની પેઠે તે લેણદાર બનીને ત્હેનો હિસાબ રાખે છે. **શૅક્સપીઅર.**

જેમ આપણે લેવાની ઇચ્છા રાખીએ છીએ તેમ આનંદપૂર્વક,

એકદમ અને વિના સંકોચે આપવું પણ જોઇએ. જે દાન આંગળીએ ચોટી રહે છે ત્હેમાં મહત્તા નથી.

મ્હારાથી જો કોઇની સેવા ન થઇ શકે તો મ્હારે કોઇની સેવાનો સ્વીકાર પણ કરવો જોઇએ નહિ. સેવાનો બદલો ન વાળવો એ મ્હોટું પાપ છે અને સેવા ન કરવી એ શરૂઆતનું પાપ છે.

જે ગર્વ અને ડોળપૂર્વક આપવામાં આવે છે તે દાન નથી, પણ લોભ છે.

જે બીજાનું કલ્યાણ કરે છે તે કાર્ય એકલાથીજ નહિ પરન્તુ પરિણામથી પોતાનું પણ કલ્યાણ કરે છે, કારણકે સત્કાર્યથી થતો સંતોષ એ પણ એક જાતનો બદલો છે.

બીજાને માટે કરેલા કાર્યથી પ્રાપ્ત થતા આનંદનો એવો નિયમ છે કે કાર્ય કરનાર કર્યા—થઇ ગયા પછી તરતજ તે વિસરી જાય છે, અને જેના પ્રતિ તે કરવામાં આવ્યું છે તે ત્હેને નિરંતર યાદ રાખે છે.

ડાહ્યો ધનવાન્ પુરૂષ ફાનસની ચિમની પછવાડેના પ્રતિબિમ્બ આપનાર કાચ જેવો છે, અને તેનું દ્રવ્ય તે દિવાની જ્યોતિ જેવું છે. તે પોતાને માટે નહિ પરંતુ બીજાને માટે દ્રવ્ય મેળવે છે.

દાનનો મહિમા દાન આપવામાં નહિ, પણ તે આપવાની પદ્ધતિથી જ તે મધુર અને સુંદર બને છે. ઉપકારની ખરી ખુબી અને શોભા તે કરવાની રીતમાંજ છે. **સેનેકા.**

નીચ સ્વાર્થથી આપણી ઉદારતા સંકુચિત બને છે અને તેથી સર્પની માફક આપણામાં રહેલી શક્તિઓને આપણું હિત સાધવામાંજ વાપરીએ છીએ, અને ઝેર બહારની દુનીઆને આપીએ છીએ.

માનસિક વા શારીરિક વિપત્તિને પ્રસંગે અથવા ગરીબ તેમજ તવંગરને લેવા આવતા મૃત્યુને પ્રસંગે, આપણે આપણા સ્વાર્થને માટે જે કર્યું હોય તે સંબંધી નહિ, પરંતુ બીજાને માટે કરેલાં કાર્યો

સંબંધી વિચાર કરતાં આપણને અતિશય આનંદ થાય છે.

જે પોતાના કરતાં પારકાના કલ્યાણ માટે વિચારો અને પ્રયાસો કરી રહ્યો છે; જે ઉચ્ચ નિયમોને અનુસરી પોતાના કાર્યનો હેતુ સાચવે છે અને બનતા સર્વ પ્રકારે તેને સફળ કરવા પ્રયત્ન કરે છે; તેજ માનને પાત્ર છે. તે બહારથી સુંદર દેખાતા શબ્દોથી પરોક્ષ લાભ લેવા માગતો નથી અથવા તો શુભ કાર્ય સાધવાને દુષ્ટ માર્ગને અનુસરતો નથી.

ગુપ્ત અનુકમ્પા મને મન અને હૃદયે હૃદયને જોડનાર રેશમી દોરી અથવા રૂપેરી સાંકળી સમાન છે. વોલ્ટર સ્કૉટ.

આપણો પડોશી કોણ કહેવાય? દુઃખી માણસ આપણો ખરો પડોશી છે. પછી તે ગમે ત્યાં હોય, ગમે તેવો હોય અથવા ગમે તે જાતનો હોય. જ્યાં જ્યાં દુઃખની બૂમ સંભળાય; જ્યાં જ્યાં અન્યાય, બળાત્કાર, દુરાચરણ, અથવા સ્વાર્થને લીધે કોઇને સહન કરવું પડતું હોય; જ્યાં જ્યાં જીંદગીના પ્રસંગોને લીધે અથવા કમનસીબને લીધે કોઇ કંગાળ સ્થિતિમાં આવી પડ્યું હોય; ત્યાં ત્યાંના સર્વ દુઃખી માણસો, પછી ભલેને તેઓ શત્રુ અથવા પરદેશી હોય તોપણ ઇશ્વરની આજ્ઞા પ્રમાણે દરેક શક્તિમાન્ પુરૂષના તેઓ પડોશી ગણાય છે.

આપણામાંથી દરેક પોતાના ન્હાના મંડળને વધારે સુખી અને સારૂં બનાવવાને બંધાયલો છે. એવા ન્હાના મંડળમાંથી વધારેમાં વધારે સત્કાર્યોનો પ્રવાહ વહે, એકજ કુટુંબમાંથી સમગ્ર રાજ્યને અથવા સભ્ય દુનીઆને પ્રોત્સાહન આપતી દૂરગામી અસરો વહે, એમ કરવાનું દરેકનું કર્ત્તવ્ય છે.

અનિષ્ટનો નાશ કરવાની ઇચ્છા રાખનાર દરેકે ત્હેને સ્થાને સદ્-વસ્તુ દાખલ કરવી જોઇએ. આપણા પોતાના હૃદયમાંની નીચતા દૂર કરવાના બેશક ઘણા રસ્તા છે; પરંતુ સરળમાં સરળ, સાદામાં સાદો,

અને સર્વ સાધારણ રસ્તો એ છે કે આપણે ત્હેને સદ્વિચાર અથવા સત્કાર્યમાં પ્રવૃત્ત કરવું. એ. વિ. સ્ટેન્લિ.

'અનુકમ્પા જીંદગીની ખરી ખૂબી છે. તે અનિષ્ટને દૂર કરી સદ્-વૃત્તિને પોષે છે, તે વિરોધને દૂર કરે છે, સખ્તમાં સખ્ત હૃદયને પીગળાવે છે, અને માનવ સ્વભાવના સારા અંશોને ખિલવે છે.

દયા દયાને મેળવે છે, અને સત્ય તથા વિશ્વાસ સત્ય અને વિશ્વાસનાં સુન્દર ફળ મેળવશે. અનિશ્ચિત શબ્દો કરતાં દયાનાં ન્હાનાં ન્હાનાં કાર્યોથી માનવચારિત્ર વધારે સારી રીતે સ્હમજાય છે.

"વિનય" એ સત્કાર્યનું ભૂષણ છે, અને માયાળુ શબ્દો બોલ-વાની અને માયાળુ કાર્યો કરવાની અમુક રીતિથી તેનું મૂલ્ય વધે છે. અનિચ્છાએ અથવા મહેરબાનીની રાહે કરેલું કાર્ય ઉપકાર તરીકે ભાગ્યેજ સ્વિકારાય છે. સેમ્યુઅલ સ્માઇલ્સ.

સામાજિક જીવનના વ્યવહારમાં દરરોજ અને દર પળે મળતા પ્રસંગોએ કરેલાં દયાનાં ન્હાનાં ન્હાનાં કાર્યોથી સ્નેહ મેળવાય છે અને સાચવી રખાય છે. જો એવા પ્રસંગો શોધવામાં આવે તો તે શબ્દો, અવાજ અથવા દૃષ્ટિમાં હરઘડીએ તૈયાર હોય છે. જે આવા ન્હાના પ્રસંગોને ગુમાવી અભિમાનથી એમ કહે છે કે મહાન્ સ્વાર્થ-ત્યાગના પ્રસંગે જરૂર પોતે તૈયાર થશે, તે ભાગ્યેજ પ્રેમ મેળવી શકે છે. સંભવ તો એવો છે કે તે મહાન્ ભોગ આપીજ શકશે નહિ, અને જો આપશે તોપણ પોતાનો સ્વાર્થ સાધવાને માટેજ.

મનુષ્ય પોતાને માટેજ સર્જાયો છે એ માન્યતા ભૂલભરેલી છે. તે પોતાની સ્ત્રીને માટે, બાળકોને માટે, સંબંધીઓને માટે, લેણદારોને માટે અને એક વા બીજી રીતે સમાજને માટે કાર્ય કરવાને બંધાયલો છે. ત્હેમનાજ કલ્યાણને ખાતર તે જીવે છે અને કાર્ય કરે છે; અને પોતાની કમાણીનો થોડો ભાગ ત્હેના પોતાના સુખને માટે વાપરે છે

તે ફક્ત ત્હેમની કૃપાને લીધેજ છે. ત્હેની તો ફક્ત કાયાજ છે, અને તેટલા પૂરતો પણ તે સમાજનો ઋણી છે. ટૂંકામાં સમાજ શેઠ અને વ્યક્તિ સેવક છે; અને વ્યક્તિ સારી અથવા નરસી જેવી સેવા બજાવશે તે પ્રમાણે સમાજ ત્હેનાપર અમલ ચલાવશે.

જી. એ. સાલા.

દરેક સ્ત્રી પુરૂષે આત્મશિક્ષણમાં સદ્વૃત્તિથી ત્યાગ કરવાની કળા શીખવી જોઇએ. સભ્ય સમાજનું ખરૂં મહત્વ તેમાં વસતી સર્વ વ્યક્તિઓની સ્વતંત્રતા અને અનુકૂળતાથી ઘડાયલું હોય છે, કારણકે એ સ્વાતંત્ર્ય અને અનુકૂળતાના પ્રમાણમાંજ તેઓ બીજાના સંસ્કાર સ્વિકારવાને તૈયાર હોય છે.

માણસો એક બીજા સાથે સંબંધથી જોડાયલા છે એટલાજ માટે ત્હેમણે પરસ્પર પ્રેમ રાખવો એવું ધારી લેવું ભૂલભરેલું છે. જેમ કુશળ માળીને હાથે બમણાં ફળ બેસે છે તેમ પોષાતા જંગલી ઝાડપર પણ વિવેકભર્યા સંસ્કારથી પ્રેમની વૃદ્ધિ થઇ શકે છે અને તેમ કરવાની આપણી ફરજ છે, અને જેમ સુંદર ફૂલ ઝાડનાં બી ખરાબ જમીનમાં વાવવાથી આછાં ઉગે છે અથવા નાશ પામે છે તેમ સ્નેહ દુર્લક્ષથી ઓછો થઇ છેવટે નષ્ટ થાય છે.

જો સ્નેહનો દરેક શુભ વિચાર કાર્યમાં પરિણમે તો આપણે આપણા કુટુંબને માટે અને આપણા મિત્રોને માટે કેટલું બધું કરી શકીએ ?

મીસીસ એચ. બી. સ્ટો.

કોઇ પણ મનુષ્ય કવચિત્ કવચિત્ સત્કાર્ય કરી શકે; પરંતુ તે નિરંતર કર્યા કરવાં એ તો તે પ્રકારના સ્વભાવથીજ થઇ શકે.

જો તું પૈસાદાર હોય તો ત્હારી સ્થિતિની મહત્તા અથવા ત્હારા આત્માની મહત્તા, નમ્રતાથી વાતચિત કરવામાં, હલકી પંક્તિના મનુષ્યો પ્રત્યે દયા રાખવામાં, દુઃખીની માવજતમાં અને નિરાધારને

આશ્રય આપવામાંજ દર્શાવજે. આ રીતે તું મહાન્ થઈશ. સ્ટર્ન.

જેવી રીતે એકજ નિયમથી સર્વ તારાઓ આકાશમાં ચળકે છે અને ફરે છે તેવી રીતે સર્વ પ્રાણીઓ જે એકજ પ્રભુના સામ્રાજ્યમાં વાસ કરે છે, તે વિશાળ રાજ્યનો સર્વથી અગત્યનો અને શાશ્વત નિયમ "સ્નેહયુક્ત દયા"નોજ છે. ડેવિડ સ્વીંગ.

એક એવી દંતકથા છે કે એક મનુષ્યને પૂછવામાં આવ્યું હતું કે "તું કોને માટે વધારેમાં વધારે શ્રમ લે છે?" તેણે જવાબ આપ્યો કે "મ્હારા મિત્રોને માટે." ફરીથી ત્હેને પૂછવામાં આવ્યું કે તે ઓછામાં ઓછી કોને માટે મહેનત કરતો હતો? ત્હેણે જવાબ આપ્યો કે "કરેલા ઉપકાર ભૂલવાને માટે" સારાંશ કે સ્નેહ વધારેમાં વધારે કામ કરે છે છતાં તેમાંનું ઓછામાં ઓછું યાદ રાખે છે. સેકર.

જેટલા પ્રમાણમાં આપણે દાન કરીએ છીએ તેટલા પ્રમાણમાં આપણે ધનવાન છીએ, અને જેટલા પ્રમાણમાં આપણે આપતા નથી તેટલા પ્રમાણમાં આપણે ગરીબ છીએ. મૅડમ સ્વેટશિન.

આપણે જો જગતને વધારે ડાહ્યું અને વધારે સારૂં આપણી પાછળ મૂકી જઈશું તો તે વધારે સુખી બનશે. એમ દલીલ કરવામાં આવે કે સામાજિક જીવનમાં ઉદ્ભવતાં માનવ પાપના પ્રબળ પૂરને આપણા એકલાના પ્રયાસથી શી રીતે રોકી શકાય? હું જવાબ આપું છું કે જો દરેક વ્યક્તિ "બીજાઓ પ્રયાસમાં જોડાશે કે કેમ" એ વિચારવામાં વ્યર્થ સમય નહિ ગુમાવતાં પોતાનું કર્ત્તવ્ય સર્વશક્તિ વાપરીને કર્યા જાય તોજ સામાજિક સુધારણાને માટે કરવામાં આવતા મહાન્ પ્રયત્નો સફળ થાય. શટલ્વર્થ.

સ્નેહ રાખો. ફક્ત પોતાની જાતનેજ ખાતર નહિ; પરન્તુ માણસ માત્રને ત્હમારા ભાઇ ગણીને આકાશમાં ફરતા સૂર્યની પેઠે સર્વની સેવા કરો. શિલર.

યથાશક્તિ જનસમૂહપર સ્નેહ રાખવો, સર્વના કલ્યાણના માર્ગનો અભ્યાસ કરવો, અને મનુષ્યજાતિના સુખમાં વૃદ્ધિ કરવી, એજ પરોપકારની પરાકાષ્ઠા છે, અને જેને આપણે દિવ્ય શક્તિ કહીએ છીએ તે આનાથીજ પ્રાપ્ત થાય છે. **શૅફ્‌ટસ્બરી.**

સ્વાર્થ તરફ દૃષ્ટિ રાખીનેજ કોણ સ્વર્ગ પ્રાપ્ત કરી શક્યું છે?

બીજાને સુખ આપવાથી આપણે સુખી થઇએ છીએ, બીજાને માટે શ્રમ લેવામાંજ આપણો વિરામ છે. જો આપણે તન મન ધનથી જગતના કલ્યાણ માટે પ્રયાસ કરીએ નહિ તો આપણું જીવન એળે જાય છે. **સિ. સીમર.**

કોઇ પણ સ્થિતિ એવી નીચ અથવા ક્ષુદ્ર નથી કે જેમાં રહીને આપણને સત્કાર્ય કરવાનો પ્રસંગ ન મળે. ઇશ્વરે આપેલી શક્તિનો જો સદુપયોગ કરવામાં આવે તો માણસ તેમજ સ્ત્રી, જુવાન તેમજ વૃદ્ધ, નિર્ધન વા ધનવાન્, ઉચ્ચ વા નીચ, શિક્ષિત કે અશિક્ષિત દરેક પોતાની પરિસ્થિતિમાં રહીને બીજાઓને ઘણી સહાય આપી શકે અને પોતાના જમાનામાં કલ્યાણનાં સાધન બની શકે. **શાર્પ.**

એક દિવસ એવો આવનાર છે કે જ્યારે આપણામાંથી ઘણાને, આપણે જેટલા પૈસાનું ગરીબને દાન કર્યું છે તે પૈસા તેટલા રૂપીઆ આપ્યા બરાબર જણાશે, અને અજ્ઞાત અથવા દુઃખી મનુષ્યોને માટે આપણી પાસે વારંવાર માગવા આવીને પજવનારાઓ આપણા મોટા ઉપકારક જણાશે અને ધનવાનોને ત્યાં અનેક વાનીઓવાળાં ઘણા દિવસનાં જમણો કરતાં ગરીબની ઝુંપડીમાં ગાળેલી ઘડીઓ વધારે કિંમતી જણાશે. **જે. સ્ટૉકર.**

માણસનું ખરૂં જીવન અને સુખ ઇશ્વરે તેને જેવો કરવા ધાર્યો હોય તેવો થવામાં, જે ઉચ્ચ જીવનને માટે તેને જન્મ આપ્યો હોય તે પ્રમાણે જીવવામાં, ટુંકામાં ઇશ્વરના બલિદાન તરીકે હોમાવામાં,

ધાર્મિક અને પારમાર્થિક કાર્યો કરવામાંજ રહેલું છે. સ્નેહ એજ ઈશ્વરી નિયમનું પાલન છે અને પ્રાણિ માત્રનું જીવનકાર્ય છે.

**જે. સર્વિસ.**

માણસો કહે છે કે તેઓ પોતાના જાતિબંધુઓના સર્વ કાર્યને માટે જવાબદાર નથી; પરંતુ પોતાના દૃષ્ટાંતથી જેટલા પ્રમાણમાં ત્હેમને (જનવર્ગને) દુઃખ વા હાનિ થઇ હોય તેટલા પ્રમાણમાં તેઓ દોષિતજ છે. જો આ મહાન્ સત્ય રાષ્ટ્રના અર્ધા ભાગને સંપૂર્ણ રીતે સમજાય તો બાકીનો અર્ધો ભાગ જલદીથી સુધરશે; જો અમીર અને મધ્યમ વર્ગ આ મહાન્ સત્યને સ્વિકારી તે પ્રમાણે વર્તે તો અર્ધો વિજય મળી રહે.

**જેમ્સ સ્મિથ.**

પ્રભાતમાં ઉઠતાંની સાથે એક જાતબંધુને સુખી કરવાનો નિશ્ચય કરો. આ કામ સહેલું છે. જુનું વસ્ત્ર જરૂરવાળા માણસને આપી શકાય, ઉદ્વેગવાળા મનુષ્ય પ્રત્યે મધુર શબ્દ બોલવામાં આવે, પ્રયત્ન કરનારને પ્રોત્સાહક વચન કહેવામાં આવે, આ વસ્તુઓ હવા જેવી હલકી લાગે છે છતાં ચોવીસે કલાક કરી શકાય તેવી અને તેટલી છે. સહેલામાં સહેલા ગણિતના હિસાબ પ્રમાણે આનું પરિણામ તપાસીએ. જો દરરોજ એક માણસને સુખી કરી શકાય તો વર્ષના ૩૬૫ દિવસ પ્રમાણે ફક્ત ચાળીસ વર્ષના સેવા જીવન દરમિયાન થોડા વખત પુરતા પણ ૧૪૬૦૦ મનુષ્યોને તમે સુખી કરી શકો.

**સીડની સ્મિથ.**

મનુષ્યની સંપૂર્ણતા ઈશ્વરની પૂજા કરવામાં અને નીતિના નિયમોનું અનુસરણ કરવામાંજ રહેલી નથી, પરંતુ દયામાં છે. જેનામાં દયા છે તેજ મુક્તિ માટેની આવશ્યક વસ્તુ મેળવી શક્યો છે. **સેવોનરોલા.**

ખરેઃ માણસ પોતે એકલો સુખ ભોગવી શકતો નથી. બીજાને

સુખ આપવામાં તે આનંદ માને છે, અને ત્હેમને ચાહે છે, કારણ કે ત્હેના સુખનો સર્વ આધાર બીજાના સુખપર છે. રૂડા માણસના નામ અને દર્શનથીજ સદ્દવૃત્તિ જન્મે છે અને આપણુ બધાને તે પ્રમાણે જીવન ગાળવામાં સહાય મળે છે. આર. એલ. સ્ટીવન્સન.

માનવ હૃદયમાં અનુભવાતા ઉત્તમ આનંદને ત્હમે અનુભવવા માગો છો ? ત્હમારા હૃદયમાં અંધારે પડી રહેલા તે અતિ મૂલ્યવાન ખજાનાને પ્રકાશીત કરી ભોગવવાની ઇચ્છા છે ? તો બીજાનોજ વિચાર કરો અને ત્હેમને માટેજ કામ કરો અને ત્હમારી જાતને છેક પાછળ રાખો. મનુષ્ય જાતને ભાઇબ્હેન સમાન ગણો અને તેમના પ્રત્યે ઉદાર અને માયાળુ થાઓ. ડબ્લ્યુ સ્નોડ.

ત્હમારી અંદરના દયાના ખજાનાનું રક્ષણ કરો. જરા પણ શંકા વગર કેવી રીતે આપવું; દિલગીરી સિવાય કેવી રીતે ગુમાવવું; અને નીચતા સિવાય કેવી રીતે પ્રાપ્ત કરવું; તે શીખો. ત્હમારા સ્નેહીઓના સુખદ્વારા ત્હમારા પોતાના અપૂર્ણ સુખને સંપૂર્ણ સુખ બનાવતાં શીખો. ભાવિ જીવનમાં શ્રદ્ધા રાખો. પ્રભુનાં સર્વ બાળકો તરફ સ્નેહ રાખો.

જ્યોર્જ સેન્ડ.

મનુષ્ય માત્રનાં હૃદય અનુકમ્પાને માટે પોકારી રહ્યાં છે. જેવી રીતે હરણુ પાણીના ઝરણને માટે તલપે છે તેવી રીતે આત્મા અનુકમ્પાને માટે તૃષાતુર રહે છે. ઉચ્ચ અને નીચ, પૈસાદાર અને ગરીબ, જુવાન તેમજ વૃદ્ધ તેની ઇચ્છા કરે છે. તે જીવનની ગુપ્ત ચાવી છે એટલાજ માટે નહિ, પરંતુ ત્હેમના સ્વભાવથીજ તેઓ ત્હેને માટે ભુખ્યા છે. ગરીબ ભીખારી પૈસાદાર માણસ પાસે અન્નની ભિક્ષા માગે છે, પરન્તુ અન્દરથી તો તે દાતારના સાનુકંપ સ્મિતથીજ વધારે રાજી થાય છે. દ્રવ્યનો અખૂટ ભંડાર અનુકંપાના અણુની તોલે આવતો નથી. ગર્વિષ્ટ માણસ પણ કુતરાની હેતભરી પૂંછડી હાલવાથી

રાજી થાય છે. પુષ્પ ઉષ્મા સિવાય ટકી શકતું નથી. અનુકંપા વિના જીવન પણ અશક્ય છે. અનુકંપા વિના ઉદ્યોગગૃહમાં ગરીબ માણસને રોજી માટે રોકવાં એ હેમને બીજા મનુષ્યોના સહવાસથી અલગ અંધારી ખોમાં કેદ રાખવા સમાન છે. સૂર્યને વિશ્વમાંથી લઇ લ્યો, પરન્તુ અનુકંપા રહેવા દો. કાનની સાંભળવાની શક્તિ અને આંખની જોવાની શક્તિ ભલે જતી રહે, પરન્તુ અનુકંપા સિવાય ચાલી શકશે નહિ. અનુકંપા સિવાયની બીજી કોઇ પણ વસ્તુ જતી રહે હેની ચિન્તા નથી. અનુકંપા વિનાનું જીવન વ્યર્થજ છે. નિરાશ થએલો મનુષ્ય પણ અનુકંપાનો સ્પર્શ થતાં પોતાનું ઢળી પડેલું શિર ઉંચું કરીને આનંદ કરશે. અનુકંપા સ્નેહની પાંખોને એવો વેગ આપે છે કે તે સ્વર્ગનાં દ્વાર સુધી પહોંચી જાય છે. નિરાશ થએલા માટે તે રામબાણ ઉપાય છે. લોભીનું તે અમૃત છે, અને બધાને બંધુભાવની લાગણીથી એક કરે છે. **ડેવીડ સીન્કલેર.**

જે દયાથી સામાનું સ્વતંત્રતાનું અભિમાન અને ભિક્ષાવૃત્તિની લજ્જા નાશ પામે છે તે દયા ખરાબ છે. **સધે.**

બીજાને માટે બહુ લાગણી થાય, પોતાની જાતને વિસરી જવાય, સ્વાર્થને અંકુશમાં રખાય અને ઉચ્ચ સ્નેહમાં મગ્ન થવાય, ત્યારેજ માનવ જીવન સંપૂર્ણ બને છે. **એડમ સ્મીથ.**

બીજાં કાર્યો કરતાં દાન એ માણસનું ચારિત્ર વધારે સ્પષ્ટ કરે છે. **સાઉથ.**

દુનીઆમાં વસ્તુઓના દાનરૂપે દયા ઘણી બતાવાય છે, પરંતુ વિચાર અને વાણીરૂપે થોડીજ દયા બતાવવામાં આવે છે. **પી. સીડની.**

પ્રેમભરી ભાષા એજ ધર્મની ખરી ભાષા છે. **સેબેટીઅર.**

બીજાની આંખમાંથી વહેતાં અશ્રુ લુંછવાનો પ્રયત્ન કરવો એજ ખરી કીર્તિ છે. **હેન્રી એસ. સટન.**

જેમ સુવર્ણ સર્વ ધાતુઓમાં શ્રેષ્ઠ, મોંઘું, સુંદર અને ટકાઉ છે તથા જવલ્લેજ મળી આવે છે, તેવીજ રીતે દયા સર્વ સદ્ગુણમાં શ્રેષ્ઠ અને સુંદર છે. તે અટકતી નથી, પરંતુ કાયમ રહે છે. **સ્પેન્સર.**

આપણા સ્નેહીઓ પ્રત્યે ઉચ્ચારેલાં કોમળ વચનો અને કરેલાં સ્નેહપૂર્ણ કાર્યો અમર બીજ છે. તેઓ આપણા પોતાનાજ જીવનમાં નહિ, પરંતુ આપણા વંશજોનાં જીવનમાં પણ શાશ્વત સૌંદર્ય સહિત ઉગી નીકળશે. **સી. એસ. સ્પર્જ્યન.**

વ્હાલા મિત્ર, ત્હમે જે કામ કર્યું હોય તે નહિ, પરંતુ ત્હમે જે કામ ન કર્યું હોય તેજ ત્હમારા હૃદયને અસ્ત પામતા સૂર્યની પેઠે દુઃખ દે છે.

વિસારે પડેલો કોમળ શબ્દ, લખવાનો રહી ગએલો એક પત્ર અને મોકલવાનાં રહી ગએલાં પુષ્પો, ત્હમને રાત્રે ભુતની માફક સ્વપ્નમાં દેખાશે.

ત્હમારા ભાઇના રસ્તા ઉપર પડેલો અને અથડાતો પથ્થર ત્હમારે દૂર કરવો જોઇતો હતો. શું ત્હમે કામમાં એટલા બધા પ્રવૃત્ત થયા હતા કે સાચા હૃદયની સલાહ આપવાનો પણ ત્હમને અવકાશ નહોતો મળ્યો? દયાનાં આવાં આવાં ન્હાનાં કાર્યો જો કે જલ્દીથી ભૂલી જવાય છે છતાં મનુષ્યને દેવ બનવાના એજ ખરા પ્રસંગો છે. **એમ. ઈ. સેન્ગસ્ટર.**

બીજા ત્હમને ચહાય એવી ત્હમારી ઇચ્છા છે? તો ત્હમારે પ્રથમ ચહાવું જોઇશે. આ દુનીઆમાં બીજા કોઇ પણ જાતના દ્રવ્યથી પ્રેમ ખરીદી શકાતો નથી. સ્નેહના ઝરાને માટે પહોળા પટવાળી નહેરો તૈયાર કરો; કારણકે તે ઝરણુ એવું ભરપુર છે કે તેને ઝીલનાર દરેક સ્થળે તે ઉભરાઇ જશે.

આમ છતાં જો કોઇ પણ વેળાએ આવી નહેરો તૈયાર કરવાનું

કામ પડતું મૂકવામાં આવશે તો સ્નેહનો ઝરો પોતેજ સૂકાઇને સોસાઇ જશે. જો આપણે તે સ્વર્ગીય વસ્તુને આપણી પાસે રાખવા માગતા હોઇએ તો તેને આપણે બીજાને વહેંચી આપવી જોઇએ. જે ઘડીએ આપણે તે આપવાની બંધ કરીશું તેજ ઘડીથી આપણી પાસેથી પણ તે જતી રહેશે, કારણ કે સ્નેહનો એવો નિયમ છે.

**આર. સિ. ટ્રેન્ચ.**

જે જીવન સર્વને સ્નેહથી સ્પર્શે છે તેજ સંપૂર્ણ, સમૃદ્ધિવાન, સુન્દર શક્તિપૂર્ણ, અને નિરંતર ખીલતું હોય છે.

જગતમાં સ્નેહ રેડો, અને સર્વ શ્રેય અને પ્રભાભર્યું સ્વર્ગ દુનિયામાંજ આપણે અનુભવીશું.

સ્નેહ એજ સર્વસ્વ છે. તેજ જીવનની ચાવી છે, અને ત્હેની સત્તાથી સમગ્ર જગત ચાલે છે. **આર. ડબ્લ્યુ. ટ્રાઇન.**

જ્યારે ત્હમે કોઇ પણ વસ્તુનું દાન કરો ત્યારે જો તે આપવા ખાતર કંઇ પણ ખાસ ત્યાગ ત્હમારે કરવો પડ્યો ન હોય તો તે દાનનું માન ખાટતા નહિ.

જે માણસ બળતું ઘર કૃષ્ણાર્પણ કરે છે ત્હેનામાં જરા પણ ઉદારતા નથી; કારણકે દાનનું તત્ત્વ ત્યાગ છે. **હેન્રી ટેલર.**

"સ્નેહ" એ કર્ત્તવ્ય અને તેથી પણ કંઇક વિશેષ છે. સ્નેહ કર્ત્તવ્યરૂપી થડવાળું ભવ્ય વૃક્ષ છે.

ગમે તેવું અલ્પ જણાતું કર્ત્તવ્ય કરવાની દરેક પ્રેરણા ઇશ્વર તરફથીજ આપણને મળે છે. **ટેમ્પલ.**

ઉન્નત સ્વભાવનાં મનુષ્યો જ્યારે બીજાને પોતાના સુખમાં ભાગ લેતાં જુએ છે ત્યારેજ પોતાને સુખી ગણે છે.

જ્યારે આપણે કોઇ પણ સદ્‌ગુણને માટે પ્રાર્થના કરતા હોઇએ ત્યારે આપણે ત્હેને કેળવવો જોઇએ તથા ત્હેને માટે પ્રાર્થના કરી

જોઇએ. પ્રાર્થનાનાં વચનો એજ ત્હમારા જીવનના નિયમો હોવા જોઇએ. ઇશ્વરને કરેલી દરેક આજીજી મનુષ્યને માટે ઉપદેશ છે, તથા ફરીને પ્રાર્થનાને કર્ત્તવ્ય અને મુક્તિનો સરળ રસ્તો માનશો નહિ, પરન્તુ કર્ત્તવ્યનો અખંડ ઉપદેશ માનજો. આપણે ઇશ્વર પાસે જે જે માગીએ છીએ તે તે વસ્તુઓની તે આપણી પાસેથી અપેક્ષા રાખે છે; અને જો ત્હમારે ધર્મોપદેશનો સંગ્રહ જોઇતો હોય તો ત્હમારે ફક્ત પ્રાર્થનાનાં પુસ્તકોજ જોવાં જોઇશે. **જેરેમી ટેલર.**

અપકારપર ઉપકાર કરવો એજ સ્હામા મનુષ્યને જીતવાનો શ્રેષ્ઠ માર્ગ છે. **ટિલોટ્સન.**

દ્રવ્યવાન પુરૂષ જીવન દરમિયાનજ દરરોજ દ્રવ્યને વાપરે એજ ત્હેનો શ્રેષ્ઠ ઉપયોગ છે. એવો સમય પણ જરૂર આવશે કે જ્યારે બહુ દોલત મૃત્યુ પાછળ મૂકી જવી એ લજ્જાસ્પદ ગણાશે.

**આર. ડબ્લ્યુ. ટ્રીવ.**

સત્કાર્યની પેઢી કદિ દેવાળું કાઢતી નથી. **થૉરો.**

માયાળુ શબ્દોને વાતાવરણમાં ઉડવા દો. ત્હેમની અસર કેટલે પહોંચશે એની કોઇને માહિતી નથી. **ડિ. ડબ્લ્યુ. ટેલ્મેજ.**

ત્હારા દુઃખને ભૂલી જઇ ત્હારા બન્ધુને સહાય કર. સુવર્ણને સેવક બનાવ, તું ત્હેનો દાસ બનીશ નહિ. ભિક્ષુકની ઝોળીમાં છૂટે હાથે ભિક્ષા નાખ. આપત્તિના અન્ધકારમાં ગુંગળાતા મનુષ્યને સુખ-રૂપી પ્રકાશમાં લાવ. સદ્વિચાર કર્યાજ કર; કેમકે ત્હેની પાછળ સત્કાર્ય આવશેજ. **ટેનિસન.**

સ્નેહ આપણ સર્વને કેવી રીતે આશ્વાસન આપે છે, સહાય આપે છે, બળ આપે છે, અને આપણો ઉદ્ધાર કરે છે તે જો. જીવનને મધુર અને સુન્દર બનાવનારા કલ્યાણકારી અસંખ્ય પ્રસંગો સ્નેહમાંથીજ આપણને મળે છે. **સેલિયા થૅક્સ્ટર.**

ખરેખર જો સેવાનાં કાર્યો કરવાની શક્તિ આપણી પાસેથી લઇ લેવામાં આવે તો આપણું જીવન ઘણું દયાપાત્ર બને. જો દયાનું ઝરણ આપણા હૃદયમાંથી સુકાઇ જવાનો સંભવ હોય તો પછી આપણને આનંદ અને ઉત્સાહની આશાજ ન રહે. જે માણસ દાન કરી શકે છે તે દાન લેનાર કરતાં ખરેખર વધારે પ્રાપ્ત કરે છે. અરે! દાનથીજ દ્રવ્યની પ્રાપ્તિથી ઉદ્દભવતી નિર્દયતા તથા સંચય કરી રાખવાની ક્રૂરતા દૂર થાય છે. આપણાથી હલકી પંક્તિના દુઃખી મનુષ્યોને આપણા દ્રવ્યમાંથી કંઇક આપવાથીજ "આપણે સર્વ એકજ પિતાનાં સંતાનો છીએ" એ વાત આપણને યાદ રહી શકે છે. **ટીક.**

આપણ દરેક અનુકંપા રાખી શકીએ, પરન્તુ ત્હેને પૂર્ણ રીતે સ્હમજવી એ વધારે માર્મિક વાત છે. જે માણસ નિઃસ્વાર્થપણે અનુકમ્પા રાખી સ્વાર્થને તદ્દન વિસરી જાય છે અને ડોળ કરતો નથી, તેજ વિરલ અને શ્રેષ્ઠ છે. **એન. થેકરે.**

જે દિવસે આપણે બીજાના દુઃખનો વિચાર કરીએ છીએ તેજ સર્વેથી વધુ સુખકારક દિવસ છે. પોતાની જાતને ભૂલતાંની સાથેજ આપણે ખરૂં જીવન પ્રાપ્ત કરીએ છીએ, અને સત્કાર્યથી મળતા સુખને લીધે આપણું ભાવી જીવન વધારે સુન્દર બને છે.

**આર. એચ. થૉર્પ.**

જો સદ્દગુણી મનુષ્યો બીજાના કલ્યાણાર્થેજ પોતાના ગુણોનો ઉપયોગ કરે અને ગર્વિષ્ટ બની બીજાના દોષ માટે તિરસ્કારને બદલે સહાનુભૂતિ દર્શાવે તો કેટલાં બધાં મનુષ્યોને તેઓ સન્માર્ગે વાળી શકે?

**અશર.**

જે સમયનો દુરૂપયોગ કર્યો છે ત્હેને માટે કંઇ ઉપાય નથી; આળસમાં ગુમાવેલા સમયને માટે ઇલાજ નથી. આળસ પોતેજ એવી ભારે શિક્ષા છે કે જે પ્રવૃત્તિશીલ મનુષ્યોએ કદિ અનુભવી વા

કલ્પેલી પણ ન હોય. અરે ! ત્હારી જાતને તું એ શિક્ષા દેતો નહિ.

મ્હને ખબર છે કે આ મનુષ્ય જીવન મ્હને ઉન્નત કાર્યો કરવાને માટે, નહિ કે સ્વાર્થને માટે આપવામાં આવ્યું હતું. ને નિરર્થક સ્વપ્નોમાં વ્યતીત કરવાનું નહોતું, પરન્તુ પોતાની જાતને સુધારવાને માટે અને મનુષ્ય જાતિની સેવા કરવાને માટેજ શ્રેષ્ઠ શક્તિઓ આપવામાં આવી છે. માણસે પોતે બહારથી દેખાય છે ત્હેના કરતાં વધારે સારા બનવું જોઇએ; અને ત્હેણે પોતાનાં કાર્યોને એવી રીતે યોજવાં જોઇએ તથા મનને એવી રીતે કેળવવું જોઇએ કે જેથી દુનિયા સુન્દર બને, અને ભવિષ્યમાં સ્વર્ગની આશા રહે.

**ઑલ્ડ્રેડવર.**

ત્હમારામાં સ્નેહ હોય ત્યાં સુધી ત્હેને ખિલવો અને ત્હેનો સંપૂર્ણ ઉપયોગ કરો. સત્કાર્યોના અનુકરણથી અને સદ્દવસ્તુના દર્શનથી ત્હેને પોષો. ઈશ્વરને તે દ્વારા ત્હમારા હૃદયમાં દાખલ થવા પ્રાર્થના કરો. ત્હમારા પતિને, ત્હમારી પત્નીને, બાળકોને, નોકરોને, શેઠને, ભાઇ બ્હેનોને, પડોશીને, વ્યાપારીઓને, તેમજ ત્હમારા મિત્રોને ચ્હાઓ, અને માનો કે ત્હમને આ જગતમાં દયાનાં કાર્યો કરવા મોકલ્યા છે. આ રીતે ઈશ્વરને ઓળખો.

**વૉટસી.**

દયા રાજવંશી ગુણ છે. સુખની વાતો કરો. જગત ત્હમારા દુઃખ સિવાય પણ દુઃખીજ છે. કોઇ પણ રસ્તો તદ્દન વિષમ નથી. સપાટ અને સ્વચ્છ જગ્યા શોધી કહાડો. નિરંતર મનુષ્યોનાં અસંતોષ, દુઃખ અને દરદની વાતો સાંભળતા રહીને તેનાથી કંટાળી ગયેલાઓને સુખ આપવાને માટે ત્હેમની સાથે તે સંબંધી વાતો કરો.

જો એટજ દુઃખી કે થાકેલો મનુષ્ય આપણને રસ્તે મળતાં પોતાના દુઃખને સહજ પણ ભૂલી જઇ શકે તો જીવન જરૂર સફળ થયું કહેવાય.

જો આપણે એક દુઃખી મનુષ્યને નુકસાનમાં રહેલો લાભ સ્હમજાવી શકીએ તો આપણે જીવનના વિષમ પ્રસંગોમાં જે સહન કર્યું હેનો બદલો આપણને મળી ચૂકયો ગણાય.

જો આપણા કોઇ પણ કાર્યથી વા વચનથી કોઇ નિરાશ થયેલાને આશા મળે અથવા દુઃખી મનુષ્ય હસે તો આપણું જીવન સફળ થયું ગણાય.

હે મિત્ર! એક સ્નેહાળ, કોમળ અને સહૃદય પુરૂષ કે જેને આપણી મુશીબતો અને જરૂરીઆતો સ્હમજાય છે તે બાહ્ય ઉપાસના, જુદા મતમતાંતરોના ભપકા, અને ડોળ કરતાં આપણને ઇશ્વરની વધારે નજદીક લઇ જાય છે.

જો કે પૃથ્વી ઉપરનાં મનુષ્યો ખરી કિંમત આંકી શકતાં નથી, છતાં સ્નેહનો બદલો આખરે સ્નેહ આપેજ છે. સ્વર્ગના મહાન્ અને શાશ્વત્ રાજ્યમાં આંકડે આંકડાનો હિસાબ રાખવામાં આવે છે અને ત્યાં સ્નેહનો બદલો મળીજ રહે છે.

ત્હારા સ્નેહનું સંપૂર્ણ રીતે દાન કર, ત્હેને લીધે સહન કરવા પડતા દુઃખને ગણતો નહિ, કારણ કે દુઃખ તો થઇને મટી જવાવાળું છે, જ્યારે સત્કાર્યરૂપી સુંદર સાશ્વત વસ્તુ કદિ નાશ પામતી નથી.

મહાન્ કાર્ય કરવાની ત્હને આતુરતા હોય અને ત્હારા મનમાં મહત્વાકાંક્ષાઓ રમી રહી હોય તો આત્મપરીક્ષા કરી તપાસ રાખ કે દયાનાં ન્હાનાં કાર્યો પણ ચૂકાય નહિ.

નિરાશાવાદીને માટે સત્કાર્યોમાંજ આશ્વાસન રહેલું છે. બીજાને માટે શ્રમ લેનાર પોતાની જરૂરીયાતો વિસરે છે.

દુનિયામાં અસંખ્ય દેવ છે, અનેક ધર્મ અને ભૂલભુલામણી જેવા અનેક પંથો છે, પરંતુ દુઃખી દુનિયાને માટે ખરી જરૂરની વસ્તુ તો "સત્કાર્યો કરવાની કળા"નીજ છે.

અરે મંદ હૃદય! સાવધાન થા; જીવનસંગ્રામના ક્ષેત્રમાં તું આગળ ધપ; દુઃખમય સંસારમાં પ્રવેશ કર અને ઉપયોગી જીવન ગાળ.

જાગ્રત થા, એક ઘડી પણ વિલંબ કરીશ નહિ; કારણ કે કાળ ત્હારા જીવનની ઘડીઓ ગણે છે.

જગતને ક્ષુદ્ર દ્રવ્યની શોધમાં ફરનારા મનુષ્યો કરતાં સ્વાર્થપર સંપૂર્ણ વિજય મેળવનારા સાચા સેવકોની ઘણી જરૂર છે. શું લુલો માણસ પોતાના જાતિબંધુઓને દોરી શકશે? શું અંધ અંધને રસ્તો બતાવી શકશે? આપણા બંધુઓને સુધારવા પહેલાં આપણે પોતાની જાતને અવશ્ય સુધારવી જોઇએ.

જેમ જેમ હું વધારે આપું છું તેમ તેમ મ્હારી પાસે આપવાની વસ્તુઓ વધ્યેજ જાય છે. જેમ જેમ વૃત્તિઓપર મ્હને વિજય મળતો ચાલે છે તેમ તેમ બીજો વધારે વિજય મેળવવાનો બાકી હોય એમ સમજાતું ચાલે છે. શાશ્વત્ જીવનમાંજ ત્હને સંપૂર્ણ રીતે ચાહી શકાય તેવી લાંબી જીંદગી હોઇ શકે.

ઇશ્વરની દુનિયામાં સ્નેહ આપવોએ નહિ અને તે સ્નેહ મેળવવોએ નહિ એના જેવું બીજું એકે દુઃખ નથી. સ્નેહના વિનિમયમાં જે આનંદ છે તેથીજ જીવન સ્વર્ગીય બને છે.

વિપત્તિને પ્રસંગે મનુષ્યોને આપણા હૃદયની મધુરતાથી શાન્તિ આપવાને બદલે ત્હેમના મૃત્યુ પછી ત્હેમને માટે સર્વસ્વનો ત્યાગ કરીએ તો પણ શું વળે? સગાં સ્નેહીઓના મરવા પછી સ્નેહપૂર્વક ત્હેમના ગુણોનું સ્મરણ કરવું અને પુષ્પો ચઢાવવાં: વગેરે પ્રકારે દર્શાવાતી મૃદુ લાગણીઓની ગતજીવોને શી અપેક્ષા છે? આવી લાગણીઓની જીવંત કાળમાંજ ત્હેમને ખરી અપેક્ષા હોય છે, કેમકે અનેક જીવતાં મનુષ્યો આવી લાગણીઓને અભાવેજ મરણને શરણ થતાં હોય છે.

ઘોર વિચારને ત્હારા હૃદયમાં દબાવી દે, કારણ કે ત્હેનામાં

વિચાર બોલ્યે પણ નાશ કરવાની શક્તિ છે. સ્નેહનોજ વિચાર કર, કદાચ તે વાણીમાં નહિ ઉતરે તોપણ જગતને વધારે પ્રકાશ આપશે.

"વાવીએ તેવું લણીએ." દુઃખનાં બી વેરી સુખનાં ફળ મેળવી શકાય નહિ. મ્હારી પાસે ભલેને દ્રવ્ય થોડું હોય છતાં મ્હારા માનવ બંધુઓને મદદ કરવાને મારે કાંઇ આપવું જોઇએ. જીંદગીમાં દુઃખી હૃદયોને પ્રોત્સાહક વચન અથવા સુખના વિચારથી પણ આશ્વાસન મળશે.

મ્હારૂં જીવન ક્ષણભંગુર છે, મ્હારે આ દુનિયામાં થોડો વખત રહેવાનું છે અને જ્યાં સુધી જીવું ત્યાં સુધી યથાશક્તિ આ સ્થળને વધારે સુંદર અને તેજસ્વી બનાવવાની મ્હારી ઇચ્છા છે.

ત્હારી પોતાની જાતને છેલ્લામાં છેલ્લી ચહાજે. આસપાસ નજર કર અને ત્હારી સાથે સંચરતા જીવો પ્રત્યેનાં ત્હારાં કર્ત્તવ્યો સમજી લે. ન્હાનાં ન્હાનાં સુંદર કાર્યોથી તેમને સુખી કર અને જગતનાં દુઃખના ભાર સહન કરવામાં ત્હેમને સહાય આપ.

મ્હેં મ્હારી કમાણીમાંથી થોડું દ્રવ્ય એક ભિક્ષુકને આપ્યું. તેણે તે ખરચી નાખ્યું અને ફરી આવ્યો અને ફરી આપ્યું. છતાં પણ પાછો તે પહેલાંની પેઠે ભૂખ્યો અને ઠંડીથી થરથરતો હતો. મ્હેં ત્હેને ઉપદેશ આપ્યો અને તેણે મ્હારા ઉપદેશદ્વારા પુષ્ટ વસ્ત્રોવડે આચ્છાદિત અને સુખપૂર્ણ દિવ્ય અંતરાત્માને ઓળખ્યો. ત્યારથી તેણે ભિક્ષાવૃત્તિ ત્યજી દીધી.

અત્યંત સ્નેહ રાખ. પૃથ્વીપર દુઃખો પુષ્કળ છે. અને ત્યાં માધુર્ય રેડ. કોઇ પણ મનુષ્ય એવા સખ્ત હૃદયનો નથી કે જે સ્નેહને વશ ન થાય. મનુષ્યનું મૂળજ સ્નેહ છે. ઇશ્વરની યોજનામાં દ્વેષને તો સ્થાનજ નહોતું.

અત્યંત સ્નેહ રાખ. શંકાશીલ સ્વભાવથી માનવ આત્માઓ

સંકુચિત બને છે; ત્હેમને સ્નેહની ઉષ્મા આપ અને તેઓ ખીલશે. ધર્મના વાડા કરતાં સ્નેહ મનુષ્યોને અધમ સ્થિતિમાંથી ઉન્નત અને સુન્દર પન્થે દોરી જાય છે. જગત જો આ સત્ય સ્હમજે તો કેવું સારૂં!

અત્યન્ત સ્નેહ રાખ. ઉદારતાથી દાન આપવામાં જરા પણ નુકસાન થતું નથી. દાન ગ્રહણ કરવા કરતાં દાન આપવું એજ વધારે સુખકારક છે. જેનામાં બહુ સ્નેહ હોય છે તેજ જીવનનું મૂલ્ય સ્હમજે છે. સુખ દુઃખના સર્વ પ્રસંગોએ સ્નેહ રાખ. જગતમાં એક પણ વસ્તુ એવી નથી કે જે સ્નેહને વશ ન હોય.

જે સર્વના પર સ્નેહ રાખે છે; જે અપકારપર ઉપકાર કરે છે; જે ક્રોધી મનુષ્ય પ્રત્યે અમીભરી દૃષ્ટિ નાખે છે; જે થાકેલા મનુષ્યને નવો ઉત્સાહ આપે છે; જે આશાને બળ આપે છે, અને જે જગતમાં સુખ વેરે છે, તેજ ઇશ્વરનો પુત્ર છે.

એકાંત ગુફામાં વા મઠમાં અથવા કોઇ બીજી દુનિયામાં નહિ, પરન્તુ આ મૃત્યુલોકમાં આપણે સેવા કરવી અને સ્નેહ રાખવો એ આપણું ધર્મકર્ત્તવ્ય છે.

આપણા માનવ નિયમોની અંધાધુનીમાં પણ જગતનું મૂળ "સ્નેહ"જ સર્વોપરી સત્તા ભોગવે છે. ઇશ્વરનામાં સ્નેહ એટલો બધો હતો કે ત્હેના વિચારોમાંથી જ્યોતિ ઉત્પન્ન થઇ, અને આવા પવિત્ર ભાવમાંથી સૃષ્ટિનો જન્મ થયો. જે મનુષ્યનું હૃદય આવા પવિત્ર પ્રકાશથી ઉજ્વળ બન્યું છે, ત્હેને પ્રભુ, માણસ અને પશુ પક્ષી સર્વ પોતાનાં સગાંસહોદર લાગે છે.

આખા દિવસમાં સ્હવારથી સાંજ સુધીમાં કોઇ પણ મનુષ્ય વા પશુ પ્રત્યેની મ્હારી સેવાથી જગત વધારે સુખી બન્યું છે કે નહિ ત્હેની મ્હારે આત્મપરીક્ષા લેવી જોઇએ.

ક્યાંથી આવ્યો અને ક્યાં જઇશ તે હું જાણતો નથી; પરન્તુ એટલું તો હું જાણું છુંજ કે હું આ સુખ દુઃખથી ભરેલી દુનિયામાં વાસ કરૂં છું. વળી ધુમ્મસ અને અન્ધકારમાં એક બીજું સત્ય પણ મ્હારી દૃષ્ટિ સમક્ષ તરવરે છે કે મ્હારી શક્તિ પ્રમાણે દરરોજ અને હરપળે તે સુખ દુઃખમાં હું વધારો કે ઘટાડો કરી શકું તેમ છું.

હે મિત્ર! કોઇ કોઇ સમયે જીવનપથમાં થોભી જઇને વિપથ ગએલાઓને શોધી કાઢી તેમને સાચા માર્ગપર પાછા લાવવાને પૂરતો વખત છે. થોભીને બીજાનો ભાર ઉંચકી લેવાથી આપણો પોતાનો ભાર પણ ઓછો થાય છે અને આખરે આપણને લાભજ થાય છે.

જગત્ સારૂં થાય એવી તમારી ઇચ્છા છે? તો હું કહું છું તે સાંભળો. ત્હમારાં કૃત્યો તરફ બરાબર નજર રાખી ત્હેમને હમ્મેશાં સત્ય અને સીધે રસ્તે રાખો. ત્હમારા મનમાંથી સ્વાર્થવૃત્તિને દૂર કરી, ત્હમારા વિચારોને વિશુદ્ધ અને ઉચ્ચ બનાવો. આ પ્રમાણે કરવાથી ત્હમારા નાનકડા જીવનક્ષેત્રને સાગર જેવડું વિશાળ અને નંદનવન સમું સુંદર તથા સુખપ્રદ બનાવી શકશો.

જગતના વિશાળ દુઃખ ભંડારમાંથી થોડુંક દુઃખ ઓછું થાય એવું આજે મ્હારે કાંઇક કરવું જોઇએ કે જેથી આનંદના મ્હારા અલ્પ સંચયમાં થોડો ઉમેરો કરવાને હું ભાગ્યશાળી થાઉં.

બળાપો કે બડબડાટ કરવાને અને કોઇને આઘાત અથવા ત્રાસ આપવાને માટે આપણને બહુ વખત મળશે નહિ, પરંતુ જો કોઇ બંધુને મદદ કરવાની ખરેખરી ઇચ્છા હશે તો આજેજ તે થઇ શકશે.

દુનિયામાં સુખ કરતાં દુઃખ બમણું સરજાયલું છે, અને જીવન-કલહમાં મેળવવા જેવું કાંઇ હોય તો તે કોઇ દુઃખી આત્માને સહાય કરવી તેજ છે.

[illegible] અને ગુણને એકદમ જોઇ શકે તેજ એક સુધારક છે.

તે પોતાના ડહાપણુ અને નિયમિત જીવનથી દોષિતને ઠપકો આપે છે.

**એલા વ્હીલર વીલ કોકસ.**

મરણુ પામેલાને મૂલ્યવાન્ પુષ્પની લાંબી લાંબી માળાઓ અર્પવી ત્હેના કરતાં એક પણુ ગુલાબનું પુષ્પ ત્હેના જીવતાં આપવું તે વધારે સારૂં છે. એક ભુખ્યો આત્મા જગત્ ત્યજીને જાય તે પહેલાં ત્હેને સ્નેહપૂર્વક અપાયલું એક પણુ ગુલાબનું પુષ્પ પ્રેમના અગાધ સાગરમાં વધારે ભરતી કરે છે.

શોકની વાતો શામાટે યાદ કરો છો? ચિંતાના વાદળમાં શા માટે ઘેરાઓ છો? આવતી કાલના સુખની શામાટે રાહ જુઓ છો? આજનાજ અમૂલ્ય સમયને કેમ ઉલ્લાસમય બનાવતા નથી?

નંદનવન ત્હમારૂંજ છે? ત્હમને ત્યાં રહેવાની ઇચ્છા છે? તો ચાલો અને મનુષ્યનાં દુઃખને સ્થાને ઉજ્જ્વલ હાસ્ય વર્ષાવો. એથી ભવિષ્યના કલ્પિત સ્વર્ગને બદલે આજ સ્થળે ત્હમને અત્યારેજ સ્વર્ગ મળશે.

માનવકૃત ધર્મગ્રન્થોને બદલે જ્યાં "કર્તવ્ય" એજ વિલાસ હોય અને જયાં જીવન સેવાનાં કાર્યોથી ભરપૂર હોય ત્યાંજ ત્હમને આત્મસૌંદર્યની શ્રેષ્ઠતા જણાશે.

પરમ સુખ ત્હમને મળી શકે એમ છે. ત્હમે ત્હેને માટે આજથી પ્રયત્ન કરવાને ઉત્સુક છો? જો હા તો જીવન પંથને સ્નેહથી ઉજાળો, અને એથી ભવિષ્યના કલ્પિત સ્વર્ગને બદલે આજ સ્થલે ત્હમને અત્યારે સ્વર્ગ મળશે.

આપણે ભવિષ્યમાં અતિશય સેવા કરીશું એ તો સમજ્યા; પણુ આજે કેટલી કરી? આપણે આગળ સોનાના ભંડાર આપીશું એ ઠીક; પણુ આજે શું આપ્યું? આપણે આગળ જતાં બીજાઓના હૃદયના ભાર ઓછો કરી આંસુ લોહીશું; ભયને સ્થાને આશાનો છોડ

રોપીશું; સ્નેહ અને હર્ષના વચનો બોલીશું; એ બધુંય ખરૂં: પરંતુ આજે આમાંનું આપણે શું કર્યું?

આપણે ભવિષ્યમાં દયાળુ થઇશું; પણ આજે કેવા છીએ? આપણે અનાથને આનંદ કરાવીશું; પણ આજે કાંઇ કર્યું? આપણે મહાન્ સત્ય શોધી કાઢીશું; અચળ શ્રદ્ધાનો ગૂઢ અર્થ બતાવી આપીશું અને આધ્યાત્મિક જ્ઞાનના ભૂખ્યા આત્માઓને પોષીશું; પણ આજે એમાંનું શું કર્યું? આપણે આગળ જતાં આનંદો ચાખીશું, પણ આજે વાવ્યું શું? આપણે આકાશમાં બંગલા બાંધીશું, પણ આજે શું બાંધ્યું? હે મનુષ્ય! આવાં આવાં હેતુશૂન્ય સ્વપ્નોમાં લ્હેર કરવી એ આપણને બહુ મજાનું લાગે છે, પણ તે પૈકી આજે અને અહીં આપણે શું કાર્ય કરીએ છીએ? ખરેખર, આજે મ્હેં શું કર્યું એ પ્રશ્નથીજ આત્મપરીક્ષા થવી જોઇએ, અને ભવિષ્યના તરંગોને સ્વાર્થ-વૃત્તિની છેતરપીંડી તરીકે સમજવા જોઇએ. **નીકસન વૉટરમેન.**

ભૌતિક, માનસિક કે નૈતિક, ગમે તે પ્રકારની સંપત્તિ જન-સમૂહના કલ્યાણાર્થેજ વપરાવી જોઇએ. માત્ર ઈશ્વર એકલોજ કોઇ પણ વસ્તુને પોતાની કહી શકે તેમ છે.

જે સ્નેહને મેળવે છે તેણે વધારેમાં વધારે ઐહિક માન મેળવ્યું છે, પરંતુ જે સ્નેહ દર્શાવે છે તે સ્વર્ગનું રહસ્ય સમજ્યો છે. બીજાને માટે જીવવું, બીજાને માટે સહન કરવું, એજ જીવનનું ખરૂં તત્ત્વ છે. એ તત્ત્વનો હર્ષથી સ્વીકાર કરવો તેમાંજ ખરો આનંદ સમાયલો છે.

નિઃસ્વાર્થ સ્વાર્પણ એજ મનુષ્યનો પ્રબળ પ્રભાવ છે.

જેટલા પ્રમાણમાં આપણે પોતાની જાતને વિસરી જેની આપણે સેવા કરીએ છીએ અને જે આપણી સેવા કરે છે, ત્હેમના સમગ્ર જીવન સાથે એકતા અનુભવી શકીએ તેટલા પ્રમાણમાં આપણે ખરૂં જીવન ગાળીએ છીએ.

દ્દોષ વિનાના માણસો સંત પુરૂષો નથી, પરંતુ જેમણે પોતાનું સમગ્ર જીવન ઇશ્વરને અર્પણ કર્યું છે તેઓજ દ્દોષરહિત છે.

બીજાને માટે કાર્ય કરવાથી આપણી શક્તિની કસોટી થાય છે, અને બીજાને માટે સહન કરવાથી આપણા સ્નેહની કસોટી થાય છે.

પારકાના દુઃખમાં સર્વાંશે સમભાગી બનવાથી જે સુખ મળે છે તેજ જીંદગીનાં સાચામાં સાચાં સુખ છે. વેસ્ટકોટ.

દુઃખથી ઘડાએલો જે માણસ બધા તરફ દયા રાખે છે હેનેજ પોતાનો બોજો ઓછો થતો લાગે છે.

ઓ બંધુ! ત્હારા જાતિબંધુને આલિંગન આપ; જ્યાં દયાનો વાસ છે ત્યાંજ ધાર્મિક શાન્તિ હોય છે. એક બીજાપર સ્નેહ રાખવો એજ ખરી સેવા છે. **દરેક સ્મિત એ સ્તોત્ર છે અને દરેક દયાનું કામ એ પ્રાર્થના છે.**

કોઇ દુર્બળ આત્મા હોય તેને મદદ આપવાનું મ્હને બળ આપ; જેને માર્ગ સૂઝતો ન હોય ત્હેને **ત્હારી** પાસે દ્દોરી લાવું તેમ કર.

દરેક સ્નેહી જીવન આભાર દર્શાવતા સ્તોત્ર સમું છે.

આપણી દરરોજની જરૂરીઆતોનો બોજો ઓછો કરવો એ આપણું કામ છે. એ પ્રભુએ નિર્માણ કરેલું પવિત્રમાં પવિત્ર કામ છે તથા સર્વાંગે સ્વર્ગીય સંદેશ છે.

ત્હમારા માર્ગમાં અનેક દુઃખ છે. શ્રદ્ધા, આશા અને ધીરજથી આગળ વધો. દુનીઆ પાપી મનુષ્યોનાં દુઃખ ઓછાં કરવાના અનેક પ્રસંગો ત્હમને આપશે.

અહંતાનો નાશ થયા સિવાય પાપ દૂર કરવાની આશા વ્યર્થ છે. સ્નેહની સેવામાં અહંતાને તો વિસરીજ જા, અને તેમ કરીશ તો પછી દેવદૂતોએ ત્હારા પ્રત્યે બજાવેલા કાર્યનું ઋણ તું નહિ વાળી શકે તો તેઓ પણ વિસરી જશે. જે એકલો જાય છે ત્હેને માટે

સ્વર્ગનો દરવાજો બંધ છે. **કોઈ પણ આત્માનો ઉદ્ધાર કરો અને ત્હમારો ઉદ્ધાર થશે.**　　　　　　　　　　　　　　　　　**વ્હીટીઅર.**

કોઇ પણ જીવતા પ્રાણી માટે જેને તિરસ્કાર ઉપજે છે તેણે પોતાનામાં રહેલી શક્તિઓની યોગ્ય ખીલવણી હજુ કરી નથી; ત્હેનામાં વિચારશક્તિ હજી ખીલી નથી.

ન્હાની ન્હાની સેવા પણ ખરીજ સેવા છે. ગરીબ મિત્રોને, તેજસ્વી આત્માઓને કે કોઇને પણ ધિક્કારો નહિ. પોતાની છાયામાં ઢંકાઇ રહેલાં ઝાકળ બિન્દુઓને મોગરાનો છોડ તાપમાંથી બચાવે છે.

સ્નેહ માયાળુ છે, અને લાંબા કાળ સુધી સહન કરે છે; સ્નેહ નમ્ર છે, અને તેને અનિષ્ટનો વિચાર સરખો આવતો નથી; સ્નેહ પોતે મરણથી પણ વધારે બળવાન છે, તેથી અમારે સ્નેહ જોઇએ છીએ.

પોતાની જાતને શાન્તિ આપે અને સુખી બનાવે તેવા દયાના પ્રસંગો મનુષ્યના જીવનપંથમાં પુષ્પોની પેઠે પથરાયલા છે.

**ડબ્લ્યુ વર્ડ્ઝવર્થ.**

ચૅક કે બૅન્ક બીલમાંજ દાનનું સુખ સમાયલું છે એમ નથી. આથી ઉચ્ચતર દાન પણ આપી શકાય. ગરીબમાં ગરીબ માણસ પણ ધીરજ, સમભાવ, વિચાર અને સલાહનું દાન દઇ શકે.

માનવ જાતની ઉત્તમ પ્રકારની સેવા બજાવવાને દ્રવ્યની જરૂર નથી. નિર્ધન કે ધનવાન ગમે ત્હેને દાન આપવાની અથવા સુખ પ્રસારવાની ઇચ્છા હોય તો ત્હેનો માર્ગ જડી આવશે.

**એલ. વ્હાઇટીંગ.**

ઘણે સ્થળે મનુષ્યોને મળવાથી મ્હને એવો અનુભવ થયો છે કે જે બીજાની વધારેમાં વધારે સેવા બજાવે છે તેજ વધારેમાં વધારે સુખી છે; વધારેમાં વધારે દુઃખી તેજ હોય છે કે જે ઓછામાં ઓછી અન્યની સેવા કરે છે.　　　　　**બુકર ટી. વોશિંગ્ટન.**

જે વધારેમાં વધારે આપે છે તે સારામાં સારૂં નથી આપતો, પણ જે સારામાં સારૂં આપી શકે છે તેજ વધારેમાં વધારે આપે છે; એવું મ્હારૂં માનવું છે. મ્હારાથી પુષ્કળ આપી શકાશે નહિ ત્હેની ફિકર નથી; પણ જેટલું પણ આપીશ તેટલું ભાવપૂર્વકજ આપીશ અને સાધનોની અપૂર્ણતાને લાગણીવડે દૂર કરીશ. **જે ભાવથી આપે છે તેજ વધારે આપે છે. આર્થર વોરિક.**

ખરેખરી સમભાવનામાંજ કવિતા અને સૌંદર્ય રહેલાં છે, એટલુંજ નહિ પણ ત્યાંજ સત્કાર્યને સંભવ છે.

સમભાવનું ઉચ્ચ અને સબળ સ્વરૂપ માત્ર આંસુ, નિશ્વાસ કે દૃષ્ટિથી અનુકંપા બતાવવામાંજ નથી, પણ પ્રત્યક્ષ સહાયદ્વારા તે ભાવને મૂર્તસ્વરૂપ આપવામાં છે. **ઓકટેવીઅસ વિન્સ્લો.**

આ જગતમાં આપણે દરેક જે કંઇ ભલું કરી શકીએ તે ઘણુંજ થોડું હોય છે. સર્વ યુગના સર્વ મનુષ્યો ભલું કરવાનું ધારે તો પુષ્કળ કરી શકે. પણ આને માટે દરેક કામ કરનારાએ પોતાના જમાનાનીજ સેવા કરવી જોઇએ અને ભાવિ પ્રજા વધારે કાર્યશીલ બને ત્હેને માટે પોતાનો હિસ્સો આપવો જોઇએ. **ટી. ટી. મુન્ઝી.**

ત્હમારી સમભાવની શક્તિ વધારવાને, ન્હાની કે મ્હોટી હરેક બાબત તરફ તમારી લાગણીઓ વધારે તીવ્ર અને ઉંડી બને તેવી પ્રભુની પ્રાર્થના કરો. માત્ર વિચારના અભાવે દયાનાં કામ કરવાના પ્રસંગ જતા રહે છે. માત્ર બેચાર આશ્વાસનનાં વાક્યોથી પણ કોઇ દરદીનો આખો દિવસ સુખમય બનાવી શકાય છે. ગાડીમાં બેસી ફરવા જવું, નવાં નવાં પુસ્તક વાંચવાં અને પુષ્પ સુંઘવાં વગેરે જેને ત્હમે જીવનની જરૂરીયાતો તરીકે ગણો છો તેવા વૈભવ અને સુખમાં ઘણા દિવસ પડદે પૂરાઇ રહેલાં હોય તેમને સમભાગી બનાવી કેટલું બધું સુખ આપી શકો તેમ છો, તેનો વિચાર કરો. બીજાની સ્થિ-

તેમાં આપણી જાતને મૂકીને વિચારો કે " જો હું અત્યંત કાર્યથી થાકી ગયો હોઉં, માંદો હોઉં કે એકલો પડી ગયો હોઉં તો મને શું ગમે ? " માટે સમભાવની વૃત્તિ ટેવ બંધાય ત્યાં સુધી કેળવો.

**સી. એચ. વિલ્કીન્સન.**

ઇશ્વરે જેમને અશક્ત બનાવ્યા છે, અને જેઓ મહેનત કરી પોતાનું ગુજરાન કરી શકે તેવા છે, ત્હેમને ભિક્ષા આપવાની સર્વ યોજનાઓ સમાજને સૌથી વધારેમાં વધારે નુકસાન કર્ત્તા છે; પછી તે ભલેને સરકારે કરી હોય કે ખાનગી વ્યક્તિઓએ તૈયાર કરી હોય કે ગરીબના કાયદા અનુસાર હોય. તે મનુષ્યોની નૈતિક શક્તિનો નાશ કરે છે. એ રીતે તે આત્માનો ઘાત કરે છે, અને દયાનું રૂપ ધારણ કરી અતિશય ક્રૂર બને છે.

જે નિરર્થક આપી દે છે અથવા પોતાની લાગણીઓને ખુશ કરવા કે અપાત્રના કાલાવાલા સાંભળી દાન કરે છે તે આવી અનીતિનાં દુષ્ટ પરિણામોને માટે પણ જોખમદાર છે. પાત્ર અપાત્ર જોયા વિના વગર વિચાર્યે જે દાન કરવામાં આવે છે તે તદ્દન બંધ કરવું જોઇએ; કારણ કે તે હંમેશાં અપાત્રેજ અપાય છે. તેથી લોકો અધમ, સ્વમાનની લાગણી વિનાના બને છે અને તેઓ સદાકાળ ભિક્ષુકવૃત્તિનાજ રહે છે. કુદરતે સ્વાવલંબી બનવા માટે સર્વને શક્તિ આપી છે, અને આ નિયમના અપવાદ એટલા બધા થોડા છે કે ત્હેમને ગણત્રીમાં લઇ અગાઉથી ત્હેમને માટે જોગવાઇ કરવાની જરૂર નથી. જેઓ સ્વાશ્રયી છે, અથવા સ્વાશ્રયી બનવાને માટે પ્રયત્ન કરી રહ્યા છે, ત્હેમનેજ સહાય આપવાની જરૂર છે. જેઓ અકાલે અથવા વૃદ્ધાવસ્થામાં એવા અશક્ત થઇ ગયા હોય કે પોતાની જાતથી તો સ્થિતિમાં બીલકુલ સુધારો કરી શકે તેમ ન હોય ત્હેમને સહાય આપવી એ સર્વ મનુષ્યનો ધર્મ છે, પરન્તુ દુષ્ટોને પોષવા

પડશે, અનાથનું રક્ષણ કરવું પડશે, રોગીની સંભાળ લેવી પડશે, એવું એવું ધારી નિયમો ઘડવા એ તો જીંદગીમાં થતા સામાન્ય ફેરફારો માટે ઇશ્વરે કરેલા કાયદાને આપણી અગમબુદ્ધિથી અને ડહાપણથી નિરુપયોગી બનાવવા જેવું છે. વૉકર.

હું ત્હારી પાસે વિનયયુક્ત સ્નેહની આશા રાખું છું. સુખી મનુષ્યને હાસ્યથી સત્કારવા, રોનારાંનાં આંસુ લ્હોવા, અને ત્હેમના હૃદયને સ્નેહપૂર્વક આશ્વાસન આપવા હું ત્હને વિજ્ઞપ્તિ કરૂં છું.

એ. વેરિંગ.

સત્કાર્યો માનવ હૃદયોમાં બાંધેલાં કીર્તિમન્દિરો સમાન છે.

ઝેનોફોન.



# પ્રકીર્ણ લેખો.



લેખક:

સ્વ. અંબાલાલ મોતીભાઈ પટેલ બી. એ.

સુ. પ. ૧૯

# શીખ સત્તાનો ઉદયાસ્ત.

શીખ અને મરાઠા ઇતિહાસ વચ્ચે મુખ્ય ભેદ એ છે કે મરાઠાઓના પ્રથમ અને શ્રેષ્ઠ નેતા શિવાજીએ મનની અંદર સામ્રાજ્ય સ્થાપવાનો ખ્યાલ પૂર્ણ રીતે સ્હમજ્યા પછી ઇતિહાસના ક્ષેત્રમાં તે પ્રજાને દાખલ કરી હતી. ત્હેના સર્વ વિજયો, સર્વ યુદ્ધો અને જૂદા જૂદા દેશોને પોતાના રાજ્ય સાથે એક કરી દેવા; એ સર્વ પ્રવૃત્તિઓ સમસ્ત હિન્દને, હિન્દુ રાજાની સત્તા નીચે લાવવાનો મહાન ઉદ્દેશ સાધવા અર્થેજ હતી.

પરન્તુ શીખ પ્રજાની ઉત્પત્તિ ધાર્મિક મંડળમાંથી થઇ હતી. બાબા નાનકે જે મુક્તિ પ્રાપ્ત કરી હતી તે રાજકીય મુક્તિ ન્હોતી. મૂર્તિપૂજા પૂર્વક પૃથક્ વ્યક્તિના અથવા સમસ્ત જાતિના આચાર-વિચારથી મર્યાદિત થએલી હોય છે; ત્હેમાં હૃદયના સ્વાતંત્ર્ય કરતાં ત્હેને પરાધીન કેવી રીતે બનાવવું એજ ખૂબી રહેલી છે; નાનકના હૃદયે આવા સંકુચિત ધર્મમાંથી મુક્તિ મેળવી હતી, અને એ આધ્યાત્મિક મુક્તિ જનસમૂહને મેળવી આપવાના મહાન કાર્ય ખાતે પોતાનું સમગ્ર જીવન અર્પ્યું હતું.

નાનકના ઉપદેશથી જે લોકો ત્હેના ધર્મમાં ભળ્યા તેઓ શિખ એટલે શિષ્ય કહેવાયા. નાત જાતના ભેદ વિના કોઇ પણ મનુષ્ય તે ધર્મમાં દાખલ થઇ શકતો, એટલે શરૂઆતથી કોઇને એમ લાગતું નહોતું કે શીખ લોકો કદિ પણ ઇતિહાસમાં જાતિ તરીકે પ્રખ્યાત થશે. પરન્તુ મુસલ્માનોના જુલમથી નાનકના શિષ્યોનું એક મંડળ બન્યું, અને ત્હેમણે જનસમૂહને ધર્મોપદેશ આપવાનું કાર્ય ત્યજી પોતાની જાતિનું પરધર્મીઓના જુલમ અને તેથી થતા વિનાશમાંથી રક્ષણ કરવાનું કાર્ય સ્વિકાર્યું. ખરૂં જોતાં આ કાર્ય ધર્મોપદેશકનું નથી, પરન્તુ સેનાધિપતિ

અને રાજનીતિ નીપુણનું છે. ગુરૂ ગોવિન્દસિંહ એ બીજા પ્રકારનો પુરૂષ હતો. મ્હેનામાં એટલી બધી ખંત હતી કે પોતાના શિષ્યોને શત્રુના જુલમની સામે કટિબદ્ધ કરવાને તે સર્વ રીતે શક્તિમાન હતો. મ્હેણે ધાર્મિક સમાજનાં માણસોમાંથી યોદ્ધાઓ બનાવ્યા, અને ઉપદેશકની-ધર્મ ગુરૂની જગ્યા ખાલી રાખી.

ગુરૂ નાનકે જે આધ્યાત્મિક મુક્તિને સર્વોત્તમ વસ્તુ ગણી હતી તે ભાવનાને ગુરૂ ગોવિન્દસિંહ નિરંતર લક્ષમાં રાખી શક્યો નહિ; પાર્થિવ શત્રુઓના જુલમમાંથી છૂટવાની ઇચ્છાને મ્હેણે અતિશય સતેજ કરી. ખરૂં છે કે શિક્ષણના આ ફેરફારથી શીખ જુસ્સો ક્ષણવાર ઇતિહાસનાં પાનાંપર બહુજ ઝગઝગ્યો, ખરૂં છે કે તેથી શીખ લોકોમાં લડાયક ગુણ ખીલ્યો; પરન્તુ ત્યાંજ આગળ બાબા નાનકે ઉચ્ચ માર્ગે ઉડ્ડયન કરવાને માટે જે આધ્યાત્મિક સામગ્રી આપી હતી તે ખૂટી પડી, ત્યાંજ આગળ મ્હેમની પ્રગતિ અટકી પડી.

ત્યારથીજ આપણને વિગ્રહ અને વિજયનો ઇતિહાસ પ્રાપ્ત થાય છે. જેમ જેમ મુગલ બળ મંદ પડતું ગયું, અને શીખ લોકો મ્હેમની સાથેના વિગ્રહોમાંથી વિજય મેળવતા ગયા, તેમ તેમ સ્વરક્ષણ ખાતર કરવાં પડેલાં યુદ્ધો બંધ પડતાં ગયાં, અને સર્વોપરી સત્તા પ્રાપ્ત કરવાની ઇચ્છા બળવત્તર થતી ગઇ. જ્યાં સુધી આપણા શત્રુઓ પ્રબળ હોય છે ત્યાં સુધીજ સ્વરક્ષણની કલ્પના આપણા મનમાં જાગ્રત રહે છે, અને સર્વનો એક શત્રુ છે એ ખ્યાલથી આપણે બધા એક તારથી જોડાએલા હોઇએ છીએ; પણ જ્યારે બાહ્ય દબાણ દૂર થાય છે ત્યારે વિજયથી મસ્ત બનેલો જુસ્સો બીજી કોઇ પણ રીતે અંકુશમાં રહેતો નથી. સ્વરક્ષણ માટે કરેલા વિગ્રહથી લડાયક જુસ્સો ખીલે છે, પરન્તુ વિજયથી મદમસ્ત બન્યા પછી એવી કોઇ પણ શક્તિ નથી કે જે પરદેશ જીતવાની વૃત્તિને દબાવીને

માત્ર પોતાના સમાજનીજ સુવ્યવસ્થા કરવામાં રોકાઇ શકે.

આ કાર્ય કરી શકે એવી એક શક્તિ હતી; પરન્તુ ગુરૂ ગોવિન્દસિંહે જાતિની ક્ષણિક જરૂરીઆત પૂરી પાડવાની અનિવાર્ય ઇચ્છાના બળથી દોરવાઇ એ શક્તિને તદ્દન દાબી દીધી. શીખ લોકોને બીજો ગુરૂ આપવાને બદલે હેણે તરવાર વારસામાં સોંપી. હેના મરણ પછી નાનકે ઉપદેશેલું મહાન સત્ય 'ગ્રન્થ સાહેબ' નામના પુસ્તકમાં બંધ કરી મૂકવામાં આવ્યું. ગુરૂઓની પરંપરાથી માનવ હૃદયને પવિત્ર બનાવતું આધ્યાત્મિક જળનું વહન સજીવ ઝરણની પેઠે વહી રહ્યું હતું, તે જળ વહેતું હવે અટકી પડયું. તે એક તળાવના પાણીની માફક બદ્ધ થઇ ગયું. ત્યારથી શીખ લોકોનું બળ લોભમાં ઝપાટાબંધ વહેવા લાગ્યું, અને કોઇ હેને અંકુશમાં રાખી શકે તેમ નહોતું. દેવતાઓ અદૃશ્ય થયા, રાક્ષસો રંગભૂમિપર ઉતરી આવ્યા, લૂંટફાટ અને પક્ષાપક્ષીનું સામ્રાજ્ય સર્વત્ર પ્રવર્ત્તી રહ્યું. આવી આત્મઘાતક અવ્યવસ્થા દરમિયાન રણજીતસિંહે દેખા દીધી. હેણે શીખ લોકોને કેટલોક સમય એકત્રિત રાખ્યા, પરન્તુ તે પણ બળવડેજ. હેણે બીજા બધાને પોતાને વશ કર્યા, કારણ કે તે સર્વથી વધારે બળવાન હતો.

જે માત્ર બળવડેજ સર્વને એકત્રિત કરે છે તે બીજાને નિર્બળ બનાવીનેજ તેમ કરી શકે છે. અરે, એટલુંજ નહિ પરન્તુ એથી ખરાબ તો એ છે કે તે સાચા સંપનું શાશ્વત મૂળ કારણ જે સ્નેહ છે તેને દબાવી દઇનેજ પોતાનો હેતુ સિદ્ધ કરી શકે છે. પોતાનો સ્વાર્થી હેતુ સાધવાને માટેજ રણજીતસિંહે શીખ લોકોને બળે અને કળે વશ કરી એકત્રિત કર્યા. હેણે હેમના હૃદયમાં એવું ઉચ્ચ પ્રકારનું બળ રેડયું નહોતું કે હેના મરણ પછી પણ તેઓ એક રહી શકે. અનિવાર્ય પ્રપંચ અને ખંતથી માણસ પોતાનો

# જૅનરલ આર્મસ્ટ્રૉંગ.*



## ત્હેમણે સ્થાપેલી હેમ્પટન સંસ્થામાં ત્હેમની એક વાર્ષિક તિથી ઉપર અપાયલું વ્યાખ્યાન.

આ દિવસ આપણે આપણી સંસ્થાના પિતાનું જીવન યાદ કરવાને અને ત્હેના ઉપદેશના પાઠ ફરીથી સંભાળી જવાને માટે ઘણા પૂજ્યભાવથી ઉજવીએ છીએ. આ બાબત આપણને પરિચિત છે અને દરવર્ષે આપણે તે એકબીજાને સંભળાવીએ છીએ; પરન્તુ એ સ્થાપકને પસંદ પડે તેવી વિનીતભાષામાં એ વાત કહેવી એ મુશ્કેલ કાર્ય છે. ત્હેણે સ્પષ્ટ રીતે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી કે ત્હેના પોતાના સંબંધી કંઇ પણ સ્તુતિવાક્યો ઉચ્ચારવાં નહિ. ત્હેણે લખ્યું છે કે "જીવનનું તત્ત્વ ઘણા ઉંડાણમાં રહેલું છે." ત્હેનાં ચપળ નેત્રો જે કોઇ અતિશયોક્તિ ભરેલી વાણીથી ત્હેના સંબંધમાં બોલે, ત્હેના તરફ ઠપકા ભરી નજરે જોશે; જ્યારે બીજી બાજુએ જનરલ આર્મસ્ટ્રૉંગના જીવનથી અપરિચિત માણસને આપણું કથન અતિશયોક્તિ ભરેલું પણ લાગ્યા વિના રહેશે નહિ. જેણે જેણે એ જીવન જાતે નિહાળ્યું છે ત્હેના હૃદયમાં ત્હેને યાદ કરતાંની સાથેજ પૂજ્યભાવ ઉભરાયા સિવાય રહેશે નહિ. કંઇ પણ શક્યતા અશક્યતાનો વિચાર કર્યા સિવાય એટલું તો કહી શકાયજ કે તે ત્હેના જમાનામાં અમેરિકાના મહાન્ ગણાતા છ પુરૂષોમાંનો એક તો હતો જ. ત્હેની યોજનાઓ, ત્હેની આશાઓ, ત્હેની વિચાર કરવાની પદ્ધતિ,

* આ સંસ્થા તરફથી નિકળેલા બુકર ટી વોશિંગ્ટનના ચરિત્રમાં આ મહાપુરૂષની વિશેષ માહિતી આપેલી છે.

ત્હેનો દેખાવ એ સર્વ ત્હેની મહત્તા દર્શાવી રહ્યાં હતાં. અત્યારે આપણે ત્હેના સંબંધી બની શકે તેટલું અંકુશથી બોલીશું. સ્તુતિનાં વાક્ય ન બોલવાં, એવી જે ફરજ આપણાપર તેણે નાખી છે તેથી સારે નસીબે આપણે આપણી વાર્તા ત્હેના કાર્યના શબ્દોદ્ધારાજ કહીશું. આવી સંસ્થાઓ બે રીતે શરૂ થઇ શકે:-કાંતો તે યોજનાથી શરૂ થાય અથવા તો માણસથી શરૂ થાય. મતલબકે કેટલીક વાર એવું બને છે કે કોઇએક વિશ્વવિદ્યાલય, દેવળ અથવા પરોપકારી કાર્યની યોજના પ્રથમ કાગળપર પૂરેપુરી ઘડવામાં આવે છે; પછી ત્હેને માટે જોઇતા પૈસા મેળવવામાં આવે છે; અને અન્તે ત્હેને માટે કામ કરનાર માણસને રોકવામાં આવે છે. પરન્તુ જ્યાંસુધી આ છેલ્લું પગલું ભરાય નહિ, અને કાર્ય ઉપાડી લેનાર ખાસ લાયક મનુષ્ય મળી આવે નહિ, ત્યાંસુધી આવાં કાર્યો સંગીન બનતાં નથી; અને અનેક પરોપકારી કાર્યો પુષ્કળ દ્રવ્ય હોવા છતાં યોગ્ય માણસના અભાવે નિષ્ફળ નિવડયાં છે. કેટલીક વાર આવાં રૂડાં કાર્ય પ્રથમ માણસથી જ શરૂ થાય છે. તે માણસ દૈવી પ્રેરણા મેળવે છે, અને ત્હેને અનુસરે છે. તે જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં જ અને પોતાની પાસે જે સાધનો હોય તે સાધનોથી જ શરૂ કરે છે. જાણે કે પોતાની કલ્પનાઓને તે એમજ કહ્યા કરતો હોય છે કે "હું જીવું છું તેથી ત્હમે પણ જીવશો." આગળ જતાં તેનું કાર્ય કુદરતી વસ્તુઓની માફક ખીલે છે. ત્હેને માટે પ્રથમથી સાધન તૈયાર કરેલાં હોતાં નથી છતાં પણ તે વધે છે; તથા વસંત ઋતુમાં વૃક્ષોની માફક તેમાંથી શાખાઓ ફૂટે છે; કારણકે ત્હેના મૂળમાં માનવ શક્તિની ઉષ્ણતા રહેલી છે. કાર્યના આવા વિકાસને પરિણામે યોગ્ય સમયે એક એવી મ્હોટી અને વ્યવસ્થીત સંસ્થા ઉભી થાય છે કે જેની અંદર દૈનિક કાર્યવાહી, વિસ્તાર અને યંત્રવત્ કાર્ય થઇ રહ્યાં હોય છે. પરન્તુ

આ યંત્રવત્ કાર્યોમાં પણ જેવી રીતે સંચાની અંદર ફરતાં પૈડાં ઍન્જીનનું અસ્તિત્વ દર્શાવે છે. તેવી રીતે તેના સ્થાપકની માનવ-શક્તિ ઓતપ્રોત થયેલી દેખાય છે. મ્હારે કહેવાની જરૂર નથી કે હૅમ્પ્ટનની સંસ્થા પણ માણસની કલ્પનાથી શરૂ થઇને તે મહાન્ સંસ્થાની અનેક શાખાઓ સુધીનો કુદરતી વિકાસ દર્શાવે છે. હું ધારૂં છું કે કેટલેક અંશે અમેરિકન કેળવણીના ઇતિહાસમાં આ મહાન્ ઉદ્યોગી ખીલતું સ્થળ તે માણસની મૂર્તિરૂપ છે. આપણે દરેક પગલું ત્હેનો વિચાર કરીનેજ ભરીએ છીએ. દરેક ફેરફાર વખતે આપણે પૂછીએ છીએ કે "જનરલને એ કેવું લાગત?" આપણાં સાધનોની વૃદ્ધિ અને આપણી યોગ્યતા તથા આશા પ્રત્યક્ષ થતાં આપણા મનમાં એમ થાય છે કે "જનરલને આથી કેટલો બધો આનંદ થાત!" આપણે દરવર્ષે આપણા પ્રવૃત્તિપૂર્ણ જીવનને અટકાવી આ સંસ્થાના પિતાના માનમાં એક દિવસ તહેવાર પાળીએ છીએ. આપણને આ વિચાર બહુ સુખ આપે છે કે આ સંસ્થાના કાર્યની મૂળ શરૂઆત યોજનાથી નહિ, પરન્તુ માણસથી થઇ હતી. ત્હમને યાદ હશે કે પયગમ્બર હઝિકીલે સ્વર્ગનાં દર્શન સમયે કેવાં મુંઝાવે તેવાં ચક્રો અને એ ચક્રોની અંદર પણ ચક્રો જોયાં હતાં. એ ચક્રમાં પણ ત્હેણે સજીવ પ્રાણીઓની મૂર્તિઓ નિહાળી હતી; અને જ્યારે એ સચેત પ્રાણીઓ ત્યાંથી ખસ્યાં ત્યારે તે ચક્રો પણ ત્હેમની સાથે ખસ્યાં હતાં; અને જ્યારે એ સજીવ પ્રાણીઓ ઉંચકાયાં ત્યારે તે ચક્રો પણ ઉંચકાયાં હતાં. કારણકે "એ સજીવ પ્રાણીઓનો આત્મા એ ચક્રોમાં રહેલો હતો." આપણે પણ એવાં જ યંત્રોમાં આજે વાસ કરી રહ્યા છીએ. આપણી આસપાસ ચારે બાજુએ ઝડપથી ચાલી રહેલી પ્રવૃત્તિઓ છે, અને એ પ્રવૃત્તિઓમાં વળી બીજી પ્રવૃત્તિઓ થઇ રહી છે; પરન્તુ તે સર્વની અંદર એક સ્મરણ, એક પ્રથા, એક વીર પુરુષ

ઓતપ્રોત છે. જ્યારે એ ચક્રો ચાલે છે ત્યારે તે પુરૂષનાવડેજ ચાલે છે, અને જ્યારે તે આજે ઉન્નતપદ પામ્યો છે ત્યારે આપણાં ચક્રો પણ સાથે ઉંચકાયાં છે; કારણકે સ્થાપકનો આત્મા એ પ્રવૃત્તિઓમાં વાસ કરી રહેલો છે.

જનરલ આર્મસ્ટ્રાંગની કારકીર્દી તરફ દૃષ્ટિ ફેંકતાં આપણે જોઇએ છીએ કે તે ત્હેને માટે નિર્માયલા કાર્યને માટે આરંભથીજ દરેક પગલે કેવો તૈયાર હતો. છતાં તે યુવાન્ પોતે ત્હેના ભાવથી તદ્દન અજ્ઞાત હતો. તે ત્હેના કાર્યક્ષેત્રથી બે હજાર માઇલ દૂર જન્મ્યો હતો. સાદી અથવા ઇન્ડીયન જાતિની સેવા કરવાનો ખ્યાલ ત્હેની યુવાવસ્થામાં ત્હેની કલ્પનામાં પણ આવ્યો નહિ હોય. ત્હેને અભ્યાસના વાતાવરણમાં શાન્ત બર્કશાયર હિલ્સમાં ઉછેરવામાં આવ્યો હતો, અને તેમ છતાં ત્હેનું કાર્ય સ્પષ્ટ થયું નહોતું. તે બીજા કોઇ પણ વીર માણસની માફક પરિણામનો વિચાર કર્યા સિવાય યુદ્ધમાં સામીલ થયો. ધીમે ધીમે ત્હેનું ધર્મકાર્ય ત્હેને બોલાવવા લાગ્યું. ત્હેણે એક વાર લખેલું કે "હાલ હૅમ્પ્ટનની શાળા જેવી છે તેવુંજ કંઇક સ્વપ્ન મ્હને યુદ્ધ દરમિયાન કેટલીક વાર આવેલું. એક વાર રિચમન્ડના ઘેરા વખતે લશ્કરની છાવણીમાં, અને બીજી વાર એક સુન્દર સન્ધ્યા સમયે મેકિસકોના અખાતપર." જે કાર્ય ત્હેને કરવાનું હતું તે તદ્દન સ્પષ્ટ હતું કે થોડાક પસંદ કરેલા યુવકોને કેળવવા કે જેઓ સમાજમાં પ્રવેશ કરી પોતાના જાતિબાન્ધવોને શીખવે અને ત્હેમને દોરે. વળી મહેનતને માન આપતાં શીખવવું, કંટાળો આપે તેવી કાર્ય કરવાની રીતોને સ્થાને હોંશિયાર કારીગરો બનાવવા અને આ હેતુસર એક ઔદ્યોગિક શાળા સ્થાપવી...............પછી પૅલેસ્ટાઇનની પવિત્ર ભૂમિમાં પ્રવાસ કરનારા પ્રવાસીઓ ખાસ લાગણીપૂર્વક યાદ કરે છે. ત્હેના જેવું આ સ્વપ્ન આપની દૃષ્ટિ સમક્ષ રજુ

થાય છે. નેઝારેથનાં ન્હાંના શહેરની પાછળની આવેલી એક વિખૂટી પડી ગયેલી ટેકરી કે જ્યાંથી ચોતરફ ખુલ્લું સ્થળ નજરે પડે છે; જેની ઉત્તરમાં લેબનોનનો ઢોળાવ છે; દક્ષિણમાં જુડિયાની ટેકરીઓ છે; પૂર્વે જૉર્ડનની પેલી મેરનો પ્રદેશ અને પશ્ચિમે ભૂમધ્ય સમુદ્ર દષ્ટિએ પડે છે. ખ્રિસ્તિઓ જેને પવિત્ર ભૂમિ કહે છે તે લગભગ આખો પ્રદેશ જ્યાંથી દષ્ટિમર્યાદામાં આવી રહે છે અને પથિકો જેમ પૂજ્યભાવથી યાદ કરે છે તેમ અહિંઆ જિસસ ક્રાઇસ્ટ દિવસનું કામ પૂરૂં કરી આવ્યો હશે, ગિરિશૃંગપર સંધ્યાકાળે બેઠો હશે, અને હેનાં દિવસનાં સ્વપ્નોને દૂર ક્ષિતિજ સુધી પૂર્ણ રીતે વહેવા દીધાં હશે, અને હેને એક દિવસે એ દેશ અને એ લોકો પ્રભુની ઇચ્છા પાર પાડવામાં સર્વસ્વ અર્પણ કરે એવી કલ્પના આવી હશે. જિસસ ક્રાઇસ્ટના આ યુવક શિષ્યે પણ એવીજ રીતે મેકિસકોના અખાતપર ભ્રમણ કરતાં અને રીચમન્ડના ઘેરા દરમિયાન રાતોની રાતો સુધી ઉપર જણાવેલાં સ્વપ્ન જોયાં હશે. સુવાર્તા કહે છે કે જિસસ ક્રાઇસ્ટ જ્યારે ત્રીસ વર્ષનો થયો ત્યારે પૂરેપૂરો યોગ્ય સમય આવી પહોંચ્યો. જિસસ ક્રાઇસ્ટના આ શિષ્યને પણ તેવું જ થયું હતું. સત્તાવીશ વર્ષની વયે ૧૮૬૬ માં મુક્ત થયેલા સીદીઓથી વસાવલું હૅમ્પ્ટન સંસ્થાન હેને સોંપવામાં આવ્યું; અને ત્યારેજ હેને જોઇતી તક મળી. જેવી રીતે જીસસે પોતાની બાલ્યાવસ્થા દૂર ઇજીપ્તમાં ગાળી હતી, કૌમારાવસ્થા દેવળમાં રેબીઓ સાથે ગાળી હતી, અને એ બન્નેની અસરો હેની પુખ્ત વયે પણ જણાતી હતી, તેવી જ રીતે દૂર હૅવીલિયન ટાપુમાં થયેલા આ યુવકના જન્મની અને વિલિયન્સ કૉલેજના અધ્યાપકોએ આપેલા શિક્ષણની અસર આર્મસ્ટ્રાંગના સ્વપ્નોમાં પણ દેખાતી હતી. આમાં દેવી હેતુનો કેવો વિચિત્ર ઓતપ્રોત સંબંધ રહેલો છે. અમેરિકન ખ્રિસ્તીઓને પોલિનેશિયાની જાતિનો ઉદ્ધાર કરવાનું કાર્ય સોંપ-

વામાં આવ્યું છે, ત્યાં નમ્ર, ઉડાઉ, કાળી ચામડીના, વહેમમાં ડૂબેલા અને ગોરા લોકોના દોષના ભોગ થઇ પડેલા લોકો રહે છે, આ લોકોને તેઓ ઉદ્યોગ, કરકસર, નીતિ, ધર્મ અને મજુરી કરતાં શીખવે છે. પછી એવો સમય આવે છે કે જ્યારે એ જ દેશમાં વાસ કરી રહેલી બીજી કાળી પ્રજા એજ ગુણદોષવાળી અને ગોરી પ્રજાના પાપના ભોગ થઇ પડેલીને બચાવવાનું અને સુધરેલી દુનિયામાંથી કલંક દૂર કરવાનું કાર્ય થાય છે; અને પૂર્વમાં હૈવેલિયન ટાપુમાંથી જેવી રીતે ઇજીપ્તમાંથી જીસસ આવ્યો હતો તેવી રીતે, આ લોકોને માટે એક માણસ આવે છે. જનરલ આર્મસ્ટ્રાંગે લખેલું કે મ્હારા પિતાની દેખરેખ નીચે જે શાળાઓ ચાલતી હતી, ત્હેમણે હેમ્પ્ટન સંસ્થાનો મૂળ ખ્યાલ મ્હને આપેલો.”

આ પ્રમાણે જે કાર્ય શરૂ કરવાને માટે ઇશ્વરે ત્હેને મોકલ્યો હતો તેજ કાર્ય ( હેમ્પ્ટનની સંસ્થા ) હવે તેનું સ્મારક બન્યું છે. અને હવે આ સંસ્થાપર એ પુરૂષની છાપ એવી સજ્જડ પડી છે કે ત્હેના વિષે બોલવા જતાં એ પુરૂષના વિષે બોલવું પડે છે. આ સંસ્થાના જે વ્યાવહારિક હેતુઓ ત્હેણે સમજાવ્યા હતા તેના તેજ હેતુ હજુ પણ કાયમ છે. ત્હેનાજ નીતિના આદર્શો હજી પણ આ સંસ્થાના નીતિના આદર્શો છે. જ્યારે પણ આપણે હેમ્પ્ટનનું આન્તર જીવન વર્ણવીએ છીએ ત્યારે આપણે ત્હેના સ્થાપકના હૃદયમાંજ દૃષ્ટિ નાખીએ છીએ, અને ત્હેની આશાની જ વાર્તા કરીએ છીએ.

એ માણસ પાસેથી મળેલા વારસામાં નીચલા નિયમો સમાયલા છે.

હેમ્પ્ટનના એ સિદ્ધાંતો ત્રણ શબ્દમાં દર્શાવી શકાય.

**આ સંસ્થા શ્રમ, સ્નેહ અને જીવનની છે.**

**ત્હેનો પહેલો ધર્મ “શ્રમ”નો છે, કે જે શરીરને આળસમાંથી છોડવીને મહેનતુ બનાવે છે.**

બીજો ધર્મ "સેવા"નો છે, કે જે હૃદયને સ્વાર્થમાંથી મુક્ત કરીને અન્ય પ્રાણીઓને ચ્હાતાં શીખવે છે.

ત્હેનો ત્રીજો ધર્મ "આત્મબલિદાન"નો છે, કે જે જીવાત્માને નિર્માલ્ય, સામાન્ય જીવનને બદલે સાચું, દેવતાઈ જીવન જીવતાં શીખવે છે.*

---

* ઉપલા ત્રણ સિદ્ધાંત અથવા ધર્મ, હેમ્પટન સંસ્થા માટેજ નહિ પરંતુ હિંદ અથવા જગતના કોઇ પણ દેશ વા સમાજમાં સાચું શિક્ષણ ફેલાવવા ઇચ્છનારી શિક્ષણ સંસ્થાઓ માટે ખાસ લક્ષમાં રાખવા જેવા આદર્શરૂપ હોવાથી, એટલુંજ નહિ પરંતુ દેશના કે પ્રભુના સાચા સેવક થવા ઇચ્છનાર દરેક વિદ્યાર્થી વગેરે માટે પણ એ સોનેરી સિદ્ધાંતો નજર આગળ રાખ્યા કરવા જેવા હોવાથી આ સામેના પૃષ્ઠપર તે મ્હોટા અક્ષરથી છપાવવામાં આવ્યા છે. વાંચકોના જાતિ ઉપયોગ માટે એમાં સંસ્થાને બદલે "જીંદગી" શબ્દ મૂક્યો છે.

મંત્ર સ. સા.

# આ જીંદગી શ્રમ, સ્નેહ અને જીવનની છે.

તેહેનો પહેલો ધર્મ "શ્રમ"નો છે, કે જે શરીરને આળસમાંથી છોડવીને મહેનતુ બનાવે છે.

બીજો ધર્મ "સેવા"નો છે, કે જે હૃદયને સ્વાર્થમાંથી મુક્ત કરીને અન્ય પ્રાણીઓને ચ્હાતાં શીખવે છે.

તેહેનો ત્રીજો ધર્મ "આત્મબલિદાન"નો છે, કે જે જીવાત્માને નિર્માલ્ય, સામાન્ય જીવનને બદલે સાચું, દેવતાઈ જીવન જીવતાં શીખવે છે.

હવે ઉપલા સચેત ધર્મના દરેક સિદ્ધાન્તનો આપણે વિસ્તારથી વિચાર કરીએ.

હૅમ્પ્ટન સંસ્થાના જીવનનો પ્રથમ ધ્વનિ "મહેનત"ના સદુપદેશનો છે. આપણે એવા સમયમાં મૂકાયેલા છીએ કે જ્યારે મૂર્ખતાથી મજુરીને આનંદને બદલે શાપ ગણવામાં આવે છે. અત્યારે જે ઔદ્યોગિક ચળવળ ચાલી રહી છે ત્હેનો મ્હોટો ભાગ કામ ઓછું કરવાને માટે, મજુરીના કલાકો થોડા કરવાને માટે, અને વિશ્રાન્તિનાં સાધનો મેળવવાને માટે છે. દુનિયાનું કામ ઢગલે ઢગલા પડયું છે, અને ગરીબ તેમજ તવંગર સર્વ કોઇ એ બોજામાંથી છૂટવા પ્રયત્ન કરે છે. હું એમ નથી કહેતો કે આપણે અત્યારે કાર્યના અતિશય ભારે બોજા નીચે દબાયલા નથી. ખરેખર ગરીબ માણસો અર્વાચીન યંત્રોમાં યંત્રવત્ બની જવાના ભયમાં આવી પડયા છે, અને ખરેખર ઘણા પૈસાદાર માણસો છૂટી ન શકે એટલા બધા સમૃદ્ધિના ગુલામ થઈ પડયા છે. વળી અત્યારની આ જરૂરની ધંધાની પુનર્વ્યવસ્થા ઉપરાંત આપણા સમાજમાં એક નવીન અને ભયપ્રદ ધ્વનિ સંભળાવા લાગ્યો છે; તે મહેનત પ્રતિ ધિક્કારની અને કરકસર તરફ તિરસ્કારની લાગણી છે. એક તરફ અત્યારે એવો સમય આવી પહોંચ્યો છે કે જ્યારે ગરીબ, નિરાધાર, ભૂખ્યા અને કામની શોધમાં ફરતા છતાં પણ તે નહિ પ્રાપ્ત કરવાથી નિરાશ થતા લોકોની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે. આ આ સમયનું એક ભયંકર પરિણામ છે. લાખો ધનવાનો અને ગોખણીયા વિદ્વાનો તથા ત્હેમની દેખાદેખી કરનારા માણસો શરીરથી કામ કર્યા વિના જીવવાનો નિશ્ચય કરી બેઠા છે, અને એથી દિનપ્રતિદિન કાર્યનો બોજો વધતો જ જાય છે. પરન્તુ આપણે જ્યારે પ્રામાણિક મજુરોમાં પણ આવી જ વૃત્તિ પ્રબળ બનતી જોઇએ છીએ, ત્યારે ઉપલા ધંધાદારી ભલા ભિક્ષુકોનો વિચાર ગૌણ લાગે છે. હાલના

ઘણુંક ચળવળ કરનારાઓને પોતાની ઓછી કમાણીથી એટલું બધું લાગી આવ્યું છે કે તેઓ કરકસરની વિરૂદ્ધ બખાળા કરવા લાગ્યા છે. મ્હને સાંભળતાં એવા જ એક આગેવાને કહ્યું હતું કે “ કરકસર એતો સદ્‌ગુણ જ નથી; મજુરને ઓછું બચાવી વધારે માગવા દો.” આવા માણસોના ધારવા પ્રમાણે કરકસર, ખાનગી બચત, મુકરર કરેલા સમય પછીનું કામ, મુકરર કરેલા કામ કરતાં વધારે કરેલું કામ, એ સર્વ બાબતો તેના કર્તાને મજુરવર્ગપર થતો અન્યાય સમજવાથી દૂર રાખે છે, અને માત્ર પોતાનીજ ઉન્નતિ, પોતાનાજ સુખ અને સૅવિંગ્સ બૅન્કના પોતાના હિસાબની સાથેજ સંબંધ કરાવે છે; માટે જો દુનિયાના તમામ મજુરો ત્હેમના શેઠોના જુલમ સ્હામે થવાને એકત્ર થતા હોય તો તેઓ ભલે મહેનતને અન્યાય ગણે અને કરકસરને હાનિકારક માને. વળી મહેનત અને કસકસરનો તિરસ્કાર આટલેથી જ અટકતો નથી. જ્યારે આપણે સમાજના બીજા છેડા તરફ એટલે કે એડાખાઉઓ તરફ જોઈએ છીએ ત્યારે આપણે એવાલોકોની સંખ્યા વધતી જોતા નથી કે જેઓ બીજાની મહેનતવડે કે વારસાવડે પૈસાદાર થયેલા છે, અને ઉડાઉપણે, બ્હારના આડંબરમાં, અનુત્પાદક જીવન ગાળી સમાજને ભયરુપ થઇ પડ્યા છે. ખરેખર આ અતિશય સમૃદ્ધિશાલી લોકોનો વ્યવહાર શાપ સમાન છે, કારણ કે તેઓ મહેનતને ધીક્કારે છે અને માને છે કે સદ્‌ભાગ્યે તેઓ પોતે ત્હેમાંથી છૂટયા છે' આવા માણસો ભટકનારા લુચ્ચા લોકો કરતાં બહુ જુદાપણું ધરાવતા હોય એવા લાગતા હોવા છતાં ખરૂં જોતાં તેઓમાં ત્હેમની સાથે સમાનપણુંજ વધારે રહેલું છે. એ બન્ને વર્ગ અનુત્પાદક અને નિરૂદ્યમી છે; બન્ને વૃત્તિમાં જંગલી ભટકનારા જેવા, ઘર આગળ બેસી રહેવાનું બીલકુલ પસંદ નહિ કરનારા, અને પ્રામાણિક મજુરીને માટે ઉત્તરોત્તર વધારે નાલાયક બનતા ચાલનારા છે. આવા સ્વાર્થી,

નિરૂધમી ધનવાનો કામ વિનાના લશ્કરની વિખૂટી પડી ગયેલી બીજી ભયંકર ટૂકડી જેવા છે.

કાર્યને અનિષ્ટ અને કરકસરને શંકાસ્પદ ગુણ માનનારાની સ્હામે પણ હૅમ્પ્ટન સંસ્થાનો–વ્યવહાર–ઉપદેશ ખડોજ છે, કેમકે અમે મહેનતને પ્રગતિના સાધન તરીકેજ નહિ પણ તે ઉપરાંત મુક્તિ મેળવવાનું દ્વાર પણ માનીએ છીએ. **કરકસરના સદ્ગુણમાં અને મહેનતના આધ્યાત્મિક બળમાં અમને પૂર્ણ શ્રદ્ધા છે.** અમે માનીએ છીએ કે મનુષ્યને મુક્તિ મેળવવાનું સાધન તેને યંત્રવત્, મનુષ્યત્વહીન અને જડ બનાવવામાં એટલે કે હેણે કાર્યમાંથી તદ્દન અલગ થવામાં રહેલું નથી; પરન્તુ હેને બુદ્ધિ, કળાકૌશલ્ય, ધૈર્ય, શોધ, કરકસર અને સ્નેહથી તેજસ્વી બનાવવામાં રહેલું છે. અત્યારના ઔદ્યોગિક વિગ્રહમાં એતો અગત્યનું છે કે કારખાનાવાળાઓના જુલમમાંથી મજુરોનું રક્ષણ થવું જોઇએ. પરન્તુ મહેનતના પ્રશ્નનો ઉકેલ તો એજ આવશે કે જે હેને (મજુરીને) મનુષ્યને છાજે તેવી, રસિક, સૂચક બુદ્ધિપૂર્વકની અને ફળદાયી બનાવશે; કે જેથી કરીને જેટલા કલાક માણસ વધારે કામ કરે, તેટલો વધારે તે સુખી થાય. જ્યારે આદમ અને હવને આળસના બાગમાંથી કાઢી મૂકીને કામ કરવાનું ફરમાવવામાં આવ્યું હતું ત્યારે તે ફરમાન કાંઇ શાપરૂપ નહોતું, પરન્તુ માનવજાતિના ઉદ્ધારની શરૂઆતરૂપજ હતું–માણસે જયારથી મજુરી કરી પોતાનું પોષણ કરવા માંડયું ત્યારથી સુધારો શરૂ થયો. એજ બનાવ કે જેને માણસનું પતન કહેવાય છે તેનો તેનું ઉત્પતન–ઉંચે ઉડવાનો પ્રયાસ હતો. આ પ્રમાણે હોવાથી હૅમ્પ્ટનની શાળા મજુરીને માટે માન ઉત્પન્ન કરે છે, તે આંખ અને હાથને મગજ અને કલ્પનાશક્તિના જેટલુંજ માન આપે છે, અને કોઇ પણ માણસને એક વસ્તુ સારી રીતે કરતાં આવડતી હોય હેનામાં સ્વમાનની વૃત્તિ જગાડે છે.

સુધારાના ઇતિહાસે અનેકવાર દર્શાવ્યું છે કે **સમાજની સંગીનતાનો આધાર કરકસરના ગુણવાળા, સ્વતંત્ર, કાર્યકુશળ અને પ્રામાણિક ન્હાના ન્હાના ખેડુત જમીનદારોપર છે.** ઔદ્યોગિક જીવનના ભાવિ ફેરફારો જો માણસોને કરકસર અને ડહાપણના ગુણનો ત્યાગ કરાવી, સ્વતંત્રતા ગુમાવી, જનસમૂહની ગમે તે હિલચાલમાં નિમગ્ન થઇ જવાને લલચાવનારા નિવડશે, તો જે જાતિને માટે આખા રાષ્ટ્રે આટલું બધું ખમ્યું છે, અને જે જાતિનાં માણસો વ્યવસ્થિત મજુરોના બંધારણને લીધે છૂટાં પડી ગયેલાં છે, તેઓ સ્વતંત્ર અને મહેનતુ બનીને આખા દેશના સામર્થ્યનું રક્ષણ કરે; દેશની આર્થિક સ્થિતિ જાળવે અને પ્રામાણિકપણે રાજ્યનીતિમાં ભાગ લે; એ સર્વ દૈવની ઉલટી ગતિરૂપજ ગણાય. મતલબ કે તેમ બનવું અસંભવિતજ છે. હૅમટન સંસ્થાનો બીજો ઉપદેશ નિઃસ્વાર્થ સ્નેહનો છે. એ સ્નેહનો અર્થ કાંઇ ત્યાગ નથી—જીવનને એમાં નાંખી દેવાનું નથી. ત્હેની છેલ્લી વાતચિતમાં ત્હેણે કહ્યું હતું કે "મ્હેં મ્હારી જીન્દગીમાં કશું આપી દીધું નહોતું અથવા કશાનો ત્યાગ કર્યો નહોતો." તે આગળ જતાં જે કહે છે તે આ વાતને વધારે સારી રીતે સ્હમજાવે છેઃ દૈવી સંતોષ, સુખ અને આત્મપૂર્ણતા નિષ્કામ કર્મમાં મળતાં જોવામાં આવે છે. આર્મસ્ટ્રૉંગે કહેલું કે "**જેને આપણે સામાન્ય રીતે ત્યાગ કહીએ છીએ તે તો માણસની પોતાની જાતનો અને સાધનોનો** થઇ શકે તેટલો સારામાં સારો ઉપયોગ છે." લાભની ખાતર નહિ, પરન્તુ **સેવા તરીકે કાર્ય ઉપાડવું; એનો અર્થ એજ કે પોતાના કાર્યને વધુમાં વધુ સુખપ્રદ અને સફળ બનાવવું.** અહીંનુંજ દૃષ્ટાન્ત લઇએ. આ સંસ્થાનો જે સીદી **(વિદ્યાર્થી) આખો દિવસ કામ કરે અને રાત્રે પુસ્તક લઇ બેસે તે સર્વ જો તે પોતાનીજ ઉન્નતિને ખાતર કરતો**

હોય તો તે ઘણુંજ ખેદજનક અને નિરાશાજનક છે; પરન્તુ આ સખ્ત અને ચાલુ મજુરી જો તે હ્‌મેના ગામ, શહેર, વા પ્રાન્તમાં એક સારો શિક્ષક, કુશળ કારીગર, પ્રામાણિક વકીલ, વા આધ્યાત્મિક ઉપદેશક થઇને જનસેવા કરવાની ખાતર કરે તો તેથી કાર્યમાં હ્‌મેને બહુજ રસ પડે છે, તે હ્‌મેને ક્ષુલ્લક લાગતું નથી, અને રાત્રિ દિવસ એકજ જાતનું કાર્ય કરવાનું હોય તોપણ તે નિઃસ્વાર્થ સેવાના પ્રકાશથી તેજસ્વી બને છે. જો અહીં અપાતી કેળવણીથી ઇન્ડિયન વિદ્યાર્થી પોતાની જાતિથી શરમાય અને હ્‌મેમનાથી અતડો અથવા જૂદો પડી જાય તો હ્‌મેનો અર્થ એટલોજ થાય કે શિક્ષણના મૂળ હેતુથી પરિણામ ઉલટું આવ્યું છે, અને તેથી કરીને શિક્ષણ આપનારના હૃદયને સખ્ત આઘાત લાગે; પરન્તુ જો તેઓ એમ માનશે કે હ્‌મેમના કાર્યથી પોતાની જાતિ વધારે અજવાળામાં આવશે અને વિશાળ જ્ઞાન પામશે તો હ્‌મેમની જોડણીની પોથીને દરેક પાને અને ગણિતના મુઝવતા દરેક હિસાબમાં ભવિષ્યની આશા અને સૌંદર્યથી ભરેલાં ચિત્રો હ્‌મેમની નજર આગળ તરતાં રહેશે. હવે સમજાશેકે હેમ્પ્ટનનો ઉપદેશ સખત ખેદયુક્ત આત્મસંયમનો નહિ, પરંતુ તે આનંદ, સુખ અને આત્મપૂર્ણતા મેળવવાનો છે. ભાગ્યેજ કોઇ મુલાકાત લેનાર અહીં આવીને હ્‌મારા જીવનનું અવલોકન કરતાંની સાથેજ સૌથી પહેલાં હ્‌મારા સુખનડે નવાઇ પામ્યા સિવાય રહેશે. હ્‌મેને આ સ્થળ સખત મજુરીનું અને વિરોધાભાસનું નહિ; પરંતુ આનંદ, લહેર અને સંતોષનું જણાશે. અહીં શિક્ષકો તેમનાપર ફરજ નાંખવામાં આવી છે માટે શિખવવા આવ્યા છે એમ લાગતું નથી; શિષ્યો અણગમતા કામ તરફ પરાણે મોકલવામાં આવતા હોય તેમ હ્‌મેમના કાર્ય તરફ વળતાં લાગતા નથી; શિક્ષકો પોતાની ઇચ્છાથી અને પોતાને ગમે છે માટેજ અહીં આવ્યા લાગે છે અને શિષ્યો

પણ અહીં તહીં પોતાના કામ તરફ ગાતા ગાતા જાય છે. ત્હમે અહીં રહેનારાઓ આ આનંદી વાતાવરણને એટલા બધા અનુકૂળ બની જાઓ છો કે શાને લીધે ત્હમને આટલો બધો આનંદ પડે છે ત્હેનો ત્હમે ભાગ્યેજ પ્રશ્ન કરો છો. નિઃસ્વાર્થી જીવનનું આ સ્વાભાવિક પરિણામ છે. **અહીં તમોને નિરૂત્સાહ અને ખેદના એક મ્હોટા કારણમાંથી–સ્વાર્થના અચુક ખેદજનક વિચારમાંથી–બચાવવામાં આવે છે–અને સ્નેહયુક્ત સેવાની સુખી દુનિયામાં ત્હમને છુટથી ફરવા દેવામાં આવે છે.** અહીં ત્હમે મ્હોટી સેવા બજાવોછો કે ન્હાની ત્હેની ત્હમને વધારે પડી નથી, કારણકે ત્હમે શું પ્રાપ્ત કરોછો તે તરફ ત્હમારૂં ધ્યાન હોતું નથી, પરંતુ શું આપોછો તે તરફ હોય છે, અને નિસ્વાર્થતાનો ગુણ ત્હમારી દરેક સેવાને સરખી અને માનપ્રદ બનાવે છે. સ્થાપનારની અશ્રાન્ત, નિઃસ્વાર્થ અને નમ્ર સેવાનો આ કેવો પ્રત્યક્ષ વારસો છે! ત્હેની મહાન્ શક્તિના પ્રમાણમાં ઘણી વખત અણઘટતી ગણાતી આ સેવામાં ત્હમને અલૌકિક સંતોષ અને ઉત્તેજન મળતાં! જ્યારે એના વિષે આપણે એવો વિચાર કરીએ છીએ કે વર્ષોવર્ષ તે ઉત્તરમાં બધે પોતાની ટોપી હાથમાં લઇને હેમ્પટનને માટે થોડા ડોલરની ભીખ માગવા અહીં તહીં ભટકતો, ત્યારે પ્રથમ દૃષ્ટિએ એમ લાગે છે કે આવા નજીવા કામ માટે ત્હેની જીંદગી ગાળવાદેવી એ શરમભર્યું અને દુષ્ટ કામ છે; **પરંતુ ત્હેની મહત્તા વધારેમાં વધારે પ્રમાણમાં ત્યાંજ જણાઇ આવે છે. તે ઘણું નજીવું કામ પણ કરી શકતો અને અધમતાનો ખ્યાલ પણ ત્હેને આવતો નહિ.** તે એના ગુરૂનો શિષ્ય હતો કે જેને લીધે ત્હેને માટે એવું લખાયું છે કે "ત્હેણે પોતાને પ્રખ્યાત બનાવ્યો નહિ પણ સેવકનો સેવકજ રાખ્યો." જ્યારે ત્હેણે **પોતાના શિષ્યોને પોતાનું અનુસરણ કરવાનું શિખવવાને**

**ઇચ્છયું ત્યારે ત્હેણે રૂમાલથી પોતાની કેડ બાંધી અને શિષ્યોના પગ પખાળવા લાગ્યો.** સ્નેહનો સદ્‌ગુણ ન્હાની કે મ્હોટી સેવામાં ભેદ ગણુતો નથી. ખરેખર, **જ્યારે ત્હેને (સ્નેહને) સેવાનો મહાન્ પ્રસંગ પ્રાપ્ત થાય છે ત્યારે ત્હેને તેવો ખ્યાલ પણ હોતો નથી.** કેટલીક વખત તો ત્હેને પોતાને મન જીવનની આવી જે તક ન્હાની સરખી લાગે છે તે તક ત્હેને જોનારની સ્મૃતિમાં વિશિષ્ટ તેજથી પ્રકાશતો દેખાડે છે.

હું ધારૂં છું કે મહાવીર આર્મસ્ટ્રાંગના સંબંધમાં ત્હેમના દરેક સ્નેહીને કોઇને કોઇ બનાવ ખાસ યાદ હોય છેજ કે જેનાવડે ત્હેમના જીવન અને હૃદયને તાદૃશ કરી શકાય. મ્હને પોતાને ત્હેની ઉત્તરની ભીક્ષા માટે કરેલી અનેક મુસાફરીઓમાંનો એક દેખાવ ઘણી વખત યાદ આવે છે. એક ન્હાના પરાની એક બાજુની શેરીના દેવળમાં શિયાળાની સાંજે બરફના તોફાનનો સમય હોવાથી લગભગ નહિ જેવુંજ ભક્તમંડળ એકત્ર થયું હતું. વીશેક રંકજનો દેવળની વિશાળ ખાલી જગ્યામાં આમતેમ બેઠેલા હતા અને ત્હેમની પાસેથી દાનની કંઇ પણ આશા રાખી શકાય તેમ હતું નહિ. આગળના ચોકમાં બારેક બાળકો દોડાદોડ કરી રહ્યાં હતાં. આવી નિર્જન અને નિરાધાર સ્થિતિમાં પણ એક ફીક્કો, પાતળો, થાકેલો સૈનિક ઉઠયો. જાણે કે તેના શબ્દો મુખમાંથી નીકળતાંવારજ ઝીલી લેનાર શ્રોતાજનોનું મોટું મંડળ જામ્યું હોય તેમ આનંદ અને ધૈર્યથીજ તે બોલવા લાગ્યો. ત્હેની ઉંડી ઉતરી ગએલી આંખો બરફના દૃશ્યથી પેલી મેર પોતાના આદર્શ ઉકેલતી હોય તેમ લાગતી હતી. આ ન્હાનું કંદું સ્થળ તેના આન્તર અગ્નિથી પ્રજ્વલિત લાગતું હતું અને પર્વતપરના દૃશ્ય જેવો આ બનાવ લાગતો હતો. માત્ર ત્રણ અજ્ઞાત સાથીઓનેજ જે પરમ તેજનું દર્શન કરવા દેવામાં આવ્યું

હતું તેથી તે ઓછું આશ્ચર્યજનક કે ઓછું તેજસ્વી નહોતું. બ્રાઉનિંગ કવિએ તોફાની રાત્રિના વખતનું એક ન્હાના દેવળનું વર્ણન કર્યું છે અને જ્યાં વર્ષાદમાંથી આશ્રય લેવા માટે તે ગયો હતો ત્હેના જેવો આ દેખાવ હતો, કે જ્યારે ત્યાં રંક ભક્તોને પ્રભુનાં દર્શન થયાં હતાં. ત્હેમણે કહ્યું:—

પ્રભુને પાણીનું પણ દાન, ગરીબને આપેલું હેશાન,
પ્રભુની ખાતર જે અર્પાય, સદા તે સ્વીકારતા જગરાય;
સમર્પે સ્નેહવડે જળદાન, ગરીબ તો ઘણું ગણે ભગવાન,
હૃદય આ પ્રેમ થકી છલકાય, અનુસરવા એ પ્રીતમ પાય. પ્રભુને૦

હજુ પ્રત્યક્ષ રીતે હેમ્પ્ટનના ત્રીજા સિદ્ધાંત વિષે મ્હેં કાંઇ પણ કહ્યું નથી. સંસ્થાપકના જીવનના મર્મભાગમાં જેવી રીતે તે સિદ્ધાંત રહેલો હતો તેવી રીતે આ સંસ્થાના મધ્યબિંદુ તરીકે પણ તે વિરાજે છે. એ સિદ્ધાંત તે અહીં શીખનારના જીવનમાં ઉતરતી ધાર્મિક જીવનની ભાવના છે; આજ પવિત્ર જીવનનો સિદ્ધાંત છે. ખરી રીતે અત્યાર સુધી જે કહેવામાં આવ્યું છે તે બધામાં સંસ્થાના આ ત્રીજા સિદ્ધાંત સંબંધી ચોક્કસ રીતે મ્હેં કહ્યું છે; કારણ કે આર્મસ્ટ્રૉંગના ધાર્મિક **જીવનનું ખરૂં રહસ્ય તેની વિશાળતામાં, સર્વ વ્યાપકતામાં અને તલસ્પર્શીપણામાં રહેલું છે.** તે માનતા અને શીખવતા કે ધાર્મિક પવિત્રતાવાળો પુરૂષ વા સ્ત્રી પોતાના મનવડે પણ ઉત્તમ સેવા બજાવી શકે અને જગતને જે દેખીતા સ્નેહની જરૂર છે ત્હેનાવડે તે તેવીજ સેવા બજાવી શકશે. ધર્મ એ ત્હેમના જીવનનો એક ભાગ રૂપ નહિ પણ સમગ્ર જીવનના સ્વભાવરૂપ હતો. ધાર્મિક સિદ્ધાંતોના અન્ય સ્વરૂપોને કે ધાર્મિક રિવાજોને તે ધિક્કારતા નહિ. એક વખત એમણે લખ્યું હતું કે "પ્રાર્થના એ દુનિયામાં સર્વોત્તમ સત્તા છે." "મ્હારી પોતાની પ્રાર્થના જોકે અતિશય નિર્બળ, અસ્થિર અને ચંચળ હોય

છે; તોપણ મ્હેં કરેલાં સર્વ કાર્યોમાં તેજ કાર્ય સર્વોત્તમ છે.” ત્હેમના મત પ્રમાણે અમરતા એ માત્ર કાલ્પનિક શકયતાજ નહોતી, પણ તે ત્હેમને એટલી બધી સ્વભાવિક વસ્તુ લાગતી કે પરલોક સંબંધી ત્હેમને જરા પણ ભય નહિ રહેતાં માત્ર બાળકની પેઠે જિજ્ઞાસાજ રહેતી કે “એ બધું કેવું લાગશે? ખરેખર તે સંપૂર્ણ, સુંદર અને સ્વાભાવિકજ હશે.” તેમની માન્યતા ટૂંકી હતી. તેઓ કહેતા કે “ટૂંકુ તેટલું સારૂં, હું ત્હારેજ શરણે છું, એજ માન્યતા મ્હારે માટે પુરતી છે.” હવે હું એમ કહેવાની હિમ્મત નથી ધરતો કે આ શાળાના આપણે શિક્ષકો, શિષ્યો, ટ્રસ્ટીઓ અને અનામતદારો આ મહાન સ્વાભાવિકતામાં, ધાર્મિક ગંભીરતામાં, આ જ્ઞાન દશામાં, આ બાળક જેવી સરળતામાં વધારે આગળ વધ્યા હોઇએ. હજી પક્ષપાતની મર્યાદા કે પ્રથા કે અભિમાન કે પોતાનામાં અવિશ્વાસ આપણી આજુબાજુ જણાય છે, અને તો પણ આ આપણી માન્યતા છે. આ વિશાળતાની સત્તા, સૌંદર્ય અને મહત્તામાં થોડો પણ પ્રવેશ કર્યા સિવાય આપણે આ કાર્ય સાથે હમ્મેશનો સંબંધ જોડી શકીએ નહિ. હેમ્પ્ટન જે બંને હાથથી કરવાનાં કામમાં શ્રદ્ધા રાખે છે ત્હેની પાછળ અને ત્હેના શિખવેલા સર્વ હૃદયના પ્રેમની પાછળ જીવનની પવિત્રતાનો સિદ્ધાંત હમ્મેશાં ખડો હોય છે. આપણે આપણા **વિદ્યાર્થીઓના જીવનને પ્રથમ પ્રભુપ્રેમથી રંગ્યા સિવાય ત્હેમને સારા કાર્યકર્ત્તા કે સારા મનુષ્ય પ્રેમી બનાવવાની આશા રાખતા નથી.** જીસસ ક્રાઇસ્ટના ઉપદેશ સંબંધી અત્યંત અલૌકિક બાબત એ છે કે તે પોતાના આદ્ય શિષ્યો પાસે ત્હેમના નવરાશના વખતમાં કે પ્રાર્થનાના સમયમાં ગયો નહોતો, પણ જ્યારે તે ત્હેમનું રોજનું જરૂરી કામ કરતા હતા ત્યારે ગયો હતો. પીટર અને એન્ડ્રુ જ્યારે દરિયામાં જાળ નાખતા હતા ત્યારેજ તે ત્હેમની પાસે આવ્યો હતો. જેમ્સ અને જોનની

પાસે જ્યારે તે હોડીમાં પોતાના પિતા સાથે જાળ સાંધતા હતા ત્યારે તે આવ્યો હતો. મેથ્યુ પાસે જ્યારે તે નાકાની ઓરડીમાં બેઠો હતો ત્યારે આવ્યો હતો. જુનો ધર્મ તો જ્યારે તેઓ કાર્ય તજીને મંદિરમાં પ્રાર્થના કરવા જાય ત્યારેજ મળતો; પરંતુ નવો ધર્મ તો જ્યાં પણ તેઓ હતા ત્યાંજ આવ્યો અને હેણે હેમનાં દરરોજનાં કાર્યોપર પ્રકાશ પાડીને હેનું રહસ્ય સમજાવ્યું, અને દરરોજનાં હેમનાં કાર્યોને નવું સ્વરૂપ આપ્યું. હેમ્પટનનો પણ એજ ધર્મ છે. વર્ગ અને દુકાન માટે, પ્રાર્થના સમાજ અને શયનગૃહ માટે, શાળા અહીં ભરાય ત્યારે હેને માટે, બ્લેકબેલ્ટની એકાન્ત શાળા માટે અને બ્લેકહિલ્સમાં વસતા એકલા ગ્રેજ્યુએટ માટે પણ આજ ધર્મ છે. જ્યારે પણ મહેનત અને પ્રેમમાં આપણે આવા ધાર્મિક જીવનનો ધ્વનિ સાંભળવો હોય ત્યારે આજની પેઠેજ આપણે આ સંસ્થાના સંસ્થાપકના તરફ દૃષ્ટિ કરીએ છીએ અને હેના પ્રભુમય આન્ત જીવનનો સ્વાભાવિક વિકાસ તેના વિશાળ સ્નેહમાં અને અમાપ કાર્યમાં જોઇએ છીએ.

પોતાના શિષ્યોની વચમાં પેલી તેની કબર રહી. જો કોઇ વિદ્યાર્થી હેના પછી તુર્ત મરી ગયો હોત તો હેની કબર પણ ત્યાં હેની કબર સાથેજ થાત. હેની કબર હેના જીવનની કેવી સ્મૃતિ કરાવે છે! હેના માથા આગળ જ્વાળામુખીની મોટી શિલા છે તે હેની જન્મભૂમિના દ્વીપમાંથી આણી છે. હેના પગ આગળનો કાળો પહાણ બર્કશીયરની ટેકરીઓમાં જ્યાં તે ઉછર્યો હતો ત્યાંથી આણ્યો છે, એ બંને પત્થરની વચમાં જ્યારે જ્યારે હું કબર જોઉં છું ત્યારે ખાસ કરીને આપણા આવા ઉત્સવના દિવસોમાં ખોસેલાં તાજાં પુષ્પો જણાય છે. આ અનેક સ્નેહી અંતઃકરણની શુભ સાક્ષી છે. આર્મસ્ટ્રાંગ શું સ્વભાવમાં જ્વાળામુખી જેવા અને ચારિત્રમાં પહાણ જેવો નહોતો? અને છતાં પણ તે બન્નેની વચમાં કલ્પના, બાલ્ય

નિર્દોષ દશા અને આનંદનાં અનેક પુષ્પો હતાં; આત્મવિનાશી જ્વાળામુખીના જેવી શક્તિ, અને પર્વતમાં પાયો પૂરે તેવું અડગ સામર્થ્ય; એ બન્નેની વચમાં સુવાસિત જીવનની શોભા અને મનોહરતા નહતાં? આપણે અટકીને માનપૂર્વક યાચીએ છીએ કે આ મહાન્ યાદગીરી આપણામાં ચાલુ રહે. એ સંસ્થાપકને આજે પોતાના કાર્યનો આટલો વિસ્તાર જોતાં કેટલો બધો આનંદ થાય? જેના હાથે હાલ આ સંસ્થા ચાલે છે તે એટલુંજ ઇચ્છે છે કે સંસ્થાપકના નામમાં ત્હેનું આરંભેલું કાર્ય પૂરૂં થાય અને ત્હેનો આત્મા તે સંસ્થાનો આત્મા બને. સંસ્થાનું ભવિષ્ય તે ત્હેનું સ્મારક બને.

આજે તે સ્થાપક પોતાના સમય કરતાં વધારે મ્હોટા થએલા આ કાર્ય તરફ પોતાની દૃષ્ટિ કરે અને પોતાના મૂળ કાર્યથીજ જે કાર્ય આવડું મ્હોટું થઇ શક્યું છે ત્હેને જુએ, તો તે શું કહે? પોતાના ગુરૂએ ઉચ્ચારેલા સ્વાર્થરહિત દીર્ઘદૃષ્ટિભર્યા શબ્દોમાંજ તે કહે કે "હવે આના કરતાં પણ વધારે મહાન્ કાર્યો ત્હમે કરશો, કારણકે હું મ્હારા પિતા પાસે જાઉં છું."

---

# ગાર્શિયાને સંદેશો.

સૂર્યની નજીકથી જેમ મંગળનો ગ્રહ દેખાય તેવી રીતે આ બધા ક્યુબાના ઇતિહાસમાંથી મ્હારી સ્મૃતિમાં એક માણસ સ્પષ્ટ રમી રહ્યા છે. જ્યારે સ્પેન અને યુનાઇટેડ સ્ટેટસ્ વચ્ચે વિગ્રહ જાગ્યો ત્યારે બળવાખોરોના આગેવાન સાથે જલદીથી સંદેશો ચલાવવાની જરૂર હતી. ગાર્શિયા ક્યુબાના પર્વતની ગુફામાં સંતાઇ રહ્યો હતો, પણ તે ક્યાં હતો તે કોઇ જાણતું નહોતું. તારથી વા મેલથી સંદેશો પહોંચી શકે તેમ નહોતું. પ્રેસિડેન્ટને ત્હેના સહકાર્યની જલદીથી જરૂર હતી.

કોઇએ પ્રેસિડેન્ટને કહ્યું કે 'રોવન' કરીને એકજ માણસ એવો છે કે જે ગાર્શિયાને ગમે તે સ્થળેથી શોધી કાઢશે.

રોવનને તુરતજ બોલાવવામાં આવ્યો અને ત્હેને સંદેશપત્ર સોંપવામાં આવ્યો.

રોવને તે સંદેશો સીલ કર્યો. ત્હેને ચીકણા ચામડાની કોથળામાં બીડયો અને તે કોથળીને એણે છાતી સરસી બાંધી લીધા. ચાર દિવસની અંદર રાત્રે ઉઘાડી હોડીમાંથી તે ક્યુબાને કિનારે ઉતર્યો. પછી તે જંગલમાં અદૃશ્ય થઇ ગયો, અને ત્રણ દિવસમાં પગે ચાલી ગાર્શિયાને સંદેશો પહોંચાડી દ્વીપની બીજી પાર નીકળી ગયો. એ બધું ત્હેણે કેવી રીતે કર્યું તે વિસ્તારથી કહેવાની ખાસ જરૂર નથી. સ્પષ્ટ કહેવાની હકીકત આ છેઃ—મેકકિન્લિએ રોવનને ગાર્શિયાને પહોંચાડવાનો પત્ર આપ્યો; રોવને પત્ર લીધો, પરન્તુ ગાર્શિયા ક્યાં રહે છે, કયે રસ્તે થઇને ત્યાં જવાશે, એ વગેરે બાબતનો એક પણ પ્રશ્ન ત્હેણે પૂછ્યો નહોતો.

ઇશ્વરને નામે કહું છું કે ગાર્શિયાને સંદેશો પહોંચાડનાર રોવન

એ એક એવો માણુસ હતો કે જેનું કાંસાનું પુતળું બનાવવું જોઇએ અને દેશની દરેક કૉલેજમાં રાખવું જોઇએ. યુવાનોને પુસ્તકો સંબંધી અથવા વિધવિધ વસ્તુઓ સંબંધી શિખામણની જરૂર નથી, પણ ત્હેમને એવા શિક્ષણની જરૂર છે કે જેથી તેઓ ઓચીંતા કાંકરો મૂકી કામ કરતા થાય; સોંપેલા કાર્યમાં અન્તઃકરણપૂર્વક લક્ષ આપે; તે એકદમજ શરૂ કરે; ત્હેમની બધી શક્તિ વાપરે; મતલબ કે ગાર્શીયાને સંદેશો પહોંચાડવા જેવાં કાર્ય કરે.

જે સાહસિકોએ માણસોને રોકી પોતાના મહાન કાર્યમાં સફળતા પ્રાપ્ત કરવા પ્રયત્ન કર્યો હશે ત્હેમનામાંથી એક પણ એવો નહિ હોય કે જેમના હૃદયને, રોકેલા માણુસની નિર્બળતાથી—એકજ કાર્યમાં પોતાનું સંપૂર્ણ બળ વાપરી ફત્તેહ મેળવવાની અશક્તિ અથવા અનિચ્છાથી—સખ્ત આઘાત લાગ્યો નહિ હોય.

અનિચ્છાએ મદદ આપવી, મૂર્ખ બની દુર્લક્ષ કરવું, ધાંધલ કરી બેદરકાર રહેવું, અને કચવાતા મનથી કાર્ય કરવું, એજ સર્વ સ્થળે જોવામાં આવે છે; અને સારી અથવા ખોટી રીતે અથવા ધમકીથી બીજાને મદદ કરવાની ફરજ પાડયા સિવાય અથવા લાંચ આપ્યા સિવાય એક માણુસ ફત્તેહ પામતો નથી; અથવા કદાચ ઇશ્વર દયાથી એકાદ ચમત્કાર કરે અને મદદ કરવા જ્ઞાનના ફીરસ્તા મોકલે તોજ તે સફળ થાય છે.

વાચક! આ વાતની પરીક્ષા કરી જુઓ; ત્હમે ઑફિસમાં બેઠા છો, છ કારકુનો ત્હમારા તાબામાં છે. એકને બોલાવી આટલું કહો કે, "એન્સાઇક્લોપિડિયા (જ્ઞાનચક્ર)માં જોઇ કોરેગીઓ (Corregio) ના જીવનની ટૂંક હકીકત લખી લાવો."

શું 'હા સાહેબ' કહી પોતાને સોંપેલું કાર્ય તે કારકુનો કરશે? ખરૂં કહું છું કે તે નહિ કરે. તે ત્હમારા તરફ શંકાશીલ દૃષ્ટિથી જોશે અને નીચે પ્રમાણે કેટલાક પ્રશ્ન કરશેઃ—

'તે કોણ હતો ?' 'કયી એન્સાઇક્લોપિડિયા ?'
'શું મ્હને આવા કાર્ય માટે રાખ્યો છે ?'
'ત્હમે બિસ્માર્ક સંબંધે તો જાણવા માગતા નથી ?'
'ત્હમારે ત્હેનું શું કામ છે ?' 'શું તે મરી ગયો છે ?'
'ત્હમારે કંઇ ઉતાવળ છે ?'
'હું પુસ્તક લાવું અને ત્હમે તમારી મેળે જોઇ લેશો ?'

વળી હું શરત કરૂં છું કે આ બધા પ્રશ્નોના ઉત્તર આપ્યા પછી અને કેવી રીતે શોધી કહાડવું તે સ્હમજાવ્યા પછી તેમજ ત્હમે તે માહિતી કેમ માગો છો તે જણાવ્યા પછી પણ તે કારકુન ગાર્શિયાને શોધી કહાડવા એટલે પોતાને સોંપેલું કાર્ય પૂર્ણ કરવા બીજા કારકુનોની મદદ માગશે અને પછી તે આવી ત્હમને કહેશે કે એવો કોઇ માણસજ થયો નથી ! કદાચ મ્હારી શરતમાં હારી જવાય, પણ **સરેરાસના નિયમ** પ્રમાણે સોમાંથી નવ્વાણું કેસમાં મ્હને જીત મળશે. ( એટલે કે ઉપર જણાવ્યા જેવાજ તે માણુસો નિવડશે. )

જો ત્હમે ડાહ્યા હશો તો ત્હમારા કારકુનને 'K' થી શરૂ થતાં શબ્દો નહિ પણ 'C' થી શરૂ થતા શબ્દો જોવાનું સ્હમજાવવાની કડાકુટ નહિ કરો, પરન્તુ 'કંઇ હરકત નહિ' એમ કહી ત્હમારી મેળેજ ત્હેને શોધી કાઢશો. સ્વતંત્ર કાર્ય કરવાની આ અશક્તિ, આ નૈતિક મૂર્ખતા, ઇચ્છાની આ નિર્બળતા અને આનંદથી સૂચના ઉપાડી લઇ કાર્ય કરવાની આવી અનિચ્છા, એ સર્વને લીધે સર્વ સ્વામિત્વના સિદ્ધાન્તનો સમય ઘણો દૂર છે. જો માણસો પોતાના સ્વાર્થ માટે પણ કામ કરવા તૈયાર થતા નથી તો પછી ત્હેમની મહેનતનું ફળ બધાને સરખે હિસ્સે મળવાનું હશે ત્યારે તેઓ શું કાર્ય કરશે ?

રોકેલા માણસોપર સખ્તાઇની જરૂર છે; અને અઠવાડિક, માસિક અથવા વાર્ષિક ઇનામ મળવાની લાલચને લીધેજ માણસો કંઇક

કરે છે. ટૂંકાક્ષરી જાણનારને માટે જાહેર ખબર છપાવો અને અરજી કરનાર દશમાંથી નવને જોડણી અથવા વિરામ ચિહ્નોની માહિતીજ નહિ હોય, અને તે જરૂરની છે એમ પણ તેઓ માનશે નહિ. શું આવો માણસ **ગાર્શીયાને** પત્ર પહોંચાડી શકશે કે?

એક કારખાનાના માલિકે મ્હને એકવાર કહ્યું, "ત્હમે પેલા હિસાબ રાખનારને જુઓ છો?"

'હા, ત્હેમના સંબંધમાં ત્હમે શું કહેવા માગો છો?'

"તે હિસાબ રાખનાર તરીકે હોંશિયાર છે. પણ જો ત્હેને કાંઇ કાર્ય કરવા શહેરમાં મોકલવા આવે તો તે કોઇક વાર કામ બરોબર કરશે; પણ ઘણીવાર રસ્તે બે ચાર ભવ્ય દુકાનો આગળ ઉભો રહેશે અને જ્યારે તે રાજમાર્ગે પહોંચશે ત્યારે સોંપેલા કાર્યને વિસરી જશે." શું આવા માણસને **ગાર્શીયાને** પહોંચાડવાનો સંદેશો સોંપાય?

હાલના સમયમાં દુકાનોના હલકા નોકરો અને પ્રામાણિકપણે ધંધો શોધતા નિરાધાર ભટકનારાઓને માટે દયાજનક દિલસોજીના શબ્દો ઘણા સાંભળવામાં આવે છે, અને સાથે સાથે ઉચ્ચ સ્થિતિના માણસોનું ભુંડુ પણ ખૂબ બોલાય છે.

પરન્તુ ધીમેથી પણ કદિ એ સારૂં કામ કરે નહિ તેવાઓ પાસેથી બુદ્ધિવાળાં કાર્ય કરાવવાનો વ્યર્થ પ્રયત્ન કરનારા અને પોતાની ગેરહાજરી દરમિયાન ઉભા ઉભા ફરનારાઓને કામ કરતાં શીખવવા માટે જેઓ વર્ષો સુધી પ્રયાસ કરી રહ્યા છે, ત્હેમના સંબંધે કંઇજ કહેવામાં આવતું નથી. દરેક દુકાનમાં અને કારખાનામાં નિંદામણનો પ્રયોગ નિરંતર ચાલ્યાજ કરે છે. શેઠ કારખાનાના લાભ સાચવી ન શકે એવા નાલાયકને કાઢી મૂકે છે અને બીજા સારાને ત્હેમની જગ્યાએ રોકે છે. ગમે તેવો સારો સમય હોય તોપણ આવું નિંદામણ ચાલ્યાજ કરે છે, જો કામ થોડું હોય અને સમય બારીક હોય તો આ પસં-

દગી બહુજ સરસ થાય છે; પણ અશક્તને અને નાલાયકને તે હમેશાં કાઢીજ મૂકવામાં આવે છે. બળિયાના બે ભાગ એ નિયમજ સર્વત્ર પ્રવર્તે છે. સ્વાર્થને લીધે દરેક શેઠ ગાર્શિયાને સંદેશો પહોંચાડી શકે એવા શ્રેષ્ઠ નોકરનેજ કામે રાખે છે.

કેટલાક સારા ગણાતા માણસો એવા હોય છે કે જેઓ પોતાનો ધંધો કરી શકે તેવા નહિ હોવા સાથે બીજા પણ કોઇ ધંધાને માટે નાલાયક હોય છે, કારણ કે તેઓ એવીજ મૂર્ખ શંકા નિરંતર રાખે છે કે ત્હેમના શેઠ ત્હેમનાપર જુલમ કરે છે અથવા જુલમ કરવાની ધારણા રાખે છે. તેઓ પોતે કંઇ હુકમ કરી શકતા નથી, તેમ કોઇનો હુકમ સહન કરી શકતા નથી. જો કોઇ કાર્ય કરવાનું ત્હેમને કહેવામાં આવે તો તુરતજ જવાબ આપશે કે ‘ ત્હમે પોતેજ તે કાર્ય કરી લ્યો. ’

એવા માણસો રાત્રે કામની શોધમાં ફરતા હોય, ત્હેમનાં કપડાં તદ્દન ફાટી ગયેલાં હોય, છતાં ત્હેમને ઓળખનારો કોઇ પણ ત્હેમને નોકરીમાં રાખશે નહિ, કારણ કે તેઓ અસંતુષ્ટ છે અને સર્વ સ્થળે અસંતોષ ફેલાવે છે. દલીલોથી ત્હેમની ખાત્રી થતી નથી અને સખ્તાઇ-થીજ તેઓ વશ રહે છે.

શરીરની ખોડખાંપણવાળાની જેટલી દયા ઉપજે છે ત્હેના જેટ-લીજ દયા આવા નીતિદોષવાળાઓ માટે પણ ઉપજવી જોઇએ. વળી ત્હેમના તરફ દયા બતાવતાં આપણે એક અપૂર્વ મંડળ તરફ લાગણી બતાવવાનું વિસરી જવું જોઇએ નહિ. એ ઉમદા મંડળમાં જેનો સમાવેશ થાય છે તે માણસો મહાન સાહસ પાર પાડવા મથ્યા કરે છે. એઓ ફક્ત ઑફિસના નિયમ મુજબ ઘંટના અવાજને અનુસરીને કામ કરી બેસી રહેતા નથી; પરંતુ જે બેદરકાર, આળસુ અને લાગણી વિનાના કૃતઘ્ની લોકો કે જેઓ એમના પ્રયાસ વગર ભૂખેજ મરી જાય તેમ હોય

છે, તેવા લોકોને કામમાં જોડી રાખવા માટે તેઓ એટલી બધી ચિંતા અને મુશ્કેલીઓ ઉઠાવે છે કે હેના પ્રભાવથી તેઓને વહેલું ઘડપણ અનુભવવું પડે છે...આ માણસોને જરૂર વિસરવા જોઇએ નહિ.

આ શબ્દો કદાચ સખ્ત લાગશે, પણ જ્યારે આખી દુનિયા હમણાં મજુરોના લાભમાં બોલે છે ત્યારે જે માણસ બધી મુશ્કેલીઓની સ્હામે થઇ સફળ થયો હોય, જેણે બીજાઓની પાસેથી યથાશક્તિ કામ લીધું હોય, અને જેણે સફળતા મળ્યા પછી પણ રોટલો અને જાડાં કપડાં સિવાય કંઇ જોયું ન હોય હેના તરફ પણ દિલસોજી બતાવવી જોઇએ. દરિદ્રમાંજ ખાસ કંઇ મહત્તા નથી; માણસનાં ફાટેલાં કપડાં કંઇ ભલામણ પત્ર નથી, અને બધા સારી સ્થિતિવાળાઓ કાંઇ લૂટારા અને આપખુદ હોતા નથી, તેમ કંઇ બધા ગરીબ પણ સદ્ગુણી હોતા નથી. **નોકર પાસે હો વા ન હો છતાં પણ જે માણસ કાર્ય કરી રહ્યો છે તેજ સ્તુતિને પાત્ર છે.** વળી જે માણસ પોતાને સોંપાયલા કાર્યમાં મંડ્યો રહે છે; મૂર્ખ પ્રશ્નો કદિ કરતો નથી; રસ્તામાં રઝળતો નથી; કાર્ય પૂર્ણ થતાં સુધી થાક શું તે જાણતો નથી; અથવા કાર્યના બદલામાં વધારે પગારો માટે ફાંફાં મારતો નથી: તેવાને માટે પણ આપણી દિલસોજી હોવી જોઇએ. આવા યોગ્ય મનુષ્યની શોધમાં પરંપરાનો સુધારો સમાયલો છે. **આવો માણસ જે કંઇ માગશે તે હેને મળશે,** હેની દરેક શહેર, નગર, યા ગામમાં—તેમજ દરેક ઑફિસમાં, દુકાનમાં અથવા કારખાનામાં જરૂર છે. **દુનિયા તેવાને મ્હોટે સાદે બોલાવી રહી** છે કે અમને **ખાસ જરૂર** છે-જે માણસ **ગાર્શિયાને** સંદેશો પહોંચાડવા જેવાં કોઇ પણ કાર્ય **કરી શકે તેવાની.***

---

* અંગ્રેજી ઉપરથી

# ક્ષણ—એક સુંદર કળા.

બાળકનું મૂલ્ય ઘણું છે. 'તે મનુષ્ય બનશે.' 'હેમાંથી ઉત્તમ સેવા બજાવી શકે એવો સચ્ચારિત્રવાન્ પુરૂષ વા સ્ત્રી પ્રગટશે'—આ કલ્પના ધ્યાનમાં રાખી દરેક બાળક પ્રત્યે આપણે માનવૃત્તિ રાખવી જોઇએ. કોઇ બાળકનામાં રહેલી ગુપ્ત શક્તિઓ કેવાં મહાન કાર્યો કરી જશે એ કોણ કહી શકે તેમ છે? યુનાઇટેડસ્ટેટસનો એક મહાન અને સારો પ્રેસિડેન્ટ જનરલ ગાર્ફિલ્ડ વારંવાર કહેતો કે મહોલ્લામાં ફરતા ચીંથરેહાલ બાળકને જોતાં હેના મનમાં એમ થતું કે કોઇ દિવસ એ મહા પુરૂષ નિવડશે, અને હેના આગળ પોતાને ટોપી ઉતારવી પડશે. જ્યારે લ્યુથરની શાળાનો શિક્ષક ટ્રેબોનિયસ પોતાના વર્ગમાં દાખલ થતો ત્યારે તે પોતાની ટોપી ઉતારીને કહેતો કે, "આ શાળામાંથી પસાર થઈ જે વિદ્યાર્થીઓ રાજસભાના સભાસદો, ધારાશાસ્ત્રીઓ, મહાન્ શિક્ષાગુરૂઓ અને પરાક્રમશાળી વીરપુરૂષો ભવિષ્યમાં બનનાર છે તે સર્વના માનમાં હું મ્હારી ટોપી ઉતારૂં છું."

જ્યારે બાળકનું મૂલ્ય આટલું બધું છે ત્યારે હેને કેળવનાર અને ખરેખરૂં મનુષ્યત્વ અર્પનાર સ્ત્રી પુરૂષના કાર્યનું મહત્વ અતિશય હોવું જોઇએ. ઘરડા ઢાંડાને સુધારવાનું કાર્ય મુશ્કેલ છે, એટલું જ નહિ પણ અશક્ય છે, પરન્તુ બાળકમાંથી ધારીએ તેવાં પરિણામ નીપજાવી શકીએ. કુમળા ઝાડને વાળવું હોય તેમ વળી શકે. તેથી કરીને જો આપણે રાજ્યની ઉન્નતિ સાધનારની યોગ્ય કદર કરવા માગતા હોઇએ તો માનને પાત્ર માણસોની યાદીમાં આપણાં બચ્ચાંઓને કેળવનારને, ભાવિ જમાનાને સુધારવા ઉત્સાહથી કાર્યમાં પ્રવૃત્ત થઇ રહેલાઓને, અને જેમના ઉપદેશ અને

પ્રયત્નોપર દેશના સુખનો આધાર રહેલો છે હેમને, પ્રથમ સ્થાન આપવું જોઇએ. **"જે શાળા ઉઘાડે છે તે કેદખાનું બંધ કરે છે."**

સર્વ ધંધાઓમાં શિક્ષકનો ધંધો સર્વોત્તમ છે. **શિક્ષકના ધંધા જેટલો બીજો કોઈ પણ ધંધો ઉચ્ચ વા પવિત્ર નથી.** જે માણસ હેમાં પોતાની સર્વ શક્તિઓ રોકતો નથી, અથવા બાળકને નવું સત્ય સ્હમજાવતાં વા હેની ગુપ્ત શક્તિ પ્રકટ થતાં હેના ચ્હેરાપર જે આનંદની ગુલાબી છવરાઇ જાય છે અને હેની રસવૃત્તિ ખીલે છે તે જોઇ જેને ખાસ આનંદ નથી થતો તે કોઇ દિવસ આ પવિત્ર કાર્યમાં સફળ થઇ શકે નહિ. બીજા બધા ધંધામાં નિષ્ફળ નિવડેલા હોવા છતાં ઘણા લોકો એવી ખાતરી રાખે છે કે તેઓ શિક્ષક તરીકે તો સફળ નીવડે જ. જો ત્હમે હેમને એમ કહો કે લોકોને શિક્ષણ આપવાની કળા શીખવી જોઇએ, શિક્ષણ એક સુન્દર કળા છે, અને તે સહેલાઇથી શીખી શકાય તેમ નથી; તો તેઓ તે વાતને માનશે નહિ.

જ્ઞાનના ભંડારવાળો અને ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કર્યું હોય એજ સારો શિક્ષક હોતો નથી. આપણામાં જ્ઞાન ગમે તેટલું હોય પરન્તુ બીજામાં તે ઉતારવાની કળા આપણને આવડતી ન હોય એ બનવા જોગ છે. **બાળકના મગજમાં હકીકત ભરવી એનું જ નામ કેળવણી નથી; પરંતુ હેની શકિતઓને સર્વાંશે ખીલવવી એનું નામ કેળવણી છે.** જેમનામાં ઉચ્ચ સદ્ગુણો હોય હેમનાથી જ એ કાર્ય સારામાં સારી રીતે થઇ શકે. કોઇ માણસ મહા પંડિત હોય, પરન્તુ હેને નિયમન સાચવતાં બીલકુલ આવડતું ન હોય, કારણ કે જેનામાં દૃઢતા અને ચારિત્રના બળની ખામી હોય, હેના વિદ્યાર્થીઓ હેને માન આપતા નથી, અને તે હેમનાપર સંસ્કાર પાડી શકતો નથી. **શિક્ષકે વિદ્યાર્થીઓ આગળ**

**'વધારે ઉજ્જવળ જીવનનાં ચિત્રો રજુ કરવાં જોઇએ, અને ત્હેમને તે માર્ગે દોરવા જોઇએ.'**

સારા શિક્ષકમાં સર્વોત્તમ ગુણ સમભાવનાનો—બચ્ચાંઓ તરફ, ત્હેમની જરૂરીઆતો અને ત્હેમના જીવન પ્રત્યે સમભાવનો—હોય છે. ત્હેણે બાળકોને ચ્હાવાં જોઇએ અને ત્હેમના પ્રત્યે માનવૃત્તિ પણ રાખવી જોઇએ કે જેથી ત્હેમને સારી રીતે સ્હમજવાને જોઇતી ખરી સમભાવવૃત્તિ ત્હેનામાં આવે. કેટલાક શિક્ષકો પોતાના ગત બાલ્યજીવનને ફરીથી તાદશ કરી શકતા નથી, અને પોતાના વિદ્યાર્થીઓ આગળ જાણે જન્મથી જ ડાહ્યા અને મ્હોટા માણસના જેવા હોય એમ દેખાવ ધારણ કરે છે. આથી વિદ્યાર્થીને શિક્ષકની અનુકમ્પા સ્હમજાતી નથી, અથવા ખોટા રૂપમાં સ્હમજાય છે; તેથી તે પોતાની મુશ્કેલીઓ શિક્ષકની આગળ રજુ કરી શકતો નથી. પોતાનો પાઠ કેવી રીતે શીખવાડાય છે એટલાની જ કાળજી રાખવી એ શિક્ષકને માટે બસ નથી, ત્હેણે એ પણ જોવું જોઇએ કે વિદ્યાર્થીઓ તે ગ્રહણ કરી શકે છે કે નહિ. ફુલર કહે છે કે "સારો વર્ગશિક્ષક મુશ્કેલ વસ્તુઓને પોતાને માટે રહેવા દઇ બાળકોને આવડી થઇ શકે ત્હેવી રીતે પોતાના શિક્ષણને સરળ બનાવે છે કે જેથી ત્હેના શિષ્યો ત્હેની સાથે ચાલી શકે." શિક્ષકે જાણવું જોઇએ કે વિદ્યાર્થીઓને ક્યારે સહાયની જરૂર છે. વળી જ્યારે જરૂર ન હોય ત્યારે તે આપવી પણ જોઇએ નહિ. વિદ્યાર્થીઓએ પોતાની મેળે જેટલું બને તેટલું બધું કરવું જોઇએ, અને શિક્ષકે ત્હેમને માટે બને તેટલું ઓછામાં ઓછું કરવું જોઇએ. સારો શિક્ષક પોતાના વિદ્યાર્થીઓ વતી ત્હેમના પાઠ **પોતે વિચારી લાવતો** નથી. ખરી રીતે તો ત્હેમનામાં વિચાર પ્રેરે છે, કારણ કે તે સારી રીતે જાણે છે કે **'વગર પરિશ્રમે મેળવેલું' પાંખો કરી જતું રહે છે, એ સૂત્ર દ્રવ્યને જેટલું લાગુ પડે છે તેટલું જ**

વિદ્યાપ્રાપ્તિને પણ લાગુ પડે છે. વિદ્યાર્થીઓની મુશ્કેલીઓ હેમના દષ્ટિબિન્દુથી સ્હમજવાને શિક્ષકોમાં સાનુકંપ કલ્પનાશક્તિની આવશ્યકતા છે. એકને એક જ શબ્દોમાં સ્હમજુતી આપવી તેજ બસ નથી. મ્હેં એવા શિક્ષકો જોયા છે કે જેઓ સ્હમજુતી એકને એક શબ્દોમાં વારંવાર આપતા, પરન્તુ દર ફેરે ભાર દઈને અને વધારે મ્હોટે સ્વરે આપતા. બાળક એક વસ્તુને એક જ દષ્ટિબિન્દુથી જુએ, અને બીજા દષ્ટિબિન્દુથી નહિ. અહીં આગળ સ્હમજુતીના ફેરફારમાં રહેલાં વધારે ને વધારે સારી રીતે સ્હમજાય તેવાં વચનો શોધી કહાડવાની મહાન બુદ્ધિ શક્તિને માટે ક્ષેત્ર છે.

સ્નેહ પછી શિક્ષકનામાં બહુ આવશ્યક ગુણ આશા છે. ઘણા શિક્ષકો બાળકોને વિષે એવો અભિપ્રાય આપે છે કે તેઓ પાસેથી કશી આશા રાખી શકાય તેમ નથી. **બાળકને કોઇ પણ કારણે મૂર્ખ અથવા અશકિતમાન કહેવો જોઇએ નહિ. શિક્ષકનો તો એવો મુદ્રાલેખ હોવો જોઇએ કે દરેક બાળકનામાં કોઈ ને કોઇ પ્રકારની શકિત છેજ.**

સર આઇઝાક ન્યૂટનના સમયથી અત્યાર સુધીમાં ચાર્લ્સ ડાર્વિનના જેવો મ્હોટો વિજ્ઞાનશાસ્ત્રી થયો નથી, છતાં હેના વિષે હેના પિતા તથા શિક્ષકો એમ કહેતા કે તે બહુ સામાન્ય બુદ્ધિનો છોકરો છે, કેટલીક વાર તો બુદ્ધિમાં સામાન્ય વિદ્યાર્થી કરતાં પણ ઉતરી જાય છે. તે આપણને કહે છે કે 'એક દિવસે મ્હારા પિતાએ મ્હને કહ્યું કે, "તું કૂતરાં મારવા અને ઉંદર પકડવા સિવાય બીજા કશાની પરવા કરતો નથી. તું ત્હારી જાતને અને આખા કુટુંબના નામને બટ્ટો લગાડીશ." આ વચનોથી મ્હારા હૃદયને સખ્ત આઘાત લાગેલો. બાળ ડાર્વિનના શોખ પ્રબળ અને વિધવિધ હતા. તેવીજ રીતે ઘણા વિદ્યાર્થીઓને પણ હોય છે, પરન્તુ હેમના શોખ શિક્ષકોને અને

વાળીઓને પસંદ હોતા નથી, તેથીજ તેમને મૂર્ખ અને બીન ઉપયોગી ગણી કહાડવામાં આવે છે. બાળ ડાર્વિનને ગૅસનું ઉપનામ આપવામાં આવ્યું હતું, કારણ કે પોતાના બન્ધુની સહાયતાવડે ત્હેણે શાળાના બાગના સાહિત્યોની ઓરડીમાં એક ન્હાની રસાયણિક પ્રયોગશાળા શરૂ કરી હતી, અને બીજા વિદ્યાર્થીઓ સાથે રમતમાં ભાગ લેવાનું મૂકી ત્યાં તે ગૅસ બનાવવામાં નવરાશનો વખત કાઢતો. શાળાના મુખ્ય અધ્યાપકે પણ 'આવી નિરર્થક બાબતોમાં' સમયનો દુરૂપયોગ કરવા માટે ત્હેની જાહેરમાં સખ્ત ઝાટકણી કાઢી હતી. તત્ત્વજ્ઞાની ડાર્વિને આપણને શીખવ્યું છે કે ઉત્ક્રાન્તિ બહુ ધીમેથી થાય છે, અને ત્હેનું બાલ્યજીવન એ ત્હેના સિદ્ધાન્તનું દૃષ્ટાન્ત છે. બીજું દૃષ્ટાન્ત જેમ્સ વૉટનું છે. ત્હેની કાકી ત્હેને બહુ આળસુ ધારતી. એક દિવસે તે ચ્હા પીવાના મેજ આગળ બેઠો હતો ત્યારે ત્હેની કાકીએ ત્હેને કહ્યું, "જેમ્સ વૉટ, ત્હારા જેવો આળસુ બીજો કોઇ છોકરો મ્હેં જોયો નથી. કોઇ પુસ્તક હાથમાં લે અથવા બીજું કંઈ ઉપયોગી કાર્ય કર. છેલ્લા એક કલાકથી ચ્હાની કીટલીના નાળચામાંથી નીકળતી વરાળ આગળ ચમચો ધરી રાખવા સિવાય બીજું કશું કામ તેં કર્યું નથી. ત્હેનાપર બાઝેલાં પાણીનાં ટીપાં ગણવાથી ત્હને શો લાભ થશે ?" મતલબ કે એમ કરવું એ આળસનું લક્ષણ જણાયું, પરન્તુ તે બાળકના મગજમાં તો વરાળ શક્તિના વિચારોના તરંગ ઉછળી રહ્યા હતા. ત્હેણે અન્તે વરાળ યંત્રમાં એટલો બધો સુધારો કર્યો કે જેથી પાકો માલ તૈયાર કરવાના ખર્ચમાં ઘણી બચત થઇ.

દીર્ઘકાળ પર્યન્ત ધૈર્ય રાખવું એનું નામ મહાબુદ્ધિ શક્તિ (genius) કહેવાય છે. આ વ્યાખ્યા સારા શિક્ષણને પણ લાગુ પડે છે. બાળકને શીખવાડતી વેળાએ તેની ગ્રહણ શક્તિની ખામીને લીધે શિક્ષકે કદિ પણ ચીઢાઇ જવું જોઇએ નહિ. શિક્ષણનો ધંધો ધૈર્યની

**ખરી કસોટી કરે છે. ત્હેની અંદર આનંદી સારા સ્વભાવને સાચવી રાખવાની ખાસ આવશ્યકતા છે. જોન** વેઝલીની* માતા પોતાના એક બાળકને શીખવતી હતી, ત્યારે કોઇએ ત્હેને પૂછ્યું, "આ મૂર્ખાને એકની એક વાત વીશ વાર કેમ કહી સંભળાવો છો ?" ત્હેણે જવાબ આપ્યો, "કારણ કે જો હું ત્હેને તે ફક્ત ઓગણીસવાર કહું તોપણ મ્હારી સર્વ મ્હેનત વ્યર્થ જાય." આથી આપણને ધૈર્યની ખાસ આવશ્યકતા છે, કારણ કે શિક્ષણનાં ફળ ઘણાં ધીમે ધીમે આવે છે. જો આપણે જાતે મહેનત લઇ ધૈર્ય અને ક્ષમા વૃત્તિને કેળવીએ નહિ તો આપણે શાળામાં શિક્ષક થવાને માટે ખરેખર ખાસ નાલાયક છીએ. ડૉ. ચૅનિંગે× ખરેખરૂંજ કહ્યું છે કે, "**જે બાળકને છ કલાક સુધી ચીઢીઆ, નિર્દય, સખ્ત અથવા ઘડી ઘડીની લાગણીને વશ થઈ જાય તેવા શિક્ષકનું મ્હોં જોવા અને ત્હેનોજ અવાજ સાંભળવા બેસાડી રાખ્યો હોય ત્હેને દુર્ગુણની શાળામાં મૂક્યો છે એમજ કહેવું જોઇએ.**"

જે સ્ત્રી વા પુરૂષ મનુષ્ય સ્વભાવનાં અભ્યાસી નથી તે શિક્ષક તરીકે જરૂર નિષ્ફળ નિવડશે. ન્હાનાં બાળકોને કેળવવામાં ઘણાં ચાતુર્યની જરૂર છે. એવા ઘણાજ થોડા શિક્ષકો છે કે જેમનામાં એવી સારી માનસિક શક્તિઓ અને ઉચ્ચ સદ્વર્તન હોય કે જેથી તેઓ બાળકો સાથે સારી રીતે વર્તી શકે, ત્હેમની બુદ્ધિ ખીલવી શકે અને ત્હેમનું ચારિત્ર ઘડી શકે. **બાળ કેળવણી એ શિક્ષકના ધંધાની સર્વોત્તમ કોટી છે. કામ કરવાની વસ્તુ જેમ વધારે ખરાબ તેમ કારિગરની કુશળતા વધારે.**

શિક્ષકે સુંદર રીતભાત ( કોઇ કોઇ વારનીજ નહિ ) અને આનંદી દેખાવજ યુવાન, સશક્ત અને સુખી બાળકો સાથે રાખવાનો

---

*મેથાડિસ્ટ ધર્મ સ્થાપનાર વેઝલી ભાઇઓમાંનો એક.

×અમેરિકાનો મહાન ધર્મોપદેશક.

છે. જો તે એમ સ્હમજતો હોય કે ત્હેના ધંધામાં વજન પાડવાને માટે રૂઆબ રાખવાની જરૂર છે તો તે ત્હેમાં મ્હોટી ભૂલ કરે છે. વળી શિક્ષકે પ્રશ્નોના નિર્જીવ સૂર રૂપ બનવું જોઇએ નહિ. ત્હેણે તો વિદ્યાર્થીઓના વિચારની પરંપરા ઉત્પન્ન કરવાને એક ચીણગારી સમાન બનવું જોઇએ. ત્હેનો પ્રશ્ન સૂચક હોવો જોઇએ અને બાળકને ગભરાવવાને માટે નહિ, પરંતુ ત્હેને પ્રોત્સાહન આપવાને માટે તે પૂછાયલો હોવો જોઇએ. આમાં વિદ્વતાની ઘણી જરૂર છે, નહિ તો ત્હેનું મન જડ બની જશે, અને બીજાઓમાં વિચાર પ્રેરી શકશે નહિ. **સાચો અને શક્તિમાન શિક્ષક પોતાનો અભ્યાસ પૂર્ણ થયો છે એમ કદિ માનતો નથી, પરન્તુ પોતાના જ્ઞાનમાં વધારો કરવાને તે હંમેશાં પ્રયાસ કરે છે.** શિક્ષક તરીકે સફળ થવાને ત્હેણે પદ્ધતિસર અભ્યાસ કરવો જોઇએ. જે ક્ષણે તે આ કરવાનું ત્યજી દે છે તેજ ક્ષણથી શિષ્યો સાથે સહાનુભૂતિ ધરાવવાનું પણ તે ભૂલી જાય છે, અને જે લોકો જ્ઞાન પ્રથમજ વાર પ્રાપ્ત કરતા હોય છે ત્હેમને કેવી કેવી મુશ્કેલીઓ નડતી હશે તે પણ તે સર્વાંશે સ્હમજી શકતો નથી. "શિક્ષણ પ્રાપ્ત કરવાના કાર્યથી અને ત્હમે ત્હમારી જાતે તે કેવી રીતે પ્રાપ્ત કરો છો ત્હેના અવલોકનથી બીજાને તે પ્રાપ્ત કરવામાં ત્હમે સહાય આપી શકો. જે શિક્ષક નવા નવા વિચારોદ્વારા પોતાને કેળવણી આપ્યા કરે છે ત્હેને એટલો તો સંતોષ થશે કે ત્હેના મનને સર્વોત્તમ વિચારો નિરંતર મળ્યાજ જાય છે. એક લેટિન કહેવત છે કે—**જો ત્હમારે ડાહ્યા થવું હોય તો વાંચો, જો ત્હમારે વધારે ડાહ્યા થવું હોય તો અભ્યાસ કરો, અને સર્વથી ડાહ્યા થવું હોય તો શીખવો.**"*

---

* મોડર્ન રીવ્યુના ફેબ્રુઆરી ૧૯૧૮ના અંકમાંથી શ્રીયુત ઇ. આર. શંકર આયરના લેખનું-ભાષાન્તર.

# એક અનુકરણીય પ્રાથમિક શાળા.

## (પૂના નવી મરાઠી શાળા.)

દરેક દેશના ભવિષ્યનો આધાર ત્હેની ઉછરતી પ્રજાને મળતી કેળવણીપર રહેલો છે, એ સિદ્ધાન્ત ઘણા પ્રાચીન સમયથી દુનીઆના વિચારશીલ અને આગેવાન પુરુષોએ સ્વીકારેલો છે. આ સિદ્ધાન્તનો આપણા દેશના અગ્રગણ્ય પુરુષોએ સ્વીકાર કર્યા પછીજ દેશના દરેક બાળકને પ્રાથમિક કેળવણી મફત અને ફરજયાત મળવી જોઇએ, એટલા માટે છેલ્લાં થોડાં વર્ષથી ઉહાપોહ થવા માંડયો છે. પરંતુ હાલ જે પ્રાથમિક કેળવણી આપવામાં આવે છે તે ઘણી જ ખોડવાળી છે અને તે સુધારવા બને તેટલો પ્રયત્ન કરવો જોઇએ, એ કલ્પનાનો ઉદય હજી ઘણા થોડા વિચારશીલ પુરુષોના મનમાં થયો છે. અને એટલા માટે એ વિચારને કાર્યમાં મુકવાના પ્રયોગ જે જે સ્થળે થતા હોય તે સર્વ સ્થળોની અને પ્રયોગોની માહિતી મેળવવાની ઇચ્છા કેળવણીનો ઉત્કર્ષ ઇચ્છનાર સર્વને થાય એ સ્વાભાવિક છે. એવા પ્રયોગનું અપૂર્ણ વર્ણન પણ સર્વને તે સંબંધી વધારે માહિતી મેળવવા પ્રેરશે, એવી આશાથી નીચે એક પ્રાથમિક શાળાનું વર્ણન આપવામાં આવે છે.

**દક્ષિણ-શિક્ષા-સમિતિ** ( Deccan Education Society ) નું નામ સર્વના જાણવામાં આવે છે, અને ત્હેની વિવિધ પ્રવૃત્તિઓમાં ફકત ફર્ગ્યુસન કૉલેજેજ જાહેર પ્રજાનું ધ્યાન વધારે ખેંચ્યું છે. પરંતુ જે પ્રયોગ સફળ થયેલો જાહેર થવાથી પ્રાથમિક કેળવણીમાં મ્હોટો ફેરફાર થશે તે તરફ હજી ઘણા થોડાનું લક્ષ ખેંચાયું છે.

એજ સોસાઇટી બીજી બધી સંસ્થાઓની સાથે આજ કાલ સોળ વર્ષથી એક પ્રાથમિક શાળા પણ ચલાવે છે, અને તે '**નવી મરાઠી શાળા**' ને નામે ઓળખાય છે. તેને ઇ. સ. ૧૮૯૯ માં શરૂ કરવામાં આવી હતી. હાલ તેમાં કુલ ૫૫૦ છોકરાની સંખ્યા છે. દરેક છોકરા પાસેથી ૦-૪-૦ ફી લેવામાં આવે છે અને પ્રાથમિક શાળાનાં બધાં ધોરણો ત્યાં શીખવાય છે. આટલું તો અન્ય પ્રાથમિક શાળાઓની માફક તે પણ ધરાવે છે.

પરંતુ તેમાં અને અન્ય પ્રાથમિક શાળાઓમાં તફાવત બતાવનાર પ્રથમ કારણ એ છે, કે સોસાઇટીમાં પોતાનું આખું જીવન કેળવણી માટેજ અર્પનાર સભાસદોમાંથી એક ત્હેના ઉપર સુપ્રિન્ટેન્ડેન્ટનું કાર્ય કરે છે. હાલ તે જગ્યાપર પ્રોફેસર કાનિટકર કાર્ય કરે છે. તેઓ પોતે ફર્ગ્યુસન કૉલેજમાં વિજ્ઞાનશાસ્ત્રના અધ્યાપકનું કાર્ય કરે છે. એટલે વિજ્ઞાનશાસ્ત્રીની દૃષ્ટિએ બાળકો કેટલું જાણી શકે અને તે જ્ઞાન રસિક કેવી રીતે કરી શકાય, એ સંબંધીજ વિચાર અવકાશના સમયમાં ત્હેમના મગજમાં ઘુમી રહે છે. કૉલેજના કાર્યમાંથી પરવારી તરતજ તેઓ આ પ્રાથમિક શાળામાં જાય છે અને વિધવિધ પ્રવૃત્તિઓ બાળકના મગજને કેવી અસર કરે છે, ત્હેમની શક્તિઓ પ્રવૃત્તિઓથી ખીલે છે વા રૂંધાય છે, એ સર્વનું અવલોકન કરે છે; અને શિક્ષકોએ એક પછી એક કાર્ય, એક પ્રવૃત્તિ પછી બીજી પ્રવૃત્તિને શી રીતે બાળક આગળ રસિક રીતે મૂકવી એ સૂચવે છે. સરકાર ફક્ત પરીક્ષક તરીકે ગ્રેજ્યુએટોને નીમે છે અને ત્હેમના અધિકારમાં એટલી બધી શાળાઓ સોંપે છે કે સૂચના કરવાનો અવકાશ જ ત્હેમને રહે નહિ. પ્રૉફેસર કાનિટકરનું એવું માનવું છે, કે દરેક મ્હોટી પ્રાથમિક શાળાપર દેખરેખ રાખવાને એક ગ્રેજ્યુએટ અને ખાસ કરીને વિજ્ઞાનશાસ્ત્ર જાણનાર ગ્રેજ્યુએટ હોવો જોઇએ. જ્યાંસુધી આ ખોટ પૂરાશે નહિ ત્યાંસુધી

પ્રાથમિક શાળાનું શિક્ષણ સુધારવાની આશા રાખવી વ્યર્થ છે.

પ્રૉફેસર કાનિટકર બાળકને માટે કિન્ડરગાર્ટન કરતાં વ્યવહારોપયોગી જ્ઞાન વધારે આવશ્યક ગણે છે. એટલા માટે દરેક બાળક પોતાનો પોષાક સ્વચ્છ રાખે, પોતાનાં કપડાંને બટન વગેરે છે કે નહિ ત્હેની કાળજી કરે, એ શિખવવા ખાસ પ્રયત્ન કરે છે. શાળાના મકાનની અંદર પાણીનો હોજ રાખેલો છે તથા વર્ગ દીઠ ધોવાને માટે સાબુ તથા કપડાંને ટીપવાનું મુદ્દલું રાખેલું છે. એટલે કોઇ બાળક મેલાં કપડાં પેહેરીને આવે કે તુરતજ શિક્ષક ત્હેને રજાની વેળાએ પોતાનું કપડું ધોઇ નાખવાની સૂચના કરે છે અને તે સમય દરમિયાન ત્હેને સ્વચ્છ કપડું પહેરાવવામાં આવે છે. એ શાળાની અંદર જૂદી જૂદી વયનાં બાળકને માફક આવે તેવાં બદન તૈયાર રાખવામાં આવે છે. વર્ગનું 'લેસન' શરુ થાય તે પહેલાં દરેક બાળકના બદનને બટન છે કે નહિ તે પણ શિક્ષક તપાસી લે છે અને જે બટનવિનાના હોય તેમાંથી મ્હોટાને બટન, સોય, દોરા વગેરે આપવામાં આવે છે, કે જેથી તેઓ પોતે રજાના સમય દરમિયાન બટન ટાંકી લે. ન્હાનાં બાળકને શિક્ષક વા નોકર બટન ટાંકી આપે છે. આથી એટલી મ્હોટી સંખ્યામાંથી ભાગ્યેજ કોઇનું કપડું અસ્વચ્છ, બટન વિનાનું વા ફાટલું માલૂમ પડે છે. કિન્ડરગાર્ટનની બક્ષીસો કરતાં બાળકનું લક્ષ આ તરફ ખેંચાય તે પ્રૉફેસર કાનિટકરને મન ઘણું અગત્યનું છે.

ન્હાનાં બાળકોને ચામડીના, કાનના, આંખના એવા રોગ ઘણી વાર લાગુ પડે છે. આપણી પ્રાથમિક શાળાઓમાં એવાં રોગી બાળકોને પણ બેસવા દેવામાં આવે છે અને તેની બીલકુલ સંભાળ લેવામાં આવતી નથી. નવી મરાઠી શાળાના કાર્યવાહકોનું લક્ષ આ તરફ પણ ખેંચાયું છે, અને શાળામાં ખસનો મલમ, કાનમાં મૂકવાની

દવા, આંખને માટે બોરિક ઍસિડ વગેરે સાધારણ દવાઓ રાખવામાં આવે છે. આ ઉપરથી રોગી બાળકોને નિરોગી બનાવવાને કેટલી કાળજી આ અનુકરણીય શાળામાં રાખવામાં આવે છે તે સહજ સ્હમજાશે.

આ ઉપરાંત બાળકોની શારીરિક તંદુરસ્તી વધારે સારી થાય તેટલા માટે શાળામાં કામ ચાલે તે દરમિયાન બાળકો કંઇ ખાય છે કે નહિ ત્હેની પણ કાળજી રખાય છે. શાળામાં જે બાળકો ખાવાનું લઇ આવ્યાં હોય તે ગમે તે સ્થળે બેસીને ખાય અને ગંદવાડો કરે નહિ તેટલા માટે શાળાના મકાનમાં જ ચાર હૉલ ખાસ જુદાયદા રાખવામાં આવ્યા છે. હૉલની અંદર ડેસ્ક ગોઠવી રાખવામાં આવ્યાં છે કે જેના પર બાળકો પોતાનું ખાવાનું મૂકી ઉભા ઉભા ખાય છે. જે બાળકોનાં ઘર પાસે હોય છે ત્હેમને ખાવા માટે અમુક સમયે ઘેર જવા દેવામાં આવે છે. શાળાના હાજરી પત્રકમાં કેટલાં બાળકોને વચ્ચે નાસ્તા જેવું નથી મળતું ત્હેની પણ નોંધ રાખવામાં આવે છે.

આ ઉપરાંત બાળકો બરોબર કસરત કરે તેટલા માટે બાળકને રમવાને એક વિશાળ ઉઘાડી જગ્યા શાળાના મકાન પાસેજ જુદાયદી રાખવામાં આવી છે. ત્યાં આગળ બાળકો હંમેશાં છેલ્લા કલાકમાં કસરત કરે અથવા શરીર કસાય એવી રમત રમે છે. શિક્ષક તે પર દેખરેખ રાખવાને હાજર હોય છે.

હવે બાળકોના માનસિક વિકાસને કેવી રીતે સહાવ કરવામાં આવે છે તે તરફ આપણે લક્ષ આપીએ. બાળસ્વભાવથી પરિચિત સર્વ જાણે છે, કે બાળકોને લીટા દોરી મનમાં આવે તેવા આકાર કરવાનું બહુ ગમે છે. બાળકોના આવા વલણનો લાભ લેવા માટે ખાસ ચિત્રશિક્ષક રાખવામાં આવે છે. આટલું તો બધી પ્રાથમિક શાળાઓમાં હોય છે. પરંતુ તે ઉપરાંત ત્યાંની શાળામાં દરેક બાળકને નાનું કાળું પાટીઉં આપવામાં આવે છે. તે પાટીયાંને ડેસ્કપર ત્રાંસુ

ગોઠવવામાં આવે છે. બાળક બેન્ચપર બેઠાં બેઠાં શિક્ષકની પેઠે જ ચિત્રકામ કરે છે. પ્રૉફેસર કાનિટકરને લીટીઓથી શરુ થતું ચિત્રકામ શિખવાડવાનું બહુ ગમતું નથી. ફ્રીહેન્ડ ડ્રૉઇંગ જ પ્રથમ શીખવવું જોઇએ; એટલા માટે શિક્ષક પાટીયાપર ગમે તે આકાર ચિત્રે છે અને બાળકો તે જોયાં કરે છે, અને ઘણી વારે હેનું અનુકરણ કરે છે. આથી કરીને ત્યાં એક વાર કહેલી વાતને બાળક પાસે ફરીથી કહી જવાનું કહેવામાં આવતું નથી, પરંતુ વાર્તાનો ભાવ સ્ફુટ કરે એવું ચિત્ર શિક્ષક ચીત્રે છે અને બાળક તેનું અનુકરણ કરે છે; એટલે વગર કંટાળે બાળકને વાત યાદ રહી જાય છે. જ્યાં વાત ફરીથી કહી જવાનું હોય છે ત્યાં વાર્તા રસિક નથી બનતી પણ ઉલટી તે કંટાળો આપે છે. સ્લેટપર પેનથી ચિત્ર ચીતરવા કરતાં ચાકથી ન્હાની પાટીપર ચીતરવાનું બાળકોને ઘણું ગમે છે.

પ્રાથમિક શાળાઓમાં બાળકોને માટીના આકાર કરવા દેવાનું સરકારે ફરમાવ્યા છતાં ઘણી થોડી શાળાઓમાં હેનું અનુસરણ કરવામાં આવે છે. **નવી મરાઠી શાળામાં** આ માટે ખાસ એક શિક્ષક રોકવામાં આવ્યો છે અને એક હૉલ જુદાયદો રાખવામાં આવ્યો છે. દરેક છોકરાને કામ કરવા માટે એક નાનું લાકડાનું પાટીઉં તથા ઘાટ ઘડવાને માટે લાકડાની છરી આપવામાં આવે છે. આ ઉપરાંત પ્રૉફેસર કાનિટકર પોતાની શાળામાં કુંભારનું ચક્ર થોડા સમયમાં રાખવાની યોજના કરે છે. જ્યાં બાળકો કુંભારના જેવા જ સુન્દર આકાર ઘડી શકશે અને રમતમાં ને રમતમાં વિજ્ઞાનશાસ્ત્રના કેટલાક સિદ્ધાન્ત શીખી શકશે.

આ ઉપરાંત કડીઆ કામના સિદ્ધાન્તો પણ રમતમાં શીખા શકે તે માટે હાલ પચીસ ન્હાનાં લેલાં તૈયાર કરાવ્યાં છે. જેનાથી ન્હાની ભીંતો ચણી શકાશે અને ઘર ચણવામાં કયા નિયમો ખાસ સાચવવા

જોઈએ તે બાળકો સ્હમજી શકાશે.

એવા ઘણા માણસો હોય છે કે મ્હોટી વયે પહોંચ્યા છતાં જૂદા જૂદા સૂરને ઓળખી શકતા નથી અને સંગીતનો ખરો આનંદ અનુભવી શકતા નથી. પરિણામ એ આવ્યું છે કે ગુજરાતમાંથી હિન્દના અન્ય ભાગો કરતાં સંગીતશાસ્ત્ર વધારે લોપ થયું છે. વર્ડઝવર્થ કવિની ઉક્તિ આપણે સ્વીકારીએ છે કે, 'બાળક એ માણસનો પિતા છે' એટલે પુખ્ત વયે પહોંચેલા માણસનો બધો સ્વભાવ બાળપણમાં ત્હેની અંદર નંખાયલાં બીજના વિકાસથી ઉદ્દભવે છે. એથી જો ન્હાનપણમાં જ વિધવિધ શક્તિઓ ખીલવવા પ્રયત્ન કરીએ તો યુવાવસ્થામાં એ બધી શક્તિઓ પૂર્ણ કળાએ પહોંચે. આથી શ્રવણેંદ્રિય ન્હાનપણથીજ ખીલવવાને આપણે પૂર્ણ પ્રયત્ન કરવો જોઇએ. આ સિદ્ધાન્ત લક્ષમાં રાખીને પ્રૉફેસર કાનિટકરે હાલ જૂદા જૂદા સૂર આપે તેવી ઘંટડીઓ, પ્યાલા, વાડકા વગેરે શાળાને અંગે ખરીદ્યાં છે. આ ઉપરાંત સંગીતનાં બે ત્રણ નાનાં નાનાં વાદિત્રો ખરીદ્યાં છે. બાળક એ જૂદી જૂદી ઘંટડીઓ વગાડશે, જૂદા જૂદા પ્યાલાને ટકોરા મારી જૂદા જૂદા સૂર ઉત્પન્ન કરશે, અને એ રીતે એક સૂરથી બીજો કેટલો ભિન્ન છે તે સ્હમજી શકશે, અને સૂરના સિદ્ધાન્ત રમતમાં શીખી શકશે.

આ શાળામાં ઇતિહાસ શીખવવાની પદ્ધતિ વળી તદ્દન જૂદી જ છે. પૂના એક ઐતિહાસિક સ્થળ છે અને ત્હેનાં જીર્ણ મકાનની એક એક ઇંટને બોલાવવામાં આવે તો ત્હેમાંથી અદ્દભુત કથા સંભળાય. આવાં સ્થળ અને મકાનના ફોટા આ શાળાના એક શિક્ષકે શાળાને માટે જ પાડી લીધા છે, અને શાળા ખાતે ૨૫ સ્ટીરીઓસ્કૉપ ખરીદ્યાં છે; એટલે આ સ્ટીરીઓસ્કૉપવડે વર્ગનો દરેક વિદ્યાર્થી પ્રાચીન ઐતિહાસિક સ્થળ જુએ છે અને ત્હેની કથા શિક્ષક પાસેથી સાંભળે છે. પરિણામે જે ઇતિહાસ અન્ય પ્રાથમિક શાળાઓમ ઘણા વિદ્યાર્થી-

ઓને કંટાળો અને ત્રાસ આપે છે તે જ ઇતિહાસનો અભ્યાસ આ શાળાના વિદ્યાર્થીઓને રસિક બન્યો છે અને તેથી એકંદરે ઓછી મગજમારી કરવી પડે છે.

પદાર્થપાઠ શીખવવામાં પણ આ શાળા જુદી જ પદ્ધતિએ કામ કરે છે. પદાર્થપાઠને માટે દરેક વસ્તુના નમુના શાળાના સંગ્રહસ્થાનમાં રાખવામાં આવ્યા છે અને તે દરેક બાળકને બતાવવામાં આવે છે. એરંડાપર જીવનારા રેશમના કીડા સુદ્ધાં પણ બાળકો પોતાની આંખે નિહાળે છે. આ ઉપરાંત બાળકો લીલા છોડમાંથી કાપલી કાઢી સૂકાવી રાખે છે અને તેવા નમુનાનું એકેક નંગ ત્હેમાંથી પેદા થતાં ફળ, અનાજ અને ત્હેમાંથી બનતી ખાદ્ય વસ્તુઓના નમુના સર્વ સંગ્રહસ્થાનમાં રાખવામાં આવે છે; અને એ સર્વ નમુના સાથે વસ્તુઓનું ટુંક વર્ણન મ્હોટે અક્ષરે લખી મૂકવામાં આવે છે, જે વિદ્યાર્થીઓ રજાના સમયમાં વાંચે છે. આવું પ્રદર્શન અઠવાડિયે અઠવાડિયે બદલાય છે. ચણા, ઘઉં, બાજરી વગેરે સર્વ વસ્તુઓ અને તેપરથી બનતી સર્વ ખાદ્ય વસ્તુઓના નમુના પાસે જ હોવાથી વર્ણન વાંચતાં છોકરાંઓને ઘણો રસ પડે છે.

આ સર્વ કરતાં વધારે આકર્ષક દેખાવ બાળકોને બાગમાં કામ કરતાં જોવામાં રહેલો છે. સોસાઇટીએ શાળાના મકાનથી થોડેજ દૂર એક જમીનનો ટુકડો ખરીદ્યો છે. જેની અંદર ચાર ચાર બાળકો વચ્ચે જમીનનો ન્હાનો ન્હાનો ચાસ આપવામાં આવે છે. બાળકો એ ચાસમાં બાજરી, ડાંગેર, ચણા, ઘઉં, શાક અને ફૂલના છોડ રોપે છે. ઘઉં, ચણા, વટાણા, જીરૂં તથા શંખજીરાનું વાવેતર લેખકે જાતે જોયું છે. બાળકો પોતે જ ખોદીને ચાસ તૈયાર કરે છે, જાતે જ પાણી પાય છે અને ચાસને નીંદી સાફ રાખે છે. પોતે પકવેલા અનાજના નમુના પણ બાળકો રાખે છે. આ રીતે બાળકોને કુદરતના ઘણા ધારા

સંબંધમાં લેવાય છે અને કુદરતના નિયમોનું જ્ઞાન મેળે મેળે મળી જાય છે.

ન્હાનાં બાળકોને યાંત્રિક કળાનું જ્ઞાન આપવાને મીકેનો નામની રમત યુરોપમાં તૈયાર કરવામાં આવી છે. જેની અંદર બાળક સ્ટેશન-પર વપરાતી લારી જેવી સાદી વસ્તુઓથી મ્હોટાં ઍન્જીન અને મોટાર ગાડી બનાવી શકે છે. આપણા દેશમાં આ રમત તરફ ધ્યાન ખેંચાયું છે, પરન્તુ યુરોપમાં યાન્ત્રિક વસ્તુઓનો ઉપયોગ સામાન્યમાં સામાન્ય માણસ કરે છે તેટલો આપણા દેશમાં નહિ હોવાથી આપણા બાળકોનું લક્ષ તે તરફ સ્વાભાવિક રીતે ખેંચાતું નથી. આથી એવી જ રમતો આપણા દેશને અનુકૂળ થઇ પડે તેવી યોજનાની ખાસ જરૂર છે. પ્રૉફેસર કાનિટકરે તે પણ વિસારે મૂક્યું નથી. હેમણે લાકડાની પાતળી ચીપો તૈયાર કરાવી છે અને દરેકને છેડે તથા વચ્ચે કાણાં પાડવામાં આવે છે. શાળા ખાતે સ્ક્રૂ વગેરે રાખવામાં આવ્યા છે. શિક્ષક ઓરડી, ઘર, બંગલો વગેરેના આકાર તૈયાર કરે અને વિદ્યાર્થીઓ પોતાની પાસે જે સામાન હોય તેમાંથી શિક્ષકના કરેલા આકારનું અનુકરણ કરે એવાં બનાવેલાં ઘરને ભીંતો, છાપરાં વગેરે બનાવવા કાર્ડ બૉર્ડ ( જાડાં પૂઠાં ) છોકરા માગે તે માપનાં જ પૂરાં પાડવામાં આવે છે. આ રીતે ક્ષેત્રફળ કોને કહે તથા તે કેવી રીતે શોધી કઢાય તે વગેરે રમતમાં જ બાળકો શીખી શકે છે.

નવી મરાઠી શાળામાં દરેક બાળકનું વજન, ઉંચાઇ વગેરે દર માસે તપાસી જોવામાં આવે છે. જેપરથી અભ્યાસથી બાળકના શરીરની વૃદ્ધિ થાય છે કે હાનિ પહોંચે છે તે તારવી શકાય. ઉંચાઇ ઉભા રહેવાથી અને બેસી રહીને કેટલી થાય છે તે બન્ને પ્રકારની નોંધવામાં આવે છે. તે ઉપરાંત ત્યાં દર ત્રણ ત્રણ માસે બાળકોની આંખ વગેરે પણ તપાસવામાં આવે છે.

સાધારણ રીતે જ્યારે એકાદ શિક્ષક ગેરહાજર રહે છે ત્યારે ત્હેના શીખવવાના સર્વ વિષયોમાં બાળકો શિક્ષકની ગેરહાજરી દરમિયાન રહે છે, અથવા એવા શિક્ષકને બદલે જેને કામ કરવું પડે છે તે કામને માટે તૈયાર નહિ હોવાથી ગમે તે રીતે સમય પસાર કરે છે. નવી મરાઠી શાળામાં આવે પ્રસંગે કામની અનુકૂળતા થાય તેટલા માટે ન્હાનાં ન્હાનાં રસિક પુસ્તકોની પચ્ચીસ પચ્ચીસ નકલો ખરીદવામાં આવી છે અને એકાદ વિષયના શિક્ષકની ગેરહાજરીમાં બાળકોને તેવાં પુસ્તક વાંચવા અપાય છે. સર્વ બાળક પાસે એક જ જાતનું પુસ્તક હોય છે એટલે તેઓ શાન્તિથી વાંચે છે અને શિક્ષકનું કાર્ય ફક્ત શાન્તિ સાચવવાનું જ રહે છે.

આ ઉપરાંત બાળકો ન્હાનપણથીજ ગ્રાફ શું છે તે સ્હમજે તેટલા માટે ગ્રાફ શબ્દ શીખવાડ્યા વિના ત્હેનો ઉપયોગ કરતાં ત્હેમને શીખવવામાં આવે છે. શાળાના મકાનમાં એક મ્હોટું થર્મોમિટર રાખવામાં આવ્યું છે અને બાળકો પહોંચી શકે એટલે ઉંચે ગ્રાફનો કાગળ ભીંતે લગાડવામાં આવ્યો છે. બાળકો દિવસના જુદા જુદા સમયે ગરમીની વધઘટ થર્મોમિટરમાં તપાસી ગ્રાફ પેપરપર લીટા કરી નોંધે છે. શિક્ષકોને પણ જુદા કાગળપર તે નોંધવાનું હોય છે એટલે વિદ્યાર્થીઓ પોતાની ભૂલ પોતાની મેળે સુધારી શકે છે.

આ ઉપરાંત સૂર્યના તાપમાં વસ્તુઓના પડછાયા જુદે જુદે સમયે લાંબા ટૂંકા હોય છે તે બતાવવાને માટે ઉઘાડા ચોગાનમાં એક નાનું લાકડું ભોંયમાં ચોંટવામાં આવ્યું છે.

આ ઉપરાંત સર્વથા અગત્યની બીના એ છે કે પ્રૉફેસર કાનિટકર દરરોજ સાંજનો અર્ધો કલાક શિક્ષકોને શિક્ષણશાસ્ત્રના નિયમો સ્હમજાવવામાં ગાળે છે; એટલે શાળાની વિધવિધ પ્રવૃત્તિઓ શા હેતુથી

દાખલ કરવામાં આવી છે તે શિક્ષકો સ્હમજે છે અને ત્હેમનો કેળવણીના કાર્યમાં પૂરેપૂરો ઉપયોગ કરે છે.

આટલું બધું છતાં પ્રૉફેસર કાનિટકર કહે છે કે મ્હારા કાર્યની શરૂઆત જ ફક્ત થઇ છે. સાધારણ પ્રાથમિક શાળાઓ કરતાં આ શાળા કેટલી આગળ વધી છે અને પોતાના કાર્યની જોખમદારી સ્હમજી શકે છે ત્હેનો સહજ વિચાર કરતાં આપણે કેટલા બધા પાછળ છીએ તે સ્હમજવું ઘણું મુશ્કેલ નથી; પરન્તુ આ સર્વ ઘણા વર્ષના પ્રયત્ને મળ્યું છે. જો આપણા પ્રાન્તમાં ખંતથી પ્રયત્ન કરવામાં આવે તો તેવાં પરિણામ આપણે પણ નીપજાવી શકીએ. સતત પ્રયાસજ કંઇક ફળપ્રાપ્તિની આશા રાખી શકે. જુની ઘરેડમાં ચાલનારમાં ચેતન હોતું નથી. પૅસ્ટેલોટસી કહે છે તેમ "આખા દેશમાં જે સુધારાની જરૂર છે તે કંઇ શાળારૂપી ગાડીને વધારે સારા ઘોડા જોડવાની જ છે તેમ નથી; તેટલા માટે તો ગાડીને ફેરવીને છેક નવે રસ્તે વાળવી પડશે."



# આણંદ ન્યુ ઈંગ્લિશ સ્કૂલની ભાવિ ખીલવણી.



વડોદરાના શ્રીમન્ત મહારાજા સાહેબે પોતાના રાજ્યમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત દાખલ કરી અને સને ૧૯૦૬ માં પેટલાદ વાસ્તગૃહની સ્થાપના થઇ ત્યારથી આપણા પ્રદેશમાં કેળવણીની પ્રગતી વધુ ઝડપથી થવા લાગી; આપણો જનસમૂહ પોતાના બાળકોની કેળવણી ખાતર વધુ ભોગ આપવા લાગ્યો અને માધ્યમિક શાળાઓની અગત્ય વધી. માધ્યમિક શાળાઓ બે દૃષ્ટિથી જોવાય છે. પ્રથમ તો ઉચ્ચતર અભ્યાસનો તે માર્ગ છે, એટલે કૉલેજોમાં અપાતા શિક્ષણને પાત્ર વિદ્યાર્થીઓ ત્હેમાં તૈયાર થાય છે; જ્યારે બીજી તરફથી ત્હેમાં અપાતા શિક્ષણથી સમાપ્તિ પામીને ઘણા વિદ્યાર્થીઓ સંસાર યાત્રામાં પ્રવેશ કરે છે, જીવનસંગ્રામમાં વિજય મેળવવા પ્રયત્ન શરૂ કરે છે અને સમાજની વિધવિધ પ્રવૃત્તિઓમાં યથાશક્તિ સહાયભૂત થવા લાગે છે. આ રીતે જોતાં માધ્યમિક શાળાઓનો પ્રશ્ન એક વ્યક્તિનો, એક કુટુમ્બનો વા એક ગામનો નથી; પરન્તુ સમસ્ત દેશનો છે. ત્હેને ઉકેલવામાં દેશના ઘણા પ્રશ્નો ઉકેલી શકાશે.

આ અને કેળવણીના આવાજ અગત્યના પ્રશ્નો વિચારવા આપણા પ્રદેશમાં "ચરોતર એજ્યુકેશન સોસાઇટી" તા. ૧૭-૪-૧૯૧૬ થી સ્થપાઇ છે. જો કે ત્હેનું બંધારણ પુનાની ડેક્કન એજ્યુકેશન સોસાઇટીને આધારે નક્કી થયું છે. છતાં બન્નેની સ્થપાતા સમયની ભાવનાઓ ભિન્ન છે. ડેક્કન એજ્યુકેશન સોસાઇટી જનસમૂહમાં સસ્તી કેળવણીનો પ્રચાર કરવા સ્થપાઇ હતી; કારણ કે તે સમયે આખા

દેશમાં નિરક્ષરતાનો અંધકાર ઘણો હતો અને ગમે તે રીતે તે દૂર કરી જ્ઞાનનો પ્રકાશ ફેલાવવાની આવશ્યકતા ઘણી હતી. આમ કહેવામાં એવો આશય નથી કે તે મંડળ કેળવણી સંગીન બનાવવા તરફ લક્ષ આપતું નથી. ત્હેણે એક હેતુ સાધી હવે સરકારી અને વ્યાપારી દૃષ્ટિએ ચાલતી ખાનગી શાળાઓ કરતાં આગળ વધીને સંગીન કેળવણીનો બીજો હેતુ પણ સાધવા માંડ્યો છે; પરન્તુ ચરોતર એજ્યુકેશન સોસાઇટીને કેળવણી સસ્તી બનાવવાનું કાર્ય વડોદરાના શ્રીમન્ત મહારાજા સાહેબના વિદ્યાપ્રતિના સ્નેહને લીધે કરવાનું રહ્યું નથી. ત્હેનું લક્ષ્ય તો અપાતી કેળવણીને સંગીન કેવી રીતે બનાવવી એજ છે.

સોસાઇટીએ પ્રથમ વર્ષમાંજ પોતાની સ્વતંત્ર હાઇસ્કૂલ આણંદમાં સ્થાપવા ઠરાવ કર્યો, ત્યારે પણ આ હેતુ લક્ષમાં હતો. આપણા પ્રદેશમાં અત્યારે ૧૧ હાઇસ્કૂલો છે, એમાં એક ઉમેરી ડઝન સંખ્યા પૂરી કરવી એ ખ્યાલ ત્હેના કાર્યવાહકોના મગજમાં સ્થાન પામી શક્યો નહોતો.

આ હેતુ માટે સોસાઇટીની સંસ્થા અન્ય ખાનગી સંસ્થાઓ કરતાં ક્યાં ભિન્ન થશે તે આ લેખમાં આલેખવામાં આવશે; પરંતુ એથી એમ માની નથી લેવાનું કે એજ આદર્શ છે. આદર્શ સંબંધયુક્ત વસ્તુ છે. જેમ જેમ એના પ્રતિ ગમન થાય છે તેમ તેમ તે વધુ દૂર જાય છે. છતાં આદર્શરહિત જીવન સીધે રસ્તે ગમે તેટલી મુશ્કેલીઓ વટાવી પ્રગતી કરી શકતું નથી, તેમ સંસ્થાના કાર્યવાહકો પોતાની સન્મુખ કોઇ પણ ભાવના ન્હાની કે મોટી રાખે નહિ તો ત્હેનો માર્ગ નક્કી કરી શકાય નહિ, અને પછી તોફાન થતાં ત્હેનું વહાણુ દિશા ચૂકી ગમે તે ખડકે અથડાઇ નાશ પામે.

શાળાઓનો આત્મા મુખ્યશિક્ષક છે. તે જેટલા પ્રમાણમાં વ્યાવહારિક ઉપાધીઓમાંથી મુક્ત, તેટલા પ્રમાણમાં આચાર વિચારમાં

ઉન્નત માર્ગે ઉડ્ડયન કરી શકે અને પોતાની સાથે અન્યને પણ લઇ જાય. આથી દરેક શાળા તેમજ શાળાના કાર્યવાહકોની પ્રથમ ફરજ એ છે કે મુખ્ય શિક્ષકને વર્ગના નિયમિત કાર્યથી તદ્દન સ્વતંત્ર રાખવો; કારણ કે વર્ગના શિક્ષકને ફક્ત ત્રીસ ચાળીશ વિદ્યાર્થીઓના શારીરિક, માનસિક અને નૈતિક શિક્ષણ માટેજ ચિન્તા કરવાની છે; જ્યારે શાળાના મુખ્ય શિક્ષકને સેંકડો વિદ્યાર્થીઓની દરેક પ્રકારની કેળવણીની ચિન્તા કરવાની છે. એટલુંજ નહિ, પરન્તુ હાથ નીચે કામ કરતા શિક્ષકોપર દેખરેખ રાખવાનું, ત્હેમને સરળ અને આનંદપ્રદ રસ્તે દોરવાનું, શાળાનું મકાન, ઉપસ્કર અને વિજ્ઞાનનાં સાધનો વખતો વખત તપાસવાનું, અભ્યાસક્રમ અને દૈનિક કાર્યક્રમ નક્કી કરવાનું, શાળાનું આરોગ્ય, હવા, પ્રકાશ વગેરે તરફ ધ્યાન આપવાનું, ચેપી રોગ શાળામા પ્રસરે નહિ તે માટે પૂરતી સંભાળ લેવાનું, શાળામાં નિયમ ન સચવાય અને વિદ્યાર્થીઓનાં વર્તન દિનપ્રતિદિન સુધરે તે માટે કાળજી રાખવાનું, વિદ્યાર્થીઓનાં રમવાનાં તથા સુવાનાં સ્થળો અને વસ્તિગૃહો તપાસવાનું, અને ક્ષુદ્ર લાગતી બીજી પણ અનેક બાબતો તરફ દરરોજ ધ્યાન આપવાનું હોય છે. શિક્ષણ શાસ્ત્રના છેલ્લામાં છેલ્લા સિદ્ધાન્તોથી માહિતગાર થઇ દેશ વિદેશમાં થતા શિક્ષણના પ્રયોગો પોતાની શાળામાં અજમાવવાનું કાર્ય પણ ત્હેને હોય છે. ટુંકામાં માણસથી થઇ શકાય તેટલે અંશે સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સર્વવ્યાપક થવાની ત્હેને આવશ્યકતા છે.

આ ઉપરાંત આપણા દેશમાં તો દેશહિતનાં બીજાં પણ ઘણાં કાર્ય કરવાનાં છે. દેશના કટ્ટા દુશ્મનરૂપ અનિષ્ટ રીવાજોમાંથી મુખ્ય શિક્ષકના પ્રયાસથી ઉછરતી પ્રજા બચી શકે અને ધીરે ધીરે આખા સમાજમાંથી તે અનિષ્ટ રિવાજો નષ્ટ થાય તે તરફ પણ લક્ષ્ય આપવાનું હોય છે.

ઉપરોક્ત સર્વ બીના ધ્યાનમાં લઇ સોસાઇટીના કાર્યવાહકોએ આણંદની સંસ્થામાં વર્ગના નિયમિત કાર્યથી તદ્દન મુકત એવા મુખ્ય શિક્ષકને રોકવાનું લક્ષ્ય ધ્યાનમાં રાખ્યું છે.

પરન્તુ આત્માને હાથ પગની આવશ્યકતા છે. શાળાના ઉપશિક્ષકો મુખ્ય શિક્ષકના વિધવિધ અવયવો છે. ત્હેમને કેળવવાથીજ મુખ્ય શિક્ષક પોતાના કાર્યમાં સફળ થઈ શકે. જો ઉપશિક્ષકો મુખ્ય શિક્ષક પ્રત્યે સ્નેહ અને શ્રદ્ધા ધરાવતા નહિ હોય તો મુખ્ય શિક્ષક પોતાના કાર્યમાં અને ભાવનામાં ગમે તેટલે ઉંચે ઉડ્ડયન કરી રહ્યો હશે, છતાં ત્હેને નીચે પોતાની સપાટીપર તેઓ લાવી મૂકશે.

પરન્તુ તેઓ મુખ્ય શિક્ષકના કાર્યમાં સર્વ રીતે સહાયભુત થાય, ત્હેની ભાવના સ્હમજે અને ત્હેના શબ્દોને વધાવી લે, એ માટે શાળામાં તેઓ કાયમ રહે એવી વિધવિધ યોજનાઓ હોવી જોઇએ. ઇંટ અને માટી કરતાં માણસો વધારે મૂલ્યવાન છે; તેથી કરીને કોઇ પણ શાળાના ઉજ્વળ ભાવિને માટે સૌથી વધુ મહત્વની વાત એ છે કે ત્હેમાં કામ કરતા શિક્ષકો કાયમ હોવા જોઇએ. કોઇ પણ મહાન્ શાળાએ પક્ષીની માફક થોડી વાર રહેનારને શિક્ષક તરીકે રોકવા જોઇએ નહિ, અને જરૂર કરતાં ઓછા શિક્ષકોથી ચલાવી લેવું જોઈએ નહિ.

ખાનગી શાળાઓમાં કાયમના શિક્ષકો મળતા નથી, કારણ કે સરકારી નોકરીની જેટલી સ્થિરતા, પગાર વધવાની આશા, અને વૃદ્ધાવસ્થામાં ગુજરાન જોગ કંઇક મળશે એવી કંઈ ખાત્રી હોતી નથી. ખાનગી શાળાના કાર્યવાહકો પોતાના શિક્ષકો તરફ હલકી દૃષ્ટિએ જુએ છે, અને નોકરીની કદર કરવાનો વિચાર સુદ્ધાં પણ લાવતા નથી, ઉલટું વધુ પગાર આપવાની વેળાએ ત્હેમને શાળામાંથી રજા અપાય એવા સર્વ ઉપાયો યોજે છે, કેટલીકવાર તો શિક્ષકોને

સાચા હૃદયથી કામ કર્યા છતાં પણ તિરસ્કાર ખમી શાળામાંથી જવું પડે છે. પરિણામ એ આવે છે કે એવી શાળાઓ શિક્ષણ આપવાના પોતાના કાર્યમાં ફત્તેહ મેળવી શકતી નથી. આથી ઉલટું જ્યાં ઉપ-શિક્ષકોના તરફ દિલસોજી બતાવવામાં આવે છે, ત્હેમની નોકરીની કદર કરવામાં આવે છે, વખતોવખત ત્હેમનો પગાર વધારી આપવામાં આવે છે, ત્યાં શિક્ષકો ખંતથી, સાચા દિલથી, અને ઉત્સાહથી કાર્ય કરે છે, અને શાળાને સફળ બનાવવાને હંમેશ પ્રયત્ન કરે છે. મુંબઇની ન્યૂહાઇસ્કૂલના પ્રોવિડન્ટ ફંડમાં રૂ. ૪૨૦૦૦ એકઠા થયા છે; એટલુંજ નહિ પરન્તુ એ સ્કૂલની જ્યુબિલી ઉજવાઇ ત્યારે ત્હેના જુના વિદ્યાર્થીઓએ પોતાના ગુરૂઓને ( શાળાના સ્થાપકોને ) રૂ. દશ હજાર જેટલી રકમ ભેટ કરેલી તેમાંથી ત્હેમણે પોતાને માટે એક પાઈ પણ ન લેતાં શાળાના કાર્યથી થાકી ગયેલા વિશ્રાન્તિની જરૂરવાળા શિક્ષકો હવા ખાવાને ઠેકાણે રજાઓનો સમય ગાળે તેટલા માટે માથેરાન એક બંગલો ભાડે રાખવામાં તે ખર્ચવા ત્હેમણે ઠરાવ કર્યો છે. આવો વિચાર કરતી શાળાઓમાં સારા શિક્ષકો આકર્ષાય, અને પોતાની સર્વ શકિત વાપરી કાર્ય કરે અને શાળા સર્વોત્કૃષ્ટપદ પ્રાપ્ત કરે એમાં શી નવાઇ !

ચરોતર એજ્યુકેશન સોસાઇટીએ પોતાની સંસ્થામાં કામ કરતા શિક્ષકોને પગાર બઢતી આપવાના તથા નોકરીની મુદત પૂરી થયે ત્હેમને કંઇક રકમ મળે એવા નિયમો નક્કી કર્યા છે. આને લીધે ઘણા શિક્ષકો સોસાઇટીની સંસ્થામાં કામ કરવાની ઇચ્છા દર્શાવે છે.

શાળાના શિક્ષકો કાયમ થાય એટલાથીજ સંતોષ માનવાનો નથી. બેશક શિક્ષક જન્મથીજ શિક્ષક હોય છે, છતાં એવા શિક્ષકો વિરલ હોય છે. બીજા માણસોને તૈયાર થવાની જરૂર છે. મુખ્ય શિક્ષકની એ ફરજ છે કે પોતે જે વાંચ્યું વિચાર્યું હોય, શિક્ષકના

કામકાજમાં જેનું અવલોકન કર્યું હોય, તે સર્વથી ઉપશિક્ષકોને માહિત રાખવા; એટલુંજ નહિ પરન્તુ ત્હેમને શિક્ષણ શાસ્ત્રનાં અને માનસ-શાસ્ત્રનાં પુસ્તકો વાંચી સ્હમજાવવાં.

હાથ નીચેના શિક્ષકને કામ આપવામાં મુખ્ય શિક્ષકે ત્હેમના સ્વભાવ, ત્હેમની વૃત્તિ અને શક્તિ એ સર્વનો વિચાર કરવો જોઇએ. કેટલીકવાર ઉત્સાહી અને શક્તિવાળો ગ્રેજ્યુએટ નીચલાં ધોરણોમાં અદ્‌ભૂત કાર્ય કરે અને થોડા અભ્યાસવાળો ઉપરના વર્ગોમાં પોતાનું કાર્ય સારી રીતે બજાવી શકે. આથી ઉપશિક્ષકોને કાર્ય સોંપવામાં વહેલો તે પહેલો એ નિયમને પડતો મૂકવો જોઇએ. There should be no bottom and no top in this sense; for there is no greater sin of organisation than of the putting of the least capable man to the lowest class "Wren."

આની સાથે એક મુસ્કેલ પ્રશ્ન એ ઉભો થશે કે શિક્ષકો વર્ગ-વાર કે વિષયવાર રાખવા? જો વિદ્યાર્થીઓને વિષય માટે માનીએ તો શિક્ષકો વિષયવાર રાખવા જોઇએ; પરન્તુ જો વિષયો વિદ્યાર્થીઓ માટેજ છે તો શિક્ષકો વર્ગવાર રાખવા. કારણ કે વિષય પ્રમાણે નક્કી થયેલા શિક્ષકો પ્રવીણ હોવાથી વિદ્યાર્થીઓને એવું એવું સ્હમજાવવા પ્રયત્ન કરશે કે જે વિદ્યાર્થીઓની બુદ્ધિને ગ્રાહ્ય નહિ હોય. પરિ-ણામે વિદ્યાર્થીઓને વગર સ્હમજ્યે તે ગોખવું પડશે, અને મગજમાં ભાર ભરવો પડશે.

શાળાનું મકાન અને ત્હેની આસપાસની જગ્યા શાળાનો દેહ છે. આત્મા દેહમાં રહીનેજ પ્રવૃત્ત થઇ શકે છે. દેહ નિરોગી, સ્વચ્છ હશે તો આત્મા અને અવયવો પોતપોતાનાં કર્ત્તવ્યો નિર્વિઘ્ને કર્યા જશે. શાળાનું મકાન સારૂં, સ્વચ્છ અને આકર્ષક હશે તો વિદ્યાર્થીઓ

મેળે મેળે કાંઇક જ્ઞાન પ્રાપ્ત કરશે.

આપણી સાધારણ માન્યતા એવી છે કે વર્ષના અમુક દિવસો માટે અમુક પાંચ કલાક માટેજ શાળાના મકાનનો ઉપયોગ છે; પરન્તુ આ ભૂલભરેલો ખ્યાલ છે. વિદ્યાર્થીઓને હરેક રીતે સંસ્કારી બનાવવાના છે. અનિષ્ટ વસ્તુઓમાંથી દૂર રાખવાના છે અને શુદ્ધ સાત્વિક વાતાવરણમાં રાખવાના છે. આપણાં ગૃહો આ કાર્ય કરી શકે તેમ નથી, અને તેથી શાળાના મકાનમાં એવી વ્યવસ્થા રાખવાની જરૂર છે કે જ્યાં વિદ્યાર્થીઓ અવકાશનો, રમવાનો, અભ્યાસનો અને ઘર કામથી બચાવી શકાય તેટલો બધો સમય ત્યાં ગાળી શકે.

ઉપરનો હેતુ બર આવે એટલા માટે શાળાના મકાનની અંદર કેટલાક ઓરડા બેન્ચ ડેસ્ક સિવાયના તદ્દન ખાલી હોવા જોઇએ. ત્યાં વિદ્યાર્થીઓ પોતાનો સમય આનંદ અને વિદ્યાનાજ વાતાવરણમાં ગાળશે અને એ રીતે ત્હેમનું શરીર અને મન બન્ને નિર્વિઘ્ને ખીલશે.

આણંદની સાળાને આ રીતે ગુરૂકુલ જેવી બનાવવી એ હેતુ આથી સ્પષ્ટ થશે. પરગામનાજ વિદ્યાર્થીઓ ત્યાં બંધાવેલાં વસ્તીગૃહોમાં રાતદિવસ વસશે, એટલુંજ નહિ પરન્તુ ગામના વિદ્યાર્થીઓ પણ જમવા સિવાયનો બધો સમય ત્હેમને માટે બંધાવેલાં અભ્યાસગૃહોમાં ગાળશે, અને વસ્તીગૃહોમાં મળતા અનુભવો, તથા ત્હેમાં પ્રાપ્ત થતાં સહજીવનના શિક્ષણનો લાભ મેળવશે.

સ્વતંત્રતા હોય ત્યાં અભ્યાસક્રમ પણ પરિસ્થિતિને યોગ્ય કરવાની ઘણી જરૂર છે.

આપણો પ્રદેશ ખેતીનો છે; તેથી આપણી શાળાઓમાં કૃષિશિક્ષણને ખાસ દાખલ કરવું જોઇએ. ભલે એ શિક્ષણ શાસ્ત્રીય રીતે ન અપાય, ભલે ત્હેનાથી ધુરંધર કૃષિકારો તૈયાર ન થાય, પરન્તુ તેથી

વિદ્યાર્થીઓ શારીરિક મજુરીની અવગણના ન કરે; એટલુંજ નહિ પરન્તુ તેઓ એમ સ્હમજે છે કે પ્રામાણિકપણે કરેલો ગમે તે ધંધો માનપ્રદ છે, તો બસ છે. વળી કૃષિના શિક્ષણથી વિદ્યાર્થીઓ કુદરતના ગાઢા સંબંધમાં આવશે; અને કુદરતી સૌન્દર્યને સ્હમજતાં શીખશે. આ હેતુ લક્ષમાં રાખી પૂના નવીન મરાઠી શાળાને અંગે કેટલીક જમીન રાખવામાં આવી છે કે જ્યાં વિદ્યાર્થીઓ પોતાની મેળે ખેતીનું કામ કરે છે, અને તૈયાર થતા પાકનું નિરીક્ષણ કરે છે. ચરોતર એજ્યુકેશન સોસાઇટીની આણંદની સંસ્થાને અંગે આવા શિક્ષણ માટે ખાસ જગ્યા ઇલાયદી રાખવામાં આવશે કે જ્યાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ સાથે કામ કરશે અને શારીરિક મહેનતની મઝા અનુભવશે.

આપણા અભ્યાસક્રમમાં એક દોષ એવો છે કે ત્હેમાં ફક્ત મગજમાં ભાર ભરવાની ધારણા રાખેલી છે, પરન્તુ હાથ અને આંખ કેળવવાને માટે થોડોજ પ્રયાસ કરવામાં આવે છે. આનું પરિણામ એ આવ્યું છે કે આપણી શાળાઓ અને કૉલેજોમાં તૈયાર થતા વિદ્યાર્થીઓનો ઘણો મ્હોટો ભાગ સરકારી વા ખાનગી નોકરીની શોધમાં ફરે છે, અને જેમને તે મળી શકતી નથી તેઓ નિરાશ થાય છે. આ દોષ સુધારવાને આપણી માધ્યમિક શાળાઓમાં હસ્ત કળા-શિક્ષણ ( Manual Training ) અને ઔદ્યોગિક શિક્ષણની ખાસ આવશ્યકતા છે. અમેરિકાની માધ્યમિક શાળાઓનાં વિદ્યાર્થીઓને સુથારી, લુહારી, શિવવાનું અથવા એવુંજ કંઇક એકાદ વિષયનું શિક્ષણ આપવામાં આવે છે અને તેથી વધુ અભ્યાસને માટે કૉલેજોમાં પ્રવેશ કરતા વિદ્યાર્થીઓ પોતાના માબાપપર આધાર રાખતા નથી; પરન્તુ સ્વાશ્રયી બને છે અને વિદ્યાર્થી અવસ્થામાંજ જીવન સંગ્રામમાં ફત્તેહ કેવી રીતે મેળવાય, મુશ્કેલીઓની સ્હામે કેવી રીતે થવાય આ સર્વ શિક્ષણ પ્રાપ્ત કરે છે. આણંદની સંસ્થાના કાર્યવાહ-

કોએ પોતાની શાળામાં આ શિક્ષણ દાખલ કરવાનું લક્ષ રાખ્યું છે.

જગતનો ઇતિહાસ શીખવે છે કે ગરીબાઇમાં સ્વાશ્રયથી શિક્ષણ લઇ તૈયાર થયેલા વિદ્યાર્થીઓજ મહાપુરુષો નિવડે છે. અમેરિકા દેશના સર્વ મહાપુરુષોનાં બાલ્યજીવન ઘણાં સંકટોમાં પસાર થયેલાં છે. વિદ્યાર્થીએ જેમ જેમ મુશ્કેલીઓની સ્હામે થાય છે, તેમ તેમ આત્મશ્રદ્ધા પ્રાપ્ત કરે છે. આની સાથે સાથે દરેક પાઠશાળાને અંગે વિદ્યાર્થીઓ કરી શકે એવી મજુરી શોધી આપનાર ખાતું હોય છે. જે જે વિદ્યાર્થીઓને પોતાનાં સાધન હોતાં નથી, તેઓ આ ખાતામાં જઇ તપાસ કરે છે, અને સ્વતંત્ર આજીવિકા મેળવવાનું સાધન પ્રાપ્ત કરે છે. આવી રીતે તૈયાર થયેલા વિદ્યાર્થીઓ મહેનતની ખરી કિંમત સ્હમજે છે, અને મજુરો પ્રત્યે સહાનુભૂતિ અને માન ધરાવે છે. આનું રસિક અને અસરકારક વર્ણન સસ્તા સાહિત્ય તરફથી પ્રસિદ્ધ થયેલા શ્રીયુત સત્યદેવજીના 'અમેરિકાનો પ્રવાસ' નામના પુસ્તકમાં આપેલું છે. આપણો દેશ ઘણો ગરીબ છે, અને તેથી મ્હોટાં શહેરોમાં ચાલતી માધ્યમિક અને ઉચ્ચતર શિક્ષણ આપતી શાળાઓને અંગે આવા ખાતાની ખાસ જરૂર છે. ચરોતર એજ્યુકેશન સોસાઇટીએ પોતાની સંસ્થા આણંદમાં રાખી છે અને આણંદ વ્યાપારમાં દિનપ્રતિદિન આબાદ થતું જાય છે, એટલે ભવિષ્યમાં વિદ્યાર્થીઓને આવી અનુકૂળતા મેળવી આપવાનો ઘણો સારો સંભવ છે.

બાળક માતાના ખોળામાં બેસી જે ભાષા દરરોજ સાંભળે છે, તે ભાષાદ્વારા શિક્ષણ મેળવવું ત્હેને ઘણું લાભદાયક છે. માતૃભાષાદ્વારા તે ગમે તે વિષયનું જ્ઞાન ઘણું સારું સહેલાઇથી મેળવી શકે છે. પરદેશી ભાષાદ્વારા એવું જ્ઞાન પ્રાપ્ત કરતાં ઘણો શ્રમ પડે છે, અને વધુ સમય ગાળવો પડે છે. સમગ્ર દુનિયામાં હિન્દુસ્થાન એકલો જ

સુધરેલો ગણાતો દેશ છે કે જેનાં બાળકોને પરભાષાદ્વારા દરેક વિષયનું ઉચ્ચ જ્ઞાન મેળવવું પડે છે. આથી આપણા વિદ્યાર્થીઓની ઘણી શક્તિ વપરાય છે, અને છતાં જોઇએ તેટલી હેમની શક્તિઓ વિકાસ પામતી નથી; આથી આખા દેશની સાહિત્યપરિષદો અને કેળવણી પરિષદો માતૃભાષાદ્વારા શિક્ષણ અપાવવા હિલચાલ કરી રહી છે. આ હિલચાલને નામદાર વૉઇસરૉય સાહેબે કેળવણી ખાતાના ઉપરી અધિકારીઓની પરિષદ્‌માં ટેકો આપ્યો છે અને આશા છે કે હેનું સારૂં પરિણામ આવશે; પરન્તુ સરકાર તે દિશામાં પગલાં ભરે તે પહેલાં ખાનગી સંસ્થાઓએ પ્રયોગ કરી સરકારને બતાવી આપવું જોઇએ કે માતૃભાષાદ્વારા શિક્ષણ આપી શકાય છે; એટલું જ નહિ પણ તે વધારે સરળ, સ્વાભાવિક અને રસિક બને છે, અને એ પદ્ધતિથી ઘણાં વધારે સારાં પરિણામ આવી શકશે, થોડા સમયમાં દરેક વિષયનું ઘણું વધારે જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે, અને વિદ્યાર્થીઓના મગજમાં ભાર ભરવાને બદલે હેમની આન્તર શક્તિઓ પ્રસ્ફુટિત થાય છે. ચરોતર એજ્યુકેશન સોસાઇટીની સ્વતંત્ર સંસ્થા હોવાનો એક હેતુ હાઇસ્કૂલનાં ધોરણોમાં પણ ઇંગ્લીશ સિવાય બીજા વિષયો માતૃભાષાદ્વારા શિખવવાનો છે.

આ હિમાયતની વિરૂદ્ધ એમ દલીલ કરવામાં આવશે કે વિદ્યાર્થીઓ ઇંગ્લિશમાં ઘણા કાચા રહેશે, અને તે રાજભાષા હોવાથી તથા સરકારી નોકરીનો આધાર હેનાપર હોવાથી તેમ કર્યે પાલવે નહિ. બેશક આ દલીલમાં ઘણું સત્ય છે, પરન્તુ બીજા ઉપાયથી આ દોષ દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ. Gouin's Art of Teching and Stdying Languages એ નામના ગ્રન્થના પુસ્તકે આ મુશ્કેલી દૂર કરવાનો ઉપાય દર્શાવ્યો છે હેના સિદ્ધાંત પ્રમાણે હરકોઈ વિષય પરદેશી ભાષાદ્વારા પણ શીખી શકાય. આને આપણે

Direct method સીધી પદ્ધતિ કહીએ છીએ. આ પદ્ધતિ ગુજરાત કેળવણી પરિષદ્ તરફથી નીમાયેલી ટેક્સ્ટ બુક્સ કમિટીને પસંદ પડી નથી. બેશક એ કમિટીના સભ્યોએ કેળવણીમાં એટલાં બધાં વર્ષો ગાળ્યાં છે કે ત્હેમના અભિપ્રાય વિરૂદ્ધ બોલવું એ એક પ્રકારની ધૃષ્ટતા કહેવાય છતાં ત્હેમના પ્રત્યે માનની લાગણી રાખીને એટલું તો કહી શકાય કે એ પદ્ધતિને માટે જેટલા પ્રયોગ થવા જોઇએ તેટલા થયા નથી, અને ત્હેને માટે સમર્થ પુરુષોએ ખંતથી મંડયા રહેવું જોઇએ, તે થયું નથી. એટલે થોડાજ પ્રયોગ પછી જેમ ફ્રબલની બાલવાટિકા ખર્ચાલ લાગવાથી તથા પરિસ્થિતિને અનુકુળ નહિ કરી શકવાથી હિન્દુસ્થાનને માટે નાલાયક ગણાઈ, તેમજ આ પદ્ધતિનું પણ થયું છે. બીજી દિશાઓમાં જેમ મહા પુરુષની અને મ્હોટા ભોગોની આવશ્યકતા છે તેમજ શિક્ષણના પ્રદેશમાં પણ મહાપુરુષોના મહા ભોગોની મ્હોટી જરૂર છે. ડેક્કન એજ્યુકેશન સોસાઇટીની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં, મુંબઇની ન્યૂ હાઇસ્કૂલમાં અને એલ્ફિન્સ્ટન મિડલ સ્કૂલમાં આ પ્રયોગ સફળ થયેલો જાહેર કરવામાં આવ્યો છે. આણંદ સ્કૂલમાં આ માટે પ્રથમના ત્રણ ધોરણ ખાતેજ એક ગ્રેજ્યુએટને રોકવામાં આવ્યો છે, જેનું ખાસ કર્તવ્ય આ જાતના પ્રયોગ કરવાનું છે.

કેટલાક વિદ્યાર્થીઓ એવા હોય છે કે જેમને એકાદ વિષય નહિ આવડવાથી યુનિવર્સિટીની પરીક્ષામાં ફત્તેહ મળતી નથી. આવા વિદ્યાર્થીઓને માટે હાઇસ્કૂલના પાંચમા ધોરણથીજ જુદો અભ્યાસ ક્રમ નક્કી કરવો જોઇએ. જેમાં ઇંગ્લિશનું સારૂં જ્ઞાન, ગુજરાતીનું ઉચ્ચ જ્ઞાન, શૉર્ટ હૅન્ડ રાઇટિંગ, ટાઇપ રાઇટિંગ, ઇંગ્લિશ પદ્ધતિનું નામું, એ વગેરેનો સમાવેશ થાય. આ રીતે તૈયાર થયેલા વિદ્યાર્થીઓને જો કે યુનિવર્સિટીની ઉપાધિઓ મળી નહિ હોય; છતાં સામાન્ય જ્ઞાનમાં, ઉન્નત ચારિત્રમાં અને શારીરિક વિકાસમાં તેઓ બીજા વિદ્યાર્થીઓ

કરતાં કોઈ રીતે પાછળ પડશે નહિ. ઉલટું હેમની શક્તિઓને યોગ્ય ક્ષેત્ર મળશે અને સંસારયાત્રામાં યુનિવર્સિટીમાં મળતી નિષ્ફળતાથી ઉપજતી નિરાશામાંથી બચી સફળ પ્રવાસ કરશે; તથા સમાજની પ્રગતિમાં પોતા તરફનો યથાશક્તિ ફાળો આપશે. આ હેતુસર આણંદ સ્કૂલને અંગે વ્યાપારી વર્ગની યોજના પણ રાખવામાં આવી છે, જે અનુકૂળ સમયે અમલમાં મૂકવામાં આવશે.

કોઇ એમ પુછશે કે આટલું બધું માનસિક શિક્ષણ વિષે લખ્યા છતાં નૈતિક શિક્ષણ સંબંધી તો એક શબ્દ કેમ જોવામાં આવતો નથી? લેખક પોતે નિરાળા નીતિશિક્ષણમાં માનતો નથી. કેટલીક શાળાઓમાં "નીતિશિક્ષણ," "નીતિસાર" અને એવાં એવાં નીતિનાં ખાસ પુસ્તકો દર અઠવાડિયે એક બે કલાક વાંચવામાં આવે છે; છતાં એનાથી કંઇપણ દશ્ય ફળ આવતું હોય એમ લાગતું નથી, કારણ કે નીતિ શીખવાડી શકાતી નથી. નીતિના આચરણથી વિદ્યાર્થીઓ આપોઆપજ નીતિ ગ્રહણ કરે છે. શિક્ષકનામાં ઉદારતા, પ્રામાણિકતા સહૃદયતા વગેરે ગુણોના અભાવે વિદ્યાર્થીઓના આગળ નીતિના ગમે હેવાં પુસ્તકો વાંચવામાં આવશે, છતાં એ સર્વની અસર કંઇજ નહિ થાય. બેશક આવા ઉન્નત ચારિત્રવાન શિક્ષકો સર્વ સ્થળે મળી શકે નહિ. એના અભાવે જીવનચરિત્રો આ દિશામાં ઘણું કરી શકે, કારણકે જીવનચરિત્રો પણ ભૂતકાળનાં સત્ય દૃષ્ટાન્તોજ છે. એ માટે ધોરણવાર જીવનચરિત્રોનાં પુસ્તકો નક્કી થવાં જોઇએ, જેથી પહેલા ધોરણથી તે સાતમા ધોરણસુધી અભ્યાસ કરનાર વિદ્યાર્થી ઓછામાં ઓછા સાત મહાપુરૂષોનાં જીવનથી માહિત થાય અને ઘણું આત્મબળ પ્રાપ્ત કરી શકે.

આપણી શાળાઓમાં અપાતા શારીરિક શિક્ષણ તરફ હવે આપણે દૃષ્ટિ કરીએ. આ વિષય પરત્વે આપણે શી સ્થિતિ જોઇએ

છીએ ? આપણા પ્રદેશમાંની હાઇસ્કૂલો યુનિવર્સિટીની પરીક્ષામાં વધુ વિદ્યાર્થી ઉપર નંબરે પાસ કરાવવા પ્રયત્ન કરી રહી છે. આથી વિદ્યાર્થીઓના શરીર નિરોગી અને અશક્ત થાય છે કે નહિ ત્હેનો થોડોજ વિચાર કરવામાં આવે છે. આ સ્થિતિ ચાલુ રહી છે, કારણ કે વિદ્યાર્થીઓના વાલીઓ પોતે પણ તે માટે બીલકુલ કાળજી રાખતા નથી. ઘણા વાલીઓ પોતાના સગીરને શાળામાં ન આવડે તો શિક્ષકને ત્હેમને સખ્ત સજા કરવાની પરવાનગી આપે છે; પરન્તુ ભાગ્યેજ કોઇ વાલી એવો જોવામાં આવે છે કે જે શિક્ષકને પોતાના બાળકને રમવા દેવાની રજા આપવાની વિજ્ઞપ્તિ કરે છે. બેશક વાલીઓનું આ દુર્લક્ષ અસહ્ય છે, છતાં ત્હેને માટે આપણે કંઇ કરી શકીએ તેમ નથી. એટલુંજ કહીએ કે તેઓ અજ્ઞાન છે, અને પોતાના બાળકોનું સાચું શ્રેય શામાં રહેલું છે તે તેઓ જાણતા નથી; પરન્તુ શિક્ષકો એમાં ગાફેલ રહ્યા છે એ તો તદ્દન સહી શકાય તેમ નથી. શારીરિક શિક્ષણની આવશ્યકતા અને વ્યવસ્થા સંબંધી એક સ્વતંત્ર લેખ લખાયો છે, એટલે તે સંબંધી વધારે વિવેચનમાં નહિ ઉતરતાં અત્રે તો એટલુંજ જણાવવાનું છે કે આણંદની શાળામાં શારીરિક શિક્ષણ ફરજિયાત કરવામાં આવશે; એટલુંજ નહિ પરન્તુ વિદ્યાર્થીઓની વય અને ત્હેમનાં શારીરિક બંધારણના પ્રમાણમાં જૂદી જૂદી કસરતો, રમતો નક્કી કરવામાં આવશે, અને તે સમયે કસરત શિક્ષક ઉપરાંત બીજા શિક્ષકો પણ ક્રમાનુસાર દેખરેખ ખાતર અથવા ત્હેમાં અંગત ભાગ લેવાને હાજર રહેશે. આ સંબંધમાં વિદ્યાર્થીઓના વાલીઓનું કહેવું કંઇ સાંભળવામાં આવશે નહિ; અને જેમ માનસિક શિક્ષણ વખતે ગેરહાજર રહેનાર સજાને પાત્ર ગણાય છે, તેમ કસરતો, રમતો વગેરેમાં પણ વગર રજાએ ગેરહાજર રહેનારને શિક્ષાને પાત્ર ગણવામાં આવશે.

આવા માનસિક અને શારીરિક શિક્ષણથી વિદ્યાર્થીઓનાં મગજ તથા શરીર ખીલે છે કે કેમ તથા અભ્યાસ કરતાં નેત્રશક્તિને કંઇ નુકસાન તો પહોંચતું નથી ને એ વગેરેની વખતો વખત તપાસ કરવાની ખાતર દરેક શાળાને એક ડૉક્ટરની ખાસ જરૂર છે. આ ઉપરાંત શાળામાં જે વિજ્ઞાનનું શિક્ષણ આપવાનું છે, ત્હેમાં શારીરશાસ્ત્ર અને આરોગ્ય વિદ્યાનું જ્ઞાન આપવાની ખાતર પણ ત્હેની જરૂર છે. આખર સરવાળે લાભ અને અનુકૂળતાના પ્રમાણમાં આ ખર્ચ શાળાને ભારે નહિ લાગે. આણંદની શાળામાં આ કામને માટે ખાસ સબ આસિસ્ટંટ સર્જન નિમવામાં આવશે. આવો સ્વતંત્ર માણસ શાળાને ન મળે તો શહેરની હૉસ્પિટાલમાં કામ કરતા ડૉક્ટર સાથે ગોઠવણ કરી શકાશે અને આ કાર્ય પાર પાડી શકાશે.

શારીરિક કેળવણીનો વિચાર કરતાં આપણા સમાજમાં ઘર કરી રહેલાં આપણાં બાળકોને નિર્બળ બનાવનાર અનિષ્ટ રિવાજો આપણી દૃષ્ટિ આગળ ખડા થાય છે. એ માટે શાળાના કાર્યવાહકો ધારે તો કંઇક કરી શકે. પરણેલા વિદ્યાર્થીઓની ફીનો દર વધુ રાખવામાં આવે, વાળીને સ્હમજુત કરવામાં આવે, વસ્તીગૃહમાં પણ પરણેલા વિદ્યાર્થી માટે વધારે સખ્ત નિયમો રાખવામાં આવે તો સમાજમાં તે માટે ચર્ચા ચાલશે, અને પરિણામે ત્હેની વિરૂદ્ધ પ્રવૃત્તિ પણ શરૂ થશે. આણંદની શાળામાં ફી સંબંધી કેટલીક સવડો, સ્કૉલરશીપો, ઇનામો, વગેરે લાભ પરણેલા વિદ્યાર્થીઓને આપવામાં નહિ આવે.

આપણી ખાનગી શાળાઓમાં પેસતાં શું આપણને એમ લાગશે કે તે ખરેખર સરસ્વતીનું મંદિર છે? પુનાની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં અને મુંબઇની ન્યૂ હાઇસ્કૂલમાં પ્રવેશ કરો, અને પ્રવેશ કરતાંની સાથેજ ત્હમને લાગશે કે આ સ્થળ જરૂર સરસ્વતી દેવીનું સ્થાન હોવું જોઇએ. આ તફાવત હોવાનું કારણ શું? કારણ એજ કે આપણી

શાળાઓમાં ઇંટ માટીનાં કોકડાં અને ટેબલ ખુરશી વગેરે લાકડી સામાન સિવાય બીજું થોડુંજ જોવામાં આવે છે. જ્યારે ઉપરની બે શાળાઓ અંદરથી તેમજ બહારથી ઐતિહાસિક ભૂગોળ વિષય અને કુદરતના દેખાવોના ચિત્રોથી સુશોભિત હોય છે. આથી મકાનની શોભા વધે છે એટલુંજ નહિ પરંતુ વિદ્યાર્થીઓની રસવૃત્તિ, અવલોકન શક્તિ વગેરે કેળવાય છે; અને ઇતિહાસ તથા ભૂગોળના વિષયો નિરસ નહિ લાગતાં વિદ્યાર્થીઓ ત્હેનો વધુ અભ્યાસ કરવા પ્રેરાય છે.

આપણા વિદ્યાર્થીઓમાં અવલોકન શક્તિ અને શોધકવૃત્તિ નથી હોતી એવી ફરિયાદ વારંવાર સાંભળીએ છીએ. આ ફરિયાદ વ્યાજબી છે, અને તે દોષ દૂર કરવાને માટે શાળાને અંગે વિધવિધ વસ્તુઓનું સંગ્રહસ્થાન હોવું જોઇએ કે જ્યાં વિદ્યાર્થીઓ પોતે પણ શોધી આણેલી નવિન વસ્તુ સંગ્રહી શકે. આ ઉપરાંત જૂદા જૂદા પાકની વિધવિધ સ્થિતિનું નિરીક્ષણ કરવાને શાળાને ન્હાના પાયાપર Botanical garden ની યોજના થવી જોઇએ. સરકારે નિયત કરેલાં વિજ્ઞાનનાં પુસ્તકો માટે આ ખાસ જરૂરની વસ્તુ છે.

આપણી શાળાઓમાં જે પુસ્તકો નિયત કરવામાં આવે છે ત્હેની અંદર આપેલું સર્વ વિદ્યાર્થીઓ જાણે એટલાથીજ સંતોષ માનવાનો નથી; કારણ કે એ પુસ્તકો ફક્ત માર્ગદર્શક છે, અને એમાં આપેલું જ્ઞાન કોઇપણ વિષયનું સંપૂર્ણ જ્ઞાન હોઇ શકે નહિ. વિદ્યાર્થીઓમાં એથી વધુ જ્ઞાન પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા ઉત્પન્ન થાય તેટલા માટે દરેક શાળાને અંગે પુસ્તકાલય હોવું જોઇએ. આ પુસ્તકાલયમાં શિક્ષકોનેજ ઉપયોગી પુસ્તકો હોય તેથી સંતોષ માનવાનો નથી, પરન્તુ વિદ્યાર્થીઓ વાંચી અને સ્હમજી શકે ત્હેવાં પુસ્તકોનો સંગ્રહ પણ હોવો જોઇએ. યુનાઇટેડસ્ટેટસમાં શાળાને અંગે પુસ્તકાલયની કેવી સ્થિતિ છે તે તપાસવા એક કમિશન નીમવામાં આવ્યું હતું.

હેમણે નીચેના ત્રણ મુખ્ય દોષ શોધી કાઢ્યા હતા: ( ૧ ) કેટલીક શાળાઓમાં આ હેતુસર એટલી બધી થોડી રકમ રાખવામાં આવી હતી કે શાળાને ખાસ જરૂરનાં પુસ્તકો પણ હેમાંથી ખરીદી શકાય નહિં; ( ૨ ) કેટલીક શાળાઓમાં એવી જાતનાં પુસ્તકોનો સમૂહ એકઠો કરવામાં આવ્યો હતો કે જે વિદ્યાર્થીઓના ઉપયોગમાં આવી શકેજ નહિ; ( ૩ ) કેટલીક શાળાઓમાં પુસ્તકોનો સંગ્રહ મૂકવાને ઈલાયદો ઓરડો હોતો નથી; અથવા તે વિદ્યાર્થીઓના ઉપયોગમાં આવે એવી યોજના કરવામાં પણ આવેલી હોતી નથી. આ અને આ કરતાં પણ વધારે ગંભીર દોષો આપણી શાળાનાં પુસ્તકાલયોમાં હશે; પરન્તુ એટલું તો સત્યજ છે કે કોઇ પણ શાળાનાં સાધન પુસ્તકાલય સિવાય પૂર્ણ કહેવાય નહિ. કારણકે વિદ્યાર્થીઓને ભાવિ જીવનને માટે તૈયાર કરવાના છે, હેમને જો વિદ્યાર્થી જીવનમાંથીજ પુસ્તકાલયનો ઉપયોગ કરવાનું શિક્ષણ શાળામાંથીજ નહિ મળ્યું હોય, તો ભવિષ્યમાં મળતો સર્વ નવરાશનો સમય વ્યર્થ ગુમાવશે, અને "નવરો બેઠો નખોદ વાળે" એ કહેવત પ્રમાણે એ જે કંઇ દુષ્કૃત્ય કરશે હેની સઘળી જવાબદારી શાળાને માથે રહેશે. શિક્ષકોએ શાળાને અંગે પુસ્તકાલયની વ્યવસ્થા કરવી જોઇએ એટલુંજ નહિ પરન્તુ હેનો વિદ્યાર્થીઓ સારો ઉપયોગ કરે એ માટે પણ યોજનાઓ કરવી જોઇએ. આણંદની શાળામાં આ હેતુસર વર્ગદીઠ પુસ્તકાલયની યોજના કરવામાં આવશે, અને વિદ્યાર્થીઓ હેમાંથી પુસ્તકો મુખ્ય વિદ્યાર્થી પાસેથી મેળવી શકશે; આથી વિદ્યાર્થીઓને યોગ્ય પુસ્તકો પસંદ કરવામાં જે મુશ્કેલી પડે છે તે દૂર થશે, એટલુંજ નહિ પરન્તુ હેમનો છૂટથી ઉપભોગ કરશે.

આપણા પ્રદેશની શાળાઓમાં વાર્ષિક પરીક્ષાની અંતે વિદ્યાર્થીઓને ઉપરના વર્ગમાં મોકલવામાં આવે છે. આમાં બે પરિણામ નિપજે

છે. ( ૧ ) કેટલાક વિદ્યાર્થીઓનું આખું વર્ષ ન બગડે ત્હેની ખાતર ત્હેમનું જ્ઞાન અપૂર્ણ રહ્યા છતાં, ત્હેમને ઉપર જવા દેવામાં આવે છે જેથી ત્હેમની એ નિર્બળતા દૂર કરવાનો ત્હેમને અવકાશજ મળતો નથી અને કોઇ કોઇ વાર એ કાયમનું રૂપ પકડતાં વિદ્યાર્થીઓને કંટાળી અધવચથી શાળા છોડી દેવી પડે છે. ( ૨ ) જે વિદ્યાર્થીઓને વાર્ષિક પરીક્ષા પછી પણ આખું વર્ષ ત્હેને તેજ વર્ગમાં ગાળવું પડે છે ત્હેમને વર્ગના કામમાં રસ પડતો નથી અને મંદતા તરફ ત્હેમની વૃત્તિ ઢળે છે. આ બન્ને દોષો દૂર કરવાનો એકજ ઉપાય છે કે મ્હોટી શાળાઓમાં જ્યાં એક ધોરણના બે વા વધારે વર્ગો હોય ત્યાં જુનિયર અને સિનિયર વર્ગોની યોજના દાખલ કરવી. જેથી દર વર્ષે જુનિયર વર્ગની છ માસિક અને સિનિયર વર્ગની વાર્ષિક પરીક્ષા થઇ શકે. આ યોજનાથી પરીક્ષામાં કાચા માલૂમ પડતા વિદ્યાર્થીઓને એના એજ જુનિયર વા સિનીયર વર્ગમાં ફક્ત છ માસજ રહેવું પડશે અને કાચા વિષયો તૈયાર થતાં છ માસે ઉપરના વર્ગમાં તે જઇ શકશે. બહુજ ચાલાક છોકરાને પણ આ પદ્ધતિથી ઘણો લાભ થશે; કારણ કે એવા વિદ્યાર્થીને જ્યારે એક વર્ષમાં બે ધોરણ કરવાં હોય છે ત્યારે બહુ અભ્યાસને પહોંચી વળવાને કાંતો સખ્ત મહેનત કરવી પડે છે, વા ઉપરના ધોરણના અભ્યાસમાં એકાદ વિષય કાચો રહી જાય છે; પરંતુ જુનિયર અને સિનિયર વર્ગની યોજનાથી હોશિયાર વિદ્યાર્થીઓ છ માસનો અભ્યાસ સહેલાઇથી કરી શકે છે અને ઉપરના વર્ગમાં બધા વિષયોમાં એક સરખી રીતે નભી શકે છે.

આ પદ્ધતિએ મુંબઇ ન્યૂ હાઇસ્કુલમાં તથા રાજકોટ આલફ્રેડ હાઇસ્કુલમાં કામ કરવામાં આવે છે અને આપણા પ્રદેશની શાળાઓમાં ત્હેનું અનુકરણ કરવાની ખાસ આવશ્યકતા છે. આણંદની શાળામાં આ યોજના પણ અમલમાં મુકવા વિચાર રાખવામાં આવ્યો છે.

આટલું બધું શિક્ષકને માટે લખવામાં આવ્યું, ત્યારે સહજ પ્રશ્ન થશે કે શું માબાપને માટે કંઇજ કરવાનું રહેતું નથી? બેશક ત્હેમને માથે પણ પોતાનાં બાળકોના શિક્ષણની જવાબદારી રહેલી છે. ત્હેમણે એમ નથી માનવાનું કે પોતાનાં બાળકોને નિશાળે મૂક્યાં, અને ત્હેમને જોઇતી વસ્તુઓ ખરીદી આપી એટલે પોતાનું કર્ત્તવ્ય પૂર્ણ થયું. પાછળથી વિદ્યાર્થીઓનામાં જે કંઇ દોષ કે અપૂર્ણતા જોવામાં આવે તે સર્વ માટે શિક્ષક એકલાનેજ જવાબદાર ગણવાનો નથી; કારણકે શિક્ષકના સમાગમ ઉપરાંત બાળકો કુટુમ્બનાં માણસોના સમાગમમાં આવે છે અને "આચાર એકલા વિચાર કરતાં વધારે અસર કરે છે" એ નિયમ પ્રમાણે કુટુમ્બીજનોના આચારથી અસર વિદ્યાર્થીઓના મગજપર વહેલી અને ઉંડી થાય છે. આથી માબાપને પોતાનાં બાલકોની કેળવણી પ્રત્યે ઉદાસીન રહેવા દેવામાં શિક્ષકોનો મ્હોટો દોષ છે. ત્હેમણે વિદ્યાર્થીઓના અભ્યાસ, વર્તન, વગેરેની માહિતી ત્હેમને મોકલી આપવા ઉપરાંત ઇનામના મેળાવડામાં, શાળાના વાર્ષિકોત્સવ પ્રસંગે અને એવા એવા પ્રસંગોએ ખાસ નિમંત્રવા જોઇએ. એ ઉપરાંત મુખ્ય શિક્ષકે વરસમાં ઓછામાં ઓછી બે વાર વાલીઓની સભા બોલાવવી જોઇએ અને ત્હેમનાં બાળકો સંબંધી ત્હેમની સાથે વાતચીત કરવી જોઇએ. આ ઉપરાંત ઇંગ્લૅંડની હાઇસ્કૂલોના મુખ્ય અધ્યાપકો વાલીઓને ત્હેમના સગીરો કેવી રીતે શિક્ષણ લે છે તે બતાવવા ખાસ બોલાવે છે. આનું આબેહુબ વર્ણન Wren's An Indian School Organisation માં આપેલું છે. આવી પણ યોજના આપણી શાળાઓમાં જો થાય તો તેથી ઘણો લાભ થશે.

પ્રવાસ એ શિક્ષણનું ખાસ અંગ છે, અને એ વિષયપર સ્વતંત્ર લેખ લખાયો છે, એટલે ત્હેના સંબંધમાં વધુ વિવેચનમાં નહિ ઉતરતાં અત્રે એટલુંજ કહેવું બસ થશે કે પ્રવાસ સિવાય શાળાનું

શિક્ષણ અપૂર્ણ છે, અને તે પ્રવૃત્તિ આપણી શાળાઓમાં ખાસ દાખલ કરવાની જરૂરછે. સરકારી હાઇસ્કૂલોએ એ દિશામાં ક્યારનુંય પગલું ભર્યું છે; પરન્તુ હેમની પ્રવૃત્તિમાં દોષ એ છે કે ઘણા વિદ્યાર્થીઓને એકી સાથે લઇ જવામાં આવે છે એટલે પ્રવાસનો હેતુ સારી રીતે સાધી શકાતો નથી. પ્રવાસમાં ફક્ત સ્થળો અને વસ્તુઓ જોવાથીજ સંતોષ માનવાનો નથી, પરન્તુ એ પ્રસંગોમાં વિદ્યાર્થીઓ અને શિક્ષકોને ગાઢા પરિચયમાં આવવાનું છે, અને એક બીજાના હૃદય-પર પડતા સંસ્કારને વધારે દૃઢ કરવાના છે. આટલા માટે પંદરવીસ વિદ્યાર્થીઓનું એક મંડળ બે શિક્ષકો સાથે પ્રવાસે જાય તો તે સારી રીતે શિક્ષણીય થઇ પડે. આણંદની શાળામાં પ્રવાસનાં સ્થળ પણ ધોરણ વાર નક્કી કરવામાં આવશે કે જેથી અહીં પ્રથમ ધોરણમાંથી દાખલ થયેલા વિદ્યાર્થીને હિન્દુસ્થાનના ખાસ કરીને ગુજરાતનાં ઘણાં સ્થળો જાતે જોવાનો યોગ મળશે.

વિદ્યાર્થીઓનું સામાન્ય જ્ઞાન વધે, કોઇ પણ અપરિચિત સાથે સભ્યતાથી પણ આનન્દપ્રદ રીતે વાતચિત કરે, જાહેરમાં ભાષણ કરતાં કોઇ પણ રીતે શરમાય નહિ, અને એકાંતમાં તેમજ મંડળમાં રસ-ભરી રીતે સમય ગાળે એટલા માટે સામાન્ય જ્ઞાનની સ્પર્ધાઓ, સંવાદ મંડળીઓ, નાટકનો અમુક ભાગ ભજવવો, પરસ્પર પ્રશ્નો પૂછવા, ભજન, સંગીત, એ વગેરેની યોજનાઓ પણ શાળામાં રાખવા પ્રયત્ન થશે.

કોઇ પણ શાળાની અથવા મુખ્ય શિક્ષકની ફત્તેહ જુના વિદ્યા-ર્થીઓની હેમના પ્રત્યેની ચાહના અને ભવિષ્યમાં હેમનો સંબંધ જાળવી રાખવાની યોજનાઓથી આંકી શકાય. જે શાળાના વિદ્યાર્થીઓ શાળા ત્યજ્યા પછી હેને યાદ ન કરે, હેનાથી મગરૂર ન થાય, હેની સેવા કરવાને તત્પર ન થાય અને પોતાના ગુરૂના સંબંધમાં હરઘડીએ આવવાને લલચાય નહિ, તો તે શાળાની અને હેના શિક્ષકોની ઘણી મહેનત

વ્યર્થ ગઈ ગણાય. આટલા માટે જુના વિદ્યાર્થીઓને શાળામાં વખતો વખત બોલાવવાને માટે મુખ્ય શિક્ષકે વાર્ષિકોત્સવ, જુના વિદ્યાર્થીઓનાં સમ્મેલન, જુના નવા વિદ્યાર્થીઓનાં સમ્મેલન, વગેરે યોજનાઓ કરવી જોઇએ; એટલુંજ નહિ પરન્તુ શાળના કાર્યભારમાં જુના વિદ્યાર્થીઓને મિત્ર ગણી મુખ્ય શિક્ષકે હેમની સલાહ લેવી જોઇએ. આ ઉપરાંત ગરીબ વિદ્યાર્થીઓના વધુ અભ્યાસને માટે જો કોઇ યોજના કરવામાં આવી હોય તો હેમનો તેમજ હેમની દ્વારા અન્ય વિદ્યાર્થીઓનો શાળા અને શિક્ષકો સાથેનો સંબંધ કાયમ થશે.

ટુંકામાં હાલમાં આપણી શાળાઓમાં જે થાય છે તે કરતાં અનેક ગણી પ્રવૃત્તિઓ દાખલ કરવી જોઇએ, અને શિક્ષકોએ ઘણો વધારે સમય તે કાર્યમાં ગાળવો જોઇએ.

આ બધું આણંદમાં થનારી હાઇસ્કૂલની ભાવિ ખીલવણી પરત્વે લખાયું છે. આ બધાં સ્વપ્નો છે. એમાંથી કેટલું કાર્યમાં મૂકાશે અને કેટલાં સ્વપ્નાનાં સ્વપ્નાંજ રહેશે તે તો ભાવિ જાણે, છતાં સ્વપ્નો આવે એમાં કંઈ માણુસનો દોષ નથી, અને એ જનસમૂહને જણાવે તેથી તે સર્વ કરવાની શક્તિ ધરાવે છે એમ માનીજ લેવું એમ કંઇ નથી. પરન્તુ શાળાના કાર્યવાહકોમાં શક્તિ હશે, જનસમૂહ ઉદારતાથી એ શક્તિને પોષશે અને સમય અનુકુલ હશે તો એ સર્વેયેનાં કામ ઉતારવામાં આવશેજ, આ બધાં સ્વપ્નાં ફળીભુત કરે એવા માણુસો શાળાને મળે એજ ઇશ્વિર પ્રત્યે પ્રાર્થના.

A time like this demands
Great hearts, strong minds, true faith, and
willing hand.
Men whom the lust of office cannot kill,
Men whom the spoils of office cannot buy.

Men who possess opinion and will:
Men who have honour, men who will not lie.

(Oliver Wendell Holmes.)

હાલનો જમાનો ઉદાર મનના, દૃઢ નિશ્ચયવાળા, સાચી આત્મશ્રદ્ધાવાળા અને ઉમંગથી કાર્ય કરનારા નર માગે છે કે જેઓનું મનુષ્યત્વ પદવીના લોભથી નાશ પામે નહિ; જેઓ અમલની લાલચોથી ગુલામ બને નહિ; જેઓ સ્વતંત્ર મત અને ઇચ્છા ધરાવે છે; જેઓને આબરૂ છે અને જેઓ કદિ અસત્ય આચરતા નથી.

(ઓલીવર વેન્ડલ હોમ્સ.)



# રેલ્વેઓનું સ્વરાજ્ય ક્યારે મેળવશો?



"**રેલ્વે જુલમમાંથી**" પરાધીન મુંગા થર્ડ કલાસ રેલ્વે મુસાફરોની મુશ્કેલીઓ દૂર કરવાને જો તમારે કોઇપણ પ્રકારની મદદ, ખબર અથવા સાહાય્ય જોઇતી હોય અથવા તમારે તમારા હિંદનો ઉદ્યોગ વધારે ફેલાયલો જોવો હોય તો "**ઇન્ડિયન બૉર્ડ ઑફ ડાયરેક્ટર્સ**"ના ઉપરીપણા નીચે સ્ટેટ મેનેજમેન્ટ ઓફ રેલ્વેઓ સ્થાપવાનું દબાણ કરવું. આ મંડળીના કાયદાઓની કોપીઓ અને તેનો રીપોર્ટ નીચે જણાવેલ ઠેકાણેથી મળશેઃ—

**આ સંસ્થામાં મેમ્બર થવાના વર્ગો નીચે મુજબ છે.**

(અ) વાર્ષિક રૂ. ૧) ભરનાર આ એસોસીએશનના મેમ્બર ગણાશે.

(બ) વાર્ષિક રૂ. ૫) ભરનાર એસોસીએશનના "ફ્રેન્ડ" ગણાશે.

(ક) રૂ. ૨૫) ભરનાર એસોસીએશનના "લાઇફ મેમ્બર" ગણાશે.

(ડ) રૂ. ૧૦૦) અને તેથી વધુ ભરનાર એસોસીએશનના "પેટ્રન" ગણાશે. પેટ્રન, લાઇફ મેમ્બર અને ફ્રેન્ડને મેમ્બરના જેટલાજ હક્ક છે.

જીવરાજ ગોકલદાસ નેણસી,

**હિંદી ઉતારૂઓ તથા વેપારીઓની હાડમારી દૂર કરનારી મંડળી**

**બોરા બઝાર સ્ટ્રીટ, કોટ, મુંબઈ.**

# विवेकानंदना सदुपदेश

**ભાગ ૧ થી ૪–ચાર પુસ્તકમાં બાંધેલા છે. કુલ પૃષ્ઠ ૧૫૨૫,**

મૂલ્ય ૨ા= પાકાં પૂઠાં સાથે ૩ાા=

# ટૂંકી (બોધપ્રદ) વાર્તાઓ

**ભાગ ૨–૩–૪ ત્રણે પુસ્તક જૂદાં જૂદાં બાંધેલાં છે.**

ઘરમાં, સગાંમાં અને જ્ઞાતિમાં ચાલતા ક્લેશ–કંકાસો, અણબનાવો, ખરાબ રૂઢીઓ વગેરેના સંબંધમાં આ સાંસારિક વાર્તાઓ દરેક સ્ત્રી–પુરૂષ માટે સચોટ બોધદાયક છે.

કુલ પૃષ્ઠ ૯૨૫, મૂલ્ય ૧ા=, પાકાં પૂઠાં સાથે ૨.

# वंकिम निबंध माळा.

બંગાળાના સાહિત્ય સમ્રાટ્ તરીકે ગણાઇ ચૂકેલા મહાન લેખક બંકિમચંદ્ર ચેટરજીના હાસ્યપ્રદ, બોધપ્રદ તેમજ ગંભીર એવા પુષ્કળ લેખોનો સંગ્રહ, પૃષ્ઠ ૫૮૦, રફ કાગળ, મૂલ્ય ૦ાાા= પાકું ૧ા.

ઉપલાં સર્વ પુસ્તકોનું કદ રૉયલ ૧૬ પેજી હોઇ પોસ્ટેજ જૂદું છે.

પ્રતો વધુ નહિ હોવાથી આ પુસ્તકો મંગાવવા છતાં પણ ન આવે ત્યારે ખલાસ થએલાં સમજવાં અને જુવાબની રાહ જોવી નહિ.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–મુંબઇ અને અમદાવાદ.**

# અમેરિકન તીજોરીઓ મોટે ભાગે કચરા જેવી હોય છે એવું અમેરિકનો કહે છે.

અમેરિકામાં સાનફ્રાન્સીસકોની થોડાં વરસ ઉપર મોટી આગ થઇ હતી અને હજારો ઘરો બળી ગયાં હતાં. તે આગમાં અમેરિકન તીજોરીઓએ જે દેખાવ કર્યો તે વિષે લખતાં અમેરિકાનું હુન્નરઉદ્યોગને લગતું સૌથી આગેવાન ચોપાન્યું નામે 'સાયન્ટીફીક અમેરિકન' તા૦ ૨૬ મી મે ૧૯૦૬ ના અંકમાં નીચે મુજબ કહે છે:—

મોટી દીલગીરી સાથે કહેવું પડે છે કે સાનફ્રાન્સીસકોની આગથી ઘણાક મેકરોની ફાયરપ્રુફ હોયાની ગેરંટી સાથ વેચેલી તીજોરીઓ કચરાસમાન પુરવાર થઇ છે. અમારી જાણમાં એવી વાત આવી છે કે એ બળી ગયલી તીજોરીઓ જો કે લાકડાંની પેટી કરતાં વધુ સારી હતી નહિ, તોપણ તેના બનાવનાર યા વેચનારાઓએ ફાયરપ્રુફ હોયાની મોટી મોટી વાતો કરીને વેચી હતી. આવી કચરા જેવી ચીજને તીજોરીનું નામ આપી વેચનારાઓનાં કારખાનાં અને દુકાનો સરકાર હમ્મેશ માટે બંધ કરાવે એવું અમે ઇચ્છીએ છીએ.

## ગોદરેજનું કારખાનું—

ગૅસ કંપની પાસે, પરેલ—મુંબઇ.

# કિન્ડરગાર્ટન શાળાની આવશ્યકતા.

" બાળક એ મનુષ્યનો પિતા છે. " વર્ડ્ઝવર્થ.

સર ચંદાવરકરે એક વાર કહેલું કે અઢારમી સદી પુરુષોની હતી, ઓગણીસમી સદીમાં સ્ત્રીઓની ઉન્નતિ માટે પ્રયત્ન કરવામાં આવતા હતા, હવે વીસમી સદી બાળકોની છે, એટલે આ સદીમાં બાળકોની કેળવણીના અને ત્હેમનાં સુખોના પ્રશ્નોનો ખાસ વિચાર કરવામાં આવે છે. આપણે જાણીએ છીએ કે જેવો બાળક હશે ત્હેવો માણસ તે બનશે, એટલે બાળપણની ટેવો વધતી વયની સાથે વૃદ્ધિ પામશે અને કાયમ બનશે. લૉર્ડ બ્રુહામે જણાવ્યું છે કે બાળક દોઢથી અઢી વર્ષની વયમાં જેટલું શીખે છે તેટલું તે, પાછળથી કદી પણ શીખતું નથી.

આપણે ત્યાંતો આથી ઉલટું છે. આપણા લોકો તો લાલયેત્ પંચવર્ષાણિ સૂત્રને અનુસરે છે. બાળક ન્હાનું છે, કંઈ સ્હમજતું નથી, મ્હોટું થશે ત્યારે બધું ભૂલી જશે એમ કહી ત્હેને ગમે તેમ વર્તવા દે છે અને તેમ કરવામાં તે કુટેવોનો ભોગ બનતું જાય છે ત્હેનો સ્હેજ પણ ખ્યાલ આપણને આવતો નથી.

પરન્તુ ઇશ્વરકૃપાથી પૃથ્વીપરના અન્ય દેશો આપણા જેટલાં અજ્ઞાનના અંધકારમાં ડુબેલા નથી, જ્હેને આપણે કચરો ગણીને ફેંકી દઈએ છીએ ત્હેને તેઓ બહુ ઉપયોગી ગણે છે અને ત્હેમાંથી અતિ મૂલ્યવાન પદાર્થો બનાવી શકે છે. બાળપણની કિંમત ત્હેમને ઘણી છે અને ત્હેનો બરોબર ઉપયોગ કરી ત્હેમાંથી તેઓ મ્હોટા મ્હોટા શોધકો, તત્ત્વવેત્તાઓ, વિજ્ઞાનશાસ્ત્રીઓ, રાજનીતિનીપુણો અને એવા એવા મહાપુરૂષોની પરંપરા ઉત્પન્ન કરે છે.

સુ. ૫. ૨૯

આપણે તો ખેડૂત પોતાની ખેતીને માટે જે સાધારણ નિયમોને અનુસરે છે તે તરફ પણ લક્ષ આપતા નથી. દરેક ખેડૂત જાણે છે કે સારો પાક લેવો હોય તો ખેતરમાંથી ચીડો, ધરો વગેરે નિરૂપયોગી છોડવાને નીંદી નાખવા જોઇએ. નકામું ઘાસ બધો રસકસ ચૂસી લેશે અને અનાજ, કપાસ વગેરે છોડને પોષણને માટે કશું રહેશે નહિ. બાળકોના સંબંધમાં પણ જાણવું જોઇએ કે જો કુટેવોનું નીંદામણ કરવામાં નહિ આવે, ત્હેમને જડમૂળથી ઉખેડી નાંખવામાં નહિ આવે તો સદ્‌ગુણો રૂપી ફળોનું ક્ષેત્ર તેઓ બનશે નહિ.

સાથે સાથે એ પણ યાદ રાખવું જોઇએ કે દુનિયામાં કોઇ પણ વસ્તુ સ્થિર રહી શકતી નથી. માણસનું મગજ પણ કંઇક ને કંઇક કર્યા કરે છે, એટલે જો ત્હેને સારા વિચારને રસ્તે દોર્યું ન હોય તો જરૂરથી ત્હેની અંદર અનિષ્ટ વિચાર દાખલ થવાના. **મનુષ્ય જો સારા કાર્યમાં પ્રવૃત્ત થયો ન હોય તો જરૂર તે દુષ્ટ કામ કરશે.**

આ બન્ને નિયમોને લક્ષમાં રાખી બાળકો પ્રત્યે આપણી કયી કયી ફરજો છે ત્હેનો નિર્ણય કરવો જોઇએ. બાળકોને કુસંસ્કારમાંથી અને અનિષ્ટ કાર્યમાંથી બચાવવાં જોઇએ, અને સાથે સાથે સારા સંસ્કાર તેના મગજમાં નાખવા જોઇએ અને સત્યપ્રવૃત્તિએ ત્હેને લગાડવાં જોઇએ.

યોજનાપૂર્વક અપાયેલી કેળવણી એ સદ્‌વિચાર અને સત્પ્રવૃત્તિનું મૂળ છે. બાળપણથીજ ત્હેની શરૂઆત થવી જોઇએ. ઝાડ જ્યારે ન્હાનું હોય ત્યારે વાળવું હોય તેમ વળી શકે છે, ત્હેમ બાળકનામાં એકે સંસ્કાર દૃઢ થયો નહિ હોય ત્યારે કેળવણીથી ત્હેની વૃત્તિઓને જેમ વાળવી હશે તેમ વાળી શકાશે અને તે પર ત્હેના ભાવિ જીવનરૂપી મકાનને ચણી શકાશે.

સર્વ કોઇ મકાન બંધાવનારા એટલું તો જાણે છે કે જે મકાન બહુ ભવ્ય અને મજબૂત બાંધવું હોય તો હેના પાયા પાછળ પણ ઘણું ખર્ચ કરવું જોઇએ. સાધારણ રીતે હિસાબ ગણતાં એમ જણાય છે કે ભોંયતળથી આખા મકાનની જેટલી કિંમત થાય હેનો ત્રીજો ભાગ જમીનની અંદરના પાયા પાછળ ખર્ચવો પડે છે.

જ્યારે ઝાડ મકાન જેવી નિર્જીવ વસ્તુને મજબૂત બનાવવા પાછળ આટલું બધું ખર્ચ કરવું પડે છે અને સર્વ સામાન્ય નિયમો સાચવવા પડે છે; ત્યારે આપણા દેશનાં મનુષ્યો પોતાનાં બાળકોને કેળવવાને માટે નહિ જેવુંજ ધ્યાન આપે છે તે જોઇ કયા વિચારશીલ અને દેશના ભાવિ હિતચિન્તકના હૃદયને દુઃખ નહિ લાગે?

આ ઉપરથી એમ નથી કહેવાનું કે માબાપો પોતાના બાળકોને કેળવણી આપવા તૈયાર નથી. એથી ઉલટું તેઓ હેમને ભણાવવાને એટલા બધા ઉત્સુક હોય છે કે ચાર પાંચ વર્ષ પણ પૂરાં થયાં ન હોય ત્યારથી હેમને નિશાળે મોકલે છે અને ત્યાં શું શીખે છે હેની પુછપરછ કરે છે; પરન્તુ વિચારશીલ માણસોને તો આ અન્ય પ્રકારનું અનિષ્ટજ જણાશે. આટલી નાની વયે હેમને નિયમિત રીતે નિશાળમાં મોકલવા; ત્યાં બધો વખત વર્ગમાં બેસાડી રાખવાં; અને નિરસ તથા સમજ ન પડે એવી બાબતો તેમને શીખવવી; એ ફાયદાને બદલે હાનિજ કરે છે. જે વય રમત ગમતમાં ગાળવાની, અને જે વખતે મન કરતાં તનની કેળવણી પર વિશેષ લક્ષ આપવાનું; તે વયમાં કલાકના કલાક બાળકોને નિશાળમાં પૂરી રાખવાં એ લાભકારક કેમ થાય?*

પિતાઓ! હમારાં બાળક ન્હાનપણથી પોપટની માફક અમુક આંકના ગડીઆ અથવા કવિતાની લીટીઓ પઢી જાય તેથી આનંદ

---

* "શિશુશિક્ષણ" માંથી.

ન માનો; પરન્તુ તેમ કરતાં તેમની શક્તિઓ ખીલે છે કે નહિ તે જોવાને ઇન્તેજાર બનો. કુમળા વયમાં ત્હેમના મગજમાં ભાર ભરી શારીરિક વિકાસને ન અટકાવો. એટલું તો યાદ રાખજો કે શરીર સશક્ત, નીરોગી હશે તોજ તેઓ પોતાને મળેલા શિક્ષણનો સંપૂર્ણ લાભ લઇ શકશે. ત્હેમને ગમત સાથે જ્ઞાન મળે એવી યોજના કરો અથવા ત્હેવી રીતે શિક્ષણ આપતી હોય તેવી સંસ્થાઓમાં ત્હેમને દાખલ કરો.

આવી સંસ્થાઓ કયી હોઇ શકે એ પ્રશ્ન ઉદ્દ્ભવતાંજ સર્વ કોઇ એમ કહેશે કે કિન્ડરગાર્ટન પદ્ધતિએ જ્યાં શિક્ષણ અપાતું હશે ત્યાંજ ગમ્મત અને જ્ઞાન સાથે મળી શકે. કિન્ડરગાર્ટન એટલે બાલવાટિકા—એક બાગ કે જેની અંદર બાળકોને કુમળા છોડ તરીકે કેળવવામાં આવે છે. આપણા દેશમાં હજુ તે સંબંધી સંપૂર્ણ સમજણ પણ જોવામાં આવતી નથી. તો પછી ત્હેની યોજના તો ક્યાંથીજ ઘડાય ?

અમદાવાદ, સુરત અને ભરૂચ એ ગુજરાતમાં સભ્ય ગણાતાં સ્થળ છે. તેઓ સભ્ય થયા પછીજ અન્ય પ્રદેશ સભ્યતા કંઇક અંશે પ્રાપ્ત કરે છે; પરંતુ દીલગીરી સાથે જણાવવું પડે છે કે એ મ્હોટાં શહેરોમાંથી એકમાં પણ એવી કિન્ડરગાર્ટન પદ્ધતિએ ચાલતી સંસ્થા નથી કે જેનું અનુકરણ કરવા બીજાં શહેરો અને ગામો લલચાય.

કોઇ એમ દલીલ કરે કે તે પદ્ધતિ બહુ ખરચાળ છે, અને આપણો દેશ એટલો બધો ગરીબ છે કે ત્હેનું અનુસરણ થઇ શકે નહિ; પરન્તુ જ્યાં જ્ઞાતિભોજનની પાછળ હજારો રૂપિયા ખર્ચવામાં આવે છે, જ્યાં સીમંત જેવા એકજ દિવસના અવસર પાછળ રૂ. ૨૦૦ ) જેટલી રકમ ખર્ચી નાંખવામાં આવે છે, ત્યાં પોતાના બાળકનું ભાવી જીવન સુધરે અને ઉજવળ નીવડે, એટલા માટે

આસિક રૂ. ૧ વા રૂ. ૨ ) જેટલી રકમ ખર્ચવામાં અશક્તિ બતાવીએ એ શું યોગ્ય કહેવાય ? થોડા દિવસના એક પ્રસંગ કરતાં પોતાના બાળકનું આખું જીવન વધારે કિંમતી નથી ? અને જ્યારે એવા અવસરોને માટે ઘણી વસ્તુઓનો દરરોજ ત્યાગ કરવામાં આવે છે; ત્યારે પોતાનું બાળક ખરો મનુષ્ય બને, ત્હેનું જીવન સુખી બને તેટલા માટે થોડા ત્યાગ કરવાને આપણે શું પાછા પડવું જોઇએ ? કૉલેજમાં અભ્યાસ કરનાર દરેકને સરેરાસ રૂ. ૨૫૦ ) દર વર્ષે ખર્ચ થાય છે, ત્હેમાંથી જો એકાદ વર્ષ નિષ્ફળતા મળે તો રૂ. ૨૫૦ ) જેવી મ્હોટી રકમ વ્યર્થ ખર્ચાઇ ગણાય; તો શું કૉલેજના એક વર્ષ જેટલી પણ ન્હાનપણનાં દશ વર્ષની કિંમત ન ગણાય ? અને કૉલેજમાં એક વર્ષની નિષ્ફળતાની ખોટ ખમવાને હંમેશ તૈયાર હોઇએ છીએ; ત્યારે તે ને તેજ બાળકનાં પહેલાં દશ વર્ષમાં કેળવણીનો પાયો મજબુત નંખાય, નિષ્ફળતા મળવાનો અવકાશજ ન રહે એટલુંજ નહિ પણ જીવનમાં ગમે તે કાર્યમાં પ્રવૃત્ત થઇ ફતેહ મેળવી શકે એટલા માટે રૂ. ૧૦૦) જેટલી રકમ પણ આપણે ખર્ચતાં આચકો ખાવો જોઇએ ?

કોઇ એમ દલીલ કરે કે મ્યુનિસિપલ અને સરકારી પ્રાથમિક શાળાઓમાં મફત શિક્ષણ મળતું હોય તો પછી ખાનગી પૈસા શામાટે ખર્ચવા ? પરન્તુ આપણે એમ વિચાર કરતા નથી કે જે મફત મળે છે ત્હેમાં બહુ માલ હોતો નથી. શરીર શક્તિહીન થયું હોય છે ત્યારે સર્વ કોઇ કિંમતીમાં કિંમતી દવા વાપરવા તૈયાર થાય છે તે સમયે સરકારી દવાખાનાની મફત દવા લેવાને કોઇ ઇચ્છા કરતું નથી. જ્યારે દેહની આટલી બધી સંભાળ લેવામાં આવે છે ત્યારે સચેત આત્મા કે જે ઇશ્વિર સમીપ જવાને શક્તિમાન હોય છે ત્હેને વિકસાવવાને માટે, ત્હેને સશક્ત બનાવવાને માટે શું આપણે થોડોક ભોગ આપવાને તૈયાર નહિ થઇએ ? આપણા બાળકોના સ્થૂળ દેહને

પોષવાને માટે આપણે હરરોજ કંઇને કંઇ ત્યાગ કરીએ છીએ ત્યારે સચેત આત્માને ઉન્નત બનાવવાને, તે હંમેશ સુખી બને તેમ કરવાને જરા વધારે ભોગ આપતાં શું આપણે પાછા પડવું જોઇએ? ત્હેમના દેહને પોષતાં ત્હેમના આત્માને ગુમાવીએ છીએ ત્હેને માટે આપણે ઇશ્વિર આગળ શો જવાબ આપીશું?

કોઇ એમ દલીલ કરે કે ખાનગી શાળાઓ કાઢી સરકારનું અને મ્યુનિસિપૅલિટિનું ખર્ચ શામાટે બચાવવું? પરન્તુ શું સરકારના ખર્ચને ન બચાવવાની ખાતર આપણાં બચ્ચાંનું જીવન નિરસ બનાવવું? સરકારને ખર્ચ કરાવવાની ખાતર આપણાં બચ્ચાંઓના મગજમાં નકામો કચરો ભરવો? શું આપણાં બચ્ચાંઓની વિવિધ શક્તિઓને ખીલતીજ અટકાવવી? આપણે જે (વર્તમાન શિક્ષણનાં નિર્માલ્ય) બીબાંમાંથી નીકળી દેશહિત સાધી શકતા નથી, આપણી કલ્પનાઓને ઇશ્વિર સમીપ પહોંચાડી શકતા નથી; ત્હેવાંજ બીબાંમાં શું આપણાં બચ્ચાંઓને પણ તૈયાર થવા દઇને આપણે જેમ સડીએ છીએ તેમ તેમને પણ શું સડવાજ દઇશું? શું મૂર્ખ રિવાજના ગુલામજ ત્હેમને પણ બનાવીશું? આપણા દેશને પરદેશોની હારમાં ઉભો રાખવા સારૂ જેવા નાગરિકો જોઇએ, ત્હેવા નાગરીકો શું તેમને બનેલા આપણે કદી પણ નહિ જોઇએ? મફત વસ્તુઓ તો છેકજ ગરીબ, નિરાધાર અશક્તને માટે છે; સશક્ત તો પોતેજ પોતાનો માર્ગ શોધી લેશે કે તૈયાર કરશે. વળી સરકારી દવાખાનાં છતાં ખાનગી દવાખાનાં આપણે કેમ ચાલવા દઇએ છીએ? ખાનગી ડૉકટરોને આપણે એમ કેમ કહેતા નથી કે અમારે ત્હમારી બીલકુલ જરૂર નથી, સરકારી દવાખાનાં મૂકી ખાનગી રીતે ત્હમારી પાસે દવા લેવા નહિ આવીએ. આથી ઉલટું આપણે જોઇએ છીએ કે સહજ મંદવાડને પ્રસંગે પણ સરકારી દવાખાનાને બદલે તુરત ફી લેનાર સારા ખાનગી ડૉકટર પાસેજ

આપણે તેડીએ છીએ, ત્હેમને આપણે ઘેર બોલાવીએ છીએ, અને ત્હેમની સલાહ પ્રમાણે કિંમતી દવા બજારમાંથી વેચાતી મંગાવી વાપરીએ છીએ.

ઘણીવાર એમ જોવામાં આવે છે કે મ્હોટા મ્હોટા શેઠીઆ લોકો અને અમલદારો પોતાનાં બાળકોની કેળવણીને માટે ખાસ શિક્ષક રોકે છે, અને એમ સ્હમજે છે કે ખાનગી શિક્ષક રોકયો એટલે પોતાના બાળકની કેળવણીના સંબંધમાં પોતાનું કર્તવ્ય પૂર્ણ થયું. પરન્તુ સહજ તપાસ કરતાં જણાશે કે આમાં ત્હેમની મ્હોટી ભૂલ છે. બાળકો સહવાસમાં રહી સ્પર્ધાથી અને દેખાદેખીથી જેટલું શીખે છે તેટલું તેઓ ખાનગી રીતે કદી પણ શીખતાં નથી; તેમજ ખાનગી રીતે એકાદ બે બાળકનેજ સાથે રાખી શીખવનારને પોતાના કાર્યમાં બહુ રસ પડતો નથી. તેઓ સારો પગાર આપે છે છતાં શિક્ષકોને માબાપની દેખરેખ હેઠળજ કામ કરવાનું હોવાથી તેઓ સ્વતંત્રતાથી કામ કરી શકતા નથી; તેમજ બાળકનામાં મિથ્યાભિમાન જેવા દોષ આવી જાય છે અથવા શિક્ષકને પોતાનાં માબાપ અન્ય નોકરોની સરખામણીમાં મૂકે છે એટલે ત્હેમના તરફ પૂજ્યભાવ પણ થતો નથી. આ અનુભવ મ્હારા બે મિત્રો કે જેમણે મુમ્બાઇમાં ચાર પાંચ તદ્દન જુના તેમજ તદ્દન નવીન વિચારવાળા શેઠીઆઓની નોકરી કરી છે ત્હેમને મળેલો અને ત્હેમણે તે પોતાની વાતચીતમાં વર્ણવેલો તે પરથી જ આ છેલ્લું લખવામાં આવ્યું છે. વળી શ્રીમન્ત શેઠીઆઓ અને અમલદારો જે રકમ પોતાનાં બાળકોની કેળવણી પાછળ ખર્ચે છે અને તેટલાથી જેટલાં બાળકો કેળવાય છે તેટલીજ રકમમાં પોતાનાં બાળકની સાથે સાથે થોડી શક્તિવાળા પડોશીનાં છોકરાંને પણ લાભ અપાવે તો દશગણાં બાળકો કેળવાય અને પરિણામ પણ દશગણું સારૂં આવે.

ઉપરાંત પ્રચલિત કેળવણીથી આપણે જોઈ શકીએ છીએ કે શિક્ષિત યુવકો સાહસિક બનતા નથી; પરન્તુ ફક્ત સરકારની અથવા ખાનગી નોકરીની પાછળજ ફાંફાં મારે છે. ત્રીસ કરોડની વસ્તીમાં બેજ વિજ્ઞાનમાં પ્રસિદ્ધિમાં આવે, અથવા તો ગણુતરીના માત્ર પાંચ દશ જણુજ રાજનીતિ નીપૂણુ નીવડે, અથવા એકાદ બે ગણિતશાસ્ત્રી અને સમાજશાસ્ત્રી જોવામાં આવે એથી શું હાલની કેળવણી માટે આપણુને સંતોષ થશે? ઇંગ્લંડ, ફ્રાન્સ અને જર્મની જેવા ન્હાનકડા દેશોમાંથી પણ અસંખ્ય વિજ્ઞાનશાસ્ત્રીઓ, શોધકો, ચિત્રકારો ઇ. વિશ્વ વિખ્યાત બને ત્હેનું કારણુ શું? કારણુ એટલુંજ કે ત્હેમને મળતી કેળવણીમાં અને આપણુને અપાતી કેળવણીમાં આભ જમીનનો ફેર છે. આપણે અહિં મેટ્રિક કલાસમાં પાસ થયેલાને એક નિબંધ લખવાનું કહો ત્યારે તે મુંઝવાયેલો જણાશે; જ્યારે ફ્લોરેન્સના સેન્ટ એન્જેલો નામના મૉન્ટેસરી પદ્ધતિથી ચાલતા બાલગૃહમાંના સાત વરસનાં બાળકો પણુ આપેલા વિષયપર ત્રણુ ચાર પાનાં ભરાય એટલો લાંબો વર્ણુનાત્મક નિબંધ લખી કાઢે છે! એ મિ. હોલ્મ્સ નામના પ્રખ્યાત અમેરિકન શિક્ષણુશાસ્ત્રીએ જાતે જોયેલું છે. જુદા જુદા સ્થળના સમયના તફાવત પરથી કયા કયા અક્ષાંસ રેખાંશમાં તે દેશો આવ્યા હશે, એ શોધી કહાડવું આપણા ગ્રેજ્યુએટ યુવકોમાંથી પણુ કેટલાકને મુશ્કેલ પડશે; પરન્તુ જર્મનીમાં આઠ આઠ વર્ષની કન્યાઓ પણુ તે જાણે છે. એ વાત નીચેના દૃષ્ટાન્ત પરથી સમજી શકાશે. કોઇ એક ગુજરાતી સદ્‌ગૃહસ્થ ઇંગ્લંડથી હિન્દુસ્થાન આવતાં જર્મનીમાં ઉતર્યો. જ્હેનો તે મહેમાન થયો ત્હેને એક આઠ દશવર્ષની કન્યા હતી. એ કન્યાએ મહેમાનની સાથે કેટલીક વાતચીત કર્યા પછી પૂછ્યું, "અમારે ત્યાં અત્યારે અમુક ટાઇમ થયો છે, આપને ત્યાં કેટલા વાગ્યા હશે?" પેલા મહેમાને ગણુત્રી કરી કહ્યું એટલે તુરતજ પોતાની

પૃથ્વીનો ન્હાનો ગોળો લાવી સમયના ફેરફાર પરથી મહેમાનનો દેશ અમુક રેખાંશ આગળ આવ્યો હોવો જોઇએ એમ તે બાળાએ ઝટ બતાવી આપ્યું.

ફ્રૉબેલની બાલવાટિકા અને મૉન્ટેસરીનાં બાળગૃહોની એક ખુબી એ છે કે ત્યાં વિદ્યાર્થીઓને નિશાળીઆ જેવા ગણવામાં આવતા નથી કે જેમના પર સખ્ત દેખરેખ રાખવી જોઇએ; પરન્તુ ઘરના બાળકોની માફક ત્હેમની સાથે વર્તવામાં આવે છે. રમવામાં, કામ કરવામાં, અભ્યાસમાં સર્વ સ્થળે સ્વતંત્રતાજ જોવામાં આવે છે. યુરોપના દેશજનોની એવી માન્યતા છે કે જો બાળકોને સ્વતંત્ર રીતે વર્તવા દેવામાં નહિ આવે તો તેઓ સ્વતંત્ર નાગરિકો બની શકશે નહિ અને દેશ સ્વતંત્રતામાંથી ધીરે ધીરે આપખુદ સત્તાધીશ બની જશે. સાથે સાથે આપણી બાળશાળાઓને સરખાવો. ૩૦ થી ૫૦ બાળકો પર એક નવ દશ રૂપિયાનો માણસ પોલીસની રીતિએ શીખવે છે. જરાક બાળક બહાર જુએ કે તરતજ સોટી શરીરને સારી રીતે અથડાય છે. નિયમને નામે ત્હેમની બીચારાની સ્વતંત્રતા એટલે સુધી ખુંચવી લેવામાં આવેલી હોય છે કે તેઓ પોતાની મેળે કશું કરી શકતાં નથી. શિક્ષકને દેખી એટલે સુધી ત્રાસી જાય છે કે પજવતા છોકરાને માબાપ શિક્ષકનું નામ સંભારી આપે કે તે બીચારા તદ્દન શાન્ત થઇ જાય છે. બાળકો રસ્તામાં રમતાં હોય, અને શિક્ષકને દેખે કે તરતજ ગભરાઇ જઇને ઘરની અંદર પેસી જાય છે. આ ત્રાસનું પરિણામ એટલે સુધી પહોંચે છે કે કોઇ અજાણ્યાને પોતાની સમક્ષ જુએ છે કે તરતજ તેઓ બીચારા ગભરાઇ વાચાહીન બની જાય છે. આનું અન્તે શું પરિણામ આવશે? આ લેખકને એક ડેપ્યુટિ ઇન્સ્પેકટર સાથે વાત કરતાં જે કહેવામાં આવ્યું હતું તેજ ફક્ત બીજા શબ્દો ઉમેર્યા સિવાય કહેવામાં આવે તો

વધારે સ્પષ્ટ જણાશે. ડેપ્યુટિ સાહેબે કહ્યું કે, "જો આને આજ પદ્ધતિથી કેળવણી આપણાં બાળકોને મળવાની ચાલુ રહેશે તો મને ડર છે કે તેઓ સામાન્ય વ્યાપારને માટે પણ નાલાયક બનશે. ત્હેમનામાંથી સાહસનો ગુણ નાશ પામે છે, અરે એટલુંજ નહિ, પરન્તુ બાળકોને ગમે તેટલાં પંપાળતાં છતાં ગમે તેટલા માયાળુ નરમાશના શબ્દો કહ્યાં છતાં પણ અમને જોઇને તેઓ ભયભીત ગભરાટમાંજ રહેતાં જોવામાં આવે છે." ગુજરાતના શિષ્ટ ગણાતા ગૃહસ્થો, શ્રીમંતો અને અમલદારો, શું ત્હમારી નજર જરા દૂર નહિ નાખો? આપણાં બાળકોનું સર્વ હીર હરાઇ જાય છે. ત્હેને અટકાવવાને એક ક્ષણ પણ વિચાર નહિ કરો? બાલહિતના પ્રશ્નો વિચારવાથી દેશહિતના પ્રશ્નોનો ઉકેલ કેટલેક અંશે થાય છે એમ આપ સર્વ નહિ માની શકો? એટલું તો યાદ રાખજો કે દેશને માટે ગમે તેટલા રાજકીય હક્ક પ્રાપ્ત કરી જશો; પરન્તુ ત્હેને ભોગવનારા યોગ્ય નહિ બન્યા હોય, ત્હેમને યોગ્ય કેળવણી નહિ મળી હોય તો તે હક્કો ઝપાટાબંધ નષ્ટ થશે.

યુરોપનાં બાળકો સ્વતંત્ર હોય છે એટલુંજ નહિ પરન્તુ તેમને શિક્ષણ એવી રીતે આપવામાં આવે છે કે તેઓ સ્વાશ્રયી પણ બને છે. તેઓ જે સ્હમજે નહિ ત્હેવું કશુંજ શીખવાડવામાં આવતું નથી. મૉન્ટેસરીની પદ્ધતિથી બાળકો પોતેજ પોતાની ભુલો સુધારી શકે છે, અને શિક્ષકને તો ફક્ત પગથીઆં નક્કી કરવાનુંજ કાર્ય કરવાનું રહે છે. આપણાં બાળકોને તો પોપટની માફક શિક્ષકે શીખવાડયું હોય તેનીજ માહિતી હોય છે. કંઇ અવનવો પ્રશ્ન પૂછવામાં આવે તો તુરતજ શિક્ષકો કહેશે કે તે શીખવવામાં આવ્યું નથી; માટે તે આવડશે નહિ. સ્વાશ્રય અને સ્વાતંત્ર્યથી યુરોપનાં બાળકોમાં જે આત્મશ્રદ્ધા આવેલી હોય છે તે આપણાં બાળકોમાં હોતીજ નથી.

આત્મશ્રદ્ધાને લીધે મન ઉપર અજબ પ્રકારનો કાબુ તેઓ ધરાવે છે. હેનું એકજ દૃષ્ટાંત એક અમેરિકન બાઇએ ડૉ. મૉન્ટેસરીની શાળામાં જોયેલું આપ્યું છે તે બસ થશે. ડૉ. મૉન્ટેસરીની શાળામાં બાળકોને શાન્તિના પાઠથી, કસરતથી અને સ્વતંત્ર કાર્ય કરવા દેવાથી એટલો બધો આત્મસંયમ પ્રાપ્ત થયેલો હોય છે કે શાળામાં ભોજનને સમયે બાળકો પોતે પોતાની મેળે ન્હાની ન્હાની રકાબીઓ પીરસે છે. એકવાર એક બાળક શેરવો ભરેલી એક રકાબી લઇને જતું હતું, જતાં જતાં નાકના ટેરવાપર માખ બેઠી, એવી રીતે તે માખે કેટલી વાર સુધી પજવણી કરી; પરન્તુ ચાર વર્ષના ન્હાના બાળકે તે માખને દૂર કરવા માટે જરા પણ હાથ આઘોપાછો કર્યો નહિ અથવા રકાબીને હેને યોગ્ય સ્થળે મૂકતા સુધી પોતાને થતા દુઃખથી રકાબી હલાવી ટીપું પડવા દીધું નહિ. આટલો આત્મસંયમ, આટલી આત્મશ્રદ્ધા, આપણાં બાળકોમાં પ્રચલિત કેળવણીની પદ્ધતિથી, ઓ દેશહિતચિન્તકો, શું ત્હમે ધારો છો કે, કદી પણ આવશે? આત્મશ્રદ્ધા અને આત્મસંયમ વિનાનાં બાળકો દેશનું ભવિષ્ય કદી પણ ઉજવળ કરી શકશે?

આ ઉપરાંત સ્વતંત્રતા પ્રાપ્ત કરવાથી યૂરોપના છોકરાઓ સખ્ત કામ પોતાની જાતે કરી લેવા તૈયાર થાય છે; અને બાળાઓને નાજુક, શ્રમ ન પડે હેવાં કાર્યો સોંપવામાં આવે છે. હિન્દસેવકસમાજના એક સ્વયંસેવકની વાતચિતપરથી એમ સ્પષ્ટ સ્હમજાયું હતું કે યૂરોપનાં બાળકોની હસ્તચાલાકી ન્હાનપણથીજ એટલી બધી કેળવાય છે કે તેઓને શ્રમ વિનાનું કાર્ય કરી બેસી રહેવાનું બીલકુલ ગમતું નથી. તેઓ તો એમજ સ્હમજે છે કે પોતે સખ્ત કામ કરવાને માટેજ નિર્માયેલા છે; અને કોમળતાને માટે સ્ત્રીઓને બનાવવામાં આવી છે. એટલે ત્યાં છોકરાઓ ભાષાઓના અભ્યાસમાં બહુ લક્ષ આપતા નથી, પરન્તુ વૈજ્ઞાનિક અભ્યાસમાંજ સમગ્ર શક્તિ વાપરે છે; અને સ્ત્રીઓજ

બી. એ. થવાનું વધારે પસંદ કરે છે. આપણા દેશમાં તો ન્હાનપણથીજ એટલે સુધી ગોખાવવામાં આવે છે કે ત્હેમની બુદ્ધિ જડ થઇ જાય છે અને આંક પલાખાં સારાં આવડ્યાં એટલે જાણે કે બાળક બહુ હોંશિયાર થઇ ગયું એમ માબાપ સ્હમજે છે. એમ કદી વિચાર નથી આવતો કે મગજ ઉપરાંત આંખ, કાન, હાથ ઇશ્વરે ઉપયોગને માટે અને કેળવવાને માટેજ આપેલા છે. પરિણામે આ શક્તિઓ અવિકસિત રહે છે, અને આપણાં બાળકો વેદિયા ઢોર જેવાં રહે છે. વિજ્ઞાનની દિશામાં તો જનાર સોમાંથી પાંચ કે દશજ નીકળે છે. હાલ કંઇક સંખ્યા તે દિશામાં વધારે જોવામાં આવે છે તેનું કારણ એ નહિ કે ત્હેમને તેમાં શોખ હોય છે; પરન્તુ તેઓ સ્હમજે છે કે ફક્ત સામાન્ય ગ્રેજ્યુએટ થવામાં બહુ લાભ નથી, પરન્તુ વિજ્ઞાનના અભ્યાસથી નોકરીમાં ત્હેમનો ભાવ વહેલો પૂછાશે.

આ રીતે કિન્ડરગાર્ટન કલાસની જરૂરીઆત જો આકારવામાં આવે તો ત્હેને શી રીતે શરૂ કરવો, ત્હેમાં શું શું કામ કરવું અને ત્હેમાં ખર્ચ કેટલું કરવું તથા કેવી રીતે તે મેળવવું ત્હેનો વિચાર કરીએ.

દરેક નવા પ્રયોગમાં સાહસની જરૂર છે. કિન્ડરગાર્ટન શાળા આપણા ભાગમાં નવી વસ્તુ છે. યૂરોપમાં એટ પણ સુધરેલો દેશ એવો નહિ મળે કે જ્યાં શિક્ષણશાસ્ત્રના છેલ્લામાં છેલ્લા સિદ્ધાન્તોપર કામ નહિ થતું હોય. વડોદરા, પાટણ અને અમરેલીમાં શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી ત્હેવી શાળાઓ શરૂ થઇ છે. જ્યારે વસોમાં ખાનગી સાહસથી તે દોઢ વર્ષથી કામ કરે છે. જો ઓછામાં ઓછા ૨૫ સામાન્ય સ્થિતિના ગૃહસ્થો માસિક રૂ. ૧ વા રૂ. ૨) આપવા સ્વીકારી સહકાર્યના સિદ્ધાન્ત પ્રમાણે પોતાનાં બાળકોની કેળવણીને માટે સાથે મળી નવો વર્ગ શરૂ કરે તો બાળકોને મળતી કેળવણીમાં ઘણો સુધારો થાય અને તે સ્વાભાવિક, સંગીન અને રસિક બને.

આવી શાળામાં સૌથી પ્રથમ જરૂરીઆત શિક્ષકની છે. ન્હાનાં બાળકોને શીખવનાર જાતે બાળક બની શકે ત્હેવો હોવો જોઇએ, અને શિક્ષણશાસ્ત્રના સિદ્ધાન્તો અને ત્હેની પદ્ધતિઓથી માહિતગાર હોવો જોઇએ. જાતે જીજ્ઞાસુ હોવો જોઇએ કે જેથી નવા વિચારો તથા યોજનાઓ ગમે ત્યાંથી શોધી શકે. તે સ્વભાવે કોમળ, પ્રેમાળ અને કાર્યમાં ઉત્સાહ ધરાવનાર હોવો જોઇએ. સારા શિક્ષકો આવા કાર્યમાં જોડાય માટે પગાર પણ બીજે સ્થળે મળતો હોય તે કરતાં પ્રમાણમાં વધારે સારો હોવો જોઇએ કે જેથી ત્હેમનું મન ચિન્તાથી મુક્ત રહે.

સારા શિક્ષક ઉપરાંત શાળામાં જોઇતું સાહિત્ય હોવું જોઇએ. બેશક શિક્ષક સારો હશે તો થોડા સાહિત્યે પણ કાર્ય કરી શકશે; પરન્તુ સંતોષકારક કાર્ય જોઇતું હોય તો બાળકોના પ્રમાણમાં ફ્રોબેલની બક્ષીસો તથા મૉન્ટેસરીનાં બધાં સાધનો શાળામાં રાખવાં જોઇએ. ન્હાનાં બાળકોની વૃત્તિ બહુ ચંચળ હોય છે. ત્હેમને નવરાં બેસી રહેવાનું ગમતું નથી; એટલે દરેક બાળકને કામ કરવાનું સાધન મળે એવી બ્યવસ્થા હોવી જોઇએ.

આવા વર્ગને માટે મકાનની અંદર બાળકોને રમવાની તથા બાગકામ કરવાની જગા મળે એવી ગોઠવણ હોવી જોઇએ. ન્હાના બાળકના અવયવો કોમળ હોય છે અને કસરત, રમત વગેરેથી તે મજબુત થાય છે. સૃષ્ટિસૌન્દર્યનું ભાન થાય, કુદરતના નિયમો કંઇક સમજાય એટલા માટે બાગની સગવડ પણ હોવી જોઇએ કે જેની અંદર બાળકો પોતેજ કામ કરી શકે.

આવી શાળાની અંદર બાળકોને રમતમાં અને રમતમાંજ જ્ઞાન આપવાનું હોવાથી અંક, અક્ષર વગેરેનું જ્ઞાન આપવાની બીલકુલ ઉતાવળ કરવી જોઇએ નહિ. આવા વિષયો વય વધતાની સાથે વધારે જલદીથી અને સહેલાઇથી શીખી શકાય છે; પરન્તુ જો મ્હોટપણે

ખાસ સહેલાઇથી શીખી શકાતું નથી હેની શરૂઆત કિન્ડરગાર્ટન ક્લાસમાં થવી જોઇએ. ઇશ્વરે જુદી જુદી શક્તિઓ અને ઇન્દ્રિયો આપી છે તે ઉપયોગ કરવાનેજ આપી છે. જો હેમને ન્હાનપણથી વિકસિત કરવાના પ્રયત્ન કરવામાં ન આવે તો મ્હોટી વયે તેઓ એ ને એજ સ્થિતિમાં લગભગ રહેશે; માટે હેમને ખીલવવા તરફ ધ્યાન આપવું જોઇએ. સ્વાશ્રય, સ્વચ્છતા, શુદ્ધ ઉચ્ચાર, પરસ્પર સહાય કરવાની વૃત્તિ, વિવેક વગેરે સદ્‌ગુણોના મૂળ અહિંજ નંખાવાં જોઇએ. આવી શાળામાં શું કામ કરવું જોઇએ તે ડૉ. મૉન્ટેસરીના બાલગૃહના કાર્યક્રમથી જલદીથી સમજી શકાય તેમ છે.

ડૉ. મૉન્ટેસરીના બાલગૃહમાં બાળકો આવે છે કે તુરતજ શિક્ષક હેમની સ્વચ્છતા તપાસે છે, આંખ, નાક, કાન, મ્હોં, હાથના નખ વિગેરે જેમનાં અસ્વચ્છ હોય છે હેમને પાણી વા સાબુથી ધોઇ સાફ કરાવે છે. સાથે સાથે મકાનને પણ બાળકો સાવરણી વડે સાફસુફ કરે છે.

પછીથી કેવી રીતે બેસવું, કેવી રીતે ચાલવું વગેરે શિક્ષક સ્હમજાવે છે.

ત્યાર પછી શિક્ષક બાળકોની સાથે હેમને સમજણ પડે હેવા વિષયોપર સહેલી ભાષામાં વાર્તાચિત કરે છે. આવી વાતચિતથી બાળકોનો શબ્દભંડાર વધે છે અને સામાન્ય વિષયોનું જ્ઞાન વધે છે.

તે પછી વ્યાવહારિક જ્ઞાનનાં કાર્યો બાળકો કરે છે. કેટલાક બાળકો બટ્ટન કેવી રીતે પહેરવાં, વસ્તુ એક સ્થળેથી બીજે સ્થળે અવાજ કર્યા સિવાય નુકશાન ન પહોંચે હેવી રીતે કેમ ખસેડવી વગેરે વગેરે શીખે છે.

આ થઇ રહે એટલે સ્પર્શેન્દ્રિય, શ્રવણેન્દ્રિય વગેરે જુદી જુદી ઇન્દ્રિયો ખીલે હેને માટેના સાધનોનો ઉપયોગ કરે છે.

બાળકોના નિર્બળ અવયવોને સશક્ત કરવા જુદી જુદી કસરતો

યોજેલી હોય છે ત્હેનો ઉપયોગ થાય છે. પેરેલલ બાર્સ, લપસવાનું પાટીઉં, ખેંચવાનું દોરડું, ધ્યાન રાખી ચાલે માટે એક લાંબું સાંકડું પાટીઉં, ડ્રિલ, એ સર્વમાં બાળકો યથાશક્તિ ભાગ લે છે.

માનસિક કેળવણીનું કામ તે પછી શરૂ થાય છે; પરંતુ તે એવી રીતે કે બાળકનું મગજ થાકી જાય નહિ તથા નકામી વસ્તુંઓથી ત્હેમને કંટાળો આવે નહિ.

પછી બાગ કામ શરૂ થાય છે. કોઇ પોતાના કયારાને પાણી રેડે છે, કોઇ નવા છોડનાં બી વાવે છે, કોઇ ઉગેલા છોડનું નિરીક્ષણ કરે છે, વગેરે.

વળી સાથે સાથે કેટલાક manual training એટલે હસ્ત ચાલાકીનાં કામ કરે છે. માટીના આકાર, ચિત્રકામ, રેતીના આકાર વગેરે સર્વમાં બાળકો ગુંથાઇ જાય છે.

આ ઉપરથી જોઇ શકાશે કે ઘણીવાર અંક અને અક્ષરની શરૂઆત શાળામાં દાખલ થયા પછી ઓછામાં ઓછા છ માસ પહેલાં તો બીલકુલ થતી નથી. છતાં આટલી બધી વિવિધ પ્રવૃત્તિઓથી બાળકની શક્તિઓ એટલી બધી ખીલે છે કે સામાન્ય માણસોને પસંદ પડતી વસ્તુઓ શીખતાં ત્હેમને વાર પણ લાગતી નથી.

ઉપરનું લખવાનો હેતુ એવો નથી કે ડૉ. મોન્ટેસરીનુંજ અનુસરણ કરવું. બને ત્યાં સુધી ડૉ. મોન્ટેસરી અને ફ્રોએલ બન્નેનું મિશ્રણ કરી કાર્ય કરવું એ શ્રેયસ્કર થશે.

આવા એક વર્ગની પાછળ શું ખર્ચ થાય ત્હેનો વિચાર કરીએ. બાળકોને જોઇતાં સાધનો પાછળ રૂ. ૫૦૦) ઓછામાં ઓછા થાય. રૂ. ૨૫૦) શિક્ષકને આપવાના પગારમાં ખોટ ખાતે તથા માસિક ખર્ચમાં જોઇતું ઉમેરવા વગેરેમાં જોઇએ; એટલે શરૂઆતના ખર્ચમાં રૂ. ૫૦૦) હોય તો કામ ચાલી શકે. વધારેમાં વધારે ૨૫ બાળકે

એક શિક્ષક જોઇએ અને તે ખાતે રૂ. ૨૫) જોઇએ. સારો શિક્ષક આ કરતાં ઓછા પગારે આવી શકે નહિ. રૂ. ૫) કંટીજંટ વગેરેમાં ખર્ચ થાય. આ રીતે ૨૫ બાળકના કલાશ પાછળ રૂ. ૫૦૦) શરૂઆતના ખર્ચના અને માસિક રૂ. ૩૦) જોઇએ.

આ ખર્ચને પહોંચી વળવાને માટે બાળક દીઠ રૂ. ૧) વા રૂ. ૨) ફી રાખવામાં આવે તો માસિક ખર્ચમાં ઉમેરવાની બહુ જરૂર ન રહે.

આ રીતે જોઇ શકાશે કે બાળકોને માટે બાળગૃહોની યોજનાને સહજ સાહસથી વ્યવહાર રૂપ આપી શકાય અને આપણાં બાળકોનાં જીવન રસમય બનાવી શકાય. શાળારૂપી ગાડીને નવો રસ્તો મળતાં કેળવણીનો પ્રદેશ વધુ ફળપ્રદ બનશે.



# એક અનુકરણીય યોજના—વિદ્યાદાનનો પવિત્ર દિવસ.

---

આપણા દેશમાં દાનનુ વહન તો ઘણા કાળથી અખંડિત વહી રહ્યું છે; પરન્તુ મધ્યકાળમાં અજ્ઞાનરૂપી અન્ધકારને લીધે પાત્રાપાત્ર જોયા સિવાય અપાય છે એ જોઇ સર્વ સ્હમજુ મનુષ્યોનું દીલ બળ્યા કરે છે. મહાત્માઓ તો કહે છે કે સારાસારનો, પાત્રાપાત્રનો વિચાર કર્યા વિના જે દાન અપાય છે, એ પાપ છે; કારણ કે એવા દાનથી જગતનાં દુઃખ દૂર થવાને બદલે સમાજમાં દાન પ્રાપ્ત કરનારાં માણસો આળસુ, એદી, અજ્ઞાન અને લુચ્ચા બની અનિષ્ટની વૃદ્ધિ કરે છે. આપણા દેશના દાનથી આજ પરિણામ આવતું આપણે જોઇએ છીએ. આપણા દેશના ભીખારીઓની મ્હોટી સંખ્યાનું મૂળ આવી રીતે અપાત્રે અપાયેલું દાનજ છે. દેશ ગરીબ છે એમ બૂમો પાડવા છતાં બીજાની મહેનતપર તાગડધિન્ના કરનાર બાવન લાખ બાવાઓ હિન્દુસ્થાનમાંજ જોવામાં આવે; કારણ કે હિન્દુસ્થાનના દાનેશ્વરો એવા માણસોને પોષવામાં પુણ્ય માને છે.

આ વિમાર્ગે વહેતા દાનના ઝરણને અટકાવવું એવી ઇચ્છા સર્વ દેશહિતચિંતકોને સ્વાભાવિક રીતે થયા કરે છે; પરન્તુ મહાત્માઓ સાથે સાથે આપણને એમ પણ કહે છે કે અનિષ્ટ માર્ગે વપરાતી શક્તિને તદ્દન દાબી દેવાથી બીલકુલ લાભ થવાનો નથી, પણ ઉલટી તેથી હાનિજ થશે. એ શક્તિને યોગ્ય માર્ગે વાળવાથી અનિષ્ટ અટકશે એટલુંજ નહિ પરન્તુ ઘણાં ઇષ્ટ પરિણામો પ્રાપ્ત કરી શકાશે.

આ સૂત્રનો આપણી દાનની પ્રણાલિકા પરત્વે કેવી રીતે ઉપયોગ

કરી શકાય એ જો આપણે જાણી શકીએ તો અનર્થ દૂર થઇ જોઇતાં શુભ પરિણામ મેળવી શકીએ.

આપણા દેશમાં દાનનો મ્હોટો ભાગ તો બારણે લેવા આવનારનેજ મળે છે. આવી ભિક્ષા માગનારાઓ સ્વાર્થને ખાતરજ તે કામ કરે છે. હવે જો દાનના ઝરણને તદ્દન અટકાવી દેવું ન હોય તો સ્વાર્થને ખાતર માગનારાઓની રીતથીજ શુભ હેતુઓમાં ત્હેને વાળવું જોઇએ. ભિક્ષા માગવી અને લેવી એ ભૂષણરૂપ નથી; પરન્તુ જો સારા માણસો શુભ હેતુને માટે એ કાર્ય ઉપાડી લે તો પછી એમાં જરા પણ નીચતાનો અંશ રહેતો નથી. પારકાને માટે માગવું એ તો પુણ્ય મનાય છે. આપણામાં તો ઘર બતાવવાનું પણ પુણ્ય ગણાય છે, તો પછી પારકાને માટે વધારે શ્રમ લેવો અને હલકું ગણાતું કામ કરવું એમાં કેટલું બધું પુણ્ય !

વળી ભિક્ષા અત્યારે પણ સર્વ રીતે હલકી ગણાતી નથી. રસ્તે નવરા રઝળતા લોકો એ કામ કરે છે ત્યારેજ એ હલકું ગણાય છે; પરન્તુ તપસ્વી સ્વામીઓનું અને રાતદિવસ પ્રભુ ભજનમાં અને જનસમૂહને સત્ય જ્ઞાન આપવાના કાર્યમાં પ્રવૃત્ત રહેનારાઓનું એજ કાર્ય પવિત્ર ગણાય છે, અને આપનાર પોતાને એવી રીતે સ્વીકારાયલી ભિક્ષાથી પવિત્ર થયેલો ગણે છે. તો પછી સારા સારા પુરૂષો, પરોપકારી જનો એ કાર્ય હાથમાં લે અને આપનાર તથા લેનાર બન્નેને એ પવિત્ર લાગે તેમાં શી નવાઈ! કબીર સાહેબ જેવા ભક્તજન પણ કહે છે કેઃ—

**मर जाउं मागुं नहि, अपने तनके काज ।**
**परमारथके कारणे, मागुं न समजुं लाज ॥**

આ યોજના શાને માટે અને કેવી રીતે હાથ ધરી શકાય.

બેશક મહાન પ્રવૃત્તિને માટે આ યોજના બહુ કામમાં આવે નહિ. કોઇ પણ મ્હોટી સસ્થા સ્થાપવા, શાળા પાઠશાળા કે વસતિગૃહ ( વિદ્યાર્થી આશ્રમ ) ચલાવવા માટે આ પ્રવૃત્તિથી જોઇએ તેટલી સહાય મળી શકે નહિ; પરન્તુ ન્હાનાં વા મ્હોટાં ગામમાં એવાં અનેક ન્હાનાં ન્હાનાં કાર્યો હોય છે કે જેમને માટે ખાસ ટીપ કરવી એ હસવા જેવું લાગે; પરન્તુ તેમને જોઇતાં સાધન પ્રાપ્ત થતાં તે અમલમાં મૂકાયાં હોય તો ઘણો લાભ થાય. આને માટે આપણે કેળવણીનો જ દાખલો લઇશું, કારણ કે હાલના સમયમાં એજ પ્રશ્ન આખા દેશની નજર આગળ તરવરી રહ્યો છે. દેશના એકેએક બાળકને કેળવણી મળવી જોઇએ; એટલુંજ નહિ પરન્તુ બાળકોને હરેક પ્રકારની સારી કેળવણી મળવી જોઇએ. મ્હોટી વયના માણસો માટે દિવસના કરતાં રાત્રિની શાળા વધારે અનુકૂળ પડે તેમ છે. ગામોમાં આવી રાત્રિશાળાઓની જરૂર છે, પરન્તુ એને ચલાવવાને માટે બહુ ફંડની જરૂર નથી. આવા ફંડને માટે દર વર્ષે ટીપ કરવામાં આવે તો તેમાં અમુક માણસોને નાણાં ભરવાં પડે એટલે એ વસ્તુ અપ્રિય થઇ પડવાનો સંભવ છે. તેવીજ રીતે બાળકોને હોળીના દિવસોમાં તોફાનમાંથી બચાવી સારી મરદાની વાળી રમતોમાં રોકવાં હોય તો રમતમાં ભાગ લેનારાઓને ઇનામ વગેરેથી ઉત્તેજન આપવું.પડે. આ ખાતેનું ખર્ચ પણ બહુ જુજ છે. પુસ્તકાલયની પ્રવૃત્તિ આ જમાનામાં ઘણી જરૂરની છે, પરન્તુ ન્હાના ગામમાં એ પ્રવૃત્તિ ખાતે પૈસા આપનાર તૈયાર હોતા નથી, છતાં રકમ તો એ ખાતે પણ પ્રમાણમાં ન્હાની હોય તો ચાલી શકે. પોતાના ગામમાં અભ્યાસ પૂર્ણ કરી બહુ બુદ્ધિશાલી વિદ્યાર્થી ગરીબાઇને કારણે વધુ અભ્યાસ કરતો અટકી પડલો હોય તો ગામના સ્હમજુ સજ્જનોનું કર્તવ્ય છે કે એને થોડી ઘણી જોઇતી મદદ કરી આપવી. આ માટે એકી સાથે રકમ ઘણી મ્હોટી

જોઇએ; પરન્તુ દર વર્ષે એકઠી કરી શકાય તેમ હોય તો થોડી રકમથીએ ચાલી શકે. ન્હાનાં ન્હાનાં ગામોમાં જોઇતી દવાને અભાવે ઘણું દુઃખ સહન કરવું પડે છે; પરન્તુ ત્હેમાં કોઇ કોઈ વાર એવા ઉત્સાહી યુવકો હોય છે કે જેમને થોડી ઘણી સહાય મળે તો આવું પરોપકારી કાર્ય જરૂર ઉપાડી લે અને અનેકને સાધારણ પીડાઓમાંથી મુક્ત કરી શકે. ન્હાના ગામમાં થોડી રકમથી આ પ્રવૃત્તિ પણ ઉપાડી શકાય. ઉપર વર્ણવેલી અને એવીજ ન્હાની ન્હાની પ્રવૃત્તિઓ, અનેક છે કે જે દરેક રૂ. ૧૦૦) અને તેથી પણ ઓછી રકમવડે શરૂ કરી શકાય. સાધારણ રીતે રૂ. ૩૦૦)થી રૂ. ૫૦૦) સુધીની રકમ હોય તો આમાંની લગભગ બધી પ્રવૃત્તિ ઉપાડી લેવાય. આટલી રકમનું કાયમનું ઉત્પન્ન જોઇતું હોય તો રૂ. ૧૦૦૦૦) જોઇએ, અને ન્હાનાં ગામોમાં એકી વખતે આટલું બધું ફંડ એકઠું કરી શકાય નહિ, તેમજ એકઠું કરાય તોપણ ઘણા માણસોને મ્હોટી રકમ આપવાનું પસંદ પડે નહિ; પરન્તુ સાધારણ રીતે નાના મ્હોટાં ગામમાં સુધરેલા પ્રકારે ભિક્ષા ઉઘરાવવામાં આવે તો કોઇને પણ ત્રાસ આપ્યા સિવાય અથવા કોઈ પણ મહામુશ્કેલી વેઠયા વિના આ કામ થઇ શકે.

આ પ્રવૃત્તિ કેવી રીતે શરૂ થઇ શકે તે જોઇએ.

આપણા સમાજમાં ઘણા પવિત્ર દિવસ મનાય છે. એમાંથી એક દિવસ નક્કી કરવો. એ દિવસ એવો હોવો જોઇએ કે જે કામ કરનારાઓને અથવા ભિક્ષાનો ધંધો કરનારાઓને હરકતકર્તા ન હોવો જોઇએ. કામ સારૂં છે એટલે કોઇ પણ પક્ષને વેરનું કારણ આપ્યા સિવાય શાન્તિથી પાર ઉતરે એ જોવા કાર્યકર્તાઓ બંધાયેલા છે.

એ દિવસ નક્કી કર્યા પહેલાં ગામના વિદ્યાર્થીઓને એ કાર્ય ઇચ્છાપૂર્વક કરવા માટે તૈયાર કરવા જોઇએ; કારણ કે વિદ્યાર્થીવર્ગજ એવો છે કે જે આપણા સમાજમાં કોઇ પણ કામ કરવાને તૈયાર

હોય છે અને શરમાયા સિવાય ત્હેમાં ઝંપલાવે છે. ત્હેમને જ્ઞાતિના વા સમાજનાં બન્ધનો વા લાગણીઓએ પૂરેપૂરા વશ કરી દીધેલા હોતા નથી; એટલું જ નહિ પરન્તુ તેઓ જે કામ હાથમાં લે છે, ત્હેને છેવટ સુધી પાર પાડવા પ્રયાસ કરે છે. ત્હેમનો પોતાનો ઉત્સાહ કાર્યને વેગ આપે છે, અને તે આખા સમાજમાં ફેલાય છે.

વિદ્યાર્થીઓની સાથે ગામના સારા સારા માણસો આ કાર્યમાં સામેલ થાય તો વિદ્યાર્થીઓના કાર્યને વળી વધુ વેગ મળે છે, અને ત્હેને ફત્તેહ મળવામાં બીલકુલ શંકા રહેતી નથી. પ્રવૃત્તિ ઉપાડનાર લાગવગવાળા હશે તો સંભાવિત ગૃહસ્થોને તેમાં સામેલ કરવાનું કામ મુશ્કેલ નથી. નહિ તો એકાદ વરસ પુખ્ત વયનાં માણસો ત્હેને હસશે. પરન્તુ કાર્ય કરનારાઓના ઉત્સાહ અને સાચા હૃદયથી એમનાં હૃદયપર અસર થશે, અને બે ત્રણ વરસમાં તેઓ પણ એ કામને હસવાને બદલે વા તેનાથી તટસ્થ રહેવાને બદલે ત્હેમાં સામેલ થશે.

આ રીતે કામ કરનારા સ્વયંસેવકો તૈયાર થાય અને દિવસ નક્કી કરાય એટલે જનસમૂહમાં ત્હેની ખબર પડે એટલા માટે જાહેરખબર, વિજ્ઞપ્તિપત્ર, વગેરે છપાવી ગામમાં તે વહેંચવાં, શિક્ષિતવર્ગ વાંચી તેથી માહિતગાર થશે. અજ્ઞાતવર્ગને ત્હેની ખબર પડે માટે દાંડી પીટાવવી વા સાદ પડાવવો. છોકરાઓની તેમજ કન્યાઓની શાળામાં વિદ્યાર્થીઓને એ બાબતની સ્હમજણ પાડી પોતાના વાલીઓને તે કહેવા સૂચના કરવી. સ્વયંસેવકોની પાસે પરોપકારમાં દાન કરવાના લાભ, વગેરેનાં સારાં સારાં વચનામૃતો ગામમાં ચકલે ચકલે ફરીને ગવરાવવાં. ગામમાં જ્યાં જ્યાં વૃદ્ધ પુરૂષો એકઠા થતા હોય ત્યાં જઇ એ વિષયપર વાતચીત કરવી અને ત્હેમને સ્હમજાવવા પ્રયત્ન કરવો. આ પ્રમાણે લગભગ એક અઠવાડિયા સુધી પ્રયત્ન કર્યાથી ગામનો એક પણ ખૂણો એવો નહિ રહે કે જ્યાં એ પવિત્ર દિવસે કરવામાં આવ-

નાર પ્રવૃત્તિની માહિતી નહિ હોય. પ્રથમ એકાદ બે વર્ષ આ રીતે વધારે શ્રમ પડશે, પણ લોકો તેથી ટેવાશે એટલે એકાદ બે દિવસ પહેલાંજ ખબર આપવાથી લોકો પોતા તરફથી જે કંઇ આપવાનું હશે તે તૈયાર કરી રાખશે.

વિદ્યાદાન માટેનો પવિત્ર દિવસ બનતાં સુધી દીવાળીની લગભગ હોય તો આપનારને વધારે સુગમ પડે છે. ઉન્હાળો આપણા સમાજમાં લગ્નની ઋતુ છે. ચોમાસામાં વરસાદની અડચણ પડે છે તથા ખેડૂત લોકોને તે મોસમમાં ઘણું ખર્ચ કરવાનું હોવાથી પરમાર્થમાં આપી શકે ત્હેવી સ્થિતિમાં હોતા નથી. શિયાળામાં પણ ખેતીના કામને લીધે લોકોને અવકાશ થોડો હોય છે. આ સર્વ વિચાર કરતાં દીવાળીની લગોલગનો દિવસ વિદ્યાર્થીઓને તેમજ દાન આપનારાઓને માટે ઘણો અનુકૂળ હોય છે.

પવિત્ર દિવસે કામ કેવી રીતે કરવું એની પૂર્ણ સ્હમજુતી આપવી—જેવી કે ભિક્ષા માગનારાએ રીસાવું નહિ, ક્રોધ કરવો નહિ, જે આપે તે લઇ આનંદ પ્રદર્શિત કરવો, એક પણ ઘર ભિક્ષા માગ્યા સિવાય જવા દેવું નહિ, ખાસ અનુભવ હોય તે યાદ રાખવો, કોઇએ કંઈ શંકા ઉઠાવી હોય તે યાદ રાખી પ્રવૃત્તિના કાર્યવાહકોને ખબર આપવી કે તેથી ત્હેનો ખુલાસો કરી શકાય વગેરે સ્હમજુતી વિના ભૂલ થવાનો ઘણો સંભવ છે. કેટલાંક ઘરમાંથી કંઇ ન મળે તો માગનારને નિરાશા થવાનો સંભવ છે. આ માટે આ કાર્ય કરવાની ખાસ જરૂર છે.

વળી સ્વયંસેવકો કામ કરવામાં ગુંચવાય નહિ એટલા માટે ગામના પહેલેથી વિભાગ પાડી કયા વિભાગમાં કોને કામ કરવાનું છે તે પણ પ્રથમથી નક્કી કરી આપવું. અમુક રકમથી વધારે આપનારને છાપેલી પહોંચ આપવાનો વહીવટ રાખવો. દરેક લતામાં જે કામ કર-

નાર મંડળી હોય ત્હેમાં સ્થાનિક શાળાઓમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓ ઉપરાંત કૉલેજમાં અભ્યાસ કરનાર તથા લતાનાં માણસોનો સારો પરિચય ધરાવનાર એકાદ હોય તો વધારે સારૂં. પરોપકારાર્થે ભિક્ષા માગવાના પવિત્ર દિવસે સ્હવારમાં બધા સ્વયંસેવકોને એકઠા કરી, આપેલી સુચનાઓનું પુનરાવર્તન કરી સૌ સૌને પોતાના વિભાગમાં કામ કરવા મોકલવા. સ્વયંસેવકોને તેમજ ગામના જનસમૂહને પ્રથમથી જણાવી દેવું જોઇએ કે એ પવિત્ર દિવસેજ આપેલી રકમ સ્વીકારવામાં આવશે. સ્હવારથી સાંજ સુધીમાંજ મળે તે ભિક્ષા લઇ જે રકમ એકઠી થઇ હોય તે જાહેર કરવી.

પરન્તુ આ પહેલાં એક વાત જણાવી દેવી જોઇએ કે એ દિવસે એકઠી થયેલી રકમ ક્યા કયા કાર્યમાં ખર્ચાશે. લોકોને કાર્યો જણાતાં વધારે આપવાની વૃત્તિ થવાનો સંભવ છે. રકમ એકઠી થયા પછી પણ એકઠી થયેલી કુલ રકમના જણાવ્યા પ્રમાણે ભાગ પાડી દરેક દરેક પ્રવૃત્તિના ચાલકોને હવાલે સોંપવી કે પાછળથી એ રકમ ખર્ચાયાના સંબંધમાં કોઇને કંઇ શંકા રહે નહિ.

આ પ્રવૃત્તિ હાલમાં કેવી રીતે ઉપસ્થિત થઇ એ પણ જાણવા જેવું છે.

વસોના રા. મોતીભાઇ નરસિંહભાઇએ વર્તમાનપત્રમાં. વાંચેલું કે મદ્રાસ ઇલાકામાં એવી યોજના વિચારવામાં આવી છે કે વર્ષમાં એક દિવસ મુકરર કરી ગામના ઘણા સંભાવિત ગૃહસ્થો પરોપકારાર્થે ભિક્ષા લેવા નીકળે, એ દિવસને રાષ્ટ્રિય દિવસ કહેવો; અને તે દિવસે મળેલા દાનને દેશોપયોગી કોઇ સારા કાર્યમાં ખર્ચવા આપવું. આ યોજના અમલમાં મૂકાઇ કે નહિ તેની માહિતી નથી; પરંતુ એ પ્રણાલિકા ચરોત્તરનાં ગામોમાં દાખલ થાય એવી ત્હેમની તીવ્ર ઇચ્છા હતી. સમયના અભાવે તેઓ એકદમ એમાં ઝંપલાવી શક્યા નહિ;

પરંતુ સં. ૧૯૬૭ માં દુષ્કાળ પડવાથી ૧૯૬૮ માં મુંબાઇમા સોશિયલ સર્વિસ લીગે અને તે જોઇ વડોદરા કૉલેજના વિદ્યાર્થીઓએ એવી પ્રવૃત્તિ ઉપાડી લેવા ઇચ્છા પ્રદર્શિત કરી. પ્રથમ તેઓ રા. મોતીભાઇને મળ્યા, અને હ્યેમણે પ્રોફેસર પુરોહિતને એ વિદ્યાર્થીઓના નેતા બનાવ્યા. કૉલેજના પ્રિન્સિપાલ સાહેબ અને પ્રોફેસરોની સહાનુભૂતિથી તથા વિદ્યાર્થીવર્ગના ઉત્સાહથી વડોદરા શહેરમાંથી દુષ્કાળ નિમિત્તે એકજ દિવસમાં લગભગ રૂ. ૧૦૦૦) એકઠા થઇ શક્યા હતા.

આવું કાર્ય છેક નિરર્થક જતું નથી. લાગણીવાળા વિદ્યાર્થીઓ-પર ત્હેના સંસ્કાર કાયમના રહી જાય છે, અને પ્રસંગ સાધી તેઓ પોતાના ગામમાં ત્હેને અમલમાં મૂકે છે. આવીજ રીતે સોજીત્રા ગામના વિદ્યાર્થીઓએ તેજ વર્ષમાં કાર્ય કરી પુખ્ત વયના પુરૂષોની આગેવાની વિના પણ લગભગ રૂ. ૧૦૦) જેટલી રકમ ગાયોને ઘાસ પૂરૂં પાડવા માટે એકઠી કરી હતી.

આ રીતે બે સ્થળે પ્રયોગ થયા, છતાં ત્હેની ફત્તેહનું કારણ દુષ્કાળ ગણાતું હતું; એટલે જનસમૂહ બીજા કારણસર એવીજ રીતે ભિક્ષા આપે કે કેમ એ શંકાસ્પદ હતું.

આ શંકાના વમળમાંથી બહાર નીકળી એ કાર્ય અન્ય સંજોગોમાં પણ ફત્તેહમંદ ઉતારી શકાય એ કરી બતાવવાનું પણ રા. રા. મોતીભાઇનેજ કુદરત તરફથી સુપ્રત થયું હતું. ઇ. સ. ૧૯૭૧ માં વસો ગામમાં આ વિચારને યોજનાના રૂપમાં અમલમાં મૂક્યો. સાત દિવસ સુધી આખા ગામમાં એ વિચારની—એ યોજનાની—ગામના ખૂણે ખૂણામાં ખબર પહોંચાડી. પુરૂષોત્તમ માસના પવિત્ર દિવસે કૉલેજ તથા અંગ્રેજી શાળાના વિદ્યાર્થીઓ અને કેટલાક ગૃહસ્થોએ સ્વયંસેવક તરીકે કામ કરી એકજ દિવસમાં સ્હવારથી સાંજ સુધીમાં રૂ. ૬૫૦) જેટલી રકમ એકઠી કરી હતી. આ દાન તદ્દન વિદ્યાને

માટે હતું, છતાં માત્ર પુરૂષોએજ નહિ પણ સ્ત્રીઓએ પણ પોતા તરફનો હિસ્સો તેમાં આપ્યો હતો. વસો ગામમાં તો તે દિવસથી દર વર્ષે એક દિવસ પવિત્ર ઠરાવી ગામમાંથી વિદ્યાને ખાતર ભિક્ષા માગી જે મળે તે દાન એકઠું કરવું, એ નિયમ સ્વીકારવામાં આવ્યો. ગયે વર્ષે અને ચાલુ વર્ષે પણ એ યોજના ત્યાં અમલમાં મૂકવામાં આવી હતી અને બન્ને વરસ રૂ. ૫૦૦) ઉપરાંત રકમ એકઠી કરવામાં આવી હતી. આ રકમમાંથી અંગ્રેજી છઠ્ઠું ધોરણ તથા બાળવાટિકાનો વર્ગ, રાત્રિશાળા તથા ગરીબ વિદ્યાર્થીઓને વધુ અભ્યાસને માટે સહાય આપવી, એટલું કામ થાય છે.

કોઈ પણ સત્પ્રવૃત્તિ એક સ્થળે ફત્તેહમંદ નીવડતાં તે તુરતજ અન્ય સ્થળે ઉત્સાહી કાર્યશીલ પુરૂષો તરફથી અજમાવાય છે. વસો ગામમાં વિદ્યાદાનના પવિત્ર દિવસની યોજના સફળ થએલી જોઇ પેટલાદ તાલુકાના બાંધણી નામના ન્હાના ગામમાં ત્યાંના યુવક મંડળે એ યોજના ઉપાડી લીધી. આજ ત્રણ વરસથી એવો એક દિવસ ત્યાં પણ પાળવામાં આવે છે, તે દિવસે જે કંઇ મળે તે ભિક્ષા તરીકે સ્વીકારવામાં આવે છે, અને તે રકમમાંથી ગામમાં એક ન્હાનું દવાખાનું ખાનગી રીતે નીભાવવામાં આવે છે.

વસો અને બાંધણીના દૃષ્ટાન્તથી પ્રેરાઇ બોરસદ હાઇસ્કૂલના શિક્ષકોએ અને વિદ્યાર્થીઓએ એ પ્રવૃત્તિ ઉપાડી લીધી અને ગયા વર્ષના જન્માષ્ટમીના પવિત્ર દિવસે રૂ. ૮૦૦) જેટલી રકમ એકઠી કરી. બેશક આ મ્હોટી રકમમાં ગામના વણિક ગૃહસ્થોએ જાતે કંઇપણ ભોજન લીધા સિવાય ત્રણ વાગ્યા સુધી કામ કરી સારી રકમ એકઠી કરી હતી, પરન્તુ વિદ્યાર્થીઓનો પ્રયાસ પણ એકંદરે ઘણો સફળ થયો હતો.

ચાલુ સાલમાં સુણાવ ગામે એ પ્રવૃત્તિ હાથ ધરી, અને પુરૂષો

ત્તમ માસના છેલ્લા દિવસે કામ કરી એકજ દિવસમાં રૂ. ૨૨૫) જેટલી મ્હોટી રકમ એકઠી કરી હતી.

આ પ્રવૃત્તિ ફક્ત ચરોત્તર પ્રદેશમાં મર્યાદિત થઇ નથી. જેમ પવન સારાં સારાં વૃક્ષનાં બી દૂર દૂર લઇ જઇ વેરે છે, અને ત્યાં પણ મિષ્ટ ફળ પકવે છે; તેવી રીતે આ સત્પ્રવૃત્તિનાં રજકણો ઉડી અમરેલી જેવા દૂર પ્રદેશમાં પડયાં, અને ત્યાં પણ તે દ્વારા એકજ દિવસમાં રૂ. ૩૫૦) જેટલી રકમ એકઠી થઇ શકી.

પાણીમાં કાંકરો પડતાં વર્તુલ થાય છે, પરન્તુ તે એક બે થઇ અટકી પડતાં નથી. એક પછી એક વર્તુલ ઉત્પન્ન થઇ અન્તે કિનારા સુધી પહોંચે છે; તેમજ આપણા સમાજમાં આ પવિત્ર દિવસની યોજના રૂપ હીલચાલ ઉદ્ભવી છે, અને તે એક બે વા પાંચ ગામમાં પહોંચી અટકશે એમ માનવાનું કારણ નથી. સાંભળ્યા પ્રમાણે ઉપરોક્ત ચાર ગામ ઉપરાંત સોજીત્રા, ધર્મજ, ઓડ, પોરડા વગેરે બીજાં ગામો પણ ત્હેનું અનુકરણ કરનાર છે.

આ પ્રવૃત્તિ હાથ ધરનારાઓને એક વાત યાદ દેવરાવવાની જરૂર લાગે છે કે ત્હેમણે તે દ્વારા મ્હોટી રકમ એકઠી કરવાની અપેક્ષા રાખી કાર્ય શરૂ કરવું નહિ. **રકમ એકઠી કરવી એજ આ યોજનાનો ઉદ્દેશ નથી. ખરો ઉદ્દેશ તો એ છે કે વિદ્યાર્થીવર્ગને અને ઉગતા જમાનાના માણસોને જનસેવાનાં કાર્ય કરવા તરફ પ્રેરવા, ત્હેમની સેવાવૃત્તિને અવકાશ આપવો, અને પરમાર્થને ખાતર ભિક્ષા માગવા જેવું કાર્ય કરવું એ કોઇ પણ રીતે હલકું નથી એ ત્હેમના મગજમાં દૃઢ ઠસાવવું.** સાથે સાથે જનસમૂહને પણ આ પ્રવૃત્તિથી સ્હમજાવી શકાશે કે પરલોક માટે તૈયારી કરવામાં આ લોકને તદ્દન વિસરી જવાનો નથી. પરલોકને માટે વાવવા કરતાં આપણી દૃષ્ટિ સમીપ

રહેતા આપણાં માનવબંધુઓનાં દુઃખ દૂર કરવાં, ત્હેમની જરૂરીઆતોને સ્હમજીને ત્હેમને મદદ કરવી. ન્હાનાં ન્હાનાં લોકોપયોગી કાર્યો એ સર્વ છેવટને સરવાળે મહાન્ રૂપ ધારણ કરે છે; અને ત્હેમને બીલકુલ સહાય ન આપવી, અથવા ત્હેમની ઉપેક્ષા કરવી એ પાપ છે. આ હેતુ સધાય તો ભિક્ષામાં મ્હોટી રકમ મળી કે ન્હાની એ વાત તો ગૌણુજ છે. વિદ્યાર્થીવર્ગ જનસેવક બને, અને જનસમૂહ એમની એ વૃત્તિને ઉત્તેજન આપે, પોષે, દાનના જુના ચીલામાંથી નીકળી નવા માર્ગે પ્રયાણ કરે તો આ પ્રવૃત્તિનો ઉદ્દેશ સર્વાંશે સફળ થયો એમ માનવું.

ચરોત્તરનાં અને ગુજરાતનાં ઘણાં ગામ જો આ યોજના ઉપાડી લે તો આખા ગુજરાતમાં કેળવણી તથા ન્હાનાં ન્હાનાં સાર્વજનિક હિતનાં કાર્યોને માટે દર વર્ષે એકજ દિવસમાં રૂ. એક લાખ જેવી ગંજાવર રકમ એકઠી થઇ શકે અને સમાજનું કેટલુંય કલ્યાણ સાધી શકાય.

અન્તમાં ઇશ્વર આપણુને આ અને આવીજ જનહિતની યોજનાઓ ઉપાડી લઇ ત્હેમાં પોતાનું જીવન, પોતાની સર્વ શક્તિઓ રેડે એવા ઉત્સાહી યુવકો ગામેગામ આપે એટલી પ્રાર્થના કરી વિરમીએ.



# ચરોત્તરના સુણાવ ગામનું જાહેરજીવન.

બોરસદ તાલુકામાં પેટલાદથી બે ગાઉ દૂર સુણાવ નામનું એક ન્હાનું ગામ છે. છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે ત્હેની કુલ વસ્તી લગભગ ૩૨૦૦ માણસની છે. આટલું ન્હાનું ગામ હોવા છતાં નવા જમાનાની નવીન ભાવનાઓથી માણસોનાં મન કેવાં રંગાયેલાં છે તે જાણવાને ખાતર આ ગામનું જાહેર જીવન કેટલેક અંશે જાણવા જેવું છે.

ગામની વસ્તીના પ્રમાણમાં જમીન ઘણી થોડી છે. એટલે લોકો ફક્ત ખેતી પર જ નિર્વાહ કરતા નથી. તમાકુના વ્યાપારનું તે અગત્યનું મથક છે અને એ વ્યાપાર વડે ગામના લોકોનો કેટલોક ભાગ ઘણી સારી સ્થિતિ ભોગવે છે.

ગામમાં લોકલબોર્ડ તરફથી એક શાળા ચાલે છે, અને તેનો સોનેરી મહોત્સવ ( golden jubilee ) ૧૯૧૫ માં શાળાના ઉત્સાહી હેડ માસ્તરે ગામના આગેવાન ગૃહસ્થોની મદદથી ઉજવ્યો હતો. હાલ એ શાળામાં ૩૪૨ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે અને ત્હેના પોતાના મકાનમાં ત્હેનું કામ ચાલે છે.

ગ્રામ્યજીવનમાં ગુ. શાળાનો મુખ્ય શિક્ષક ઘણો અગત્યનો ભાગ ભજવે છે. તે ગામના લોકોની સાથે વધારે ઘાડા સંબંધમાં આવે છે અને લોકોનો પણ ત્હેના તરફ ઘણો સારો ભાવ હોવાથી ધારે તો તે ત્હેમને અનેક સત્પ્રવૃત્તિમાં દોરી શકે છે. ગામડાઓની સાર્વજનિક પ્રવૃત્તિઓ ( પુસ્તકાલય, અંગ્રેજી શાળા વગેરે ) ઘણે ભાગે ગુજરાતીશાળાના સારા મુખ્ય શિક્ષકોને આભારી હોય છે.

સુણાવ ગામમાં પણ તેમજ છે. છેક સન ૧૯૦૬માં ત્યાં અંગ્રેજી શાળાની શરૂઆત થઇ હતી અને કેટલીક મુશ્કેલીઓ વેઠયા પછી

હાલ તે એકંદરે સારી સ્થિતિ ભોગવે છે. એ શાળામાં ચાર ધોરણનો અભ્યાસ કરાવવામાં આવે છે. કુલ વિદ્યાર્થીઓની સંખ્યા ૧૦૫ છે અને શાળાના હેડ માસ્તર તરીકે એક ગ્રેજ્યુએટને રોકવામાં આવ્યા છે. આ ઉપરાંત ચિત્રકામ ( Drawing ) ને માટે એક ખાસ શિક્ષક કામ કરે છે. આ શાળાને સરકાર તરફથી મદદ મળે છે. બાકીની ખૂટતી રકમ માટે લગ્ન વગેરે શુભ પ્રસંગે દાન મેળવવામાં આવે છે તથા ગામઇ ઉત્પન્ન પણ શાળાના નિભાવ માટે મળે છે. આજ સુધી આ શાળા ગામની ધર્મશાળામાં બેસતી હતી. એ મકાન શાળા માટે જોઇએ ત્હેવું બીલકુલ નથી. આને માટે ચાલુ સાલે બેસતા વર્ષના દિવસે ભરાયેલી સભામાં વિજ્ઞપ્તિ કરવામાં આવી હતી. ગામના સદ્‌ગૃહસ્થોએ એ વિજ્ઞપ્તિ સ્વીકારી થોડા જ સમયમાં રૂ. ૭૫૦૦ જેટલી રકમની ટીપ કરી હતી. આ ટીપમાં રૂ. ૧૦૦ અને ઉપરાન્તની રકમથી જ લગભગ રૂ. ૬૫૦૦ નો સર્વાળો થાય છે. ન્હાના ગામમાં એક બે કલાકમાં આવી મ્હોટી રકમની ટીપ અમલદાર વર્ગ કે બ્હારના કોઇના દબાણ સિવાય એકઠી થાય એથી જ લોકોનો કેળવણીની સંસ્થા માટે કેટલો બધો ઉત્સાહ હશે તે જણાઇ આવે છે.

ગામમાં એક કન્યાશાળા છે અને હાલ ત્યાં લગભગ ૫૩ કન્યાઓ અભ્યાસ કરે છે. કન્યાશાળાની મુખ્ય શિક્ષિકા દક્ષિણી બાઇ છે, છતાં ઘણી ઉત્સાહી છે. ગોરોના દિવસોમાં કન્યાઓ પરસ્પર ગાળો ભાંડી તથા નકામું કૂટી કેટલાંક અનિષ્ટ શીખે છે, એ અનિષ્ટોમાંથી કન્યાઓને બચાવવાને ગામના ગૃહસ્થોની મદદથી એ બાઇએ અથાક શ્રમ લીધો હતો. ચાર દિવસ સુધી આખી શાળાની કન્યાઓની સાથે રહી તે ત્હેમની પાસે સારા સારા ગરબા ગવરાવતી. તેમ કરતાં કન્યાઓ થાકે ત્યારે તે સતીચરિત્ર, ભારતનાં સ્ત્રી રત્નો વગેરેમાંથી બોધદાયક ચરિત્રો વાંચી સંભળાવતી. જાગરણની રાત્રે

પણુ એ બાળ કન્યાઓ સાથેજ જાગતી રહી હતી, અને આ રીતે એ પવિત્ર દિવસો કેવી રીતે ગાળવા ત્હેનો સારો પદાર્થપાઠ આપ્યો હતો. આ કાર્યથી ગામના લોકો પણુ એ બાઇ પર ઘણુ સ્નેહ રાખે છે.

આ ઉપરાંત ત્રણ ખ્રીસ્તી મિશનો તરફથી ગામના અંત્યજોને માટે ત્રણ શાળાઓ ચાલે છે અને ત્હેમાં કુલ ૯૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે.

આ રીતે કેળવણી લેનારની કુલ સંખ્યા લગભગ ૬૦૦ ની થાય છે, એટલે વસ્તીના ૧૮ ટકા શાળાઓનો લાભ લે છે. આ ઉપરાંત હાઇસ્કૂલોમાં તથા કૉલેજોમાં અભ્યાસ કરનારની સંખ્યા જુદીજ છે. શાળાઓના વિદ્યાર્થીઓના સંબંધમાં એટલું તો કહી શકાય તેમ છે કે બીડી પીવાની વા હૉટેલમાં ચા પીવાને ત્હેમને બીલકુલ ટેવ નથી.

મ્હોટી વયનાં માણુસો માટે પુસ્તકાલય એ શાળા છે. એ સંસ્થા પણુ ઘણાં વરસથી ત્યાં ચાલે છે અને દર વર્ષે રૂ. ૭૫ અને તેથી વિશેષ રકમ તે ખાતે ખર્ચાય છે. આ ઉપજ ગામના જે વર બહાર પરણુવા જાય ત્હેમની પાસેથી દાન તરીકે મેળવવામાં આવે છે. જોકે આ સંસ્થાનું સ્વતંત્ર મકાન નથી, છતાં પાંચ સાત વર્ષે તે કરી શકાય તે માટે અત્યારથી યોજના અમલમાં મુકવામાં આવી છે. હાલમાં એક ભાડાનું મકાન તે માટે રોકવામાં આવ્યું છે અને અનેક માણુસો ત્હેનો લાભ લે છે.

ગામના સાર્વજનિક આરોગ્યને સારૂ સેનિટરી બોર્ડની સંસ્થા પણુ ગામના લોકોએ દાખલ કરી છે. ત્હેના ઉત્પન્નને માટે પણુ સરકારી અમલદારોની ગામને જરૂર પડી નથી. બેસતા વર્ષને દિવસે ગામના આગેવાન ગૃહસ્થો સ્હવાર સ્હાંજ બે વાર ચોરામાં એકઠા થાય છે અને સાર્વજનિક હિતના પ્રશ્નો વિચારી એકમતે કામ કરે

છે. એવી જ એક સભામાં ઠરાવ કરી રૂ. ૫૦૦ ધરદીઠ કાળવી નાખ્યા અને છેલ્લાં ત્રણ ચાર વરસથી તે પ્રમાણે કામ કરે છે. સરકાર તરફથી ગામના ઉત્પન્નનો ½ ભાગ મદદ તરીકે મળે છે.

ફક્ત મકાનો અને વસ્તીના આંકડાથી ગામની ઉન્નતિ મપાતી નથી. નૈતિક ઉન્નતિ એ જ ખરી ઉન્નતિ છે અને સુણાવ ગામ એ દૃષ્ટિએ ઘણું અનુકરણીય છે.

આજકાલ લોકોનો લડાયક જુસ્સો ફોજદારી તથા મુન્સફની કચેરીઓમાં નોંધાતા હજારો દાવાથી જણાઇ આવે છે. બંગાળાના સુપ્રસિદ્ધ લેખક પ્રમથનાથ બોઝ જણાવે છે કેઃ—" અંગ્રેજી રાજ્યની ખર્ચાળ ન્યાયપદ્ધતિથી હિન્દુસ્થાનના ગરીબ લોકોનું સર્વસ્વ ચૂસાઇ જાય છે અને ગરીબાઇમાં ગરીબાઇ ઉમેરાતી જાય છે. ઘણા ખરા લોકો આ જાળમાં ફસાતા જાય છે, પોતે ખુવાર થાય છે, સરકાર, વકીલ, બેરિસ્ટરોનાં ગજવાં ભરે છે, અને પોતાના પ્રતિપક્ષીઓને ખુવાર કરે છે. " સુણાવ ગામ આ ભયંકર રોગનું ભોગ થતું બચ્યું છે. ગામના વજનદાર ગૃહસ્થોનું કહેવું તો એમ છે કે મેજીસ્ટ્રેટ અને મુન્સફ બોરસદમાં અનેક વર્ષો ગાળે છતાં ત્હેમને ભાગ્યેજ ખબર હોય છે કે સુણાવ બોરસદ તાલુકામાં આવ્યું છે કે પેટલાદ તાલુકામાં ! છેલ્લાં છ વર્ષથી તો ભાગ્યેજ એકાદ કેસ સરકારી કચેરીઓમાં ગયો હશે.

આ ઉપરથી એમ ફલિત થાય છે કે ગામમાં કજીઆ ટંટા ઓછા થતા હશે. આ ઉપરાંત ગામલોકોના અંદર અંદરના ઠરાવથી આગેવાન માણસોનું પંચ બેસે છે, અને ત્યાં આગળ સ્ટાંપ, વકીલાત, ફી વગેરેના ખર્ચ વિના આરોપી ફરીઆદી પક્ષ હાજર થાય છે. પંચ જે ચૂકાદો આપે તે બન્ને પક્ષ ખુશીથી સ્વીકારે છે. આપણા અગ્રગણ્ય લોકો ગ્રામ્યપંચાયતની સંસ્થા માટે જે પોકાર કરે છે તે જો મળે તો લોકો કેટલી બધી મુશ્કેલી તથા કેટલા બધા નકામા

ખર્ચમાંથી બચે ત્હેને માટે આટલુંજ દૃષ્ટાન્ત બસ છે; પરન્તુ તે સરકાર ન આપે ત્યાં સુધી આપણે બેસી રહેવાની બીલકુલ જરૂર નથી. ગામના હિતચિન્તકો જો આ સવાલ સ્વતંત્ર રીતે ઉપાડી લે અને નિઃસ્વાર્થભાવે કામ કરે તો સરકારનાં દાન સિવાય પણ ખરેખરૂં સ્થાનિક સ્વરાજ્ય પ્રાપ્ત થાય; એટલુંજ નહિ પણ સ્વાશ્રયથી પ્રાપ્ત કરેલું હોવાથી તે ભોગવવામાં ખૂબ આનંદ મળે.

ગોધરાની રાજકીય પરિષદે મહાત્મા ગાંધીજીના આગ્રહથી દેશના જીવનનાં પોશાક તત્ત્વો દૂધ–ઘી જતાં રહે છે તે માટે સંચા બંધ કરાવવા સંબંધી ઠરાવ કર્યો છે; પરન્તુ જ્યાં સુધી તે હેતુ સિદ્ધ થાય તે અર્થે પ્રયાસ થાય નહિ ત્યાં સુધી ઠરાવ માત્ર કાગળ પરજ રહેશે. સુણાવ ગામે તો આ દિશામાં ક્યારનુંય પગલું ભર્યું છે. ગામના કોઇ કોઇ માણસોએ પહેલાં દૂધના સંચા આણેલા, પરન્તુ સુજ્ઞ ગૃહસ્થોની સ્હમજુતીથી ગામે ત્હેમનો બહિષ્કાર કર્યો છે; એટલુંજ નહિ પરન્તુ શરૂઆતમાં ત્હેને લીધે દાખલ થયેલો કુસંપ પણ દૂર થયો છે. હાલ તો આ દિશામાં લોકમાન્યતા એટલી બધી દૃઢ છે કે તે ફરીથી દાખલ થવાનો બીલકુલ સંભવ નથી.

ગામની કેળવણીના હિતની ન્હાની ન્હાની પ્રવૃત્તિઓને પોષવા માટે રા. રા. મોતીભાઈ નરસિંહભાઇ અમીનની વિદ્યાદાનની પવિત્ર યોજના પુરૂષોત્તમમાસના છેલ્લે દિવસે અજમાવવામાં આવી હતી અને ગામના વિદ્યાર્થીઓએ ઘેરે ઘેર ફરી રૂ. ૨૨૫) જેટલી રકમ એકઠી કરી છે. આમાંથી પુસ્તકાલયને, હોળીના પવિત્ર દિવસોમાં વિદ્યાર્થીઓને મરદાની રમતો રમાડી ઇનામો આપવાને, ગોરોમાં કન્યાઓને ચવાણું આપવાને, અંગ્રેજીશાળામાં કસરતના સાધનો પૂરાં પાડવાને, કેટલીક રકમ ઇલાયદી કાઢવામાં આવી છે, અને રૂ. ૧૦૦) કાયમ ફંડ ખાતે લેવામાં આવ્યા છે, જે રકમમાં વર્ષોવર્ષ ઉમેરો થઇ થોડાં

વર્ષ પછી પુસ્તકાલયના સ્વતંત્ર મકાન ખાતે વપરાશે.

ગામમાં આ ઉપરાંત ભિક્ષુકોના નિભાવાર્થે સદાવ્રતને માટે ત્રણ વર્ષથી સભામાં રૂ. ૮૦૦૦) એકઠા કરવામાં આવ્યા છે. બેશક અત્યારે એ હેતુ નવા જમાનાની દૃષ્ટિએ ઠીક નથી લાગતો; પરન્તુ અનુકૂળ સમયે અને દાન આપનારાના વિચારમાં નવીન ભાવનાઓ દાખલ થતાં એ રકમ વધારે સારે માર્ગે ખર્ચાવા આશા છે.

સુણાવ ગામના લોકોની નૈતિક ઉચ્ચતાને માટે બીજી રીતે પણ અભિમાન થાય તેમ છે. વીસમી સદીમાં પાશ્ચાત્ય રીતિ રીવાજથી દોરવાઈ ઘણાં ખરાં ગામો ચ્હાનાં ભોગ થઈ પડ્યાં છે. એમાંથી બચેલાં થોડાં જ ભાગ્યશાળી ગામ જોવામાં આવે છે. આ પ્રદેશમાં તો સુણાવ જેટલી વસ્તીવાળાં લગભગ બધાં ગામમાં એ રોગ દાખલ થયો છે, અને શોખીન તથા ઉદ્યમ વિનાના માણસો એને પોષે છે. સુણાવ ગામમાં હજુ સુધી એકપણ ચ્હાની હોટેલ નથી; એટલે ફેશનની ફીશીઆરીમાં ફસાઈ પડેલા નિરૂદ્યમી લોકોને માટે સુણાવમાં સ્થળ છે, એથી ઉલટું હોટેલની ગેરહાજરીથી એમ પણ જણાઈ આવે છે કે સુણાવના લોકો ઘણા ઉદ્યોગી હશે.

ચ્હાથી વધારે નુકશાનકારક દારૂ છે અને ઘણાં ખરાં ગામોમાં દારૂ વેચનારની દુકાનો પણ જોવામાં આવે છે. હલકા લોકો ખુલ્લી રીતે ત્યાં જાય છે, અને છાટકા થઈ જાહેર રસ્તામાં તોફાન કરે છે; એટલુંજ નહિ પણ ઉચ્ચ જ્ઞાતિઓમાંથી પણ કેટલાક ત્હેનો ભોગ થતા જાય છે. સરકાર પણ ઉત્પન્નના લોભથી તે અનિષ્ટમાં પડતી પ્રજાને બચાવી શકતી નથી. પરન્તુ સારે નસીબે સુણાવ ગામમાં એક પણ દારૂની દુકાન નથી, તેમજ ગામમાં એક પણ દારૂડીઓ નથી; એટલુંજ નહિ પરન્તુ અફીણ ખાનાર નથી તથા અફીણ વેચનારની દુકાન નથી.

ગામમાં સંસાર સુધારા માટે એક બંધુસમાજ ચાલે છે, તે જન-સમુહમાં સંસારસુધારાને માટે યથાશક્તિ પ્રયાસ કરે છે અને ત્હેનો ઉહાપોહ કરે છે. ગામે ગામ આવાં મંડળની જરૂર છે. સંસાર સુધારા પારગ્રહની જેટલી જરૂર છે, તેટલી અને તેથી પણ વધારે આવાં ગ્રામ્યજીવનસુધારક મંડળની જરૂર છે.

ઉપર જણાવેલી સર્વ પ્રવૃત્તિઓ ગામના લોકોના અંદર અંદરના ઠરાવથી, ઇચ્છાપૂર્વક દાનથી અને કાર્યકુશળ પુરૂષો પર લોકોની શ્રદ્ધાથી સારી રીતે ચાલે છે. ગામને પોતાનાં કામને માટે અમલદાર વર્ગ પાસે બીલકુલ જવું પડતું નથી; એટલુંજ નહિ પણ બહારના પ્રતિભાશાળી વ્યાખ્યાનકારો પાસે વ્યાખ્યાન પણ અપાવવાં પડતાં નથી, એટલે સ્વરાજ્યને માટે કેવી રીતે લાયકી પ્રાપ્ત થતી જાય છે એ આ પરથી સ્પષ્ટ જણાશે. વડોદરા રાજ્યમાં સરકારની મદદથી અનેક સંસ્થાઓ સારી વા અન્ય કોઇ રીતે ચાલે છે, છતાં અંગ્રેજી રાજ્યના જેટલું ઉજ્વળ જીવન જોવામાં નથી આવતું એનું કારણ તો એજ લાગે છે કે લોકોને માગણી વિના હક્ક મળ્યાં જાય છે, એટલે એ હક્ક ભોગવવાને જે પાત્રતા જોઇએ તે બરોબર રીતે ખીલતી નથી. અંગ્રેજી રાજ્યમાં પ્રજાની માગણીથીજ થોડા ઘણા હક્ક મળે છે. એટલે એ માગણી કરવામાંજ જનસમુહ સર્વ રીતે કેળવાઇ તૈયાર થાય છે. એને માટે કોઇ પણ એ સ્થળની મ્યુનિસિપાલિટીઓના અથવા મુમ્બાઇ અને વડોદરાની ધારાસભાના જીવન તરફ દૃષ્ટિ નાખવાથીજ ખાત્રી થશે, પરન્તુ આ સર્વ કરતાં લોકો જ પોતાનું પોતાની મેળે ફેંડી લે તો વધારે સારૂં જાહેર જીવન ઘડાઇ તૈયાર થાય. સુણાવ ગામ એ દિશામાં પ્રયાણ કરે છે અને આશા છે કે ભવિષ્યમાં આથી પણ વધારે પ્રગતિ કરી બીજાં ગામોને વધારે અનુકરણીય થઇ પડશે.

અંતમાં એકજ વાત કહેવાની રહે છે. ગામનું જાહેર જીવન આવું સારૂં થયું ત્હેમાં કારણભૂત જે વ્યક્તિઓ છે ત્હેમનાં નામ સુચવવાની જરૂર છે. હું સુણાવનો વતની નથી, તેમજ એક બે પ્રસંગ સિવાય સુણાવ ગયો નથી તથા તે પણ એકાદ દિવસ વા થોડા કલાક; એટલે આ નામોથી સમાપ્તિ થતી નથી. જે ગૃહસ્થોને હું ઓળખું છું ત્હેમને ત્હેમના પ્રયાસ બદલ ધન્યવાદ આપવો, એ મારૂં પવિત્ર કર્તવ્ય સમજું છું. ગુજરાતી શાળાના હેડમાસ્તર આ સર્વ પ્રવૃત્તિઓમાં અગ્રેસર છે; એટલુંજ નહિ પણ યોજક છે. ત્હેમને મદદ કરનાર અંગ્રેજી શાળાના મેનેજર રા. રા. વલ્લવભાઇ બહેચરભાઇ પણ આ સર્વ પ્રવૃત્તિઓમાં સારો રસ લે છે. લગભગ ૬૦ વર્ષની ત્હેમની વય છે, છતાં યુવાનના જેટલા બળથી અને ઉત્સાહથી ગામના હિતાર્થે કામ કરે છે. રા. કીશાભાઇના ભાઇ રા. ખુશાલભાઇ તથા અંગ્રેજી શાળાના મકાન ફંડમાં રૂ. ૧૦૦૧) ની રકમ આપનાર રા. નારણભાઇ કાશીભાઇ વગેરે તકરારોના ચુકાદામાં પંચ તરીકે કામ કરે છે.

ગામના યુવાન વર્ગમાં રા. મણિભાઇ શંકરભાઇ, રા. સોમાભાઇ વલ્લવભાઇ, રા. કુલાભાઇ કુબેરભાઇ, રા. ભીખાભાઇ તળસીભાઇ વગેરે છે. પ્રથમના બે ગૃહસ્થો આફ્રિકામાં રહે છે. ત્રીજા ઉમરાવતીમાં અને ચોથા એડનમાં પોતાનું કામ કરે છે. બહાર રહ્યા છતાં એ ચારે જણ ગામની પ્રવૃત્તિઓને અનેક રીતે પોષે છે, અને ઉત્સાહથી યથાશક્તિ પોતાનું કર્તવ્ય બજાવે છે. હાલ યુવાવસ્થામાં કમાણી કર્યા પછી ગામમાં જ્યારે સ્થાયી રહેશે, ત્યારે ઉપરોક્ત વૃદ્ધ મંડળને ઘણી સહાય આપશે એવી આશા રાખવાનાં અનેક કારણો છે. એવા એવા અનેક યુવાનો દરેક ગામના કલ્યાણને માટે તૈયાર થાય એજ ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

# મ્હોટાઈના મંત્ર.

## ૧—મ્હોટપણનો માર્ગ સર્વ માટે ખુલ્લો છે.

કુદરત કોઇ ચીજ બીબામાં ઢાળતી નથી; તે એક અનુપમ કળાધર છે. તે કદી કરેલો ઘાટ ફરી કરતી નથી; તે કદી બે વસ્તુ એક જ ઘાટની બનાવતી નથી; ત્હેનાં ઝાડને પાંદડાંની એકજ સંખ્યા નથી; કુદરતી છોડમાંથી બધી રીતે સરખાં બે ફળ મળતાં નથી. ઘણી વસ્તુઓને જન્મ આપનાર છતાં અને ઘણાં સાધનોવાળી છતાં તેણે પેદા કરેલી દરેક વસ્તુમાં ખાસ કરીને મનુષ્યમાં વ્યક્તિભેદનો અંશ મૂકેલોજ છે.

પ્રસંગો સરખા છે, પરન્તુ ત્હેમને સાધી લેવાની શક્તિ, ત્હેમની કદર કરે એવું મન અને ત્હેમને ખીલવવાનું સામર્થ્ય, એ બાબતો સર્વમાં એકસરખી નથી હોતી. કનિષ્ટ, સામાન્ય અને મહાન મનુષ્યો વચ્ચેના તફાવતનુ એજ મુખ્ય કારણ છે; પરંતુ ઉત્કટ "જીજ્ઞાસા" અને પુરૂષાર્થ એ એવી ચીજો છે કે જે સામાન્ય મનુષ્યને પણ મહાન બનવાનો માર્ગ અને શક્તિઓ મેળવી આપે છે.

"મહત્વાકાંક્ષા" એ સારી વસ્તુ છે, પરન્તુ ત્હેને પાર પાડવી એ જુદીજ બાબત છે.

કાર્ય પાર પાડવાની યોજનાઓ કાર્યને પુર્ણ કરવાની શક્તિના પ્રમાણમાંજ રચાવી જોઇએ. ડેમોસ્થનિસ બોબડો હતો અને ત્હેમાંથી જગતમાં શ્રેષ્ઠ વક્તા ગણાયો; પરન્તુ બીજા ઘણાય બોબડાઓ ચાલતી વાતચિતમાં પણ ભાગ લઇ શકતા નથી તો પછી તેઓ વાર્તાલાપનો આરંભ તો કરીજ શી રીતે શકે?

કોઇ વાર એક હાથવાળો માણુસ પણ સારો નાવિક બની શકે છે; પરંતુ ઘણુાખરા એક હાથવાળા તો કિનારા આગળ પણ હોડીને સીધી રાખી શકતા નથી. જે ક્ષેત્ર માટે સ્વાભાવિક અથવા આકસ્મિક કારણુથી ત્હમે નાલાયક થયા હો તે ક્ષેત્રમાં ફત્તેહને માટે ફાંફાં ન મારવાં; એજ સારો નિયમ છે.

દુનિયામાં હમેશાં અસામાન્ય બુદ્ધિ–શક્તિવાળા માણુસો તો રહેવાનાજ. ભવિષ્યને વશ કરી શકનારા અશક્યતાના કાદવમાં ખુંચી રહેતા નથી.

પોતાની અંદર બીજરૂપે રહેલી મહત્તાને બહાર લાવવાને દરેક મનુષ્ય શક્તિમાન છે; પરન્તુ તે પોતાની પ્રકૃતિ કરતાં બહુ આગળ વધી શકતો નથી.

અકસ્માતથી એવી પરિસ્થિતિઓ ઉભી થાય છે ખરી કે જેને લીધે માણુસ પોતાની યોગ્યતા કરતાં વધુ ઉચ્ચ સ્થળ પ્રાપ્ત કરી શકે; પણુ આખરે તો તેનામાં જે કાંઇ સદ્‌ગુણુ હશે તેને આધારેજ પરિણામ નક્કી થશે. કર્મનો કાયદો એવો અચલ છે કે યોગ્યતાવાળાએ પોતાને માટે કુદરતે નક્કી કરેલા સ્થળે જવુંજ જોઇએ. બીજાઓએ તો એવા “યોગ્યતા સાબીત કરનાર”ની સેવા અને શિક્ષણુ મેળવવું એજ યોગ્યતા મેળવવાનો વધુ સારો માર્ગ છે.

આપ ખુદ પ્રજાસત્તાની સૌથી ખરાબ ક્રૂરતાઓ ત્હેના મૂર્ખ વક્તાઓની વાક્‌પટુતાથી પ્રસરતા અસંતોષમાંથી ઉદ્‌ભવે છે; સરખાપણાપર રચાયેલા સુધારાનું અતિશય દુઃખકારક દૃશ્ય સરખાપણાનો ખોટો અર્થ જ છે. ત્હેનો એવો અર્થ થતો નથી કે કોઇ પણ સામાજિક ક્રમ કુદરતના ક્રમને ઉલટાવી શકે; પ્રજાસત્તા ફક્ત નહિ પ્રાપ્ત કરેલા હક્કની ભીંતોનો નાશ કરે છે; તે વારસાથી ઉતરી આવેલી શાખના ટેકાને પાડી નાખે છે. પ્રજાસત્તાથી દરેક માણુસ પોતાની

યોગ્યતા મુજબનું સ્થાન પ્રાપ્ત કરી શકે છે, તથા પ્રાપ્ત કરેલું જાળવી શકે છે અને જો પોતાની યોગ્યતા કરતાં વધારે મળી ગયું હોય તો ત્હેને ગુમાવે છે.

એવી એક પણ પ્રજાસત્તા કલ્પી શકાતી નથી કે જે વિશ્વના મૂળ સિદ્ધાન્તોને તોડી શકે. એમાં સૌથી પહેલો સિદ્ધાંત સ્પર્ધાનો છે. જ્યારથી મનુષ્યે જંગલીપણામાંથી બહાર ડોકીયું કરીને પોતાની શક્તિની કસોટી કરવાનો આરંભ કર્યો અને પોતાની શક્તિને પોતાના પાડોશીની શક્તિ સાથે સરખાવી, ત્યારથી જ એ સિદ્ધાંત પોતાનું કાર્ય કરી રહ્યો છે.

દુનિયામાં જ્યારે મહાન્ કર્તવ્યો અને ન્હાનાં કાર્યો છે, તથા માર્ગદર્શકો અને તેની પાછળ ચાલનાર મનુષ્યો છે; તો પછી તે કાર્યોને પૂર્ણ કરનાર મ્હોટા અને ન્હાના—સર્વ પ્રકારના મનુષ્યો પણ હોવા જ જોઇએ.

લશ્કરની અંદર ઉપરી, સલાહ આપનારા અને તેમને આધીન વર્તનારા માણુસો હોવા જ જોઇએ. દરેક યંત્રને બળ આપનારાં અને તે બળથી ચાલનારાં ચક્ર હોય છેજ. દરેક ઘડીઆળને ત્હેની મુખ્ય કમાન હોવી જોઇએ તેમ દરેક રાજ્યમાં એક સર્વોપરિ સત્તાધીશ હોવો જ જોઇએ. સરખા હક્કનો સિદ્ધાન્ત એટલુંજ કરી શકે કે શ્રેષ્ઠ માણુસને ત્હેનું યોગ્ય સ્થાન લેવા દે. યુનિવર્સિટિઓ આ સિદ્ધાન્તને બદલી શકશે નહિ; તેઓ ફક્ત શિખરે ઉભા રહી શકે તેવાઓની સંખ્યા અને ત્હેમના કાર્યક્ષેત્રનો વિસ્તાર વધારી શકે.

વર્ષોની પુસ્તકમાળાના છેલ્લા પુસ્તકનું છેલ્લું પાન લખાશે નહિ ત્યાં સુધી યોગ્યતા એકલી જ પૃથ્વીપર સામ્રાજ્ય ભોગવશે.

# ૨—લોકવાયકાને ગણકારતા નહિ.

શોધાંત ફક્ત ચીડવે છે. વાદળનો ગડગડાટ પણ બીજી ઇજા કરી શકતો નથી. અવાજથી હજુસુધી કોઇવાર ખાડો પડયો નથી. લોકવાયકા એ માત્ર અદેખાઇ અને દ્વેષનો આવિર્ભાવ છે, અને જેઓ વારંવાર બરબડાટ કરીને તેને સળગાવ્યા કરે ત્હેને માટેજ તે ભયંકર નીવડે છે.

ભસ્યા કુત્તા કાટે નહિ. કીકીઆરી કરતાં પક્ષીઓ અજગરને ઇજા કરી શકતાં નથી. સતી શ્રાપ દે નહિ ને શંખણીનો લાગે નહિ. ગીધ અને કાગડો અતિશય બીકણ હોય છે. ગરૂડ અવાજ કર્યા સિવાયજ શિકારને પકડે છે.

ધમકી ડગમગાવી શકતી નથી. અફવાઓ ઉરાડનારની ક્રૂરતા ત્હેના શબ્દોમાં જ રહેલી છે; નહિ કે ત્હેના ડંખમાં. અદેખાઇ અને દ્વેષ દાંત વગરના કુતરા જેવા છે કે જે પહેલેજ સપાટે નાસી જાય છે.

ખરેખરા શ્રેષ્ઠ માણસો જ તમારાપર કાબુ મેળવી શકે અથવા ત્હમને નુકશાન કરી શકે; પરન્તુ તેવા મનુષ્યો નીચ માર્ગ કદી ગ્રહણ કરતા નથી.

ત્હમારી વિરૂદ્ધ જેટલી અસત્ય વાતો ફેલાવવામાં આવે તે ત્હમારા લાભમાં છે; કેમકે તેથી તમે ઇચ્છો તો ત્હમને સત્ય સાબીત કરવાની, ત્હમે હો ત્હેવા દર્શાવવાની અને ત્હમે કરેલું હોય તે બતાવવાની તક મળે છે. સમાજની વરિષ્ટ કોર્ટમાં ફક્ત સત્ય વસ્તુની જ ગણત્રી થાય છે અને ત્હેનું જ વજન પડે છે.

જો ત્હમારામાં સત્ય અને ઇચ્છા હશે તો ત્હમને વારંવાર ત્હમારૂં ખરૂં સ્વરુપ દર્શાવવાના પ્રસંગ મળશે, અને ક્યાં તથા ક્યારે ત્હમારી ભૂલ થાય છે તે પણ ત્હમે જાણી શકશો. એકલું માત્ર ત્હમારૂં અંતઃકરણજ ત્હમારા કાર્યની સત્ય કિંમત આંકી શકે છે. એ બાબતમાં

ત્હમારા કરતાં મ્હડીમાતાપણાની આશા બીજાઓ તરફથી ત્હમે રાખી શકો નહિ.

ત્હમે પૂર્ણ ડાહ્યા હોઇ શકો નહિ અને જેટલા પ્રમાણમાં ડાહ્યા હો તેટલા પ્રમાણમાં બધા માણસો ત્હમને તેવા જાણી શકે નહિ. આ દુનિયામાં એટલા બધા નિર્બળ, દોઢડાહ્યા, વાંદરા જેવા, મગજ ચસ્કેલા, નકામાં માથાં મારનારા, મિજાજી, દ્વેષી અને ઢોંગી વસે છે કે કોઇ પણ કાર્ય સર્વ કોઇને સંગીન અને સારૂં લાગી શકેજ નહિ.

ઓછામાં ઓછા એક પણ સુજેલા પગપર પગ મૂક્યા સિવાય ત્હમે આગળ વધી શકો નહિં. ત્હમારૂં એક પણ કાર્ય એવું નજ હોઇ શકે કે જે અન્યની મહત્વાકાંક્ષાની આડે ન આવે.

જો ત્હમે એટલા બધા પોચા અને લાગણીવાળા હો કે જેથી માણસોની શંકાથી ત્હમે અટકી પડો અને ત્હેમની મશ્કરીથી રસ્તો બદલો; તો ત્હમારે માટે વધારે સારૂં એજ છે કે ત્હમે ત્હમારી મહત્વાકાંક્ષાને ત્યજી દો, કાર્યક્ષેત્રમાંથી વાનપ્રસ્થ થાઓ, અને ત્હમારૂં મમત્વ જીતવાને ત્હમે અશક્ત છો એમ આરંભમાંજ કબૂલ કરો.

**કોઇ માણસે માણસોની ટીકાને પાત્ર થયા સિવાય કંઇ પણ અસાધારણ કાર્યને માટે જીવન ગાળ્યું નથી. તે ( ટીકા ) તો વ્યક્તિગત પ્રગતિની અનિવાર્ય સહચરી છે.**

" સત્ય " અને શ્રેષ્ઠતા તેને નહિ પ્રાપ્ત કરી શકનારની નજરમાં ધિક્કાર પાત્ર છે. થોડાક જ ફક્ત એ રસ્તે આગળ વધવાના પયત્ન કરી શકે છે; પરન્તુ જેઓ તેમ કરવાને શક્તિમાન નથી તેઓ તેમ કરનારને ખરી પૂજા કદી પણ કરી શકતા નથી.

જેઓમાં શક્તિ નથી તેઓ ત્હેમના કરતાં વધારે શક્તિવાળાની મહત્તાનો સ્વીકાર કરતા નથી. મૂર્ખને તેની ખાત્રીજ થતી નથી, અને જે શક્તિઓની ત્હેને સમજણ પડતી નથી તે શક્તિઓને તે

મેળવી શકતો પણ નથી.

જો ત્હમે પ્રગતિ કરવાનોજ નિશ્ચય કર્યો હોય, તો ત્હમારે પ્રથમ 'અગત્ય અને બીન અગત્યને પારખતાં શીખવું જોઇએ' અને હલકા લોકોના અભિપ્રાયની ચિન્તા રાખી ત્હમારી કિંમતી શક્તિ ગુમાવી દેવી જોઇએ નહિ. ત્હમારે ત્હમારી શક્તિનો અને વિચારનો ઉપયોગ અગત્યની અને મહત્વની બાબતો પાછળજ કરવો જોઇએ.

જુલીઅસ સીઝર, ઓલિવર ક્રૉમવેલ, નેપોલિયન બોનાપાર્ટ, અબ્રાહમ લિંકન અને યુલિસિઝ ગ્રાન્ટ જેવાઓ પણ ત્હેમના શંકાશીલ સમકાલીનોના વિરોધ વચ્ચેજ પોતાના કાર્યમાં આગળ વધી શક્યા હતા. **અગ્રસ્થાન લેનારે મૂર્ખાઓની ટીકા સહન કરવી જ જોઇએ.**

## ૩—ત્હમારે એકલાએ જ ફત્તેહ મેળવવી જોઇએ.

ત્હમે કહો છો કે ત્હમને ફત્તેહ મળવી જોઇએ, તો તે સાબીત કરો. અમે ત્હમારો પુરાવો સાંભળવા પંચની જગાએ બેઠા છીએ, માનવાને તૈયાર છીએ, ત્હમને યોગ્ય તક અને સ્થાન આપવાને તૈયાર છીએ; પરન્તુ ત્હમને મદદ કરવાને અથવા અડચણ નાખવાને આતુર નથી.

ત્હમારી હકીકત રજુ કરો—પરિણામ બતાવો, પણ માત્ર શબ્દો પર જ ત્હમારો કેસ ટકશે નહિ.

ત્હમારો અંગત અભિપ્રાય તદ્દન નકામો છે; તે એક પક્ષી જ હોવાનો ત્હમે ગમે તેમ કરો; પરન્તુ સ્વાર્થનાં ચશ્માએજ ત્હમારા પોતાના તરફ ત્હમે જોવાના—ત્હમારી અગત્યની અતિશયોક્તિ ત્હમે કરવાના જ.

અમે ત્હમારી તુલના માટે ત્હમારાં પોતાનાં બનાવેલાં ત્રાજવાંનું

માપ માનવાને ના પાડીએ છીએ; તે સત્ય હોઇ શકે નહિ. ગુમાન અને અહંતા ત્હેને ત્હમારી બાજુ નમાવી દેશેજ. માત્ર કાર્ય કરવાની ઇચ્છાને જ ત્હમે ત્હમારી શક્તિ માનો છો એટલે માત્ર એકજ બાજુના વલણથી ત્હમારો ચૂકાદો બદલાશે.

અમે મનુષ્યના ધિક્કારનારા છીએ? શા માટે નહિ? સુધારાના આરંભથી અમે માણસોને પોતાની વધારા પડતી મહત્તા દર્શાવતા જોયા છે, જગતની સ્મૃતિ પર એવા અનેક ડાઘા પડેલા છે, અને તે દરેક ડાઘ કાર્યનો ડોળ કરવાનો કે કર્તવ્યમાંથી ચલિત થવાનો અનુભવ દર્શાવે છે. નિર્બળ મનુષ્યો કે જેમણે પોતાની યોગ્યતા અને શક્તિ કરતાં વધુ ભારે કાર્ય આરંભ્યાં હતાં એવાના અનુભવના એ ડાઘા છે.

ઘણાખરા મનુષ્યોએ તો અનુયાયી યા નોકર બનવુંજ જોઇએ. નેતા થવાને તો થોડાકોજ લાયક છે. જો આપણે નિષ્પક્ષપાતી અને ન્યાયી બનીએ નહિ તો છેક અંધાધુંની થઇ જશે. માણસે સમાજમાં અન્યના પ્રમાણમાં પોતાનું સ્થળ શોધી લેવું જોઇએ. પ્રગતિ એ એક પ્રકારનું નિંદામણ છે.

ત્હમારૂં પોતાનું ચોક્કસ માપ જાણવાનો એક રસ્તો એ છે કે ત્હમારે સુંપડામાં કૂદકો મારવો જોઇએ—તે ત્હમને દગો દેશે નહિ. જો ત્હમે મહાન્ હશો તો ત્હમે કચરામાં તણાઇ જશો નહિ, અને જો ત્હમે નિર્માલ્ય હશો તો ત્હમને બગદામાં ફેંકી દેવાજ જોઇએ.

પ્રજાસત્તાએ જીવનને ખુલ્લા ક્ષેત્રમાં ખુલ્લી સ્પર્ધાની રમત બનાવી છે. જેમના પર કાબુ રાખવો જોઇએ. નોકરોમાંથી શેઠને અને અનુયાયીઓમાંથી નાયકને જુદા દર્શાવી આપનારી ભીંત ઓળંગી જવાને જેઓ શક્તિવાળા નથી ત્હેમને માટેજ કંઇક હદ અને વાડ છે; અન્યને માટે નથી.

જગતને શક્તિવાળા પુત્રોની જરૂર છે—અને ત્હેમને શોધી કાઢવાનો આ એક જ રસ્તો છે કે ત્હેમને અન્યની સાથે એક હારમાં ઉભા રાખી પોતાની યોગ્યતા બતાવવા દેવી. બીજી એક પણ કસોટી સાચી અથવા સારી નહિ કહેવાય.

નેતાઓ જડતા નથી; ત્હેમને પોતાની શકિત સાબીત કરી આપવી પડે છે. શકિત આપી અપાતી નથી–તે કંઇ દાનની વસ્તુ નથી–પણ ઇશ્વિરી બક્ષિસ છે.

સમાજ બધાને તક આપી શકે. સમાજ વધારેમાં વધારે એટલું જ કરી શકે–તે કંઇ સર્વ માણસને સરખા બનાવી શકે નહિ.

જો ત્હમારામાં ધૈર્ય, નિશ્ચય અને માનસિક બળની ખામી હોય; જો ત્હમે નિશ્ચયમાંથી ડગી જાઓ એવા હો: કાર્ય પૂર્ણ કરવાની આન્તર પ્રેરણા જો ત્હમારી રગેરગમાં વ્યાપી જઇને લોહીમાં પોષાઇ ન રહી હોય; તો આલોક અને પરલોકના સર્વ નિયમો ત્હમને અદ્ધર લટકાવી રાખવા સિવાય વધુ કંઇ કરી શકે નહિ.

અમે ત્હમને મદદ આપવાની ના પાડીએ છીએ, ત્હેનું કારણ એટલું જ છે કે એકને મદદ આપી અન્યને પોતાનું શોધી લેવાનું કહેવાથી ત્હેની શકિતને અન્તરાય નડે અને પોતાને યોગ્ય મળી શકે નહિ.

ત્હમારાં માતપિતા કોણ હતાં ત્હેની અમે દરકાર કરતા નથી; ત્હમે કોણ છો અને કેવા છો ત્હમે શું કરી શકો અને કેવી પ્રમાણિકતાથી તે કરી શકો તે જ અમે જાણવા માગીએ છીએ.

જો ત્હમે કળવાળા, ખંતીલા અને અંતિમને મેળવવા માટે છેવટ સુધી વળગી રહેનારા હો તો ત્હમને ગમે તે વસ્તુ મળી શકશે. હા, તે ત્હમારે એકલાએજ મેળવવી જોઇએ.

ત્હમારે ત્હમારી જગાને માટે લઢવું જોઇએ, પણ પ્રમાણિક-

પણે અને નિયમને અનુસરીનેજ લઢવુ જોઇએ. જો ત્હમે તેમ નહિ કરશો તો અમે ત્હમને છોડી દઇશું.

## ૪–ખરા લડવૈયાની ખુબીઓ.

તેઓ સમાધાન માગતા નથી પણ ઉન્નતિ માગે છે, તેઓ યુદ્ધ માગે છે અને નહિ કે કીર્તિ. તેઓ લઢે છે, મહેનત કરે છે, સ્હામે થાય છે, વળગી રહે છે, અને જ્યાં સુધી બદલો વળે ત્યાં સુધી ત્હેમાં મંડયા રહે છે; પરન્તુ તેઓ નક્કી કરેલા નિયમ પ્રમાણે જ રમે છે. **शठं प्रति शाठ्यं कुर्यात्** એ નિયમને તેઓ માનતા નથી.

તેઓ અનીતિથી મળતી જીતની ના પાડે છે. તેઓ અન્યાયી વિજય કરતાં ન્યાયી પરાજયને વધારે પસંદ કરે છે.

અડચણો ત્હેમના રસ્તામાં ધારેલાં પ્યારાં છે. તેઓ વિરોધના વિકટ પ્રસંગોની પ્રથમથી જ ગણત્રી કરે છે.

તેઓ કંઇ મતા સાથે લઇ જતા નથી અથવા પહેરતા પણ નથી. તેઓ હથીઆરથી લઢે છે અને નહિ કે સોનાથી અને તેથી તેઓ લાંચ આપતા નથી તેમ સ્વીકારતા પણ નથી. તેઓ પ્રપંચ કરતા નથી. પ્રમાણિકપણેજ હારવાનું અથવા જીતવાનુ તેઓ પસંદ કરે છે.

ત્હેમની ઇચ્છા–મનુષ્યના આત્મામાંથી વહેતું પ્રચંડ બળ અતિશય અનિવાર્ય અને દયાહીન હોય છે. તેઓ રક્ષણ ઇચ્છતા પણ નથી અને આપતા પણ નથી. તેઓ પોતાની સર્વ શક્તિ વાપરે છે; પરંતુ તેજ પ્રમાણે જ્યારે જીતનારનો પગ તેમની છાતીપર આવી પડે છે ત્યારે તેઓ મંદ પણ પડતા નથી.

તેઓ સખ્ત પરિસ્થિતિઓથી સંતુષ્ટ હોય છે અને જેઓ તેમની સાથે સ્પર્ધામાં ઉતરે છે તેમનામાં તેટલા જ ધૈર્યની આશા રાખે છે.

તેઓ નિર્બળની માગણીથી પલળતા નથી તેમ છેવટના નિર્ણયમાં તેમના ન્યાયી હક્કથી વધારે માગતા નથી.

તેઓ પોતાનાં હથીઆર અથવા પોતાની પ્રમાણિકતા પર કાટના ડાઘ નહિ લાગવા દેનારા સખ્ત માણસ હોય છે. —

તેઓ રસ્તાના બનાવનાર અને દરિયાના ખેડનાર હોય છે અને તેઓ તેમની પોતાની તૈયાર કરેલી યોજનાઓને જ અનુસરે છે તેઓ જંગલની અંદર મોટાં મકાન બાંધે છે કે જે ભવિષ્યમાં થનાર સામ્રાજ્યની સરહદના કિલ્લારૂપ અથવા પાણીના પુસ્તારૂપ અને પ્રગતિને વધારનાર અને રક્ષનાર હોય છે.

તેઓજ કિંમતી ખજાનો અને તેને માટેનાં સાધનો શોધી શકે છે અને ત્હેમણેજ તે શોધ્યાં છે.

તેઓ યુદ્ધના ભાગ લેનારા હોય છે. સાર્વદેશિક સ્પાર્ટન હોય છે—અને સમાજના શુદ્ધ વિર્યરૂપ હોય છે. અંતરાત્માથી તેઓ એટલા બધા બીએ છે કે ત્હેમને માણસનો અથવા ધમકીનો ડર નથી.

તેઓજ થર્મોપીલીની ખીણમાં ઉભા રહ્યા હતા. તેમણેજ લાખો ભાલા સ્હામે ત્રણસો ભાલાઓને વધારે ભયંકર બનાવ્યા હતા. તેમણેજ લોભી ઑસ્ટ્રીઅન ટોળાંઓ સામે આલ્પ્સના રસ્તાનું રક્ષણ કર્યું હતું. તેઓએજ ખરી કસોટીના સમયે ગણિતશાસ્ત્રને ભૂલી જઇને ૬૦૦ શેફીલ્ડની કટારોને જાદુઇ તલવારમાં ફેરવી નાખી હતી. તેમણે સેલેમિસના અખાત આગળ નાની હોડીઓ હંકારી. તેમણે જ ડ્રેકનાં વહાણોને સપાટો લગાવ્યો અને પેરિની તોપોને ભરી તૈયાર કરી. તેઓજ ઉત્તર મહાસાગરના બરફની પેલી પાર ચાલ્યા ગયા હતા, અને ત્હેમણેજ મધ્ય આફ્રિકાનાં જંગલોમાંથી પોતાનો રસ્તો કાઢયો હતો.

ત્હેમણે અનિશ્ચિતતાને તાબે થવા કરતાં પોતાની જીંદગીને હોમી દીધી. ત્હેમનામાંથી ઘણાં જ થોડાં નામ જાણવામાં છે, અને ત્હેમની

થોડી જ કબરો પર ચિહ્ન રહ્યાં છે; પરંતુ ત્હેમના ધૈર્યની કીર્તિ અવિનાશી છે. સર્વ ભવિષ્ય કાળને માટે વારસારૂપ છે—તે લોહી ગરમ થવાની ચિણગારીરૂપ અને ભવિષ્યના જમાનાને પ્રોત્સાહનરૂપ છે.

તેઓ કોઇક અમુક જાતિના અથવા અમુક સંપ્રદાયના મનુષ્યો નથી. તેઓ ઉમરાવોમાં તેમજ ખેડુતનાં ઘરોમાં પણ જન્મ લે છે. ત્હેમનું મહત્વ જન્મને લીધે અથવા ત્હેમના ધન કે શરીરને લીધે નથી; પરંતુ મહત્વકાંક્ષાને લીધે છે. ફરજ એ ત્હેમનું ધર્મ કાર્ય છે અને ત્હેની પૂર્ણતા એ ત્હેમની અંતિમ આશા છે.

વધારે કોમળ પસંદગી કરવાની સલાહ આપનારને તેઓ માનતા નથી અને જ્યાં સુધી કસોટીમાંથી પાર ઉતરે નહિ ત્યાં સુધી તેઓ વિશ્રાંતિ લેતા નથી.

તેઓ યુગો સુધી લડે છે પણ તે પૈસાને માટે નહિ.



# મુફત સલાહ.

શું આગળના જમાનામાં જ્યારે વિલાયતી દવાઓ નહોતી મળતી ત્યારે દેશી ઔષધથી માણસો સાજા નહોતા થતા ?

ચાલુ જમાનાના ઝેરી તાવ જેવા કે **ઇન્ફ્લુએન્ઝા, ન્યુમોનીયા** જેવા કાતિલ શત્રુના સપાટે ચડેલાઓને અમુલ્ય મફત સલાહઃ-

જો તમારે ઉપર જણાવેલા ભયંકર તાવથી બચવું હોય તેમજ છાતીનો મુંઝારો તથા શ્વાસના રોગને લાત મારી હાંકી કાઢવો હોય તો નીચે દર્શાવેલી વસ્તુઓ ગાંધીની દુકાનેથી લાવી અજમાયશ કરી ખાત્રી કરો.

આ દવાના અખતરા મુંબઇ તથા સુરતમાં ફતેહમંદ નીવડયા છે, અને તેનાથી અમુલ્ય જાનોની ખુવારી થતી બચી છે; તેમજ દવા દેશી હોવાથી ગેરફાયદો થતો નથી. ફક્ત ત્રણ દિવસ પીવાથી આરામ થાય છે, તેમજ જુજ પૈસામાં આ દવા મેળવી શકાય છે.

**અરડુસો** તોલા ૩, **ગળો** તોલો ૧, **પીપરીમુળ** તોલો ૧, **કોલમ** તોલો ૧, **પીતપાપડો** તોલો ૧, **કરીયાતું** તોલો ૧, **સુગંધીવાળો** તોલો ૧, **સુંઠ** તોલો ૧.

આ આઠ ચીજો લાવી તેને અધખોખરી ખાંડીને તેના ત્રણ ભાગ કરવા. ત્રીજા ભાગને એક શેર પાણીમાં ઉકાળી અરધો શેર પાણી રહે તે શીશામાં ભરી લઇ દરદીને દિવસમાં ત્રણ વખત પાવું.

**ચેતવણી**-(૧) દરદી ખાવાનું માગે ત્યારે મમરાની કાંજી સિવાય કંઇ પણ ખાવા દેવું નહીં. (૨) દરદીનું બીછાનું સરદીવાળી જગ્યાથી દૂર રાખવું. (૩) માથા ઉપર ગુલાબજળનાં પોતાં મુકવાં.

**લી. શુભેચ્છક એચ. આર. ઠક્કર-ભાવનગર.**

